# ॐ श्री ज्ञानसूर्योदय.

पूर्वार्द्ध उत्तरार्द्ध मध्य संधि प्रकाश.

ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥ ॐ ॥

( સૂત્રગીતિ )

જ્ઞાન-સૂર્ય મહાજ્યોતિ, દિસે ન તેમાં બંધ મોક્ષ ભ્રાન્તી;
હરિગુરૂ તે, આ, હું, તું, વાણી રહ્યું મન સમે થશે શાન્તી-૧.
હૃદય કમલમાં રંગે, અભેદ ભાવે સ્થિતી કરી રહેતાં;
માણિક્ય સુખરૂપ બનશો, કરી જુવો તે, મ્હને ન આવડે કહેતાં-૨.

# ॐ श्री ज्ञानसूर्योदय.

## (પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધની મધ્ય સંધિરૂપ દિવ્ય પ્રકાશ)

યોજનાર:—

**ભક્તરાજ માણિક્યલાલ જમનાદાસ મ્હલારજી**
**(સુરત)**

પ્રકાશક:—

**સર્વ શક્તિમાન સર્વાન્તર્યામિ સદ્ગુરૂ પરમાત્મ કૃપા પાત્ર પ્રેમયુક્ત શ્રદ્ધાસંપન્ન દૈવી વ્યક્તિ મંડળ.**
તરફથી ભ. માણેકલાલ જમનાદાસ મ્હલારજી (સુરત).

**શા૦ ચુનીલાલ અમીચંદે પોતાના ધી સુરત "જૈન"**
એન્જીન પ્રી૦ પ્રેસમાં છાપ્યું ખપાટીઆ ચકલા-સુરત.

સંવત ૧૯૭૮. ] પ્રથમાવૃત્તિ [ સને ૧૯૨૨.



॥

સ્થૂળ સૂક્ષ્મ અને બીજભુત મિથ્યા અહંમમત્વના ત્યાગ પર્વક નિર્મળ પ્રેમ શ્રધ્ધા સંપન્ન ઉત્તમાધિકારી જન માટેજ; આ ગ્રંથરૂપ દિવ્ય રહસ્ય રસથી પૂર્ણ પાત્ર છે; તેથી એનું તો મૂલ્ય હોઈ શકેજ નહીં તસ્માત્ જેઓ એવા ઉત્તમ અધિકારી પૂજ્ય પુરૂષવરે. છે તમણે તો આ ગ્રંથદ્વારા અનંતનું કલ્યાણ કરવા પ્રયત્ન કરી તત્સત્ ગુરૂ પરમાત્મ સ્વરૂપમા ત્વરાથી અભેદત્વે સમત્વ પ્રાપ્ત કરવાનું છે; અને તેઓ નથી તે સર્વ જિજ્ઞાસુ મહાશયોએ પ્રાણી પદાર્થમાં દૃઢ આસક્તિયુકત મોહથી મુકત થઈ તેવા ઉત્તમાધિકારી થવા, સવિનય સપ્રેમ આ ગ્રંથને વાંચી વંચાવી, યથાયોગ્ય સમજી હૃદયમાં ઠસાવી પચાવી, સદ્ગુરૂ પરમાત્મ સ્વરૂપે અભેદભાવે અચલ સ્થિતિ કરી રહેવું, અથવા સર્વાન્તર્યામિ શ્રી હરિગુરૂ પરમાત્મ ચરણ કમલમાં અહંમમત્વરૂપ શ્રીફળ અર્પણ કરી શરણ થઇ રહેવું. એજ આ પ્રાસાદિક દિવ્ય ગ્રંથનું વાસ્તવિક-ખરૂં મૂલ્ય આપવાનું છે.

કાગળ, છપામણી, બંધામણી, વગેરે સ્થુળ પદાર્થાદિનું તો ઇષ્ટશ્રીવરની પ્રેરણાનુસાર (એવા પરોપકારાદિ ધર્મકાર્યમજ ઉપયોગ થવા સારૂ સત્સુખાદિ ધર્માર્થ ખાતે જમે કરવા માટે) ફક્ત રૂ૦ ૨-૧૦-૦ મૂલ્ય રાખ્યું છે.



# (ગ્રંથાર્પણ ભાવના સહિત) પ્રસ્તાવના અને વિજ્ઞાપના અથવા નિવેદન.



જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધમાં લેખક ( ભક્તરાજ મા. જ. ) તરફથી જે પ્રસ્તાવના લખાયલી છે તેમાં ગ્રંથના ચાર અનુબંધ વગેરે વિશે સવિસ્તર આવી ગયલું હોવાથી પુનઃ તે વિશે અત્રે કંઈ કહેવું સપ્રયોજન ગણ્યું નથી.

ઉત્તરાર્દ્ધમાં જ્ઞાનયોગ તથા બાકી રહેલી સર્વોત્તમ સુમનસની ચિત્તાકર્ષક સુગંધ પ્રસારી અપૂર્વ શાંતિનું ભાન કરાવનારી મહા મણિમાલા વગેરે જે અતીવ મનોહર દ્રવ્ય સંચય છે તે હસ્તામલકવત્ પ્રત્યક્ષજ હોવાથી વાંચક વૃંદ સમીપ અત્રે તે વિશે કંઇ વધુ કહેવા જેવું પણ સબળ કારણ નથી. તે તો ઉત્તરાદ્ધ પ્રસિદ્ધ થયેથી અપરોક્ષ થવા સંભવ છેજ.

મધ્યમાં સંધિરૂપ આ વિભાગ જે પ્રકાશ પાડે છે તે, દૈવી ચમત્કૃતિ રહસ્ય પૂર્ણ શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્ર ઉપર પૂજ્યપાદ શ્રીમત્સુરેશ્વરાચાર્યજીનાં વાર્તિક વગેરેમાંથી સંશોધન પૂર્વક સત્વ–સારરૂપ નવનીત માત્ર કાઢી લઈ આ વિશ્વમાં વસતા વિવેક વૈરાગ્યાદિ દૈવી સંપત્તિરૂપ સાધન સંપન્ન સુજ્ઞ અધિકારી વર્ગ માટે, જગદ્‌ગુરૂ સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રીત્યર્થે, આ વ્યાખ્યાન ગ્રંથ રૂપ પાત્રમાં ભરી, તે સદ્‌ગુરૂશ્રી મહેશ્વર શંકર ભગવાનને સર્વોપચાર યુક્ત સવિનય સપ્રેમ પૂજા રૂપ અનંતાવધિ સાષ્ટાંગ નમસ્કાર પૂર્વક, અર્પણ કરાય છે. તેણે કરીને તે શ્રી સદ્‌ગુરૂ પરમાત્મા પ્રસન્ન થાવ. **तथाऽस्तु ॐ तत्सत ब्रह्मार्पणमस्तु**

આ સ્તોત્ર ઉપર અનેક મહાત્મા દ્વારા પ્રવચન થયલાં તેમાં બ્રો. બ્ર. શ્રીમત્ સ્વામિ મુકુંદાશ્રમજીએ વાર્તિક ઉપરથી તે દશ શ્લોક વિશે પ્રારંભ કરેલું પ્રવચન અઢી મહીને પુરૂં કરેલું તે, તથા સદ્‌ગુરૂ દત્તાત્રય અવધુત સ્વામિ સમર્થ (અક્કલકોટ), શ્રીમહેશ્વરસ્વરૂપ જ્ઞાનગુરૂયોગી સભાપતિ સ્વામિ (નીલગિરિ ગુહા–મહામુનિ અગસ્ત્યાશ્રમ), યોગીશ્વર મહાત્મા શ્રીમત્ અદ્વૈતાનંદ સરસ્વતિ સ્વામિ, શ્રી દત્ત સ્વરૂપ શ્રીમત્ વાસુદેવાનંદ સરસ્વતિ સ્વામિ (નર્મદા તટે ગરૂડેશ્વર), મહાત્માશ્રી વિષ્ણુ બાવા બ્રહ્મચારીજી, બ્રો. બ્ર.

પરોપકારમૂર્તિ શ્રીમત્ સ્વામિશ્રી ચિદ્ઘનાનંદગિરિ (ભાવનગર), સ્વામિ ભુમાનંદજી, સમર્થ શ્રો. બ્ર. મહાત્મા સ્વામિ શ્રી ટોકરાનંદજી (કરન્યાળી ક્ષેત્ર–નર્મદા તટે), શ્રો. બ્ર. સ્વામિ દક્ષિણામૂર્તિ, વિષ્ણુમૂર્તિ આચાર્યરત્ન શ્ર. બ્રા. શ્રીમન્નૃસિંહાચાર્યજી, શ્રો. બ્ર. મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા, શ્રીમત્ દત્તાત્રય બુવા, શ્રીમત્ વાસુદેવાનંદ સ્વામિ, સ્વા. બ્રહ્માનંદ (યોગીરાજ), સ્વામિ સુખાનંદજી, સમર્થ વિદ્વાન શ્રો. બ્ર. મહાત્મા સ્વામિ કૃષ્ણાનંદજી (કાશી), બ્ર. બ્ર. શ્રી મન્મોહન સ્વરૂપજી, શ્રો. બ્ર. શ્રીયુત્ હરિકૃષ્ણભાઈ, સાધુ શ્રેષ્ઠ શ્રો. બ્ર વ્યાખ્યાન વાચસ્પતિ શ્રીમદાત્મસ્વરૂપજી (મંડળેશ્વર), શ્રો બ્ર. સ્વા. પરમાત્માનંદજી (મંડળેશ્વર), સાધુ મહાત્મા શ્રીમત્ ગોવિંદરામજી તથા મોતીરામજી (સુરત), ઋષિકેશના શ્રો. બ્ર, બ્રહ્મચારી મહાત્મા સ્વરૂપાનંદજી, શ્રો. બ્ર. સ્વામિ અદ્વૈતાનંદજી (ભરૂચ–નર્મદા તટે), શ્રી મદ્ભગવદ્ગીતાનાં પ્રવચનદ્વારા અનેક જનોનાં હૃદયગત અજ્ઞાનાંધકારનો નાશ કરી દૈવી જ્ઞાનનો પ્રકાશ પાડવાને કટિબદ્ધ રહી પ્રવૃત્તિરૂપ શ્રમ સેવનાર પૂજ્ય શ્રો. બ્ર. શ્રીમત્ નરહરિ શાસ્ત્રી મહારાજ (મુંબાઇ), શ્રો. બ્ર. શાંત સ્વામિ રામગિરિ મહાત્મા (ભાવનગર), બ્ર. બ્ર. પૂર્ણાનંદ સ્વરૂપ (સમયસૂચક અને અને અસરકારક વકતા), સાધુ મહાત્માશ્રી રામરત્નજી, રામદાસજી, બલદેવદાસજી, તથા જગજીવનદાસજી, સ્વામિ અચ્યુતાનંદગિરિ, સ્વા. નિર્ભયાનંદજી, સ્વા. નારાયણ મુનિજી, સ્વા. જીવન્મુકત (ઉરણ), શ્રો. બ્ર. શ્રીમત્ આલારામ સાગર, સ્વા. જગદીશ્વરાનંદજી, વૈશ્વાનરાવતાર વલ્લભકુલભૂષણ શ્રીમત્ દેવકીનંદનાચાર્યજી, અવધુત શ્રો. બ્ર. ત્યાગી મહાત્મા સ્વામિ શ્રી પ્રકાશાનંદજી, સ્વા. પ્રજ્ઞાનાનંદ સરસ્વતિ શ્રો. બ્ર. (કાશી), સ્વા. કેવલાનંદજી, અવધુત મહાત્મા હંસદેવજી તથા કેશવાનંદજી તથા ભૂમાનંદજી તથા જ્ઞાનીજી, સ્વા. માધવતીર્થ (શંકરાચાર્ય દ્વારકાપીઠ), સ્વામિ શ્રી ઉદ્ધવાનંદગિરિ શ્રો. બ્ર. મહાત્મા (પ્રયાગ), શ્રીમત્ ભારતી સ્વામિ (શંકરાચાર્ય શ્રંગેરિમઠ શિવગંગા શાખા), તથા બીજા યોગી, જ્ઞાની, સાધુ, ભકત, સંતો વગેરે તરફથી અમુક અમુક ન્યૂનાધિક અંશે પ્રશ્નોત્તર રૂપે, વ્યાખ્યાનદ્વારા, પ્રસંગ પરત્વે, એકાંતમાં, પ્રસિદ્ધપણે, અને પ્રકારાન્તરે, જે જે કાંઈ કહેવામાં આવેલું તે સઘળું નોટબુકોમાંથી જ્ઞા. સૂ. ગ્રંથાંતર્ગત પ્રશ્નોત્તર શ્રેષ્ઠ પુષ્પમાલા, મહા મણિમાલા, વગેરેમાં નવનીતભુત સાર માત્ર આકર્ષિ લઇ, નવનીત છે પ્રીય જેને એવા રાધા રમણ શ્રી કૃષ્ણ (નારાયણ–પરમ પુરૂષ પ્રીત્યર્થે, આ (ગ્રંથરૂપ) પાત્રમાં ભરી અર્પણ કરાયું છે તેમાં કારણભૂત ઉપકારક

ઉપદેશામૃત વૃષ્ટિ કર્તા પરમ કૃપાળુ તે ઉપરોક્ત સર્વ મહા પુરૂષોને, સર્વો-પચારયુક્ત પૂજારૂપે, લેખક સવિનય સપ્રેમ સાષ્ટાંગ પ્રણુતિ પરંપરા (દંડવત્ પ્રણામ પંક્તિ) અર્પી કૃતકૃત્ય થાય છે. **તથાસ્તુ.**

આ ગ્રંથનો પૂર્વાર્દ્ધ જેમાં ભક્તિયોગ, ધર્મ પ્રકરણ, સુરમ્ય રત્ન પુષ્પ માલિકા, સત્પુરૂષ અને સત્સંગ, વગેરે વિશે વ્યાખ્યાન સમૂહો છે તે, મુંબાઈમાં છપાય છે. તે ગ્રંથ મ્હોટો હોવાથી તે છપાઈ રહેતાં સુધી લેખકનું શરીર કાયમ રહેશેજ એવી પ્રતીતિનું, તેમજ અન્ય કોઈ પ્રતિ-કુળતા આવવાની નથીજ એવી પ્રતીતિનું કોઈ સબળ સાધન નહીં જણાયાથી આ ગ્રંથ અત્રે સુરતમાં પ્રથમ પ્રસિદ્ધ કરવો પડયો છે. પ્રતીત થતું ભૌતિક શરીર ક્ષણ માત્રમાં કઈ વખતે પંચત્વને પામશે તેનો ભરોસો રાખી નહીંજ શકાય, તેમ વ્યવહારમાં બીજી કંઇ અડચણ આવવાની નથીજ, એમ પણ સુદૃઢપણે સર્વજનત્વથી કહી શકાય તેમ નથી, એ નિર્વિવાદ છે; માટેજ પૂર્વાર્દ્ધ અત્રે હાથપર નહીં હોવાથી પ્રથમ આ ભાગ પ્રસિદ્ધ થયો છે, તો તે પણ એવી ઇશ્વરી નિયતિજ–એવું ભાવિતવ્યજ હશે એમ કહ્યા વગર છુટકો નથી.

અધીરાઇને વશ થઈ ઉતાવળ કરી પ્રસિદ્ધિમાં મુકવા પ્રવૃત્તિ થવામાં બીજો સબળ હેતુ એ છે કે, લેખક પાસે અમુક વિવેકી શ્રદ્ધા સંપન્ન સુજ્ઞ સજ્જનો તરફથી જે રકમ લાંબા વખતથી એ ગ્રંથ પ્રસિદ્ધિ માટે અપાયલી તે ગ્રંથ (ઘણીજ મોંઘવારીને લીધે દ્રવ્ય સંકોચથી) નહીં પ્રસિદ્ધ થયલો હોવાથી, તેમને અમુક અંશે શંકા થવાનો સંભવ પણ અનુમાન કરાય; પછી શંકા ન થાય તો તેમની સજ્જનતાનું ભૂષણ છેજ, પરંતુ અનુમાન તો કરાય. તેથી પૂર્વાર્દ્ધ બહાર પડતાં સુધી નિરાંતે બેસી રહેવું અનુચિત વિચારી, આ રીતે સર્વના ઋણથી મુક્ત થઈ, તેઓની વૃતિમાં સંતોષ થવા સારૂ આ પ્રવૃત્તિ કરેલી અસ્થાને નહિં ગણાય, એમ સુજ્ઞો તો કહેશેજ. અસ્તુ.

આ જ્ઞાન સૂર્યોદય ગ્રંથની પ્રસિદ્ધિ થવા માટે, પ્રેયસ યુક્ત શ્રેયસ પ્રાપ્ત્યર્થે દ્રવ્ય આપનાર વિવેક સંપન્ન દૈવી વ્યક્તિ મંડળસ્થ પુણ્યપુંજ જનોની પુણ્યપ્રદ નામાવલિ દર્શનઃ—

**રૂા. ૨૧–૪–૧ સત્સુખાદિ જે ગ્રંથો લેખક ભક્તરાજ તરફથી યુવાવસ્થાના પ્રારંભ પછીથી હાલ સુધીમાં પ્રસિદ્ધ થઈ ચુક્યા છે તેમાંના ઘણા તો**

-અમૂલ્ય રાખેલા છતાં તે પૈકી કોઈ કોઇ પ્રતની, તથા જેનું મૂલ્ય રાખેલું છે એવા ગ્રંથોમાંથી જે કાંઈ કીંમતરૂપે દ્રવ્ય આવેલું તે સત્સુખાદિ 'ધર્માર્થ ખાતે જુદૂંજ જમા કરેલું, તે ખાતામાં ઉધારીને આ ગ્રંથની પ્રસિદ્ધિ થવાના ખર્ચમાં ( ॐ તત્સત શ્રી ગુરૂ પરમાત્મ કૃપા સંપાદનાર્થે ) આપ્યું તે.

૧૦૦-૦-૦ દૈવી સંપત્તિ વિભૂષિત સુજ્ઞ મહાશય શ્રીયુત્ છોટાલાલ ચંદુલાલ દોલતજાદા (મુનસફના) એ, (સને ૧૯૧૩ માં રિટાયર થઇને સર્વ નોટ બુકોમાંથી સંશોધન કરી સારભૂત જ્ઞાન સૂર્યોદય (આ) ગ્રંથ લખાતો હતો તે વખતે) પોતાને સર્વોત્તમ પ્રેયસ્ શ્રેયસ પ્રાપ્ત્યર્થે શ્રી હરિ ગુરૂ પરમાત્મ કૃપા સંપાદનાર્થે શ્રદ્ધા સહિત પ્રેમ ભરિત ઉત્સાહથી, આ ગ્રંથ પ્રસિદ્ધ કરવા રૂ૫. વિશ્વરૂપ વિશ્વેશ્વર શ્રીહરિ ગુરૂ પરમાત્માની સેવા નિમિત્તે આપી મુકેલા તે શ્રીયુત છોટુભાઈના......આ ગ્રંથ આટલી પણ ત્વરાથી પ્રસિદ્ધ થયો તેમાં હેતુભૂત આ મહાશય છે. કારણ કે અમુક અંશે પણ ગ્રંથ પ્રસિદ્ધ થાય તો એમની સેવા શ્રીહરિ ગુરૂમય આ વિશ્વસ્થ સુજ્ઞ જન સમૂહને અર્પિ શકાય; અને તેમ થાય તો લેખક મુકત થાય; અને તેમ થયું છે. તેથી મુખ્ય ધન્યવાદને પાત્ર એઓજ છે.

૫૦-૦-૦ વિવેક યુકત શ્રદ્ધા પ્રેમ સંપન્ન રા. બા. શ્રીયુત્ ચંદ્રવિધાનંદ શ્રી કૃષ્ણાનંદ પંડયાજી, સુરતના ( Assistant Secretary to the Government of Bombay P. W. D. ) એઓશ્રી તરફથી, એ ગ્રંથ છપાવવાના ખર્ચમાં, પોતાને પ્રેયસ શ્રેયસ પ્રાપ્ત્યર્થે સદ્ગુરૂ પરમાત્મ કૃપા સંપાદનાર્થે, આપવામાં આવ્યા તે.

૫૦-૦-૦ લેખકના પરમ સ્નેહી, પૂજ્ય, વૃદ્ધ, દૈવી સંપત્તિવાન મહાશય શ્રીયુત્ મયારામ રૂપચંદ્રના પૌત્ર (ધર્મનિષ્ઠા સંપન્ન વિવેક યુકત શ્રદ્ધાવાન પુણ્યમૂર્તિ શ્રીયુત મગનલાલ ડાહ્યાભાઇ) તરફથી પ્રેયસ્ યુકત શ્રેયસ પ્રાપ્ત્યર્થે, શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે આપવામાં આવ્યા તે...(એજ ગ્રંથ (જ્ઞાન સૂ.) નો પૂર્વાર્દ્ધ જે મુંબાઇમાં છપાય છે તેના ખર્ચમાં વિશ્વપતિની સેવા નિમિત્તે એજ મહાશય મગનલાલભાઈ તરફથી પ્રથમ આવેલા રૂા. ૧૦૦) શ્રીકસો ત્યાં અપાઇ ગયા છે).

૫૦—૦—૦ ભગવદ્દભકિત નિષ્ઠા સંપન્ન શ્રીયુત શેઠ બાલુભાઇ લાલ-ભાઇ ભગતજી, ખપાટીઆ ચકલા—સુરતના તરફથી પોતાને પ્રેયસ શ્રેયસ પ્રાપ્ત્યર્થે શ્રીહરિ ગુરૂ પરમાત્મ કૃપા સંપાદનાર્થે, આવ્યા તે.

૨૫—૦—૦ રા. રા. દૈવી સંપદ્દિભૂષિત શ્રીયુત્ ડાહ્યાભાઈ નાગરજી દેસાઇજી તરરફના; પોતાને પ્રેયસ શ્રેયસ પ્રાપ્ત્યર્થે શ્રી ઉમા મહેશ્વર પ્રીત્યર્થે, આ ગ્રંથ પ્રસિદ્ધિ નિમિત્તે સપ્રેમ આપી મુકેલા તે.

૧—૦—૦ સંવત ૧૯૭૭ અશ્વિન શુક્લ ૧૫ ચંદ્ર ગ્રહણ નિમિત્તે, આ સંધિ પ્રકાશ ગ્રંથના પ્રાકટયમાં શ્રી મહાવિષ્ણુ પ્રીત્યર્થે એક ભગવદ્ભકત બાલક તરફથી ૐ તત્સત્ બ્રહ્માર્પણ કરવામાં આવેલો તે.

૫—૦—૦ ગંગા સ્વરૂપ ભ. દેવી હીરી બ્હેન, તે કીકાભાઇ આણંદ-રામની પુત્રી અને રમણલાલ જેકીશનદાસનાં માસીને પ્રેયસ શ્રેયસ પ્રાપ્ત્યર્થે સદ્ગુરૂ પરમાત્મા પ્રીત્યર્થે આપવામાં આવ્યા તે.

૨૫—૦—૦ લેખક ભકતરાજ માણિકયલાલનાં સ્થૂળ શરીરને જન્મ આપનાર પરમ પૂજ્ય ભગવતિ દેવી—માતા શ્રીમતિ ઇચ્છા શકિતને, બ્રહ્મ લોક પ્રાપ્તિ પૂર્વક શાશ્વતિ—પરમ શાન્તિ પ્રાપ્ત્યર્થે રૂા. ૫ ૦—૦. અને તેજ રીતે લેખકના પિતાશ્રી જેઓ પરમ ભકત, શાન્ત, દૈવી વિભૂતિ હતા તેમને બ્રહ્મ લોક પ્રાપ્તિ પૂર્વક શાશ્વતિ શાન્તિ પ્રાપ્ત્યર્થે રૂા. ૫—૦—૦ એ રીતે બેહુ મળી રૂપીઆ દસ: તથા પરમ પાવની ગંગા સ્વરૂપ ઇચ્છા માતા (લેખકનાં શરીરનો પ્રાદુર્ભાવ થયા પછી શુદ્ધિ સ્નાન કરી તેજ દિવસે) બ્રહ્મ લોકે પધારી જવાથી લેખકનાં શરીરને માત્ર ૧૦ દિવસની વયથી ઉછેરી લાલન પાલન કરી મહત્ શ્રમ વેઠી સુખી કરવા પ્રયત્ન સેવનાર (પિતાનાં માસી) ભગવતિ શ્રી રતન માતાજીને, તથા તેમના પતિ પૂજ્ય—ભોળા—પ્રેમી—શંકર ભકત દાદાજી શ્રીયુત્ શંકરદાસ નંદલાલને, તેઓ બેહુના સર્વ ઉપકારના બદલામાં, તે બેહુ વ્યકિતઓને પ્રેયસ શ્રેયસ પ્રાપ્તિ પૂર્વક બ્રહ્મ લોકે ઉત્તમ ગતિ પ્રાપ્ત્યર્થે દરેકના રૂા. ૫—૦—૦ પાંચ પ્રમાણે બેઉ મળી દસ રૂપિયા; તથા નિખાલસ અંતઃકરણ હતું જેમનું એવા પૂજ્ય વડીલ સ્વર્ગસ્થ વકીલ કાકા શ્રીયુત્ દ્વારકાદાસ રઘુનાથદાસજી, જેમનો લેખકને બાલ્યાવસ્થામાં (પિતાજી દ્વારા) સારો આશ્રય મળેલો, તેમના સર્વ ઉપકારના બદલામાં, તેમને ઉત્તમ પ્રેયસ શ્રેયસ પ્રાપ્તિ પૂર્વક બ્રહ્મ લોકે ઉત્તમ ગતિ પ્રાપ્ત્યર્થે રૂા. ૫—૦—૦ એ રીતે ઉપલી પાંચ વ્યકિતઓ માટે એકંદરે પચીસ રૂપીઆ ભકતરાજ માણિકયલાલ તરફથી આપવામાં આવ્યા તે.

૨૫-૦-૦ દૈવી સંપત્તિ સંપન્ના ભગવતિ નિષ્પાપ દેવી શ્રીમતિ સ્નગૌરિ ઉર્ફે રૂકિમણી-ભકતરાજ મા. જ. મ્હલારજીનાં પત્નિને સર્વોત્તમ પ્રેયસ યુકત શ્રેયસ પ્રાપ્તિ પૂર્વક બ્રહ્મ લોકે ઉત્તમ ગતિ પ્રાપ્ત્યર્થે રાધા રમણ શ્રીકૃષ્ણ પરમાત્મ કૃપા સંપાદનાર્થે પાંચ રૂપિયા; તથા દિવ્ય લોકસ્થ-સ્થૂળ વપુ છોડી બ્રહ્મ લોકે પ્રાપ્ત (ગત) શ્રીમતિ ભગવતિ દેવી બ્હેન ઉમયા લક્ષ્મી ઉર્ફે કમલા; તે ભકતરાજ મા. જ. નાં પ્રથમ જ્યેષ્ટ પુત્રીને (તેમના ગત પતિ સ્વર્ગસ્થ રા. સા. ગિરધરલાલ ભાણાભાઇ મોદી સહિત) સર્વોત્તમ પ્રેયસ યુકત શ્રેયસ પ્રાપ્ત્યર્થે શ્રી પરમેશ્વર કૃપા સંપાદનાર્થે પાંચ રૂપીઆ. તથા દિવ્ય લોકસ્થ-સ્થૂળ વપુ છોડી બ્રહ્મ લોકે પ્રાપ્ત (ગત) શ્રીમતિ ભગવતિ દેવીતાપી ઉર્ફે જયાકુંવરી (જેકોર બ્હેન) તે, ભકતરાજ મા. જ. મ્હાલરજીનાં દ્વિતીય પુત્રીને (તેમના પતિ ડોકટર નગીનદાસ માણેકલાલ સહિત) સર્વોત્તમ પ્રેયસ યુકત શ્રેયસ પ્રાપ્ત્યર્થે શ્રી પરમેશ્વર કૃપા સંપાદનાર્થે પાંચ રૂપીઆ; તથા દૈવી સંપત્તિ વિભૂષિત સૌમ્યમૂર્તિ ચિરંજીવિ શ્રીયુત ભાઈ ભગવાન વાસુદેવ માણિકયલાલ ભકતરાજને, તથા ચિરંજીવિ શ્રીયુત્ ભાઈ મહેશ્વર ઉર્ફે સદાશિવ માણિકયલાલ ભકતરાજને સર્વોત્તમ પ્રેયસ યુકત શ્રેયસ પ્રાપ્તિ રૂપ શાશ્વતિ શાન્તિ પ્રાપ્ત્યર્થે દરેક તરફથી રૂા. ૫-૦-૦ પાંચ પ્રમાણે મળી રૂપીઆ દસ; એ રીતે ઉપલી પાંચ વ્યકિતઓ માટે એકંદરે રૂપીઆ પચીસ ભકતરાજ માણિકયલાલ તરફથી આપવામાં આવ્યા તે,

૨૫-૦-૦ ભગવાન દત્તાત્રય ભ૦ વાસુદેવ (લેખકના પૌત્ર) ને પ્રેયસ્ શ્રેયસ પ્રાપ્ત્યર્થે ત્રણ રૂપિયાં તથા એમનાં ભગિની દેવી શ્રી વિદ્યાગવરિને પ્રેયસ શ્રેયસ્ પ્રાપ્ત્યર્થે બે રૂપીઆ; તથા કૈલાસરૂપ દિવ્ય લોકે પ્રાપ્ત પુણ્ય મૂર્તિ શ્રીયુત ભાઈ કેશવલાલ અથવા ૐકાર ઉર્ફે બળદેવ તે ભકતરાજ મા૦ જ૦ ના ત્રતિય પુત્ર (જેઓ કાશીમાં કપિલ મુનિના પવિત્ર આશ્રમમાં ગંગાતટે બે વર્ષની અંદરની લઘુવયમાં દેહ છોડી દઇ શ્રી વિશ્વેશ્વર સ્વરૂપમાં અભેદત્વને પ્રાપ્ત થયલા તે.) ને બ્રહ્માત્મૈકય દ્રઢ અપરોક્ષ પ્રાપ્તિરૂપ શાશ્વતિ શાન્તિ પ્રાપ્ત્યર્થે બે રૂપીઆ; તથા શ્રીયુત્ ભ૦ વાસુદેવના પુત્ર (લેખકના પૌત્ર) પુણ્યમૂર્તિ કૃષ્ણલાલને સિદ્ધિ વિનાયક કૃપા પ્રાપ્તિપૂર્વક બ્રહ્મલોકે સ્થિતી થઇ શાશ્વતિ શાન્તિ મળવા સારૂ બે રૂપીઆ; તથા લેખકનાં શરીરના જન્મ પૂર્વે પ્રાદુર્ભૂત થઇ અલ્પ સમયમાં બ્રહ્મલોકે પધારી ગયલાં એમનાં ભગિનીને તથા તેજ રીતે એકાદ દિવસ માત્રનું અલ્પ આયુષ્ય ભોગવી બ્રહ્મલોકે પધારી ગયલાં એક કન્યા રત્નને અખંડ સુખ પ્રાપ્ત્યર્થે એક રૂપીઓ; તથા

સ્વર્ગ લોકસ્થ ભગવતિ દેવી શ્રીમતિ બ્હેન પાર્વતિ, તથા ભ૦ દેવી નર્મદા, ભ૦ દેવી મંગળાગૌરિ, ભ૦ દેવી રામગંગા, ભ૦ દેવી જગલક્ષ્મી (મોટી બ્હેન) અને શ્રીમતિ ભ૦ દેવી કાશી ઉરફે કાન્તાગૌરિ (નાની બ્હેન), એ સર્વ પુત્રીઓને, તથા શ્રીમતિ દેવી શ્રી લલિતાગૌરિ (પુત્રવધુ અર્થાત્ ભ૦ વાસુદેવનાં પત્નિ)ને, (પોતપોતાના પતિ સહિત) સર્વ ઉપરોક્ત વ્યક્તિઓને સર્વોત્તમ પ્રેયસ્ યુકત શ્રેયસ્ પ્રાપ્ત્યર્થે શ્રી પરમેશ્વર કૃપા સંપાદનાર્થે, દરેકને બે રૂપીઆ પ્રમાણે ચઉદ રૂપીઆ; એ રીતે ઉપલા ૧૧ સાથે આ ચૌદ મળીને રૂ. ૨૫-૦-૦ ભક્તરાજ મા૦ જ૦ તરફથી આપવામાં આવ્યા તે.

૯-૦-૦ ભક્તરાજ માણિકયલાલનાં માતામહી (વડીઆઇ) ભગવતિ ધનકોર માતા તથા માતામહ શ્રીયુત કાશીદાસ કસનદાસ; પિતામહી ભ૦ નંદકોર માતા તથા પિતામહ શ્રીયુત બ્રીજવલ્લભદાસ હરજીવનદાસ; તથા પિતાના કાકા શ્રીયુત પ્રાણવલ્લભદાસ; માસી ભ૦ દેવી શ્રી લક્ષ્મીમાતા; (જેઓ હાલ શુમારે ૮૦ વર્ષનાં હયાત છે.) મામા ફકીરભાઇ કાશીદાસ; શ્વશ્રૂ ભ૦ દેવી ઇચ્છા અને શ્વસુર શ્રીયુત્ મોતીરામ રઘુનાથજી; એ સર્વ (નવ) વ્યકિતઓની બ્રહ્મલોકે ઉર્ધ્વ ગતિ પ્રાપ્તિરૂપ શ્રેયસ્ પ્રેયસ્ પ્રાપ્ત્યર્થે, દરેક વ્યકિત નિમિત્તે એક એક રૂપીઆ પ્રમાણે નવ રૂપીઆ ભકતરાજ માણિકયલાલ તરફથી આપવામાં આવ્યા તે.

સદ્દગુરૂ પરમાત્મકૃપા સંપાદન પૂર્વક ૐ તત્સત્ શ્રી પરમેશ્વરે અભેદત્વે અચલ સ્થિતિ પ્રાપ્તિરૂપ શાશ્વતિ શાન્તિ પ્રાપ્ત્યર્થે, તત્સત્ શ્રીહરિ ગુરૂ સંત ભકત જ્ઞાની ધ્યાની યોગી મુની ઋષિ તપસ્વી બ્રહ્મચારી યતિ આચાર્ય વગેરે પૂજ્ય સત્પુરૂષો, ગુરૂજનો, સિદ્ધ, સાધક, નવનાથ, માતા પિતા. વૃદ્ધ, સર્વ દેવમંડળ, સર્વ દેવી ભગવતિ મંડળ, વગેરે સર્વ દૈવી પૂજ્ય વ્યકિતઓનાં સર્વોપચાર યુક્ત સંપૂર્ણ યજન પૂજન વંદનરૂપે ખુટતી રકમ ભક્તરાજ મા૦ જ૦ મ્હ૦ તરફથી ઉમેરી પૂર્ણ કરવામાં આવી.

ઉપર પ્રમાણેનું દેવી વ્યક્તિ મંડળ આ પ્રકારના પરોપકારરૂપ જનહિત કાર્યમાં પ્રવૃત્તિ કરવાથી, તેઓની ઉદારતા, વિવેક, સ્વધર્મ પરાયણતા, ઉત્સાહ, આ જગદ્રૂપ જગદીશ્વરની સેવા અને સદ્દબુદ્ધિ માટે ઉત્તમ ધન્યવાદને પાત્ર છે; અને તેથીજ પ્રકાશકની પદ્વિએ વિરાજવા યોગ્ય છે, એમ વિચારી પ્રકાશકનું પદ તેમને અર્પણ કરાયું છે.

આ ગ્રંથમાં, શ્રીમત્ દત્તાત્રય અવધૂત દિગંબર સદ્‌ગુરૂ પરમાત્મ મૂર્તિ–પ્રજ્ઞાપુરી અથવા અક્કલકોટવાળા શ્રીદત્ત સ્વામિ સમર્થની છબી ( Photo ) મુકવામાં આવી છે તે, ચિરંજીવી શ્રીયુત્ ભાઇ ભગવાન વાસુદેવરાવ તરફથી, પોતાનાં હૃદયમાં પ્રકટ પ્રતીત થયલી શ્રદ્ધા અને પ્રેમથી પ્રેરાઈ, શ્રદ્ધાસંપન્ન પ્રેમી ભક્ત મુનિ જ્ઞાની વગેરેને દર્શન સ્મર્ણ વંદન પૂજન ધ્યાન વગેરેનો ઇષ્ટલાભ મળે એવા હેતુથી મુકવા, પોતાનાં જનનિ જનક ભ્રાતા પુત્ર પૌત્રાદિ સહ પોતાને અતીવ શ્રેષ્ઠ–પરમ શ્રેયસ પ્રાપ્ત્યર્થે, પ્રવૃત્તિ કરવામાં આવી છે તે સંબંધમાં તેઓ ધન્યવાદને પાત્ર છે.

યોજક અથવા લેખક તો માત્ર, સંત મહાત્મા જ્ઞાની યોગિ બ્રાહ્મણાદિ અધિકારી દ્વિજવર્ગ મુમુક્ષુ જિજ્ઞાસુ જ્ઞાતા વગેરે શ્રદ્ધાયુક્ત પ્રેમસંપન્ન પૂજ્ય અને વંદ્ય વ્યકિતઓ જેઓ આ વિશ્વ મહાનગરમાં અનેકનું ઐહિક પારમાર્થિક હિત કરતા વિચરી રહ્યા છે તેઓનો, અથવા તેઓ રૂપ સમષ્ટિ વિશ્વાત્મા શ્રીહરિ ગુરૂ પરમાત્માનો, એક અતીવ લઘુ (નાનામાં નાનો) બાલક–સેવા કરનાર સેવક છે. તે પુષ્પ જેવું અર્ભક કંઇપણ ભાર–આરોપ–પદ્ધિ–માન-પાનાદિ બોજો ઉપાડવા શકિતમાન નહિ હોય તો તે સ્વાભાવિક છે. ચિઠ્ઠીના ચાકરને (દૂતને) પકડાય નહીં, તેનાપર કંઇપણ દોષારોપ થઈ શકે નહીં. તેમ ધન્યવાદ પણ આપી શકાય નહીં. બાપનું (ઐહિક પારમાર્થિક પ્રસાદરૂપ દ્રવ્યાદિ) મોટા ભાઇ પાસેથી લઇને કુટુંબમાં વેહેંચી આપનાર કંઇ મોટો પરાક્રમ કરનારો નહીં કહેવાય. તેમ, પરમાત્મ પ્રસાદ, જે કે મહાત્મા, શિષ્ટ, પુરૂષવરો, ગુરૂજનો વગેરે પાસેથી મળ્યો તે જગતના અધિકારી વર્ગમાં યથેચ્છ લુટી ખાવા આ ગ્રંથરૂપ પાત્રમાં ભરીને ખુલ્લો મુકયો; એમાં એનું શું ?! અરે ! લેખક વાસ્તવે જે અન્ય કાંઇ નથી, તેનું તે વળી હોય પણ શું ?! તેથી યોજક (લેખક) સ્થાને તે સદ્‌ગુરૂ પરમાત્માનેજ સમજી લઇ, લેખક એવું બીજું કાંઇ નથી, એવો ન્યાય આપી, ભ્રાંતિજન્ય લેખકને શિર કંઇ ભાર ન મુકતાં તેને મુકત રાખવા કૃપાળુ થવા પ્રાર્થના છે.

બીજી રીતે કહિયે તો, પરમાત્મપ્રેરણા અથવા સંકેતાનુસાર લેખકરૂપ ફોનોગ્રાફમાં જેવી પ્લેટો (થાળીઓ) આવી પડી તેવો અવાજ નિકળ્યો. તે ગાયનથી પ્રસન્ન થનાર સુજ્ઞજનોએ મૂળ પુરૂષો પ્રત્યે ધન્યવાદનાં પારસલ કરી મોકલવાં. અને પરમપુરૂષ પિતારૂપ શ્રી હરિહર પરમાત્માને અતીવ શ્રદ્ધા પ્રેમપૂર્વક મુખ્ય ધન્યવાદ અર્પણ કરવા કૃપા કરવી.

ઉપર કહ્યા પ્રમાણે ધન્યવાદ અથવા ઉપકાર માનવામાં આવે, તે હાલના જમાનામાં સ્હેજ વાતોમાં પણ "થૅંક યુ" (Thank you) એટલું વાણી-થીજ માત્ર બોલી નાખી હવાને વિશે વાતાવરણમાં બે શબ્દ ફેંકી મારવામાં આવે છે, તેવું કરવાથી કંઈ કૃતકૃત્ય થઈ શકવાના નથી; પરંતુ સદ્ગુરૂ પરમાત્મા જે મૂળ પુરૂષોત્તમ છે તે રૂપ મહા સમુદ્રમાંથી સંત મહાત્મા વગેરે દૈવી પુરૂપવરોરૂપ વાદળાંદ્વારા વૃષ્ટિથી પ્રાપ્ત થયલું પરમસુખમય જીવનરૂપ સુધાજળ જે આ ગ્રંથપાત્રમાં ભર્યું છે તે ઠસોઠસ આકંઠ પર્યંત પીજઈ, અન્ય બાલ યુવા વૃદ્ધજનોને (રૂચી અનુસાર અધિકાર પ્રમાણે) પાઈ તૃપ્ત કરવાથી, એટલે, પોતે જાતે અનુભવામૃત રસપાન કરી, તેવો અનુભવ બીજાં મનુષ્યોને પ્રાપ્ત કરાવી, તેઓને પણ નિત્ય તૃપ્તિનું ભાન કરાવવા પુરૂષાર્થ કરી–સેવા બજાવી શાશ્વતિ શાન્તિ પ્રકટાવો તોજ કૃતાર્થ થઈ શકશો. એવી રીતે કૃતાર્થ થવા ઈચ્છનાર, થનાર, અને બીજાને કરનાર સર્વ કૃપાળુ પૂણ્ય-મૂર્તિ ધર્મવીર સંત સજ્જનોને નમ્ર લેખક સવિનય સપ્રેમ સાષ્ટાંગ પ્રણતિ પરંપરા (પ્રણામ પંકિત) અર્પિ કૃતાર્થ થયલો સમજી તે પરમ પ્રેમાસ્પદ સદ્ગુરૂ પરમાત્મ ચરણ કમલમાં, અથવા તત્સત્ ચિદાનંદમય સ્વરૂપમાં અનન્યત્વે વિરમે છે. **तथास्तु ॥ शिवमस्तु.**

આ પ્રસ્તાવનામાં ઉપર દર્શાવી ગયા તે શ્રો૦ ધ૦ સંતજનો વગેરે દ્વારા શ્રવણ કરાઇ, વિશ્વરૂપ વિશ્વેશ્વરની પૂજા, સુશ્રૂષા, વંદનાદિરૂપ સેવા નિમિ-તે, કસ્તુરી કેસર અંબર બરાસ અષ્ટગંધ વગેરે ઉત્તમ સૌગંધિક દ્રવ્ય મિશ્રિત સુધાંબુ વૃષ્ટિથી પ્રાપ્ત, નિર્મળ સુંદર આરોગ્ય સહિત વિવેક વૈરાગ્ય જ્ઞાન ધ્યાન સંયમદ્વારા શાશ્વતિ શાન્તિ અર્પનારી ગંગાનો પ્રવાહ વહન થઈ લેખકના અંતર્ગ્રહરૂપ અંતઃકરણમાં જેટલે અંશે એકત્રિત થયેલો તે. વૃત્તિદ્વારા લેખિનીની સહાયથી સ્થૂળરૂપે નોટબુકોમાં (લેખકની ૧૩ વર્ષની વયથી એટલે સં. ૧૯૨૩ થી ) સંગ્રહીત હતો તે સને ૧૯૧૩ થી સઘળી (ડી. નાં. ૨૭ ની ૧ થી ૧૦૯ સુધીની) નોટરૂપ સમુદ્રમાંથી મંથન કરી, સારરૂપ અમૃત (Extract) નવનીતભૂત સત્વ (સને ૧૯૨૦ સુધીમાં) કાઢી લઇ તેનાં નીચે પ્રમાણેનાં રત્ન હીરા મોતી મણિ માણિકયાદિ રત્ન જડિત સુવર્ણ પાત્રો ભર્યાં.

ભકિત યોગ, ધર્મ પ્રકરણ, સત્પુરૂષ અને સત્સંગ, સુંદર ગુંથેલી ગાંઠેલી પાંચ સુરમ્ય રત્ન પુષ્પમાલાઓ (૧૦૯ મણિગણવાળી), દક્ષિણામૂર્તિ સ્તોત્ર, પ્રશ્નોત્તર શ્રેષ્ઠ પુષ્પમાલા, ॐकार પ્રકરણ, જ્ઞાનયોગ, ઉત્તરાર્દ્ધ પ્રકરણ, વગેરે ( પાત્રો ભર્યાં ). એ પાત્રોમાંથી પૂર્વાર્દ્ધમાં ભકિતયોગ

વગેરે કેટલાંક પાત્રો આવી ગયાં છે, મધ્ય સંધિપ્રકાશ સજ્ઞક આ ગ્રંથમાં, શ્રી દક્ષિણામૂર્તિ સ્તોત્ર, પ્રશ્નોત્તર પ્રેષ્ઠ પુષ્પમાલા તથા પછીથી સુરમ્ય રત્ન પુષ્પમાલા ત્રીજીમાંથી નમુનારૂપ–૨૭ મણિ આદી લઈ સ્મરણીરૂપ લઘુમાલા (બેરખી) રૂપે અર્પવામાં આવ્યા છે. બાકી રહેલું સર્વ ઉત્તરાર્દ્ધમાં પ્રસિદ્ધ થઈ વિશ્વરૂપ શ્રી હરિ ગુરૂની સેવા થવી, એ તો તે પ્રભુની કૃપાપૂર્ણ ઇચ્છાને અવલંબીને છે. લેખક જો એવો ધનાઢય હોતે તો આજ સુધી એ ગ્રંથ અપ્રસિદ્ધ રહેતેજ નહીં; પરંતુ, એમ ન થવામાં પણ ઇશ્વરી ગુપ્ત સંકેતજ કોઇ કારણભૂત હશે; તેથી દ્રવ્ય સંકો-ચમાં રાખી ઈષ્ટેચ્છાનુસાર આ ગ્રંથ પ્રસિદ્ધ થવા કંઈક અનુકુળતા આપી પ્રેરણા કરી તેજ રીતે સમય આવે ઉત્તરાર્દ્ધ પ્રસિદ્ધ કરાવવા, તે સદ્ગુરૂ પરમાત્માજ અનુકુળતા આપવા સમર્થ છે.

એજ શ્રીહરિ ગુરૂ પરમાત્માએ, લેખકનું અવતાર કૃત્ય અથવા કર્તવ્ય જે કરાવવા સિદ્ધ કરેલું તે પ્રમાણે (બળ, બુદ્ધિયોગ, સામર્થ્ય–શકિત આપી) કરાવી અભયપદે સ્થાપ્યો બાકીનું પ્રસિદ્ધ કયારે થશે, તે તો તે વિશ્વનિયામક સત્તા જાણે,

આ સંધિ પ્રકાશ ગ્રંથની કીંમત રાખી છે તેના કરતાં ઘણી ઓછી રાખવાનો લેખકનો વિચાર હતો, પરંતુ લખાણના પ્રમાણમાં જેટલાં ફારમ ધારેલાં તે કરતાં દોઢાં થઇ જવાથી, તથા પાછળથી બીજો વધારો કરવાથી, તેમજ હઝાર કે પાંચસો નકલો પણ કઢાવેલી ન હોવાથી, એટલે હાલ માત્ર વિદ્વાન, સુજ્ઞ, અથવા યોગ્ય અધિકારી વર્ગનેજ આપવાના હેતુથી સંકલ્પ સિદ્ધ થવા માટેજ, બે હજાર સુધીનો ખર્ચ કરવા જેટલી અનુકુળતા ન હોવાને લીધે, ઓછી નકલો કઢાવી એકવાર આ અપૂર્વ દૈવી દેવપ્રસાદ જ્ઞાતા જનોને મળી જાય તે ઉપર નજર રાખી (સદ્ગુરૂ પરમાત્મ પ્રેરણાને અનુ-સરી) આ પ્રવૃત્તિ કરાઇ છે. અને તેથીજ એટલે ઉપરોકત કારણોને લીધે કીંમતમાં પણ વધારો કરવો પડયો છે. જેમ અંતર્યામિ પ્રભુની ઇચ્છા હતી તેમ થયું છે. વાંચક વૃંદે એ તો ખૂબ ધ્યાનમાંજ રાખવાનું છે કે, અમુક ઘણે ભાગે એ ગ્રંથ શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે અપાતાં અમુક ભાગે જો કંઇ કીંમત રૂપે દ્રવ્ય આવશે તો તે લેખકનાં બાલકો માટે જુવાર (અન્ન વસ્ત્ર) લાવવાનાં કામમાં અથવા પુત્ર પૌત્રાદિનાં લગ્નના પ્રસંગે ક્ષણિક મોહ ઉપજાવનારા કુકકડ વરા કરી આપાત રમણીય વરઘોડા કાઢવાના કામમાં આવનાર નથી; પણ એવાંજ સત્સુખાદિ ધર્માર્થે ખાતે જમા થઇ પરોપકાર રૂપ તેવાંજ અનેક અમુક કામમાં વાપરવાનો નિશ્ચય છે. તેટલા

માટે સુજ્ઞ જનોએ સંતોષ માની જેમ બને તેમ ત્વરાથી (જિજ્ઞાસા પ્રકટે તો) ખરીદ કરવા પ્રવૃત્તિ સેવવી યોગ્ય છે. કારણ કે થોડી નકલો હોવાથી ખપી જતાં મળશે નહીં. ભવિષ્યમાં કોઈ કાળે કોઈ શ્રીમાન ઉત્સાહી મહાશય બીજી આવૃત્તિ માટે પ્રયત્ન સેવી પ્રવૃત્તિ કરે ત્યારેજ પુનઃ (સંકોચ વૃત્તિ રાખી બેસી રહેનારને) હાથ આવવાનો સંભવ. અને હાલનો વખત જોતાં તત્કાળ એવા વીર દૃષ્ટિએ પડવાનો સંભવ ઓછો છે, તેથી સૂચના રૂપ આટલું લખવું યોગ્ય ધાર્યું છે. લેખક તરફથી જે જે અને જેટલી રકમ આ કાર્યમાં અર્પણ કરાઈ છે તે પણ શ્રી પરમેશ્વર પ્રીત્યર્થેજ હોવાથી લેખક તે ઉપર પણ દાવો કરે તેમ નથી; તેથી ઉપલી સૂચના અમુક અંશે પણ સ્વાર્થને અવલંબીને હોવાનો કુત્સિત વિચાર કોઈ સુજ્ઞ જનને તો આવવાનું કારણ નથીજ. અસ્તુ.

પૂર્વાર્દ્ધમાં મુખ્ય ભક્તિ યોગ છે, અને ઉત્તરાર્દ્ધમાં મુખ્ય જ્ઞાન યોગ છે. તે ભક્તિ અને યોગનો પતિ પત્નિભાવ સંબંધ છે. તે બહુની મધ્યમાં જ્ઞાનાર્ભક (જ્ઞાનરૂપ નાનું બાળક) જે રીતે શોભે છે, અને માત પિતાને શોભા આપી પ્રસન્ન કરે છે, તે રીતે આ લઘુ ગ્રંથરૂપ અર્ભક રમી રહ્યું છે. ઉત્તરાર્દ્ધમાં એની યુવાવસ્થાની તથા ઉત્તરાવસ્થાની અનુભવજન્ય ખૂબી ઝળકી રહી છે, પણ તે તો ઇશ્વર કૃપા રૂપ કોઈ અનુકુળતાને આધીન છે, એટલે પ્રસિદ્ધ થયેથી પ્રત્યક્ષ થવા સંભવ છે, પરમાત્માની ઇચ્છા હશે તો કોઈ દૈવી ઉદાર પુરૂષ સિંહની મદદ મળતાં, અથવા દ્રવ્ય સંકોચ દૂર થઇ અનુકુળતા પ્રાપ્ત થતાં, કોઇ કાળે તે પ્રસિદ્ધ થશે ત્યારે પોતાની યુવાવસ્થાની મસ્તી–ખુમારી–ખુબીનું ભાવન કરાવી, ઉત્તરાવસ્થાની અપૂર્વ અનુભવ જન્ય અંતિમ–પરમ–શાશ્વતિ શાન્તિનો અપરોક્ષ (અધિકારી સુજ્ઞ જનોને) કરાવશે. **तथाऽस्तु. हरिः ॐ तत्सत् ॥**

સં. ૧૯૭૭ આષાઢ શુક્લ ૭ તા. ૧૧–૭–૨૧ સોમે લખાયું.

સં. ૧૯૭૮ જ્યેષ્ટ કૃષ્ણ ૯ તા. ૧૮–૬–૨૨ રવીએ છપાયું.

**ભક્તરાજ માણિકયલાલ જ. મ્હેલારજી.**



ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥ ॐ

સિદ્ધિ બુદ્ધિપતિ શ્રીમન્મહા ગણાધિપતિનું, ભગવતિ શ્રી સરસ્વતિદેવી સહિત, સ્મર્ણ અને પૂજનરૂપે સવિનય સપ્રેમ નમસ્કાર કરી, ગ્રંથારંભ થતાં પહેલાં, મનુષ્યનું જીવન શું તથા મૃત્યુ શું, એ બે પ્રશ્નોના ઉત્તર કોઇ મહા પુરૂષે કહેલા તે આ નીચે દરશાવ્યા છે.

૧. ઇશ્વર (શ્રી હરિગુરૂ પરમાત્મા) ની ઉપાસના કરવી, તે જીવન અને પ્રકૃતિ (માયા–દેહ–સ્ત્રી, ધન, પ્રાણી પદાર્થ) ની ઉપાસના (ધ્યાન–ચિંતવન) કરવી, તે મૃત્યુ જાણો.
૨. વિદ્યા જીવન, અને અવિદ્યા મૃત્યુ છે.
૩. સત્ય જીવન, અને અસત્ય (જૂઠ) મૃત્યુ છે.
૪. ધર્મ જીવન, અને અધર્મ મૃત્યુ છે.
૫. પરોપકાર જીવન, અને સ્વાર્થ મૃત્યુ છે.
૬. પુરૂષાર્થ જીવન, અને આલસ્ય મૃત્યુ છે.
૭. બ્રહ્મચર્ય જીવન, અને વ્યભિચાર મૃત્યુ છે.
૮. સાદાઈ જીવન, અને સજ્જવટ (છેલબટાઉપણું–અકકડ ફકકડતા–વરણાગી–ભભકો) મૃત્યુ છે.
૯. ઐક્યતા જીવન, અને વિરૂદ્ધભાવ (વિરોધ–ભેદભાવ) મૃત્યુ છે.
૧૦. મિત્રતા જીવન, અને શત્રુતા મૃત્યુ છે.
૧૧. વીરતા જીવન, અને કાયરતા મૃત્યુ છે.
૧૨. સત્સંગ જીવન, અને કુસંગ મૃત્યુ છે.
૧૩. સંતોષ જીવન, અને લોભ મૃત્યુ છે.
૧૪. અહિંસા જીવન, અને હિંસા મૃત્યુ છે.
૧૫. કૃતજ્ઞતા જીવન, અને કૃતઘ્નતા મૃત્યુ છે.
૧૬. અપરોક્ષ બ્રહ્માત્મૈક્યત્વ ( અભેદ આત્મ સાક્ષાત્કાર ) જીવન છે, અને જીવ ભાવપૂર્વક નાનાત્વ–ભેદબુદ્ધિ છે તે મૃત્યુ છે.

પ્રત્યેક મનુષ્ય જીવન ઉપર પ્રેમ રાખે છે અને મૃત્યુથી ડરે છે. તેથી ઉપરોક્ત મૃત્યુનાં સાધનોની ઘૃણા (તિરસ્કાર–ઉપેક્ષા) કરવી ઉચિત છે; અને જીવનનાં સાધન કર્તવ્ય-સ્વિકારવા યોગ્ય છે.



ॐ श्री अनसूयाऽत्रिनंदनाय दत्तात्रेयाय भगवते
अवधूत दिगम्बराय महेश्वराय नारायणाय
सच्चिदानंद मूर्तये स्वामि समर्थाय
सद्गुरवे परमात्मने नमो नमः ॥ ॐ तत्सत् ॥ ॐ ॥

ॐ **શ્રી સદ્‌ગુરૂ દત્ત સ્વામિ સમર્થ** (અક્કલકોટ) ॐ



ॐ શ્રીહરિ ગુરૂ સંતનો અતીવ લઘુતમ (નાનાંમાં નાનો) બાલક ભક્તરાજ માણિક્યલાલ, જ. મ્હલારજી શ્રી ચરણુમાં સં. ૧૯૨૯ જ્યેષ્ટ શુક્લ ૧૪ ચંદ્રવાર તા. ૯ જુન ૧૮૭૩ ને દિવસે (દર્શન લાભ) સ. ૧૯૭૮ જ્યેષ્ટ શુક્લ ૧૪ ગુરૂ તા ૮ જુન ૧૯૨૨ ॐ

ॐ तत्सत् श्री

# श्री सद्गुरवे परमात्मने नमोनमः

સદ્‌ગુરૂ પરમાત્મા શ્રી મહેશ્વર ભગવાને દક્ષિણા મુર્તિ સ્વરૂપે આવિર્ભાવ પામી અધિકારી મંડળને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપેલો તે સંબંધી દિવ્ય વાણી રૂપ સ્તોત્રનું વિસ્તાર પુર્વક વ્યાખ્યાન.

## चित्रं वटतरोर्मूले वृद्धा शिष्या गुरुर्युवा ॥
## गुरोस्तु मौन माख्यानं शिष्यास्तु छिन्न संशयः॥

ॐ नमः श्री मन्महागणाधिपतये परमशिवाय महाविष्णवे सच्चिदानंद स्वरूपाय सद्गुरवे परमात्मने नमो नमः ॥ अथ श्री दक्षिणा मूर्ति स्तोत्र प्रारंभः ॥ विश्वंदर्पणदृश्यमाननगरीतुल्यंनिजांतर्गतं पश्यन्नात्मनिमाययाबहिरिवोद्भूतंयथानिद्रया ॥ यःसाक्षात्कुरुतेप्रबोधसमयेस्वात्मानमेवाद्वयं तस्मै श्रीगुरुमूर्तयेनमइदंश्रीदक्षिणामूर्तये ॥१॥ बीजस्यांतरिवांकुरोजगादिदंप्राग्निर्विकल्पंपुन र्मायाकल्पितदेशकालकलना वैचित्र्यचित्रीकृतम्॥मायावीवविजृंभयत्यपिमहायोगीवयःस्वेच्छया तस्मैश्री. ॥२॥ यस्यैवस्फुरणंसदात्मकमसत्कल्पार्थकंभासते साक्षात्तत्त्वमसीतिवेदवचसायोबोधयत्याश्रितान् ॥ यत्साक्षात्करणाद्भवेन्नपुनरावृत्तिर्भवांभोनिधौ ॥तस्मैश्री० ॥३॥ नानाछिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं ज्ञानंयस्यतु चक्षुरादिकरणद्वाराबहिः स्पंदते॥ जानामीतितमेवभांतमनुभात्येतत्समस्तं जगत्तस्मै श्री० ॥४॥ देहंप्राणमपींद्रियाण्यपिचलांबुद्धिंचशून्यंविदुः स्त्री बालांधजडोपमास्त्वहमितिभ्रांताभृशंवादिनः ॥ मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे तस्मैश्री० ॥५॥ राहुग्रस्तदिवाकरेंदुसदृशो मायासमाच्छादनात् सन्मात्रःकरणोपसंहरणतोयोभूत्सुषुप्तःपुमान् ॥ प्रागस्वाप्समितिप्रबोधसमयेयः प्रत्यभिज्ञायते तस्मैश्री० ॥६॥ बाल्यादिष्वपिजाग्रदादिषुतथासर्वास्ववस्थास्वपि व्यावृत्तास्वनुवर्तमानमहमित्यंतःस्फुरं। तंसदा ॥ स्वात्मानंप्रकटीकरोतिभजतांयोमुद्रयाभद्रया तस्मैश्री० ॥७॥

विश्वंपश्यतिकार्यकारणतया स्वस्वामिसंबंधतः ॥ शिष्याचार्यतयातथैव पितृपुत्राद्यात्मनाभेदतः ॥ स्वप्नेजाग्रतिवायएषपुरुषोमायापरिभ्रामित स्तस्मैश्री० ॥८॥ भूरंभांस्यनलोनिलोंबरमहर्नाथोहिमांशुः पुमा नित्याभातिचराचरात्मकमिदंयस्यैवमूर्त्यष्टकं ॥ नान्यत्किंचनविद्यतेविमृशतां यस्मात्परस्माद्विभो स्तस्मै श्री० ॥९॥सर्वात्मत्वमितिस्फुटीकृतमिदंयस्मा दमुष्मिन् स्तवे तेनास्यश्रवणात्तदर्थमननाद्ध्यानाच्चसंकीर्तनात् ॥ सर्वात्मत्वमहाविभूतिसहितंस्यादीश्वरत्वंस्वतः सिध्येयत्तत्पुनरष्टधापारिणतंचैश्वर्यमव्याहतम् ॥१०॥ इतिश्रीमच्छंकराचार्यविरचितंदक्षिणामूर्तिस्तोत्रं संपूर्णम् ॥

અક્ષય્ય વડ, તે સનાતન ધર્મ; તે ધર્મનું મુળ એટલે અધિષ્ઠાન તે આત્મ તત્ત્વ. શ્રી દક્ષિણા મુર્તિ ગુરૂ યુવા છે, અને સનત્કુમારાદિ શિષ્યોવૃદ્ધ છે, કેમકે તેઓને અનુભવથી ખાત્રી થઇ ગયલી છે કે સંસારમાં સુખ છેજ નહીં એવા અનુભવવાળા હોવાથી તેઓ વૃદ્ધ છે.

દ્રષ્ટિ ગોચર ક્ષિતીજ એટલે બહાર ઉભા રહીને આપણે જોઇએ છીયે તો થોડે દૂર એવું દેખાય છે કે આકાશ અને ભૂમિ એકઠાં થઇ ગયાં છે, ત્યાં આગળ ચાલીને આપણે જોઇશું તો તેનાથી આગળ છેટે તેવુંને તેવુંજ નજરે દેખાતું રહે છે. પરંતુ આકાશ અને ભૂમિ કદી એકઠાં થયાંજ નથી અને થાય પણ નહિં. તેમ, સંસારમાં અત્યંત ક્ષુધાતુર હોય તેને રોટલો માત્ર મળ્યો કે તે સુખ માને છે. અને રોટલો મળે છે ત્યારે પછી ઘી ચોપડવાની ઇચ્છા કરે છે, કેમકે તેમાં વધારે સુખ સમજે છે. તે મળે છે ત્યારે દાળ શાક ભાતની ઇચ્છા થાય છે. અને તે મળતાં પૈસાની, પછી દસ વીસ રૂપીઆની, તે મળતાં ૫૦, ૧૦૦, ૧૦૦૦, અને લક્ષ કોટી દ્રવ્યની ઇચ્છા થતાં રાજ્યની અને ઇંદ્રાદિ પદ્દિની ઇચ્છા થતીજ રહે છે, પણ તૃપ્તિ નથી થતી; તેથી સુખ થતું નથી. તેમ, (દ્રષ્ટિગોચર ક્ષિતીજની માફક) સંસારમાં સુખ છેજ નહીં; સુખાભાસ માત્ર દેખાયા કરે છે. એવી ખાત્રી અનુભવવાળા હોવાથી તે શિષ્યો વૃદ્ધ કહ્યા છે.

ગુરૂને યુવા કહયા છે તેમાં હેતુ કહે છે:—

રાવણ જ્યારે અતિથીના કપટ વેશે સીતાને હરી ગયો હતો ત્યાર પછી વનમાં જતાં શ્રી રામ તે સતિ સીતા માટે શોક કરતા હતા. અને

વૃક્ષાદિને તે દેવીની ખબર પુછતા હતા. એવા ગાંડા જેવા અને સ્રીમાં આસક્ત જોઇને શ્રીપાર્વતીને શંકા થવાથી શંકરને કહ્યું કે, સ્રીમાં આવા આસકત છે તે વળી તમારા ઇષ્ટ નારાયણ પરબ્રહ્મ શી રીતે માની શકાય? શંકરે શ્રી રામને **सच्चिदानंद मूर्तयेनमः** કહી નમસ્કાર કીધાં. અને પાર્વતી શંકાગ્રસ્ત થવાથી રામની પરીક્ષા જોવા રામચંદ્ર સામે સીતાનું રૂપ લઇ આવી ઉમાં. રામે તરત પુછ્યું કે હે ઉમા! આજ એકલાં કેમ? તેથી લજવાઇને પાછાં ગયાં. શંકરના કહેવા ઉપર ભરૂસો નહીં રાખ્યો અને સીતાનું રૂપ લીધું તે મોટી ભુલ થઇ તેથી પસ્તાયાં. શંકરે પુછ્યું તેને ખોટું કહ્યું કે, ગઇ તેવીજ પાછી આવી પણ શંકરે તો સમાધિથી અથવા સર્વજ્ઞપણાંથી જાણી લીધું હતું કે રામની પત્નીનું રૂપ લીધું હતું તેથી મારાં તો પૂજ્ય થયાં–માતાવત્ થવાથી સ્રી રૂપે રહ્યાં નહીં. તેથી એ શરીર બદલે તોજ સ્રી રૂપે હવે તો સ્વીકારાય. તેથી દક્ષયજ્ઞમાં હોમાઇ હિમાલયને ત્યાં પુત્રી થઇ પાર્વતી નામથી શંકરને વર્યાં હતાં. એ રીતે શંકર જ્યારે વામાંગે રહેનારાં ઉમા વગરના થયા તે વખતે પોતે નિરૂપાધિ હોવાથી શ્રી દક્ષિણા મૂર્તિ–સાકારરૂપે કહ્યા છે. શ્રી દક્ષિણા+અમૂર્તિ. શ્રીયા–માયા જે કે દક્ષ (ચતુર) છે, અઘટિત ઘટના પટીયસિ છે, તે માયા રહિત+અમૂર્તિ (નિરાકાર) રૂપે કહ્યા છે.

એક કવિ મહાત્મા કહે છે કે,-ભણી વિશ્વની પોથી ભૂલ તૂં, પળીઆં છતાં બન બાળ તૂં. ખરી મસ્તી એ ખરૂં સૂખડું, પછી પુન્ય પાપ અડે નહીં.

આજ સુધી વિશ્વની પોથી–બધું બહુ ભણ્યા, તે હવે ભુલી જા. પોથીનાં પાનાં તો ફકત બે છે. અહં અને મમ. પણ તેનો વિસ્તાર બહુ છે, તે ભુલી જા. તે ભુલી જતાં પળીઆં આવી જાય છે-વૃદ્ધ થઇ જવાય છે પણ ભુલાતું નથી એવો વૃદ્ધ છતે તૂં બાળક બની, ખરી મસ્તી–બ્રહ્માત્મૈકય અનુભવ સુખ લે, તો પછી તને પુન્ય પાપનો સ્પર્શ થશેજ નહીં

એવા તે દક્ષિણામૂર્તિ ગુરૂએ શું ઉપદેશ કીધો, તે કહે છે કે ભદ્રામુદ્રા (અથવા તર્ક મુદ્રા) અંગુષ્ટ તર્જની સંબંધ કરી બતાવી મૌન્ય રાખ્યું. માયાને અનામિકા પણ કહે છે, એટલે જેનું નામજ નથી. એવી આંગળી રૂપ માયા છે તે અંગુષ્ટરૂપ પુરૂષની શકિત છે. તે બેઉનો અભેદ છે. શકિત છે તે પરમાત્મ પુરૂપ રૂપજ છે તેની એકતા બતાવી, ત્રણ આંગળ રૂપ ત્રણ ગુણને અલગ રાખ્યા. દક્ષિણ તુરદ સુખ છે જેનું એવા, એવો પણ એક અર્થ છે.

શ્રી શંકરાચાર્ય ભગવાનની વાણીમાં માધુર્ય, નિઃશંકત્વ, અનુકંપા, અને નિર્ભયતા રહેલાં હોવાથી અતિશ્રેષ્ઠ છે.

૬૫ થી ૪૦ વર્ષ સુધીની ઉમર છે તે, ગધા પચીસી કહેવાય છે. તેમાં મસ્તી રહે છે, તે આ સંસારના વિષય ભોગની મસ્તી અથવા તો જ્ઞાનયોગની સમાધિ સ્થિતિ રૂપ બ્રહ્મખુમારી. એવી સ્વરૂપાનંદની ખુમારીની મસ્તી (ઉમા ન હોવાથી–તે નિરૂપાધિ સ્થિતિ વખતે) શંકરને હતી, તેથી ગુરૂને યુવા કહ્યા છે.

બાળક એક ચીજને લે છે–પકડે છે, પણ બીજી ચીજ લેતાં તેને પડી મુકે-ભુલી જાય છે. તેમ, તમે રાગદ્વેષ રહિત થઇ (આ વિષયનો મોહ –આપાત રમણીયપણું) ભુલી જાવ-સંસારની રમત ભુલી જઇ સ્વરૂપાનંદ મસ્તીએ ચઢો:

" શ્રી દક્ષિણામુર્તિ " પછી " સ્તોત્ર " શબ્દ છે. સ્તોત્ર એટલે સ્તુતિ-ગુણોનું કથન. ગુણો કોના હોઇ શકે ? જે કાંઇ માયાનું કાર્ય હોય તેના; પણ પરમાત્મા તો મન વાણીથી અગોચર છે તેથી તેના તો હોઇ શકે નહીં, જો કહીએ તો ઉપહાસ જેવું છે. તે પ્રભુ તો અપાર અનંત **अशब्दमस्पर्शादि** છે, તેનો પાર પામેલો એવો તો કોઇજ નહીં, પછી શી રીતે ગુણગાય ?

મચ્છરો, પતંગીઆં, વગેરે આકાશમાં ઉડે છે, ચકલી, પોપટ, કાગડા પણ ઉડે છે, અને ગરૂડ પણ ઉડે છે. તેઓ એક બીજાથી અધિક બળવાળાં છે. તેઓ ગમે તેટલી ગતિવાળાં છતાં આકાશનો પાર પમાતો નથી, પરંતુ આકાશનો મહિમા વધે છે. તેમ જેટલી જેની બુદ્ધિ તેના પ્રમાણમાં ગુણ ગાય–સ્તુતિ કરે છે તેથી પરમાત્માનો મહીમા વધે છે. ઉપમન્યુ કૃત પાંચ દેવનાં પાંચ મહિમ્ન છે. તેનાં ગણેશ મહિમ્નમા કહે છે કે હે દેવ ! ગાણેશો તને ગણપતિ રૂપે ભજે છે, શૈવ લોકો શિવરૂપે, વૈષ્ણવો વિષ્ણુરૂપે, શાકત ભકતો તને દેવી રૂપે, અને સૌર (સૂર્યના ભકતો) સૂર્યરૂપે ભજે છે. એવો તું જે કાંઇ છે, તું જે એક પરબ્રહ્મ વસ્તુ છે, તેને નમું છું. તાત્પર્ય કે, સમુદ્ર અપાર છે તેનો પાર પમાતો નથી, પણ જેની જેટલી બુદ્ધિ તે પ્રમાણે સ્તવે છે તેથી તેનો મહિમા વધે છે, તદ્વત્ તે પરમાત્માનો મહિમા વધે છે,

એક કવિને કોઇએ પુછ્યું કે, શંકરની વાણી કેવી ? તેજ વખતે તેને સ્ફુર્યું કે, ગંગા જેવી કહું. પણ તે કવિ પ્રતિભાશાળી હતો તેથી

તરતજ આકૃતિ બંધાઇ ગંગાનાં સ્વરૂપ વિશે અંતરમાં ભાન થયું કે, ગંગા તો સ્વર્ગમાંથી ઉતરી શિવનાં મસ્તકે આવી; ત્યાંથી ઉતરી હિમાલય પર્વતમાં આવી, અને ત્યાંથી નીચે ભૂમિ પર આવીને ખારા સમુદ્રમાં મળી ગઇ. એ રીતે અવરોહ પામી, એટલે નીચે ઉતરી. પરંતુ તે ભાષ્યકાર ભગવાન શંકરાચાર્યની વાણી તો આરોહ પામીને (ઉર્ધ્વ ગમન કરીને) પરબ્રહ્માત્મૈકય તત્સત્પદે પ્હોંચાડે છે: તેથી ગંગાની ઉપમાં કેમ અપાય? તેથી અનુપમ વાણી છે એમજ કહેવું પડ્યું. એવી શ્રી શંકરની વાણી છે તે, આ દુઃખરૂપ ખારા સંસાર સમુદ્રમાંથી આસકિત ઉડાવી જુદા પાડી, દેહમાંનાં અહંમમત્વ છોડાવી, હિમાલયરૂપ જ્ઞાન શિખરે ચડાવી બ્રહ્માત્મૈક્ય અનુભવરૂપ સ્વર્ગા રોહણ કરાવે છે. તેને ઉપમા આપવા લાયક બીજું કાંઇ જણાતું નથી.

હવે મંગલ કરે છેઃ—

मंगलं दिशतु मे गणाधिप, मंगलं दिशतु मे सरस्वति ॥

मंगलं दिशतु मे महेश्वरी, मंगलं दिशतु मे सदाशिवः ॥

ॐ पूर्णमदःपूर्णमिदंपूर्णात्पूर्णमुदच्यते ॥

पूर्णस्यपूर्णमादायपूर्णमेवावशिष्यते ॥

ॐ शांतिः शांतिः शांतिः ॥ ॐ नमः ॥

ગણ-એટલે—ટોળાં, તે ઋષિગણ, દેવગણ, ગંધર્વ ગણ, મનુષ્યગણ, વગેરેના અધિપતિ, અથવા, સત્વ, રજ, તમ, એ ત્રણ ગુણ ગણના અધિપતિ છે તે મંગલ એટલે પરમાત્મારૂપ મને દેખાવ.

પુરાણોમાં જુદા જુદા દેવ દેવીનું મહત્વ વર્ણવી બીજા દેવતાની નિંદા કરી છે એમ ઘણા સમજે છે તે ભુલ છે, વાસ્તવે તે નિંદા નથી, પણ સ્તુતિ છે તે સમજાતું નથી તેથી ઝગડા ઉભા થાય છે. બાળક છોકરાંના હાથમાં રૂપીઓ છે તે છોડતું નથી, તેથી ખોઇ નાંખશે કે કોઈ છીનવી લેશે એવું ધારી માતા કહે છે કે, "છી છે. નાખીદે, છી છે." તે સાંભળી બાળક ફેંકી દે છે અને બીજી ચીજ હાથમાં લે છે. બાળક ફેંકી દે છે કે તરત તે રૂપીઓ ઉપાડી લઇ માતા પેટીમાં મુકી દે છે. અત્રે, "છી છે" એ શબ્દથી રૂપીયાની નિંદા નથી, પણ ઉપયોગી સારો છે એવા ભાવથી સ્તુતિજ છે. તેમ, શિવ પુરાણમાં વિષ્ણુ અને બીજા દેવની, વિષ્ણુપુરાણમાં

શિવ વગેરેની અર્થાત્ પ્રત્યેક પુરાણમાં તે પુરાણના પ્રાધાન્ય દેવશિવાયનાની નિંદા જોઇ લોક લડી મરે છે, પણ તે ભુલ છે. દેવી પુરાણમાં કથા છે કે, દેવીથીજ જગત થયું, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર થયા, વગેરે દેવીનો એક બગીચો છે, તેમાં સુંદર તળાવ છે તેમાં અમૃત જેવું નિર્મળ જળ છે. સુંદર વૃક્ષ નીચે સિંહાસનપર દેવી બેસે છે, તે સરોવરનું જળ પીએ છે. એક વખતે ત્રણે દેવ રસ્તે જતાં તે સુંદર સરોવર જોઇ તેમાં સ્નાન કરવા પડ્યા. ડુબકી મારે છે અને ક્રીડા કરી રહ્યા છે, એવામાં દેવીની દાસી ત્યાં જળ લેવા આવી. ત્રણે દેવથી તે જળ ડોહોળું થઇ ગયું છે તે જોઇ બેડું ભરી લઇ, ચીડવાઇને ત્રણેની ચોટલી પકડી દેવી પાસે લઇ જઇ સોંપી દીધા, ને કહ્યું કે આ ત્રણ ચોર છે. દેવીએ તે ત્રણેને જનમ ટેપમાં નાખ્યા, એટલે જનમ સુંધીની કેદ કરી આવું સાંભળીને દેવીના ભકતો બડાઇ મારી વૈષ્ણવો શૈવો વગેરે સાથે લડી મરે છે. પણ તેમાં શું રહસ્ય હેતુ છે તે સમજતા નથી. તેનું તાત્પર્ય-રહસ્ય એવો છે કે, આ શરીર રૂપી બગીચામાં દહરાકાશ (હૃદય) છે તે નિર્મળ સરોવર છે. તેમાં સત્વ, રજ, અને તમએ ત્રણ ગુણો પડીને હૃદયને મલીન કરી નાખ્યું છે. તેથી તે મહા માયા પ્રકૃતિ જેનો એ શરીરરૂપ બગીચો છે. તે દેવીની મુક્તિરૂપા ભક્તિદાસી આવી તેણે ત્રણે ગુણની વાસના ચોટલી પકડીને દેવીને સોંપ્યા. દેવીએ ત્રણે ગુણોને જન્મ સુધી કેદ કીધા, અર્થાત્ શુદ્ધ ભક્તિથી તેઓ વશ થઇ ગયા, અને હંમેશને માટે હૃદયમાં આવતા બંધ થયા. ત્યારેજ ચિત્ત જળ મલીન થતું બચીને નિર્મળ રહેવા લાગ્યું. ત્યારે "હું શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મ છું" એવું જ્ઞાનરૂપ નિર્મળ જળ (ઉત્તમ ભક્તિ વડે) કાયમ રહ્યું **બ્રહ્મૈવાહમ** એવી બુદ્ધિ વૃત્તિરૂપ મુક્તિરૂપા દાસી અર્થાત્ અનન્ય શુદ્ધ પ્રેમ ભક્તિથી ચિત્તરૂપ જળ નિર્મળ રહે છે. આવી રીતે સાકાર રૂપે સરસ્વતિની સ્તુતિ કરી, પછી નિરાકારરૂપે સ્તવન કરે છે કે, મહેશ્વરી મને મંગલરૂપ દેખાવ. દેવ અને મહાદેવ, ઇશ્વર અને મહેશ્વર, વિષ્ણુ અને મહા વિષ્ણુ, શિવ અને મહાશિવ ( પરમ શિવ ) એ રીતે સાકારને 'મહા" શબ્દ લગાડી નિરાકારરૂપ બતાવે છે, તે રીતે મહેશ્વરી શબ્દે કરીને સરસ્વતિનું મુળ નિરાકાર રૂપ બતાવ્યું. તેજ રીતે શિવનું નિરાકાર સ્વરૂપ "મહા" પરમ, અથવા સદા" એ શબ્દો લગાડી બતાવાય છે. તે પ્રમાણે અત્રે સદાશિવ કહી દરશાવ્યું.

પ્રાચીન કાળમાં પાટલાપર ધુળ નાંખી પંડ્યા (મેહેતાજી)-ભણાવતા હતા (ઉભા રાખીને) કે, "પંડાજીની ઘોડી, ત્રણ પગે ખોડી, એક પગે

હાલે ચાલે, પતાલમાંનું પાણી કાઢે તે પાણીનો કાવો કોજે, .મા બાપના પગ ધોઇ પીજે." પં.૩, એટલે, બ્રહ્મ વિષયક બુદ્ધિ, તેની વાણીરૂપ ઘોડી છે તેને ચાર પગ છે. પરા પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી. તેમાં પરાને કોઇ જાણી શકતું નથી પશ્યંતિને પણ જોઇ શકાતી નથી. મધ્યમાં પણ દેખાતી નથી. માત્ર એક વૈખરી વાણીથી હાલે ચાલે છે. તે છતાં એક પગનું બળ એટલું બધું છે કે, પાતાલમાંથી પાણી કાઢે છે. અર્થાત્ **રસોવૈસઃ** તે પરમાત્મા રસરૂપ છે તે પદ સુધી ઊંડાણમાં જઈને ઉત્તમ અજરામર શુદ્ધ જ્ઞાન રસ લાવે છે. તે રસને ખુબ ઉકાળી કાવો કરે છે, એટલે તે જ્ઞાનનો દ્રઢ ઘાડો અભ્યાસ કરી અનુભવરૂપ કાવો બનાવે છે. અને મા બાપ તે આ જગત અર્થાત્ કારણરૂપ પ્રકૃતિ (માયા) અને તેના અધિષ્ઠાનરૂપ પિતા પરમાત્માના પગ ધોઇને (તે કાવાથી પાદ પ્રક્ષાલન કરીને) પીએ છે, એટલે તે અનુભવ જગતમાં ફેલાવે છે.

ગ્રંથના ચાર અનુબંધ હોય છે. અધિકારી, વિષય, સંબંધ અને પ્રયોજન. વેદાંત શાસ્ત્રના જે ચારે અનુબંધ છે તેજ પ્રકરણરૂપ શ્રી દક્ષિણામૂર્તિ સ્તોત્રના છે. વેદાંત જ્ઞાન છે તે વિષય. જીવ અને બ્રહ્મનો અભેદ છે તે સંબંધ. સર્વ સંસાર તાપરૂપ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ છે તે પ્રયોજન અને જે જિજ્ઞાસુ-મુમુક્ષુ છે તે અધિકારી છે. તલાટી, કારકુન, મામલતદાર, ડેપ્યુટી, કલેકટર, કમીશનર, જડજ, ગવર્નર, રાજા, મહારાજા, વગેરે જેનો જેવો અધિકાર હોય છે તે પ્રમાણે તેને યોગ્ય સ્થાને તે શોભે છે. અધિકાર ન હોય તો તે કામ તે કરી શકતો નથી, અગર તેને સમજાતું નથી. ભર્તૃહરિ પોતાની રાણી પિંગલા ઉપર અત્યંત આસકત હતો, તેથી તેણીએ ખોટું અથવા ઉલટું સમજાવ્યાથી ખાત્રી અને તપાસ કીધા વગરજ પોતાના ભાઇ વિક્રમને દેશવટો આપ્યો. રાણીએ ગમે તેટલું (સ્ત્રી ચરિત્ર પ્રમાણે) કહ્યું કે, તમારો ભાઈ મારા ઉપર બદ દાનત કરે છે, પરંતુ પોતે જાણતો હતો કે ભાઇ સરળ શુદ્ધ અને ઉત્તમ પંકિતનો છે. તે છતાં રાણીનુંજ સાચું માની વિક્રમને દેશનિકાલનો હુકમ કીધો. તે વખતે વિક્રમે કહ્યું કે, ભાઇ! તમે ભુલ કરો છો, પાછળથી બહુ પસ્તાવો થશે અને પરિણામ સારૂં નહિં આવે. પણ વિષયાશક્તિને લીધે તે સાંભળવાનો રાજાને અધિકારજ ન હતો તેથી ધ્યાનમાં આવ્યું નહીં. પછી જ્યારે અમરફળ રાજાને ભેટ મળ્યું તે વખતે રાજાએ પીંગળાને એવો આશાથી આપ્યું કે રાણી અમર થશે તો હુ ખુબ ભોગવીશ પણ પિંગળાને અશ્વપાળ સાથે મોહોબત લાગેલી હતી તેથી

રાણી જાણે કે તે (ફળ) અમર થશે તો હું ખુબ ભોગવીશ. તેથી તેણે તેને આપ્યું. પણ અશ્વપાળ વળી એક વેશ્યા સાથે પ્યારમાં પડેલો તેણે એવીજ આશાથી વેશ્યાને આપ્યું. પરંતુ વેશ્યા વિવેકી હોવાથી વિચાર્યું કે રાજા દયાળુ અને ન્યાયી છે તે ખાશે તો અમર થતાં પ્રજા દીર્ઘકાળ સુખી રહેશે, એમ વિચારી દરબારમાં જઈ રાજાને ભેટ કીધું. તે જોતાંજ આશ્ચર્ય પામી તપાસ કરતાં પિંગળાનું પોકળ જાહેર થયું. તે જાણી રાજા કહે છે કે, અરેરે ! જેને ઇશ્વર જેવી ચાહાઉં છું, તે તો કોઇબીજાને ચાહાય છે. અને તે વળી કોઇ બીજીને ચાહે છે આ શું !! **धिक्तांच तंच्मांचमाम्** તે પિંગળાને, અશ્વપાલને, કામને, અને મને ધિક્કાર છે અરે ! હે વિક્રમ બંધુ ! તેં કહેલાં બધાં વચન સાચાં હતાં. અંધ બની ગયલા એવા મેં તારૂં નહી સાંભળીને તને નાહક દુઃખી કીધો. તાત્પર્ય કે, રાજા હવે જાગ્યો. અધિકાર આવ્યો, ત્યારે ભાઇના વચન સ્ફુરી ઉઠયાં અને સમજાયાં (સત્ય જણાયાં) જ્યાં સુધી એ અધિકાર આવ્યો ન હતો ત્યાં સુધી તે જુઠાં—ઉલટાં લાગ્યાં. તેમ, મોક્ષ માટે વિવેક વૈરાગ્ય શમદમાદિ સાધન પૂર્વક ઉત્કટ ઇચ્છા જ્યાં સુધી ન થાય ત્યાં સુધી સંત અને શાસ્ત્ર ગમે તેટલું સમજાવે તે ગળે ઉતરતું નથી.

ઉપલાં ભર્તૃહરિનાં દ્રષ્ટાંતની અધ્યાત્મ દ્રષ્ટિએ સમજુતી નીચે પ્રમાણેઃ— **भर्ता यस्य हरिः** જેનો ભરણ પોષણ કરનાર શ્રી હરિ છે એવો કોણ ? જીવ. જીવ જ્યાં સુધી સંસારના વૈભવ, સ્ત્રી, ધન, પુત્રાદિમાં આસકત રહે છે, ત્યાં સુધી તેને મોક્ષનો અધિકાર નથી હોતો, તેથી ગુરૂ શાસ્ત્રો સંતો જે ખરાં હિતની વાત કહે—ઉપદેશ કરે છે તે, તેને નથી રૂચતું (ગળે ઉતરતું નથી). ઇડા અને પિંગળા બે રાણી છે તેમાં ઇડા ચંદ્રની શીતળ કરનારી નિવૃત્તિરૂપ છે. અને પિંગળા છે તે મોહક, ખુબસુરત, ચંચળ ચપળ છે, તેના મોહમાં ફસાયલો જીવ છે તે, એ પ્રપંચી પ્રવૃત્તિરૂપ રાણી કહે છે તેજ ખરૂં માની લે છે. તેથી તે પ્રવૃત્તિ રાણી, વિક્રમ એટલે વિશેષ છે પરાક્રમ જેનું એવા ઇશ્વર ઉપર પ્રીતિ કરનારા જીવને અટકાવી ઉલટે રસ્તેજ દોરવે છે.-ઇશ્વર તરફ વળવા નથી દેતી પિંગળા રૂપ જે વાસના છે તે, મન રૂપ અશ્વપાલને આધીન છે. ઇંદ્રીઓ રૂપ ઘોડા છે તે બધા અશ્વનો પાલક મન છે તેથી તે અશ્વપાલ છે. તેને આધીન વાસના છે તે એવી છે કે જીવ (રાજા) ઇશ્વર ઉપર પ્રીતિ નહીં કરે એવા હેતુથી જીવને ઇશ્વર વિશે ખોટું સમજાવે છે. હવે પ્રશ્ન થાય છે કે, ઇશ્વર તો મોટો ભાઇ છે, અને જીવ નાનો ભાઇ છે, તેનું શી રીતે કરવું ? ત્યાં કહે

છે કે, પ્રથમ જીવ બુદ્ધિ થઈ હોય છે. પછી ઉમર મોટી થતાં ઇશ્વર વિશે શાસ્ત્રો શિષ્ટો સંતો વગેરેથી સાંભળીને જાણતાં ઇશ્વર બુદ્ધિ થાય છે. તેથી જીવ અત્રે એ પ્રકારે મોટો ભાઇ (ભર્તૃહરિ સ્થાને) જાણવો. પિંગળા રૂપ વાસના વ્યભિચારિણી છે તે પોતાના દોષ બીજા (ઇશ્વર)માં આરોપે છે. તેથી ઇશ્વરનાં વચનને, વાસનાથી બદ્ધ થઇ રહેલો જીવ, માનતો નથી. જ્ઞાનરૂપ અમરફળ વાસનાએ મનને આપ્યું. મને વેશ્યારૂપ સમષ્ટિ માયાને આપ્યું. જીવનું કલ્યાણ કરવાની ઇચ્છાથી સમષ્ટિ માયાને જીવરાજા પ્રીય હોવાથી રાજા જીવને આપ્યું. તાત્પર્ય કે, આશા અમર હોવાથી ધન કીર્તિ સુખની વાસનાને લીધે જીવે વાસનાને આપેલું. વિષય વૈભવાદિ સુખની ઇચ્છાથી વાસના મનને આધીન થઇ, તે મન વેશ્યારૂપ માયામાંજ બાથોડીયાં ખાનારો હોવાથી તેણે માયાને આપ્યું. માયા તો ઇશ્વરનીજ હોવાથી તેને ઇશ્વર પ્રીય છે તેથી ઇશ્વરના ભાઇ જીવરાજાનું કલ્યાણ કરવાને જીવને આપ્યું. ત્યાં જીવ રાજા જાગ્યો. બધો પ્રપંચમય મિથ્યા ખેલ જોઇ ભાન આવ્યું. અને વેદ શાસ્ત્ર ગુરૂ સંતનાં અથવા ઇશ્વરનાંજ તે વચનો છે તેને ખોટાં માનતો હતો તે હવે સાચાં જણાયાં. કયારે ? અધિકાર આવ્યો ત્યારે તે સમજાયું ત્યારે બોલ્યો કે, **यां चिंतयामि सततं मयि सा विरक्ता** (ભર્તૃહરિ શતક જુવો) અર્થાત્ હું જેનું ચિંતવન કરૂં છુ તે તો મને ચહાતી નથી—મારા પ્રત્યે રાગ રહિત નીરડી બીજાનેજ ચ્હાય છે, વીગેરે. તેથી તેને, મનને, કામને, અને મને ધિઃકાર છે. તાત્પર્ય કે વિવેક વૈરાગ્ય પ્રકટી અધિકાર આવ્યો ત્યારે ઇશ્વરનાં વચન—વેદાંત વાકય સમજાયાં.

અનુભવરૂપ સમર્થ શિક્ષક છે, તેનું શિખવેલું કદી ભુલાતું નથી. જેને કદી કીડી પણ કરડી નથી એવાની પાસે શુરવિર આવીને કહે કે, હમે યુદ્ધમાં તરવારના આવા ભારે ધા ખમ્યા; તો તેથી તે બિચારો શું જાણી શકે ? કેમકે કીડી કરડવાનું પણ દુઃખ કેવું થાય છે તેપણ જેને ખમવું પડેલું નહીં હોવાથી ખબર નથી. જેણે શાકર કદી ચાખીજ નથી તેવાની આગળ અમૃતની વાત શું કામની! અમૃતત્વને તે શું જાણે ?! ઝવેરીનો છોકરો માત્ર નામ ધારક ઝવેરી છે તે ઝવેર (હીરા માણેક)ની પરીક્ષા શું કરી શકશે કે ? તે હીરા રત્નના પાણીની પરીક્ષા કરવાનું તેજ શકિત—અનુભવ આંખમાં આવ્યા વગર તે નામનોજ ઝવેરી કાંઇ કરી શકે તેમ નથી.

હવે આસ્તિ (છે), અને પ્રકાશ ( દેખાય છે ) તે અસ્તિત્વ અને પ્રકાશત્વ આ વ્યવહારમાં છે, તે કેવા અર્થમાં રહયા છે ? જે રૂપે તે

દેખાય છે તેજ રૂપે છે કે બીજે રૂપે છે? જીવ ઇશ્વરનું સ્વરૂપ કેવું છે? એ વગેરે ૧૪ વિકલ્પો શિષ્યે કરેલા, તેના સમાધાનમાં સદગુરૂ શ્રી શંકર ભગવાન **विश्वंदर्पणेति**૦એ પ્રથમ શ્લોકથી સમાધાન આપે છે.

ત્રિપુરાસુર દૈત્યે શંકરનું તપ કરી શંકરને પ્રસન્ન કરી, વરદાનમાં માંગ્યું હતું કે, સુવર્ણનું, રૂપાનું, અને લોખંડનું એ રીતે ત્રણ પૂર મને આપો, તે એવું કે કોઇ થી તે ભેદાય નહીં, અને તેને લઇને હું મારી મરજીમાં આવે ત્યાં ફરૂં; શ્રીશંકરે **तथास्तु** કહ્યું, પણ શરત કરી કે લોખંડનુ પુરતો ભાંગશે અને નવું થયા કરશે; પણ બીજાં બે પુર મારા શિવાય બીજા કોઇથી ભેદાશે-તુટશે નહિ.

આ વિષે રહસ્ય એમ છે કે, સ્થુળ શરીર છે તે લોખંડનુ પુર છે તે વારંવાર નાશ પામે-ભાગે છે અને નવુ થયા કરે છે. સૂક્ષ્મશરીર છે તે રૂપાનુ ઘર છે તથા કારણ શરાર છે તે સુવર્ણનું ઘરછે તે બે કદી ભાંગતાં નથી. એ ત્રણ શરીરને લઇને ત્રણ દેહમાં રહેનારો જીવરુપ ત્રિપુરાસુર મરજીમાં આવે ત્યાં ફરે છે. એ ત્રણ પુરમાં વસ્યા પછી તે પ્રબળ થાય છે-દેહાભિમાની થઇ રહે છે. એ પુરમાં અહંમમત્વ કરી ફસાએલો કેવળ કર્મ ઉપર આધાર રાખે છે. તે કહે છે ખરો, કે ઇશ્વર કરશે તેમ થશે પણ બીજેજ ક્ષણે કહે છે કે, કર્મમાં જે નહી તે ઇશ્વર કયાંથી કરશે. એ રીતેવિષયાસકિતમસ્ત હુવોદેહમાં અહંમમત્વભાવ સ્થાપી દોરાય છે. અને વરદાન આપતાં શંકરે કહેલું કે, તું મને ભુલશે ત્યારે નાશ પામશે. તેવાત દૈત્ય તે પુરમાં આસકતથઇ જવાથી, ભુલી જાયછે, અર્થાત શિવને ભુલે છે. તેમજીવ દેહાભ્યાસથી તેમાંઆસકત બની રહી પોતાના સત્યરૂપ આત્માને (શિવ તત્વને) ભૂલે છે. એનુજ નામ મૃત્યુ છે-તેજ મરેલો છે. અખંડ સુખ બુદ્ધિને ભુલીને બહારના ખોટા ભ્રાંતિ જન્ય સુખાભાસથી મોહિત થાય છે. દૈવી સંપતિ રૂપ સદગુણો-દેવોછે તેને દુઃખ આપે છે (પોતાનામાંથી હાંકી કાઢે છે) અને મદોન્મતપણે વરતે છે. ત્યારે જગતને પાળે પોષે છે તે શ્રી વિષ્ણુ બુદ્ધિ તે દેવોને સહાય કરવા પ્રવર્તે છે. તેને શિવ પણ સહાય થાય છે. બ્રહ્મા ધનુષ્યરૂપે બને છે, વિષ્ણુ બાણ રૂપે બને છે અને શંકર મારે છે. એમ ત્રિપુરાસુરને વીંધી નાખે છે ત્યારે દૈત્ય પોતે મરે છે તેથી દેવો સુખી થાય છે-

**प्रणवो धनुः शरोह्यात्मा, ब्रह्म तल्लक्षमुच्यते ॥ अप्रमत्तेन वेद्धव्यं.**

પ્રણવ ધનુષ્ય છે, મનરૂપ બાણ છે, તેનો લક્ષ બ્રહ્મ છે. તે અપ્રમત્ત એવા શિવ ગુરૂથી વિંધાય છે.

માયાને અવ્યક્ત કહી છે, તે જણાતી નથી, પણ તેનાં આ (પ્રપંચ મય જગત) કાર્ય ઉપરથીઅનુમાન કરાય છે, માટે.માયાને "કાર્યાનુમેયા" કહેછે

એકજ પૂર્ણ સ્વય ંસિદ્ધ પરમાત્મા શુદ્ધ સત્ય છે તેમા માયા (અવિદ્યા અથવા અજ્ઞાન ) કયાંથી આવ્યું ? તેને માટે દષ્ટાંતથી કહે છે. દર્પણ છે તે નિઃસંગ છે, છિદ્ર રહિત છે, શુદ્ધ છે. તેમ પરમાત્મા નિઃસંગ છિદ્ર રહિત પૂર્ણ જ્ઞાનઘન, શુદ્ધ અદ્વય અને નિર્વિકાર છે. દર્પણનું અસ્તિત્વ અને પ્રકાશત્વ છે, તેમાં મુખ વગેરે પ્રતિબિંબો દેખાય છે. તેમ, પરમાત્માનાં અસ્તિત્વ અને પ્રકાશત્વની અંદરજ વિશ્વ દેખાય છે. નિદ્રા રૂપ ઉપાધિનેલીધે સ્વપ્નમાં અંદરજ બધું જગતદેખાય છે,તેમ માયાના યોગથી પરમાત્મામાં પ્રતીત થતું જગત બહાર હોય તેવું દેખાય છે. જયારે નિદ્રાથી જાગે છે ત્યારે સમજાય છે કે બધા સ્વપ્નના દ્રશ્ય પદાર્થ અંદરજ છે—બહાર કશું નથી. તેમ જ્ઞાન થતાં જયારે જાગે છે-અજ્ઞાન વર્ણ ખસી જતાં ભાન આવે છે ત્યારે સમજે છે કે, બધું જગત અંદરજ—મનમાંજ છે.

જે અસુરોને જે રૂપ ધરીને દેવે માર્યા હોય છે તે અસુરો તેજ દેવની સંનિધીમાં પૂર્વજન્મમાં રહેનારા હોય છે. તેઓ શાપ વગેરે કારણથી અસુર થયેલા હોય છે. તે અસુરો એવા બળવાળા હતા અથવા હોય છે કે, તેજ દેવ જો નહી આવે તો (તે દેવ આવ્યા વગર) બીજા કોઇથી મરે નહી. એવો ત્રિપુરાસુર શંકર પાસે વર મેળવી જ્યારે બીજા દેવાદિને બહુ દુઃખ દેવા લાગ્યો, ત્યારે વિષ્ણુને દેવ લોકો તરફથી પ્રાર્થના થવાથી વિષ્ણુએ જમણા હાથની આંગળી ડાબા હાથમાં ઘસી મેલની ગોળી કરી તેમાંથી એક પુરૂષ થયો તેને અરિહંત કહે છે. તેને વિષ્ણુએ કહ્યું કે, ત્રિપુરાસુર પાસે શિવનું ભજન ભુલાવી દે. હવે આ પુરૂષને એ સત્તા મળી; પણ સત્તાવાળો પોતે કહેતો નથી કે હું આવો બળવાળો છું. જો પોતેજ સ્વમુખથી પોતાની શ્લાઘા કરે તો ગુમાવે છે, તેથી બીજો સાધક માગ્યો. પ્રભુએ નારદને સોંપ્યા. અરિહંત મહાત્મા બન્યા. અસુર સમીપ નારદે તે સંતના ખુબ વખાણ કરી તેનાં દર્શને તેડી લાવ્યા. સુકાં કાષ્ટનું ઠું ઠું હતું તેને જોઇ સંતે દૈત્યને પુછ્યું કે, આ શાનુ ઝાડ છે? કાષ્ટજ હતું તેથી દૈત્ય કંઇ કહી શકયો નહીં. સંતે પાણી છાંટયું કે તરત પીલા ફુટીને પ્રફુલ્લિત થતાં, આંબો છે એમ બતાવ્યું. આ ચમત્કારથી મોહ પામી અસુર તો રોજ આવવા લાગ્યો. તે પ્રસંગ સાધી લઇ સંતે તેને સમજાવી એવું દ્રઢાવ્યુ કે, ઇશ્વરાદિ બધું ગપ ગોળા છે, જગતનું કારણ તો કર્મ છે. નકામો શિવ શિવ શું કરે છે. એવી રીતે તેનું શિવ ભજન છોડાવ્યું.

તેથી શિવે તેને વરદાન વખતે પ્રથમ કહ્યું હતું તે પ્રમાણે માર્યો છે. ત્રણ શરીરમાં ક્રીડા કરનારો (ત્રિપુરાસુર સ્થાનાપન્ન) જીવ છે. આંખ, પાંખ અને માખ, જ્યારે એક લાઇનમાં સીધી લીટીમાં આવે છે ત્યારે બંદુકથી લક્ષ (શિકાર)ને વેધી શકાય છે. તેમ, ધ્યાતા, ધ્યાન, અને ધ્યેયનો એકતાર થાય છે ત્યારે જીવત્વ વિંધાય (મરાય) છે. તે જીવત્વ નાશ થતાંજ શિવત્વ આવે છે એવો અનુભવ કરાવનાર શંકર શિવ છે. તે શિવરૂપ દક્ષિણામૂર્તિને નમસ્કાર છે. વામાંગ પાર્વતી રહિત અર્થાત્ માયા રહિત થયાં તેથી દક્ષિણાંગરૂપ શુદ્ધ એકલા શિવ એવાજે શ્રી દક્ષિણામૂર્તિ સદ્‌ગુરુ છે તેને અમારા નમસ્કાર છે.

એ જ્ઞાન અનુભવ કેવો છે કે, **पिता अपिता भवति, माता अमाता भवति, चांडाल अचांडाल भवति.** ઇત્યાદિ. **निस्तरंग.**

એક (૧) અને નવ (૯) એ પૂર્ણ અંક છે, તે કાયમજ રહે છે.

**पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते** પૂર્ણમાંથી પૂર્ણ લઇ લઇએ તો પૂર્ણજ અવશેષ રહે છે.

અષ્ટધા પ્રકૃતિ કહેવાય છે. આકાશ વાયુ અગ્નિ જળ પૃથ્વી, એ પાંચ તથા મન બુદ્ધિ, અહંકાર, એ આંઠ પ્રકૃતિ સ્વરૂપ છે, તે વધી વધીને પૂર્ણમાંજ સમાય છે. ૮×૨=૧૬ (એટલે ૧+ ૬=૭ થવાથી આંઠમાંથી ૧ કમી થયો) ૮×૩=૨૪ (૨+૪=૬, એ ૭, એટલે આંઠમાંથી બે કમી થયા એમ એક એક અંક પૂર્ણમાં સમાતો જાય છે] ૮×૪=૩૨ [૩+૨=૫] ૮ × ૫=૪૦ [૪×૦ = ૪] ૮×૬=૪૮ [૪+૮=૧૨માંથી ૯ પૂર્ણ અંક બાદ જતાં ૩ શેષ (૮×૭=૫૬ [૫+૬=૧૧–૯=૨ બાકી)૮×૮=૬૪ [૬+૪=૧૦–૯ ૧ શેષ) ૮×૯=૭૨ [૭+૨=૯–૯=૦] પરંતુ નવનો અંક પૂર્ણ હોવાથી કાયમ રહે છે. ૯×૨=૧૮ [૧+૮=૯] ૯×૩=૨૭ [૨+૭=૯] ૯×૪=૩૬ [૩+૬=૯ ૯×૫=૪૫ [૪+૫=૯] ૯×૬=૫૪ [૫+૪=૯] ૯×૭=૬૩ [૬+૩=૯] ૯×૮=૭૨ [૭+૨=૯ ૯×૯=૮૧ [૮+૧=૯] ૧૦×૯=૯૦ [૯+૦=૯] ત્યારે તે પુર્ણ અંકો ૧ તથા ૯ છે તે, ૧+૯+૮ પ્રકૃતિ મળીને ૧૮ થાયછે તે પ્રમાણેજુવો. ભારતનાં ૧૮ પર્વ છે. સેનાપણ બેહુની મળી ૧૮ અક્ષોહીણી હતી. ગીતા ના પણ ૧૮ અધ્યાયછે. પુરાણ પણ ૧૮ છે. ૧+૮=૯નવધા ભક્તિ. એક જે પુર્ણ છે તેનું વિવર્ત અષ્ટધા પ્રકૃતિ છે.

સદ્‌ગુરૂએ શિષ્યને પોપટની ઉપમા આપી કહ્યું છે કે—

ઉડી જા તું ગાફીલ ગાભરા, ત્હારે અંતર શી આંટી રહી! ટેક
તારી પાંખો પ્રૌઢ થઇ હવે, પરા વાણીનો કવિઓ કહે;

રહી રિદ્ધિ કર જોડી નવે, તોએ આશી આસકિત રહી ! ઉડી જા૦ ૧
આતો જાળ સ્વાર્થની છે રચી, કામ ક્રોધ કોટ રહયો મચી,
ખોઇ શુદ્ધિ લાખો ગયા પચી, પણ ખોઇ તે પાછી ના જડી. ઉડી ૨
નિશો પ્રેમનો જે ઘુંટી પીએ, તેને નિત્યે રંગ નવા જડે
નિજાનંદમાં તે આનંદ લે, એ ખુમારી તુજ નયને ચડી. ઉડી ૩
હતો બાળ ત્યારે સુધુ ભાસતું, વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું,
aપરભાવ મન બનીકે કુડું, તું તો અદ્વૈત બ્રહ્મ અખંડ છે. ઉડી ૪
ભણી વિશ્વની પોથી ભૂલતું bપળીઆં છતાં મન બાળ તું,
ખરી મસ્તી એ ખરૂ સૂખડું, પછી પુન્ય પાપ અડે નહિ. ઉડી ૫

જ્ઞાની થનાર ચારવાત ધ્યાનમાં રાખે. સ્વતંત્રતા, સમાનતા નિસ્પૃહતા અને પ્રેમ. એચારને ધ્યાનમાં રાખીને ચાલે. એવા મહાત્માને ઓળખવાની યોગ્યતા આવ્યા શિવાય તેઓ ઓળખી શકાતા નથી. સમુદ્ર અપાર વારિધી એક સરખો છે, છતાં માછલાં તેમાં રહે છે તે ગમે ત્યાં ફરેહરે દોડે ખેલેછે. પણ પોત પોતાને સ્થાને આવી ઠરે છે. આકાશ એક સરખું અનંત છે. છતાં પક્ષીઓ તેમાં ગમે ત્યાં ગતિ કરતાં ઉડતાં રહે છે—ને પણ વખત થયેથી પોતાના માળામાં આવે છે. તેમ જ્ઞાની વ્યવહાર કાર્ય ગમે તેવાં (ન્યાતવરા વરઘોડા, લગ્ન, ઉદ્યાપન, અગ્નિહોત્ર પરોપકાર, દાન, દયા, વિદ્યાધનાદિદાન ગાયન, કથા, પુંજા, સેવા, દસત્વ, સ્વામિત્વ, વગેરે) કરે છે, છતાં લક્ષ્ય બિન્દુથી તેની દ્રષ્ટિ ચ્યુત થતી નથી. નાટકમાં સ્ત્રીનો વેષ લઇને આવ્યો, તે પોતાનો પાર્ટ (Part)ખરો ભજવે છે, ગાય છે, હાવભાવ ચાળા કરેછે છતાં એમતો નથીજ માનતો કે "હું સ્ત્રીછું" પડદા બહાર ગયો કે બધુંપત્યું; છે તેનો તેજ. તેરીતે જેઓ વિષયાદિની વાસનામાં બદ્ધ થતા નથી તેઓ સ્વતંત્ર રાગદ્વેષ રહિત કાર્ય કરે છે. સુખ આવે કે દુઃખ આવે, તેમાંહર્ષ કે શોક માનતા નથી, અર્થાત સુખ છે અથવા દુઃખ છે એવું માનતા નથી જેઓ એવા છે તેઓ નિસ્પૃહ રહી શકે છે, તેઓજ પરમ પ્રેમમાં (પ્રેમ સ્વરૂપ પરમાત્મ તત્વમાં) નિમગ્ન રહી શકે છે.

ભર્તૃહરિ જે એવાજ સમર્થ અનુભવી સમર્થ મહાત્મા હતા, તેમને ક્ષુધા લાગી. ત્યારે ભિક્ષા માટે ગામમાંતો હવે જવું જોઇએ, એમ વિચારી વનનાં એકાંત સ્થાનેથી ઉઠી ચાલ્યા. સ્મશાન આવ્યું ત્યાં પિંડ મુકેલા,

---

a પરભાવ—દ્વૈતભાવ—અહંમમત્વભાવ. b પળીઆં=શ્વેતવાલ આવ્યાથી વૃદ્ધ થયો માનતો હોય તો.

ધકો ફુટેલો, તે જોઇ ગામમાં જવાની જરૂર નહીં જોઇ ત્યાંજ અટકી બેસી પિંડ પડેલા તેના બે રોટલા બનાવી, ત્યાંનાજ અગ્નિ ઉપર ધડાની ઠીકરીમાં સેકીને ખાવાની તઇઆરી કરે છે, એટલામાં શંકર પાર્વતી જે વિમાનમાં જાય છે તેમાંથી પાર્વતીએ તે જોઇ શંકરને કહ્યું કે, આવો દુષ્ટ કોણ છે, જે આ સ્મશાનમાં જમે છે, વળી પ્રેતપિંડનાજ રોટલા કરી ખાય છે. તે પણ સ્મશાનનાજ અગ્નિથી કીધા છે, એ તે કેવો ?!! શંકર કહે, દેવી! એવું ન બોલો. એ તો તમને અને મને તૃણવત્ ગણે એવો છે. દેવી કહે, હેં!! શું કહો છો!! ચાલો ત્યારે જોઇએ. બેઉ આવી પાછળ ઉભાં. ખાવાની તઇઆરીમાં હતો ત્યાં અતિથી આવ્યા "જમતી વખતેજ આવ્યા તો આપવું જોઇએ." એમ વિચારી એક રોટલો પાછલે હાથે [તેઓના તરફ જોયા વગરજ] આપવા માંડયો. પાર્વતી કહે, શંકર પોતે તમારા પર પ્રસન્ન થયા છે અને હમે તને દરશન આપવા આવ્યા છીએ, છતાં તું હમારી સામુ પણ જોતો નથી! ભર્તૃહરિ બોલ્યા કે, તમે જે હો તે–જે કોઇ હોવ તે ભલે હો, તમારી દયા હોય તો આ રોટલો લઇને જતાં રહો. છાયામાં ઉભાં ન રહો, અગર મારા ઉપર છાયાં ન પાડો. માયિક દ્રશ્ય (દર્શન) ની મને ઇચ્છા નથી. શંકર કહે, કેમ જોયું? દેવી! એ સંત કેવા નિસ્પૃહ છે તે હવે ખાત્રી થઇ? એનું નામ નિસ્પૃહતા **निःस्पृहस्य तृणं जगत्** છતાં પ્રેમ કેટલો બધો છે, કે આપ-પોતે ભુખ્યા છે છતાં અતિથીને આપે છે. એ એમ જાણે છે કે, જે હરી તે, એ મારોજ આત્મા છે, બીજું કોઇ છેજ નહિ.

એક પિતા સમદ્રષ્ટિ હતા. તેને એક પુત્ર થયા પછી અગીઆર વરશે બીજો પુત્ર થયો. તે છ માસનો થયલો તેને દાળભાત જમાડતાં નહીં તેથી તે જોઇ બોલ્યો કે મોટા પુત્રને તથા નાનાને બેરાબર સરખાં દાળ ભાત આપો. નાનો નહીં ખાય તો જોરથી એનાં મુખમાં ઘાલો. ૧૧ વરશના પુત્રને જેવડાં મોટાં કપડાં શુટ છે તેવડાંજ નાનાને પણપેહેરાવો. કહો ભાઇઓ, કે આવી રીતે જો એ પિતા કરે તો તે મૂર્ખ નહિ ગણાશે કે? એનું નામ સમદ્રષ્ટિ નથી. મોટાની ઉન્નતિ અન્નથી છે, અને બાળકની દુધથીજ ઉન્નતિ થાય છે. તેમ દ્વિજ એટલે બ્રા; ક્ષત્રી, વૈશ, એ ત્રિવર્ણ ચારે વેદ શાસ્ત્રાદિ ભણે; અને શુદ્ર જે કે બાળક-મંદ પ્રજ્ઞ છે તે વેદ નહી ભણે; એ નિયમથી ઇશ્વર રૂપ પિતાની સમદ્રષ્ટિ તુટતી નથી. તેમ વળી વેદ ભણે તોજ પ્રભુ મળે અથવા મોક્ષ મળે, એવું છેજ નહીં. ધ્રુવ કયાં વેદ ભણ્યો હતો?! અને રાવણ ચારે વેદ ભણ્યો અને મોટો વિદ્વાન

બારેલી ટીકા—આખ્યાયિકા રચી, છતાં તેનું રાક્ષસત્વ નહીં ગયું. તાત્પર્ય કે, યોગ્યતાથીજ કલ્યાણ છે. તે યોગ્યતા જોઇને ઉપદેશ અપાય છે.

લક્ષણાના મુખ્ય બે પ્રકાર છે. શક્ય સાથે સાક્ષાત સંબંધવાળી લક્ષણા છે તે કેવળ લક્ષિત લક્ષણા. गंगायां घोषः—ગંગામાં ગામ છે એમ કહ્યું ખરું, પણ લક્ષણા એવી થઇ કે, ગંગા તીરે [કાંઠે] ગામ છે, કેમકે ગંગાના પ્રવાહમાં ગામ સંભવે નહીં, તેથી તીર વિશે લક્ષણા થઇ અને શક્યના સંબંધીનું પરંપરા વડે ભાન થાય, તે બીજો પ્રકાર છે. ગુરૂએ સુતાં સુતાં બબડવા માડ્યું કે द्विरेफोरवति તે સાંભળી શિષ્ય વિચારે છે કે, "બે રકાર રડે છે" એ ગુરૂ શું બોલે છે. બે રકાર શી રીતે રડે !! ત્યાં તર્ક [લક્ષણા] કરે તો સમજાય કે, ભ્રમર ગણગણે છે, એવું ગુરૂ બોલે છે. એ લક્ષણા ત્રણ પ્રકારની છે. જહદ, અજહદ, જહદા જહદ. શેષશાયી=પ્રારબ્ધરૂપ શેષ શૈયા પર સુનાર [આત્મરત, યોગી, સંત]

પાંચ કોસ પર ધામ હૈ, પોંચેગા કોઇ ઘર;
અનંત કોસ ભટકત ફિરે, તિસકે મુખપર ધર.

અર્થાત્—અંતરમાં નજીક હૃદય કમળમાં પરમાત્માનું ધામ છે. તે અન્નમયાદિ પાંચ કોષથી પર—જુદું—અસંગ—નિરાળું ધામ, એટલે, આત્મ તત્વ છે, છતાં અનંત કોશ-ચોરાસી લાખ યોનિમાં જન્મ લેતોજ ફરે છે તેના મુખપર માયા—અવિદ્યા છવાઇ રહી છે, તે મનુષ્ય અજ્ઞાનાવૃત છે. શ્રી કૃષ્ણ રીસાઇને સુઇ રહ્યા છે. છપર પલંગપર નેટની જે જાળીવાળી મચ્છર દાની છે તેની જાળ છે તે છિદ્રોવાળી કાણી છે. રાધા પાસે ઉભી રહી જાળીમાંથી પ્રભુનુ મુખ જોઇજ રહી છે. તેને બીજી સખીઓ જરા છેટે ખુણે ઉભી ઉભી બોલાવે છે તેના તરફ જરા ત્રાંસા નેત્રથી જોઈ પાછી એકી નજરે શ્રી પ્રભુને જોતીજ રહી છે. આ રીતે પુષ્ટિ માર્ગના ગ્રંથમાં લખેલું છે. તેમાં હેતુ કહે છે કે, ચેતન છે તે જ્ઞાનમય છે. તે અજ્ઞાને કરીને આવૃત [ઢંકાયલો] છે, તે જાળ કેવી છે કે, જાળરંધ્ર જેવી કાણી છે-એટલે ધન સ્ત્રી પુત્રાદિની ઇચ્છા છે—એજ કાણી છે, તે વચમાં પડી છે. હૃદયમાં [અંતરમાં-પલંગપર] આનંદમય પ્રભુ છે તે ઉપર મચ્છરદાની પડી ગઇ. બુદ્ધિરૂપ રાધા [શુદ્ધ વૃત્તિ] છે તે, તે જાળમાંથી જોય છે. કેવી રીતે? ચિત્રામણની પુતળી વત તન્મય થઇ જઇને જુવે છે-તદાકાર બની જુવે છે, તે વખતે બીજી સખીઓ તેને બોલાવી લેવા હાવભાવ કરે છે, તેમ, જિજ્ઞાસુ જ્યારે પ્રભુમાં તદાકાર બનવા લાગે છે ત્યારે ભિન્ન

[ભિન્ન કર્મો તેને પાછો ખેંચે છે. પરંતુ જો તે અડગ(દઢ) રહી તત્ત્વનેજ જોતો રહે, તો ઐક્ય થશેજ. માટે ભક્તિ છે તેજ જ્ઞાન છે.

मोक्षकारण सामग्र्यां भक्तिरेव गरीयसि ॥
स्वस्वरुपानु संधानं भक्तिरेव न संशयः ॥

એવી અભેદ ભક્તિ શ્રેષ્ટ છે. બાળક છ માસનો થતાં સુધી બધો ભાર માતા ઉપર છે, કેમકે તે બાળકને ભાન નથી. પરંતુ સમજણો થયા પછી ઘરમાં પીશાબ કરે તો ધમ દઇને વાંસામાં મુકકો પડે છે. ક્યારે ? હું પુત્ર અને એ માતા, એવો ભેદ થાય છે ત્યારે. એવો ભેદનો પ્રભાવ છે.

એક મહાત્મા એકાંતમાં બેસી **शिवोहं शिवोहं** બોલતા હતા તે સાંભળી એક જણ ત્યાં આવી બોલ્યો કે, મહારાજ ! તમે બોલો છો કે, શિવ હું છું, તો આ મારા માથાની ચોટલીનો બાલ હું તોડું છું તેને પાછો જ્યાં હતો ત્યાં ચોંટાડી આપો. સંતે તેને પાસે બેસાડ્યો અને કહ્યું કે, હા, ઠીક છે; પણ મને તરસ બહુ લાગી છે માટે ગંગાનું જળ લાવી આપ. તે પીધા પછી તું કહે તે કરીએ; પરંતુ કુવો તળાવ વાવ કે ગોળીમાંથી જળ લાવતો નહીં, ગંગાનુંજ પાણી લાવજે. પેલો પુરૂષ કમંડલુ લઇને ગયો. ગંગામાંથી ભરી લીધું. ખાત્રી આપવા પટેલ તલાટીની ચીઠી લખાવી લીધી કે ગંગાનુંજ જળ લાવ્યો છે. તે ખાત્રીની ચીઠી ગુરૂને જઇ આપી કમંડલુ તેની પાસે મુક્યું, છતાં ગુરૂ તેની સામું જુવે છે ને કમંડલુમાં જુવે છે, અને કહે છે કે ગંગા જળ નથી. પેલો ઘણી રીતે ખાત્રી આપે છે ત્યારે ગુરૂ કહે ભલે, પણ તે ગંગામાંતો માછલાં કાચબા વહાણો ઓવારા દેવાળયો વગેરે છે, તે કશું આ કમંડલુમાં શા માટે નથી ? પેલો કહે, મહારાજ ! તે તો મહાન ગંગા, તેથીતે બધુ તેમાં તો હોયજ; આતો થોડું પાણી કમંડળ જેટલુંજ છે તેમાં તે સમાય શકેજ નહીં પણ ગંગાજળછે એ હું કસમપર કહું છું. ગુરૂકહે ભાઇ, ઉપાધિ મોટી હોવાથી તેમાં વહાણ માછલાં વગેરે હોય છે, આ કમંડલુતો નાની ઉપાધી છે તેથી એમાં સમાય તેટલુંજ જળ એમાં છે, પણ જળ તો ગંગાનુંજ છે એમ જે તું ખાત્રીથી કહે છે તેજ રીતે ઇશ્વર [શિવ] સર્વજ્ઞની મોટી ઉપાધિ જેવડી જ્યાં હોય તેવડું ત્યાં આડંબર હોય જ. આ શરીર રૂપ કમંડળ નાની અલ્પ ઉપાધિ છે પણ શિવ તત્ત્વતો તેજ છે, એ હું પણ ખાત્રીથી કહું છું. વેદ ઉપનિષદાદિ સચ્છાસ્ત્રરૂપ ચિઠીથી તું પણ ખાત્રી કરી લે; મહાત્માનાં અનુભવરૂપ વાક્યથી ખાત્રી કર કે તેજ

તું છે, તેજતું છે **तत्त्वमसि**. અલ્પજ્ઞમાંથી અલ્પ અને સર્વજ્ઞમાંથી સર્વ એવી બેઉ ઉપાધિને બાદ કરતાં 'જ્ઞ' તે જળરૂપ જ્ઞાનરૂપ એકજ છે. હું તું એકજ તે **तत्** છે.

જીવ છે તે ઇશ્વર શી રીતે હોઈ શકે? એવો વિકલ્પ કરેલો તેનું **तत्त्वमसि** ઉપદેશથી નિરાકરણ કરાયું.

લોક એટલે વિશ્વ છે તે અસ્તિત્વ અને પ્રકાશત્વની અંદર વસે છે ( પણ અસ્તિત્વ અને પ્રકાશત્વ, વિશ્વમાં નહિ ) છતાં માયાના સ્વભાવથી બહાર બહાર હોય તેવુ દેખાય છે. અવિદ્યા છે તે ચેતનને આશ્રયે છતાં ચેતનને વિષય કરે છે, એ અવિદ્યાનુ સ્વરૂપ લક્ષણ છે, અને ભ્રમને ઉત્પન્ન કરનારૂ જે લક્ષણ છે તે તટસ્થ લક્ષણ છે. કંઠસ્થ હિતા નાડી ને વિશે સ્વપ્નમાં અંદર રહીને જ જુવે છે, છતાં બહાર જોતો હોય તેમ જાણે છે. એ દેખાવાનું કારણ વાસના છે. અને તે શાથી દેખાય છે? તો, નિદ્રા દોષથી દેખાય છે તેથી નિદ્રા દોષ હેતુ છે. જાગ્રત થતાં તે કશું દેખાતું નથી ( જે સ્વપ્ન અંદરજ દેખાય છે તે જાગતાં નથી દેખાતું.)

એક કઠીઆરો ખરા તાપમાં ભારો લઇ વેચીને પાછો જતાં થંડક જોઇ એક વડ તસે બેઠો. પવનથી ઉંઘ આવી. સ્વપ્નમાં રાજા બની બગીચામાં હીંચકે ઝુલે છે હીંચકાની સાંકળો કેટલી ઊંચી છે તે કળી શકાતું નથી. રાણીઓ તેને હીંચોળે છે, તેઓ મસ્તીપર ચઢી, અને ખુબ મોટા હીંચકા નાખતાં પડી ગયો. પડી જઇશ તો પગ ભાંગશે એવી ભ્રાંતિ થઇ હતી તેમજ થયું. પડતાંજ પગ ભાંગ્યો, એવી ભ્રાંતિ થઇ, તેથી બુમ પાડી ઉઠયો કે, મારો પગ ભાંગ્યો. પાસે બીજા કઠીઆરા સુતેલા તે હસી પડયા ત્યારે તેની તંદ્રા ઉડી ગઇ ને જાગ્રત થયો, તો તરતજ પગ ભાંગ્યાની ભ્રાંતિ છુટી ગઇ. પગ ભાંગ્યાનો આઘાત લાગતાંજ જાગ્યો. જાગ્યા પછી કહે છે કે, એ બધું જુઠું. અધિષ્ઠાન જ્યાં સુધી જણાયું નથી, ત્યાં સુધી તે સાચું છે. દ્રશ્ય પદાર્થની સત્તા જણાયા પછી તે ભિન્ન નથી. સ્વપ્નવત્ જાગ્રતમાં પણ સર્વ પદાર્થ અવાસ્તવ છે. નિદ્રાદોષથી સ્વપ્નમાં પ્રાતિભાસિક સત્તા છે. તે દોષ ગયેથી તે ભ્રમ જાય છે. અધિષ્ઠાનનું જ્ઞાન થયેથી વ્યાવહારિક સત્તાનો બાધ થાય છે, નાશ થતો નથી. વાદીગર કંડીઆમાંથી સર્પ કાઢે છે તેનો વિષયમય દાંત કાઢી નાખેલો હોય છે એમ આપણે જાણીએ છીએ છતાં પણ તે આપણા તરફ ચાલી આવતો જોઇ એક વાર તો આપણે ઉભા થઇ જઇએ છીએ.

વનમાં જઇને રાફડા નજીક વાદીગર મહુવર વગાડે છે, તેના ગાયન સ્વરમાં મોહ પામી તે સાંભળવાને સર્પ પોતાના રાફડામાંથી બહાર આવી ત્યાં વાદીગરની સામું ફેણ માંડી બેસે છે. તે પ્રસંગે બરાબર મોહગ્રસ્ત બની રહેલો જોઈ વાદીગર તેને ડોકમાંથી પકડે છે. ગળું બરાબર જોરથી પકડે છે. તે વખતે સર્પ તેને હાથે ચુડ ભેરવે છે તે એવી જોરમાં બળથી ભેરવે છે કે તેની નસો નરમ કરી નાખે છે. તેવામાં જો મુઠ્ઠી છુટી ગઇ તો પ્રાણ લઇ લેતાં વિલંબ નહીં કરે, પરંતુ તે સાધન તઇયાર રાખે છે. જેવી ચુડ ભેરવી કે બીજો માણસ ઘાસ સળગાવી ભડકું કરે છે તે ભડકાં સમીપ તે હાથ ધરે છે. તેથી તાપને લીધે ચુડ ઢીલી થઇ જાય છે. અને સર્પના મુખમાં ખીલો ખોસી ઘાલે છે. પછી વિષની કોથળી હોય છે તેજ દાંત તોડી પાડી ખેંચી કાઢે છે ત્યાર પછી નિર્ભય થાય છે. અને તેજ સર્પને કંડીઆમાં સાથે લઇ ફરે છે તે વડે પોતાની આજીવિકા ચલાવે છે. અને નિર્ભય થઇ ફરે છે.

તાત્પર્ય—સિદ્ધાંત કહેવાનું એ છે કે, કુંડલિની-વાસનારૂપ અભિમાન ધરનાર સર્પ છે. જિજ્ઞાસુ-વાદીગર તેને જગાડે છે. તે અભિમાન સર્પના મુખમાં વાસનારૂપ વિષની કોથળીવાળો દાંત છે. કેમકે વાસનાથીજ જન્મે મરે છે અને વારંવાર દુઃખી થાય છે. તે અભિમાન સર્પ, જ્યાં સુધી વાસનારૂપ વિષ છે ત્યાં સુધી ડંસે તો પ્રાણ હરે છે. અર્થાત્, देहोहं હું દેહ છું, એવું જે આત્માનું અજ્ઞાન છે તે રૂપ ડંસથી મરેછે, તેને સદ્-ગુરૂ સંતરૂપ વદી, પોતાની મધુર વાણીરૂપ મુરલીથી જગાડે છે. યોગ્ય અધિકારી તે નાદ સાંભળે છે અથવા હૃદયમાં ગુરૂમંત્ર રૂપ મુરલી નાદ થાય છે. અભિમાનરૂપ સર્પ તે નાદ સામે આવે છે. ત્યારે તેને પકડવાની ક્રિયા થાય છે. વાદી હાથેથી પકડે છે, તેમ, ગુરૂએ કહેલી યુકિત છે તે રૂપ હાથ છે. તે યુકિતથી વશ થાય છે.

મંત્ર, તીર્થ, દેવ, દ્વિજ, ગુરૂ, એઓમાં જેવી ભાવના તેવીજ સિદ્ધિ થાય છે. બ્રહ્મભાવના કરે તો તેવુંજ ફળ અને મનુષ્ય ભાવના કરે તો તેવું ફળ થાય છે. તેથી ગુરૂએ આપેલો મંત્ર છે તે બીજરૂપ હોવાથી તે બીજ કાઢી નાખવું નહીં-કોઇ મૂર્ખને કહેવો નહિ. પાંચ પ્રકારના જપ છે; વાચક, ઉપાંસુ, મનોમય, એકાગ્ર અથવા ધ્યાન અને શૂન્ય. શૂન્ય એટલે જપનો ધ્વનિ માત્ર હૃદયમાં રહી જાય. હું જપ કરૂં છું કે નહિ, એનુ ભાન પણ ભુલે. એવો થાય છે ત્યારે મુઠી બરાબર વળે છે (સર્પનું ગળુ સજડ પકડાય છે) ત્યારે સર્પ સખ્તચુડ ભેરવે છે, માળા લઇને બેઠો કે

નકામા વિચારો આવી ઢગલે થાય છે. માળા પુંજા ધ્યાન જપ કરવા માંડ્યું કે તે અંડળ હાજરજ થાય. પકડાયો જાણ્યું કે ચુડ ભેરવે. ત્યારે વૈરાગ્યરૂપ તાપ આપે કે ચુડ છોડી દે, એટલે, વિચારો વિલાઇ જવા માંડે. તે વૈરાગ્ય રૂપ તાપ ન આપે તો ચુડ છોડે નહિ એટલે વિચારો જોરપર જોસથી વધ્યા જાય. અને મુઠી છુટી જાય એટલે ડંસ કરે અને મરે-જન્મ મર્ણ ચક્રે ચઢે.

કોઇ મોટા શ્રીમંત શેઠને એક સાધારણ કલેકટર એમ કહેવડાવે કે કાલે દસ વાગે હમે તમારે ત્યાં આવીશું, તો કેટલા ઉત્સાહથી પોતાની શ્રીમંતાઇ પ્રમાણે બધી તઇઆરી કરી રાખી વાટ જુવે છે. વખતસર તે આવે છે, ખુશ થાય છે, ગાંડો ઘેલો બની જાય છે. સાહેબ તેનાથી ખુશ થઇ જઇને પુછે છે કે તમને C. I. E. નો કિતાબ Title આપીએ તો કેમ ? એવામાં નજીકનો સગો મરી ગયાની ખબર આવે છે ત્યાં જવુ જ જોઇએ. કહો તો વાંચકવૃંદ ! શેઠ હવે શું કરશે વારૂ ? તરત જવાબ દેશે કે બે કલાક મોડું જવાશે. કલેકટર સાહેબ બહાદુર આવ્યા છે તેને સરકારી અમલદારને તરછોડીને કંઈ જવાય નહિ. શેઠ એ રીતે કહે છે ખરો, પણ ખરૂં કારણ તેમ નથી. શેઠને તો પેલી C. I. E.ની લાલચ વળગી છે. તે શિવાયનાં બીજાં બધાં કાર્ય તરફ એને વૈરાગ છે. તે શેઠ ઉભાજ રહે છે. હજુરમાં બરદાસ ઉઠાવી રહ્યા છે તેને સ્વજ્ઞાતિની સંબંધીની કે સ્નેહીની ઇષણા પણ નથી. માત્ર C. I. E. નીજ ઉપાસના અંતરમા બની રહી છે.

દુઃખમાંતો બધા ઘણાએ પ્રભુ સ્મરણ કરે, પણ સુખમાં જે પ્રભુને યાદ રાખે છે તેની ચઢતીજ થવાની છે એમ જાણવું.

સર્પની ચુડ છોડવવાને ઘાસની પુળીનોજ તાપ બસ છે, લાકડાં નથી જોઇતાં. તેમ, જીજ્ઞાસુ થોડો સ્હેજ પણ ભોગ આપે અર્થાત ઇંદ્રીયોનું દમન, ધ્યાન ધારણા સંયમ વગેરે શ્રવણ–મનનાદિસાધન કરવા રૂપ આત્મ ભોગ આપે તો સર્પ કાબુમાં આવે, મુઠી દ્રઢ વળતી જાય. તાપથી ચુડ નરમ પડે એટલે વાસના વિલાવા લાગે. કસોટી તો થાય જ. શ્રીમંત શેઠ બીજા શેઠને ત્યાં રૂપીઆ આપવા જાય તે કાંઇ ખોટા તો આપેજ નહી, તો પણ પરીક્ષા માટે ટકોરો–રણકો પણ થાયજ-શ્રીમંત આપે છે છતાં ખખડાવાય-પરખી લેવાય ખરા. વાસના (ચુડ) છુટવા લાગી કે તે વાસના –અભિમાનનાં મુખમાં તત્વજ્ઞાન રૂપ ખીલો ઘાલે. પછી ચીપીઆથી તેનો વિષવાળો દાંત ખેંચી કાઢે છે. અર્થાત્ ગુરૂએ આપેલો ચીપીઓ તે તત્+

ત્વમાસે પાંખડાં બે (तत् त्वं); અને વસ્તુ એકજ. એવા તત્વ મસિરૂપ ચીપીઆથી દાંત ખેંચી કાઢી કાઢે છે. એ વિષ કાઢવાનો ચીપીઓ છે. તેનાથી સંશયરૂપી દાંત કાઢી નાંખે છે. મનોનાશ સિદ્ધ કરે છે. અસંભાવના વિપરીત ભાવના રૂપ સંશય કાંઢી નાખ્યા પછી નિર્ભય થાય છે. વાદીકાંઇ સર્પને મારી નાખતો નથી, પણ રાખે છે અને પોતાની આજીવિકા ચલાવે છે. વખતે તેવો નિર્વિષ થયલો સર્પ પણ તેને કરડે છે, જરા લોહી કાઢે છે છતાં વાદીતો નિર્ભય બન્યો રહે છે. કહેછેકે છોને-ભલેને કરડે, તેથી મરવાના તથી. એવા નિર્વિષ અભિમાન રૂપ સર્પને લઇને જ્ઞાની ફરે છે; કેમકે અભિમાન વગર કાંઈ ક્રીયા થતી નથીઃ પરંતુ તે વાદીની ઇચ્છા મુજબ હોવે ત્યારે કંડીઆમાંથી બહાર કાઢે અને પાછો ઘાલે. તેને કોટમાં પણ ભેરવે છે, જમીન પર પણ ફેંકે છે, વગેરે મરજી મુજબ કરે છે. તેમ, જ્ઞાની જ્ઞાન પ્રગટ કરે છે, બીજાને ઉપદેશે છે, મૌન્ય રહે છે, ખેલે છે ફરે છે વગરે મરજી પ્રમાણે વિચરે છે. બધું વાદીના સર્પની માફક–પછી તે અભિમાન સર્પનો ભય નથી રહેતો. એ રીતે વ્યાવહારિક સત્તારૂપ વિષનો બાધ થાય છે. સર્પનો—અભિમાનનો—વ્યવહારનો નાસ થતો કે કરતો નથી. તે તત્વજ્ઞાન અને મનોનાશથી બાધ થાય છે. દ્રસ્યની સત્તા કેવી છે કે, અધિષ્ઠાન પર્યવસાયિની છે સ્વપ્નના અધિષ્ઠાનના પ્રકાશથીજ સ્વપ્ન દેખાય છે. જાગ્યા પછી કશુંજ નથી દેખાતુ. તેમ સમ્યક્‌જ્ઞાન પહેલાં વિશ્વ દેખાય છે. અપરોક્ષજ્ઞાન થયા પછી જગત જોતો નથી; ત્યારે આશ્ચર્ય લાગે છે કે જગત ક્યાં ગયુ!! સ્વપ્નનો વાધ જાગ્યા પછી ક્યાં ગયો ? તે રીતે આશ્ચર્ય થાય છે અથવા દ્રષ્ટિ બદલાઇ જાય છે, એટલે અનંત નિરાવર્ણ જ્ઞાન દ્રષ્ટિ થઇ જાય છે.

આ દ્રસ્ય જગત શા કારણથી દ્રષ્ટિ ગોચર થયું ? ક્યાંથી થયું ? કેવળ જ્ઞાન ઘન પુર્ણ સભર એકરસ પરમાત્મ તત્વ છે તેમાં વળી અજ્ઞાન એટલે જેને માયા, અવિદ્યા, ભુલ, વગેરે નામથી કહે છે તે અજ્ઞાનને અનાદિ પણ કહે છે તે ક્યાંથીં આવ્યું—એ ભુલ કેમ થઇ? એ વિકલ્પો વિશે હવે ખુલાસો સમાધાન આપે છે.

વેપારી સરવાળો ગણવા બેસે છે તે ગણતાં ગણતાં ૭+૫એટલે=૧૨ ને બદલે ૧૩ એકવાર (દ્રષ્ટિ દોષ–ક્ષણિક ભ્રમ–ચિત્તની અલ્પ તેટલી જ ક્ષણમાટે થયેલી ગાફેલ સ્થિતિ અથવા ભુલને લીધે ) ગણતો ચાલ્યો. કુલ ટોટલ ( એકંદર ) થયો ત્યાં મળતું નથી. ફરી ગણે છે, તેજ રીતે ભુલ થાય છે. પછી કહે છે કે કોઇ જગે કંઇ ભુલ રહી ગઇ. તે ભુલ ક્યાંથી

આથી, અને શી રીતે થઇ તે ખબર નથી. જો ખબર હોત તો ભુલ થવા દેતેજ નહિ. તે વખતે કહેવું જ પડે છે કે દ્રષ્ટિ દોષ ( over sight ) અથવા ચિત્તની સ્થિરતા ન રહેવાથી ભુલ થઇ. તે ભુલ જ્યાં સુધી નહીં જડે ત્યાં શુધી ચિત્તમાં શાન્તી થતી નથી. પછી બીજા વિદ્વાન સંનિધીમાં ગણે છે ત્યારે છનેપ તેર (૧૩) બોલી જતો સાંભળી તે અટકાવે છે અને તેજ સ્થાને ભુલને પકડી બતાવે છે; અથવા તો પોતાનેજ સ્મૃતિ આવે છે કે છઅનેપ એટલે ૧૩ નહી પણ ૧૨ અથવા સ્થિર ચિત રાખી ગણતાં એક વધારાનો નિકળી જાય છે ત્યારે ખુશી થાય છે કે ભુલ જડી. કેવી રીતે કયારે કયાં અને કેમ (તે ભુલ ) થઇ હતી તે મિથ્યા માથાકુટ ખટપટ તે કરતો જ નથી. ગમે તે રીતે ગમેત્યારે ગમે ત્યાં અને ગમેતેમ ભુલ થઈ હશે તેનું હવે મારે કામ નથી. વ્રથાકાળ ક્ષેપ કરવો એતો હવે મુર્ખનુ લક્ષણ છે. ભુલ જડે, બસ, શાંન્તિ થઇ. ખરી રીતે વિચાર કરે તો ભુલ પડીજ નથી-અજ્ઞાન થયુજ નથી પણ ભ્રાંન્ત છે. ભુલ છે એવું મનાયુ તે ભ્રાંતિજ છે. તે ભુલ સુધારવાને—ભ્રાંતિવાદળું ખસેડી નાખવાને અખ્ખારો -પાપવાદ છે-ચોપાટની રમત છે તે સંસારનોજ ફોટો છે. તેને ૮૪ખાનાંછે આત્મા ચારપાદત્વ.જો તેમાં ૮૪ (લક્ષ) યોનિ. લીલાં, લાલ પીળાં કાળાં એ ચાર રંગનાં સોકટાં છે. તેના રંગો માત્ર જુદા છે પણ તે છે તો બધાં કાષ્ટનાંજ. તે રીતે બ્રા. ક્ષત્રી, વૈશ, શુદ્ર, એ ચાર વર્ણ છે. લીલો રંગ શાંતિસૂચક રંગ (બ્રા.)લાલ છે તે ઉગ્રતા સૂચક (ક્ષત્રી); પીળો રંગ છે તે વિવેક ચતુરાઈ સૂચક (વૈશ) અને શ્યામ રંગ શુદ્રત્વને સૂચવે છે તે ચાર વર્ણનાં સોકટાં બધાં ૮૪માં ભમે છે. મધ્યમાંથી રમતનો આરંભ થાય છે. સોકટી ફરીને આવે તેમાં મારનો ભય રહે છે. વચમાં નિર્ભય સ્થાન પણ છે. જોડકાં ( સંપવાળાં ) ને ભય નથી. જે પરમાત્મા તરફ હોય તેનું રક્ષણ થાય છે. રમનાર ચાર છે. તેવા અત્રે પણ મન બુદ્ધિ ચિત અને અહંકાર એમ અંતઃકરણ ચાર છે. આરંભ પહેલા તે ચારે મિત્ર છે. પછી દરેક જણ પોતાનીજ જીત (વિજય-ફતેહ) થવા ઇચ્છે છે. તેથી તેવી ક્રિયા યુકત બની હોંસથી પાસા નાખે છે. માલીક એક જ છે છતાં ચાર જાતના સોકટાંવાળા એક એક રંગવાળાંના જુદા જુદા માલીક બની બેઠા છે. સોકટી ટપાટપ મરાય છે, પણ ધક્કો-આઘાત હૃદયમાં લાગે છે કે, મારૂ મરી ગયું. આવ્યાં હતા એકલા, જવું છે પણ એકલું. મધ્યમાં માડેલું એ તોફાનબાજી ટળી જવાનુ-ખોટું છે, છતાં મમત્વથી લડી મરે છે. તે કયાં સુધી ? બાજી પુરી થતાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી અથવા પ્રાણ છે ત્યાં

સુધી-દેહમાં આત્મ બુદ્ધિ છે ત્યાં સુધી. એ અહંમમત્વ ભુલી જવું કઠણ છે. બાળક અવસ્થામાં સૂક્ષ્મ અહં છે તે ભણીને પંડિત થતાં અગર B. A.; M. A.; L. L. B.; B. S. C. વગેરેની પરીક્ષા પાસ કરી લાંબા પુંછડાં લટકાવતાં, વધે છે. ત્રણ તાપમાં તે જગત તપે છે જ, પણ હારવુ, જીતવું, પાઠ કરવો, અને ભુલી જવું, એવાં ચાર તાપ ભણેલા પંડિતને વધારે નડે છે તેથી તેને તો સાત તાપથી તપવું પડે છે. તે સાતનો સમાવેશ ચોપાટમાં છે. મૂરખો લડી મરી બહુ. રાગ દ્વેષથી તપ્ત રહે છે, અને વિવેકી ડાહ્યા છે તેઓ રમત પુરી થતાં કહે છે કે, આ ખોટું છે, આપણી મેળે આપણા મનથી ઉભું કરેલું છે. તેમાં ક્ષણિક રમત ગમત છતાં નકામા લડી મરવું, એ મોટી ભુલ છે. એ રીતે સત્યનું સ્વરૂપ પ્રકાશમાં લાવવા ( બાજીરૂપ ) અસત્ય ઉભું કીધું. એવુંજ નાટક છે. છેવટે સત્યજ આગળ આવે છે.

અસત્ય એટલે સત્યનું વિવર્ત. તેજ અનાદિમાયામાં જીવ સુપ્ત થયો-ખરાં સ્વરૂપને ભુલ્યો. તે જાગે છે ત્યારે સત્ય સ્વરૂપ અદ્વૈતને જાણે છે. સંસારના પદાર્થોનું જે જ્ઞાન છે તે અજ્ઞાન છે; કેમકે તે દ્રશ્ય પદાર્થ માત્ર અજ્ઞાનમાંથી થયા છે. બાળક જન્મ્યું છે તે બધા જગતના પદાર્થથી અજ્ઞાત છે. માતાએ મગજ કે લાડુ ખાવા આપ્યો, તે વખતે તેનું જ્ઞાન પણ આપ્યું. મગજ લાડુ શું છે, શાનો છે, કેવી રીતે થાય, ખાવાથી શું થાય, વગેરે વિસ્તાર કરી સંસ્કાર સમૂહ તેનામાં રેડી ઉમેરો કીધો, એજ અજ્ઞાન વધ્યું. બદામનું ઝાડ છે, એટલું જ્ઞાન થતાં, એ શું છે, શું કામમાં આવે છે, શું ફાયદા છે, વગેરે ગુણ દોષ જાણ્યા. એ જ્ઞાન વધે છે તે સાથેજ અજ્ઞાન વધે છે. પુરૂષ ગમે તેટલો દોડે પણ છાયાં તો તેની આગળજ રહેવાની; તેમ, ગમે તેટલા પદાર્થનું જ્ઞાન મેળવે, અજ્ઞાનરૂપ છાયાં પણ તેની વિશાળ છે.

બાહ્ય પદાર્થોજ વાસ્તવે નથી, તો સાયન્ટીસ્ટો તેનો નિર્ણય શું કરશે ? ! જાગ્રદવસ્થાનાં આગંતુક જ્ઞાનથી રહિત, સ્વપ્નનું પ્રાતિભાસિક જ્ઞાન છે. સુષુપ્તિમાં અજ્ઞાન છે. એ ત્રણે અવસ્થા રહિત દ્વૈત શૂન્ય, તે અદ્વૈત તુર્ય પદ છે. એનો વકતા છે તે આશ્ચર્યરૂપ છે. કેમકે "यतो वाचो निवर्तंते अप्राप्य मनसासह" એવું મનવાણી રહિત તત્વ છે તેને સમજાવવા પોતે વાણીને વેગ આપે છે. મુંગો શાકેર ખાય, ગુંગો સ્વપ્ન જુવે, તે બેહુ શું કહી શકશે ? આંગળીથી ઇશારત કરી શકશે કે સફાઇ છે. બોલી શકનાર પણ બોલશે કે ગળી-મિષ્ટ છે પણ કેવી

ગળી? તેનો જવાબ દેવા શબ્દ, ઉપમાં કે વાણી નથી. અનુભવ કરનારો અનુભવરૂપ થઇ ગયો તે શી રીતે કહેશે?! 'જિન્ને પાયા ઇન્ને છુપાયા" તેથી વકતા આશ્ચર્ય રૂપ છે. જ્ઞાતા પણ કુશળ હોય તો સમજી શકે છે તેથી તે પણ આશ્ચર્યરૂપ છે.

તે અંત કયારે જાણી શકાય? વેદ અને સદ્ગુરૂની કૃપા મેળવે, પછી ઇશ્વરારાધના વંદન પૂજન ધ્યાન સ્મર્ણ વગેરે પૂર્વક ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવા રૂપ યોગનો અભ્યાસ કરી ઇશ્વરનો અનુગ્રહ મેળવે, ત્યારે અસંભવના (સંશયો)ની નિવૃત્તિ થાય ત્યારે. શ્રુતિરૂપ વેદ અદ્વૈતનુંજ પ્રતિપાદન કરે છે, એવા નિશ્ચયથી વેદ પ્રસાદ થાય છે. તે વેદ પ્રસાદ મેળવવા ગુરૂ છે તે સાધન છે. તેની સેવા કરી શિખીને અધ્યયન કરવાથી થાય છે. જયાં સુધી પુત્રે પુત્રત્વની યોગ્યતા બતાવી નથી ત્યાં સુધી પિતા છે તે કદી ગ્રહરાજ તંત્ર (કુંચી) સોંપતા નથી, તેજ રીતે શિષ્યને પોતાની યોગ્યતાનાં લક્ષણરૂપ "આ માયિક દ્રવ્ય નાશવંત છે, ગુરૂ દ્રવ્ય અખુટ છે તેજ મુકત કરનારૂં છે," એવો નિશ્ચય થાય નહીં—અધિકારી ન થાય ત્યાં સુધી ખરી કુંચી રૂપ બ્રહ્મવિદ્યા ગુરૂ (તે શિષ્યને) સોંપતા-આપતા નથી. પોતાના કર્તવ્યથી શિષ્ય ગુરૂને સંતુષ્ટ કરે છે ત્યારે બતાવે છે. ગુરૂ તો કૃપાવંત છેજ, પણ શિષ્ય પોતાની યોગ્યતા વ્યકત કરે છે ત્યારે કહે છે. કેમકે અધિકાર વિના આપવાથી તેનું અહિત થાય.

જેમ પુત્રની યોગ્યતા વગર પિતા કુંચી સોંપી દે, તો દ્રવ્યનો દુરૂપયોગ થાય છે અને પુત્રને ભયમાં આવી પડવાનો પણ પ્રસંગ આવે એવો સંભવ રહે છે, તેમ શિષ્ય સંબંધમાં પણ હોવાથી યોગ્યતા—અધિકાર આવેથી ઉપદેશ આપે છે. ચાર પ્રસાદ પ્રાપ્ત કરવા જોઇએ. અંતઃકરણનો પ્રસાદ, વેદપ્રસાદ, ગુરૂપ્રસાદ, અને ઇશ્વરપ્રસાદ. એ ચાર મેળવે તો મુકત થાય. ઇશ્વરની કૃપા-પ્રસાદ થયો, એમ કયારે જાણવું? જે લોકો શ્રીમંત છે, સુખી છે, સ્ત્રી પુત્ર રથ અશ્વવાળા છે, મેહેલ બાગ બગીચાવાળા છે, તેઓ ઉપર ઇશ્વર પ્રસાદ થવાથી તેવા લોકો શું સુખી છે કે? ના. એ માયિક ઉપાધિ મળે છે, તે ઇશ્વર પ્રસાદ નથી, પણ માત્ર ઇશ્વર પ્રસાદની છાયા છે. ગોવાળીઓ ખભાપર લાકડી લઇ, ગાયો બરાબર ચરે છે કે શી રીતે, તેની સંભાળ રાખે છે તેવી રીતે લાકડી લઇને કંઇ ઇશ્વર ભમતો નથી. પ્રભુની કૃપા થાય ત્યારે તે સદ્બુદ્ધિજ સ્ફુરાવે છે, સંસારમાં અભાવ થાય છે, માયિક દ્રવ્ય પદાર્થો અને સ્વર્ગાદિ લોકોનો મોહ જતો રહેવા લાગે, પ્રભુ ઉપર પ્રેમ ભકિત થાય છે, ત્યારે જાણવું કે, ઇશ્વરના અનુગ્રહની

તઈઆરી થઇ-ઇશ્વરકૃપા-પ્રસાદ થવા માંડયો. એવા ઇશ્વર પ્રસાદ પ્રાપ્તજનો બાહ્ય ક્રિયા કરે છે તેમાં સ્વાર્થ પણ હોય છે, છતાં તેનું તત્વ એવું હોય છે કે તેમાં પર હિત સમાયલું હોય છે. તેની રીતભાત જોઇને બીજા લોક ધર્મ અને નીતિને માર્ગે ચાલે છે. એવા પરોપકારી જનો પોતાનો સ્વાર્થ પણ ભંગ થવા દે છે, અને પરહિત કરે છે, એવી ઉદારતા આવવી, તે ઇશ્વર કૃપાનું ચિન્હ છે. એમાં ઇંદ્રિયો, વૃત્તિ, મનનો નિરોધ થાય છે. એને નિરોધ કહો અગર પરમાત્મ દર્શન કહો. ચિત્તની પ્રસન્નતામાંજ પરમાત્મદર્શન છે. એવા ઇશ્વર પ્રસાદથી નિદિધ્યાસ કરે છે તેથી તત્વબોધ થાય છે. સાધનો છે તે અંતરાયને દૂર કરે છે :તેથી તત્વબોધ થાય છે. સાધનો છે તે અંતરાયને દૂર કરે છે. અન્નનું ભોજન કર્યા પહેલાં, પાત્રમાં અન્નકુટ સામગ્રી બધી પીરસેલી તે, બહાર જેવું જોતો હતો તેવું ખાધા પછી પેટમાં કેવું છે તે જણાતું નથી, પરંતુ તૃપ્તિ માત્ર અનુભવાય છે. તેમ, અહંતાની પૂર્ણતા તે તૃપ્તિ માત્ર અનુભવે છે. દરેક જણ કહે છે કે "હું" પણ તે શું, તે ખબર નથી સર્વ વ્યાપક "હુ" છે, છતાં શરીર રુપ-પરિચ્છિન્ન મનાયું છે. બધાંજ નામ "હૂ"નાં છે-અહં નાં નામો છે. अ અને हं ની વચમાં બધાં વ્યંજનો અને સ્વર આવી જાય છે તેજ બધાં નામમાં આવી જાય છે. જેમ જેમ દેહાભિમાન છુટવા માંડે છે, તેમ તેમ હુંની વ્યાપકતા સમજાતી જાય છે. પ્રથમ તો એકલોજ હોય છે ત્યારે તો ૦ા શેર કે શેર જેટલુંજ અભિમાન "હું" હોય છે. પરણ્યા કે બેવડું થયું. "મારી સ્ત્રી" એ વધ્યું. લગ્નમાં પણ [વિચારપુર્વક વિવેક દ્રષ્ટિએ જોનારને તો] તત્વજ્ઞાન પાથર્યું છે. લગ્નમાં મુખ્ય ક્રિયા, ચાર મંગળ ફેરા અને સપ્તપદી. ત્રણ ફેરા ફરે છે તેમાં આગળ પુરૂષ અને પાછળ સ્ત્રી ચાલે છે. અને ચોથા ફેરા વખતે સ્ત્રી આગળ અને પુરૂષને પાછળ રાખી ચલાવે છે; તથા પુરૂષની જગાએ સ્ત્રી બેસે છે, અને સ્ત્રીની જગાપર પુરૂષ બેસે છે, એ રીતે સ્થાન બદલાય છે. એ સંસારનું આખું સ્વરૂપ ૐ છે. ચોથે ફેરે અર્ધ માત્રા [ ̐] આગળ થઇ સૃષ્ટિ ક્રમનું બીજ રોપાયું. ફારસીમાં લખ્યું છે કે,—

"નુકતે કે હેરફેરસેં, આપેં જુદા હુવા; નીચેકા નુકતા ઉપર ગયા, આપેં ખુદા હુવા" નુકતા એટલે બિંદુ, એવો અર્થ છે. ફારસી ભાષામાં નીચે બિંદુ આવવાથી "જુ" વંચાય છે, અને ઉપર બિંદુ આવે તો "ખુ" વંચાય છે. "દા" એ અક્ષર તો કાયમ છેજ. તાત્પર્ય કે, એકલો હતો ત્યારે દેહ સાથે અભિમાન હતું. તેમાં "મારી સ્ત્રી" એ બીજું ઉમેરાયું.

કાનને છેદ પડાવે છે ત્યારે એકજ ઝીણી સળી ઘાલે છે. પછી વધારતા જતાં ઘણી સળીઓ ઘાલે છે તેથી છિદ્ર મોટું થઇ જાય છે. તેમ, પરણ્યા પછી બેવડું અભિમાનરૂપ અહં થયલું હતું તે વધીને, પુત્ર થતાં ત્રણ થયાં—અહંત્રેવડું થયું. અને પછી બીજા પુત્ર પુત્રીઓ વેવાઇ સાસુ સાળી સાળા પૌત્રાદિ મળીને ૩૩ થયાં. પછી જ્ઞાતિનું, ગ્રામનું, દેશનું, એમ વિસ્તાર પામતાં સર્વ બ્રહ્માંડમાં હું છું, એમ થયું.

નાભિની નીચેનાં ચક્રમાં—મૂળાધારમાં જે જીવાત્મા છે તે બિંદુને સહસ્રદળ બ્રહ્મરંધ્રમાં ઉંચે ચઢાવી મુકવું છે; ત્યારે ખુદા થવાય છે. એ હઠ યોગની રીતે પણ કહ્યું. એ રીતે જ્ઞાન થયું કે તેનું ફળ નિવૃત્તિ. સ્વપ્નમાં રાજા થયો. બીજો રાજા આવી ઘેરો ઘાલી જીતી લીધો તેથી વનમા ગયો ત્યાં તપ કીધું. તપના કષ્ટથી જાગી ઉઠતાં, રાજ, વન, તપ, દુઃખ, એમાંનું કશું નથી. તેમ, અજ્ઞાનરૂપ સ્વપ્ન છે ત્યાં સુધી અપાર સંસારનું ભાન. જાગતાં એટલે જ્ઞાન થતાં, અપાર છતાં તે સંસારની નિવૃત્તિ. એક બીજ છે તેમાં અપાર અનેક વૃક્ષ અને અનંત બીજ છે, એ ખરૂં પણ તે બીજ સેકાઈ ગયા પછી કાંઇજ નથી-તેમાંથી અંકુરનો સંભવજ નથી. તેમ, અહંરૂપ બીજ છેતે અપાર વાસના ઓઘ (જન્મમરણ સમૂહ)થી ભરેલું છે. છતાં જ્ઞાનથી ગળી જાય તો પછી જન્મરૂપ અંકુર કાઢશે નહી.

સઉ કોઇને અડધું જ્ઞાન તો છેજ. બાકીનાં અર્ધ માટે કોઇને ઇચ્છા નથી. એક ભાટ અને એક પટેલ બે જણે ભાગમાં ખેતી કરવાને એક એક બળદ લીધો; ઘાસ આણ્યું તે એક બળદ જેટલુંજ આણ્યુ. પટેલે ભાટને પુછ્યું કે, આ ઘાસ તમારા બળદને નાખું કે મારા બળદને નાખું? ભાટ કહે, જા જા, આપણે બે એકજ છીએ, તેમાં તારૂં શું ને મારૂં શું ગાંડોજ તો, જા જા, મારા બળદને નાખી દે. એક દિવસ ગાડીએ જોડી જવાનો પ્રસંગ આવ્યો. ભાટને પુછવા ગયો કે કયો બળદ જોડું ? ભાટ કહે, આપણે ક્યાં જુદાં છીએ, તારૂં તે કોનું, ને મારૂં તે કોનું, જા જા, જોડી દે ત્હારાને. એ રીતે, "તારૂં તે મારૂં" એ તો સઉને રૂચે છે, પરંતુ "મારૂં તે તારૂં" એ કઠણ પડે છે. કોઇ કવિ કહે છે કે "જીવે જ્ઞાની બધું મારૂં, જીવે યોગી તજી મારૂં" જ્ઞાની સમજે છે કે, સર્વત્ર હુંજ છે, અને બધું દ્રશ્યમાત્ર મારૂં દ્રસ્ય છે. યોગી સમજે છે કે હું છઉં જ નહીં, પ્રભુજ છે. તાત્પર્ય કે, ગમે તે એક છેડે જતો રહે, તો વિક્ષેપ નહીં આવે, અને તત્વ સમજાય. એ પ્રકારે અદ્વૈત શું છે અને અદ્વૈત

ક્યારે થવાય, તે વિષે કહેવાઇ ગયું. હવે જીવ ઇશ્વરભેદ શું કારણથી થયો? તે કહે છે.

વાદળની ઘનતાના યોગે સૂર્યપ્રભા બરાબર દેખાતી નથી, ઝાંખું દેખાય છે, છતાં તે પ્રકાશ કોનો ? સૂર્યનોજ છે. તેમ, માયાને લીધે જે બ્રહ્માત્મ પ્રકાશ છુપાઇ ગયો છે અથવા ઝાંખો રહ્યો છે, તે છતાં તે પ્રકાશનો પરમાત્માનોજ છે. કેવળ અંધકાર હોતે અગર કેવળ પ્રકાશ હોતે તો ભ્રાંતિ નહિં થાત. હું છું, એવું ભાન સઉને છે, તે આત્માનો સામાન્ય પ્રકાશ છે. દોરડીમાં સર્પ ભાસે છે તેની માફક દેહમાં અહંભાવ ( દેહ હું છું એવો ) છે.

એક ડોસી નદીએ લુગડાં ધોવા ગઇ. ત્યાં ઉંટ બેઠેલું જોઇ ડોસીએ વિચાર્યું કે, ગાડી ઘોડે તો બેઠાં હતાં, પણ ઉંટ ઉપર નથી બેઠાં; તેથી ઇચ્છા થઇ, અને ઊંટ બેઠેલું હતું તેના પર ચઢી બેઠી, એટલે તો તરત ઉભું થઇ ગયું. ઊંટનો એવો સ્વભાવજ હોય છે કે, કોઇ સ્વારી ઉપર બેસે કે તરત ઊભું થઇ જાય. હવે પાછું કેવી રીતે બેસાડી દેવું તે યુક્તિની ડોસીને કંઇ ખબર નહી. તેથી તે તો ચાલ્યું. રસ્તે લોક પુછેછે કે, માજી! ક્યાં જાવ છો. તેને ડોસી કહે છે કે જયાં ઊંટ લઇ જાય ત્યાં. તેવું અહી છે. ઊંટ સ્થાને શરીર છે. તે ઉપર બુદ્ધિ રૂપ બુઢ્ઢી બેઠી તે બુઢીડોસીને ખબર નથી કે હું કોણ છું, મારૂં કર્તવ્ય શું છે. ત્યારે કહે છે કે, કરમમાં હશે તે થશે. દેહાભિમાન છોડવું કહ્યુ છે. વૃક્ષને કાપી નાખો કે તેને સૂર્ય સુકવી નાખવા માંડે. તેમાં પ્રથમ પાત્રાં સુકાય છે પછી ડાળી ડાળાં સુકાય છે. થડ લીલું રહે છે તે ધીમે ધીમે જેવું ઝાડ તે પ્રમાણે વરશે બે વરશેકે લાંબે કાળે સુકાઇ રહે છે. તેમ અહંમમતા ઉંડાં ગયાં છે. તે ઊંડાં ગએલાં મૂળ છે. જયારે અહંમમત્વ છોડે છે ત્યારે જ્ઞાન રૂપ સૂર્ય તેને સુકવે છે પ્રથમ પાંત્રાં સુકવે છે તેમ, ક્ષુલ્લક પદાર્થ નાશ થાય છે તો કહે છે કે એ નાશ થવાનોજ હતો, એમાં ક્ષોભ શું કરવો ? એમ અભ્યાસ વૈરાગ્યથી દેહાભિમાન ગળતાં અંતિમ જે ( અવિદ્યા મૂળરૂપ ) દેહાભિમાન છે તે ગળી જાય છે ત્યારે **यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥** જ્યાં જ્યાં મન જાય છે ત્યાં ત્યાં તત્વજ સમજાય છે. કયારે ? **देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि !!** વાદળાં વિખરાઇ જતાં પ્રકાશ દેખાય છે તેમ, અભ્યાસરૂપ પવનથી દેહાભિમાનરૂપ વાદળાં ખસી જાય છે ત્યારે આત્મ પ્રકાશ સમજાય છે. જ્યાં સુધી વાદળો આડાં છે ત્યાં સુધી કિંચિદ્જ્ઞ અને સર્વ

ાનો ભેદ છે, માયાથી પારદ્દષ્ટિ કરે છે ત્યારે लक्षते परमेश्वरः પ્રભુ દેખાય
**ईश्वरो गरु रात्मेति मूर्तिभेद विभागिनौ ॥**
**व्योमवद् व्याप्त देहाय दक्षिणामूर्तये नमः ॥**

ઇશ્વર ગુરુ અને આત્માનો મુર્તિભેદ કેવા પ્રકારનો છે ? વ્યોમવત્ એટલે ઘટાકાશ મઠાકાશ મહદાકાશવત્ અભેદ છે, ઇશ્વર માયાની ઉપાધિ વાળા, ગુરૂ શરીર ઉપાધિવાળા, તેથી તે ઉપાધિને લઇને ભેદ કલ્પો હતો. ઇશ્વર માયામાં લેપાતા નથી ગુરૂને પણ માયાનું કાર્ય, શરીર જગત વગેરે બાધ કરી શકતું નથી. તેથી ચિદાકાશમય-સર્વત્ર વ્યાપક જ્ઞાનરૂપ શરીરવાળાશ્રી દક્ષિણામૂર્તિ ગુરૂને નમસ્કાર. સંત કહે છે કે, આનંદ ઘન પુરુષજ છે, તેમાં ગમે તે થાય, તેથી હમને લાભ કે હાનિ નથી. એ એક અદ્વૈતજ સિદ્ધ છે **हरिः ॐ तत्सत.**

પ્રથમ શ્લોક વિષેનું વ્યાખ્યાન-વિસ્તાર-સમજુતી-કારિકા-વાર્તિક ભાવાર્થ અત્રે સમાપ્ત થાય છે; અને બીજા શ્લોક વિષે હવે શરૂ કરાય છે

**बीज स्यांतरि वांकुरोजगादेदं.** તટસ્થ લક્ષણ એટલે,જે હંમેશ રહે નહી એવું. જેમ, લાલ પાગડીવાળો પુરૂષ એ પુરૂષનું તટસ્થ લક્ષણ છે, કેમકે લાલ પાઘડી કંઇ હંમેશ નથી હોતી. વખતે કેસરીઆ કે ગુલાબી પણ પહેરે અને ટોપી પણ પહેરે. અને સ્વરુપ લક્ષણ એટલે. સ્વરૂપમાંજ રહીને બીજી વસ્તુ જુદી પાડી બતાવે તે. જેમ, ગૌર વર્ણનો ગોળ મુખવાળો પુરૂષ. એ ગૌરવર્ણ અને ગોળમુખ, પોતાના સ્વરૂપમાંજ કાયમ રહીને બીજા પુરૂષોથી જુદો પાડી બતાવે છે. એવુંજ પરમાત્મ તત્વ છે તે બે પ્રકારનાં લક્ષણો વાળું છે. જગતનું તેમાં કાદાચિત્ત્વ છે તે તટસ્થ લક્ષણ, અને સત્ય જ્ઞાન અનંત રૂપ છે એ સ્વરૂપ લક્ષણ છે. **विश्वंदर्पण दृश्यमान०** એ પ્રથમ શ્લોકમાં અર્ધ શ્લોકથી પહેલું તટસ્થ, અને પાછલા અર્ધ શ્લોકથી સ્વરૂપ લક્ષણ કહ્યું.

જાળીઆંમાંથી જણાય છે તે ત્રસરેણુનો છઠો ભાગ છે તેને પરમાણું કહે છે. તે નિરવયવ હોવાથી નિત્ય છે અને નિત્ય હોવાથી તેનો અભાવ થતો નથી તે પરમાણુની સહાયથી ઇશ્વર આ જગતને રચે છે તેથી ઇશ્વર તે ( જગત ) નું ઉપાદાન કારણ નથી, તેમ, માયામય પણ નથી. ઘટનું ઉપાદાન કારણ માટી છે, તે કાર્યાન્વિત હોય છે ( માટીમાં ઘટ રહેલો છે) કારણના ગુણ કાર્યમાં હોય છે, તેથી જગતનો હેતુ ઇશ્વર નથી, પણ પરમાણુ છે ( ઉપાદાન ); અને ઇશ્વર તો કુંભારની માફક નિમિત્ત કારણ છે, ઇશ્વરેતો તેને ગતિ આપી અમુક પ્રકારે બનાવ્યું. માટીમાં

જેમ ઘટ રહે છે તેમ જે કાર્ય જેમાંથી થાય છે તેમાંજ રહે છે. તંતુમાંજ પટ રહે છે, સુવર્ણમાંજ અલંકાર રહે છે. એ પ્રમાણેનો મત વૈશેષિક શાસ્ત્રનો છે. હવે સાંખ્ય શાસ્ત્રનો મત કહે છે.

પ્રધાન–પ્રકૃતિ-માયાને જગતનું ઉપાદાન માને છે. તે પ્રધાન-પ્રકૃતિ છે તે ત્રણ ગુણની સામ્યાવસ્થાવાળી છે.

વેદાંત કહે છે કે, ચેતનના આશ્રયે છતી ચેતનનેજ વિષય કરે છે તે અવિદ્યા (માયા)નું સ્વરૂપ લક્ષણ છે. અને ભ્રાંતિ ઉત્પન્ન કરે તે તટસ્થ લક્ષણ છે, કેમકે ભ્રાંતિ કોઇક કાળે થાય છે અને પાછી જતી પણ રહે છે. રજો ગુણ લાલ છે તે ચલિત છે. સત્વ ગુણ શ્વેત છે તે પ્રકાશ કરે છે. અને તમો ગુણ કાળો છે તે સંહાર કરે છે. રજો ગુણ જગતને ઉત્પન્ન કરે છે, સત્વ છે તે સ્થિતિ-રક્ષણ કરેછે, અને તમોગુણ લય કરેછે. પુરાણોમાં જાડી વાત એજ કહી છે કે, બ્રહ્મા સૃષ્ટિ કરે છે, વિષ્ણુ પાળે છે, રૂદ્ર સંહારે છે.

ચાર્વાક–દેહાત્મવાદીલોક પ્રત્યક્ષ પ્રમાણનેજ માને છે. તેનાથી આગળ વધેલા બીજા લોક અનુમાન પ્રમાણને માને છે; કેમકે પોતાના જન્મને પોતે નથી જાણતો પણ છે. બાપ દાદા પ્રત્યક્ષ નથી પણ અનુમાન થાયજ કે દાદા હતા તો બાપ થયા, બાપ હતા તો પોતે છે. તેનાથી આગળ વધેલા સાંખ્ય છે તે ત્રીજું શબ્દ પ્રમાણ માને છે. નૈયાયિકલોક ચોથું ઉપમાન પ્રમાણ વધુ માને છે. યોગ શાસ્ત્ર પાંચમું અર્થાપતિ પ્રમાણ માને છે. અને કુમારિલ ભટ્ટે છઠ્ઠું અનુપલબ્ધિ એટલે અભાવ પ્રમાણ વિશેષ માન્યું છે. વેદાંત તે છએ પ્રમાણ માને છે. એનું નિદાન પ્રત્યક્ષ પ્રમાણ છે. બધાં પ્રમાણો પ્રત્યક્ષનેજ આધારે કહેવાય છે. અગ્નિ નજરે જોયલો હોય તોજ ધુમાડા ઉપરથી અનુમાન કરે છે. દહાડે નથી ખાતો તો રાત્રે પણ ખાતો હોવોજ જોઇએ; વગેરે.

વેદાંત સમજાવે છે તે વસ્તુ ઇંદ્રીગોચર નથી તેથી તેમાં એકપણ પ્રમાણ પોંચતું નથી. ઉપનિષદો શબ્દ પ્રમાણથી કહે છે તેને અતદ્વ્યાવૃત્તિ લક્ષણ કહે છે.

રાજા, ગુરૂ, પિતા, દેવ, પતિ, એ પાચ તરફ આંગળી બતાવવી નહીં. રામ લક્ષ્મણ સીતા વનમાં ઋષિ આશ્રમ તરફ ગયાં ત્યાં ઋષિ–મંડળમાં બેઉ ભાઇ જઇને બેઠા, અને ઋષિ પતિનના મંડળમાં સીતા જઇ બિરાજ્યાં. એક જણીએ સીતાજીને પુછ્યું કે, રામ ક્યા? સીતાજી મૌન રહ્યાં. બીજી ચતુર હતી તે સમજી ગઇ, અને પુછ્યું કે પેલા ગૌર વર્ણના છે તે રામ

છે ? સીતા કહે ના. ત્રીજી બોલી કે, પેલા જટાવાલા ગૌર વર્ણના અને ધનુષ્ય બાણવાળા છે તે કોણ ? સીતા કહે, તે મારા દીએર છે. ચોથી બોલી કે, પેલા ઘનસ્યામ વર્ણ છે, જટા છે, રૂદ્રાક્ષ માળાવાળા છે અને ધનુષ્યબાણવાળા છે તે કોણ. શું તે રામ છે ? સીતા મૌન ધરી રહ્યાં. તરત બધાં સમજ્યાં કે એજ રામ છે, એ લક્ષણનું નામ અતદ્વ્યાવૃત્તિ છે. એ રીતે નેતિ નેતિ કરીને ઉપનિષદો બતાવે છે. સ્થુલ સૂક્ષ્માદિ શરીર ની પાર જે છે તે સઃ છે, અને તેથીજ પ્રમાણમાં આવે નહીં એવા હોવાથી અપ્રમેય છે.

**पिता पुत्र रुपेण जायते** ॥ પિતા છે તેજ પુત્ર રૂપે થાય છે તેથી અભિન્ન છે, માટે એક પુત્ર થયો કે પછી વાનપ્રસ્થ થવાનું કહે છે. કેમકે પિતા હતો તે પુત્ર થયો; પત્નિ માતા થઇ ગઇ. મંગળફેરા ત્રણ આંટાં ફરે છે તેજ ૐ, ચોથે ફેરે તો સ્ત્રીને આગળ કરેછે ને, તે ઉપર કહી ગયા.

હવે ઉપનિષદ સમજાવે છે તે **सदेव सोम्येदमग्र आसीत्** ॥ હે પ્રિયદર્શન ! સર્વથી પહેલાં સત્ (આત્મા) એકજ હતો. **एक मेवाद्वितीयं ब्रह्म.** એ બે શ્રુતિને આધારે બીજા શ્લોકથી (તત્સત્) વસ્તુનું પ્રતિપાદન કરે છે.

વૈશેષિક અને સાંખ્ય મતો શ્રુતિ વિરૂદ્ધ હોવાથી ઉપેક્ષ્ય છે (સ્વિકારવા લાયક નથી) તે કહે કે, માયામાંથી જગત થાય છે તે બીજાંકુર ન્યાયથી થાય છે. જગત થયું નથી ત્યાં સુધી બીજમાં રહેલો અંકુર નિર્વિકલ્પ છે, જાતિ ગુણ ક્રિયા રહિત છે. એ બીજમાં વૃક્ષ છે તેજ પ્રમાણે અસ્તિત્વ હતું. તેજ કહે છે. અને ફરીથી શા માટે કહે છે, કે, અમોઘ વાત સમજાઇ જવી દુર્ઘટ છે તેથી.

પ્રભાત ઘાટ કુટી ન્યાય, એટલે, દ્રષ્ટાંતથી કહે છે કે.—એક ગાડાંવાળો વિચારે છે કે, સડકેથી જતાં ટોલની છાપરી છે ત્યાં ટેક્સ માગશે તે આપવો પડશે તેથી સાંજે અંધારૂં થતાં ગાડું થોડે છેટેથી નીચે ઉતારી મુકયું. એવા હેતુથી કે વનમાં આગળ લઇ જઇ પછી સડકે ચડાવી દઈશું. અંધારે વનમાં ચાલ્યો. વધારે અંધારૂં થતાં દિશા બાંધેલી તે ચુકી ગયો. રાત બધી જંગલમાં અથડાયો. પ્રભાત થતાં દિશા જણાવા લાગી, ત્યારે સડક તરફ ચાલ્યો, તો તે ટોલની કુટી પાસેજ આવી ઉભો, તેમ પરમાત્મા તત્વ તરફ જવા મહાપુરૂષોએ સીધી સડક બાંધી છે, તેનું રક્ષણ થતું રહે તેને માટે ટોલ (કર) મુકયો છે. તે કર છુપાવવાને સરળ માર્ગ છોડી વન (ભવાટવિ)માં આડી ગાડી હાંકી મુકીએ છીએ. તે ટોલ ટેક્સ

શું છે? તે છે તો નજીવો-જુજ, છતાં મોટો વ્યાધ જેવો ભારે છે, તે સ્વાર્થ ત્યાગ રૂપ કર છે, તે આપવો ગમતો નથી, ત્યારે દેહરૂપ ગાડું ગમે ત્યાં ચલાવ્યો જાય છે. એકને પ્રભુ મળ્યા એમ સાંભળ્યું કે બીજાં ટોળાં વળી તેની પાછળ પડયા, કે હમને બતાવી દેશે. તેથી ભિન્ન ભિન્ન ધર્મ પંથમાં ધુસે છે. કોઈ ધર્મ એવો નથી કે જે સ્વાર્થ ત્યાગ કરાવ્યા વગર ઇષ્ટ ધામે પોંચાડે. જુવો, ત્રિશંકુ હજી અધર લટકે છે. માટે સ્વાર્થ ત્યાગ રૂપ ટેકસ આપી સુખેથી સીધી સડકે નિર્ભયપણે ચાલ્યા જાવ, તો સુખ ધામમાંજ સીધા પોંચી સુખી થશો.

કાષ્ટમાં રહેલો સામાન્ય અગ્નિ છે તે અંધકારનો બાધક નથી, પણ કાષ્ટનાં ઘર્ષણથી પ્રકટ થતો વિશેષ અગ્નિ છે તે અંધકારનો બાધક છે. તેમ સર્વ વ્યાપક ચૈતન્ય છે તે અજ્ઞાનનો બાધક નથી. વિશેષ ચેતન પ્રકાશવાથી અજ્ઞાનનો બાધ થાય છે. ઓમ્ (પ્રણવ)ને ઉપરની અરણી કરી, અંતઃકરણને નીચેની અરણી કરવી. તે મંથન (ઘર્ષણ)થી પ્રકટ થતો જ્ઞાન રૂપ અગ્નિ છે તે અજ્ઞાનનો બાધક છે. **एकोहं बहुस्याम्** એ શ્રુતિથી સમજાતું સામાન્ય જ્ઞાન છે, તે નિર્વિકલ્પ છે. અને પ્રત્યેક વસ્તુને વિશેષ રૂપથી જણાવનાર છે તેને સવિકલ્પ કહે છે. તે સવિકલ્પના આઠ ભેદ છે. સંકલ્પ, સંશય, ભ્રાંતિ, ઊંહ એટલે વસ્તુના ધર્મનો વિચાર કરવો તે, અનધ્યવસાય, સ્મૃતિ, વગેરે. સંકલ્પ,–જ્ઞાનાભાસમાં ઉપાધિને : યોગે ભિન્ન ભિન્ન ભેદ થાય છે. છ પ્રમાણો વેદાંત સ્વિકારે છે, અને પૌરાણિક બીજાં બે વધારે માને છે. ઐતિહ=વડમાં ભૂત રહે છે, એવું પરંપરાગત કથન ચાલ્યું આવે તે. અને સંભવ=અમુક પાત્રમાં આટલું સમાઇ શકશે એવો સંભવ છે. સમવાય સંબંધ=નિત્ય સંબંધ. રૂપનો અને ઘટનો સંબંધ છે તે નિત્ય છે, તેવો.

સાંખ્ય શાસ્ત્ર, ઇશ્વરનું કર્તૃત્વ માનતું નથી, પણ કહે છે કે, મૂળ પ્રકૃતિ [પ્રધાન] વિકાર પામી જગત રચે છે. જેમ દુધને અધરેક્યા વગરજ એમને એમ ઘણો વખત મુકી છાંડવાથી દહીં થઇ જાય છે તેમ એની મેળે પ્રકૃતિજ રચે છે. આકાશમાંથી વાયુની વિકૃતિ થાય છે. તે વાયુ છે તે અગ્નિની પ્રકૃતિ છે. વાયુની પ્રકૃતિ આકાશ છે, અગ્નિ વિકૃતિ પામી તેમાંથી જળ થાય છે. તે જળની પ્રકૃતિ અગ્નિ છે, એ રીતે પૃથ્વીની પ્રકૃતિ જળ છે. આકાશ છે તે મહત્તત્વની વિકૃતિ છે. મહત્તત્વ છે તે આકાશની પ્રકૃતિ છે. મૂળ પ્રકૃતિ સ્વતંત્ર છે. પુરૂષ જે સર્વથી પર છે તે સાથે ૨૫ તત્વ સાંખ્ય માને છે, અને પૌરાણિક ૩૦ તત્વ માને છે. લિંગાયત (પાશુપત શૈવ)

રૂપ માને છે. અનેક મતો અનેક રીતે માને છે. વેદાંત છે તે માયારૂપ વિવર્ત માને છે, તે કહે છે કે જગત છે તે પરમાત્માનું વિવર્ત છે એટલે માયા માત્ર-ભ્રાંતિ છે. પોતાનું મૂળરૂપ નહિં છોડીને બીજેરૂપે દેખાવું, તેને વિવર્ત કહે છે. એ રીતે સષ્ટિનું કારણ જે વેદાંત બતાવે છે તેમાં લાઘવતા અને અતુચ્છત્વ છે ( બીજા મતો બતાવે છે તે કારણમાં ગૌરવ છે. ) એ બે હેતુને લઇને વેદાંત કહે છે તે કારણ સબળ દ્રઢ ઠરે છે. વિવર્તવાદમા લાઘવતા છતાં અતુચ્છત્વ છે.

માયાની ત્રણ શકિત છે. ઇચ્છા, જ્ઞાન, ક્રિયા. એ ત્રણથી જગત પ્રવર્તે છે. નાટક છે તે ત્રણ વડે છે. કવિ., સૂત્રધાર, અને પાત્ર. કવિ છે તે કારણરુપ છે. સૂત્રધાર સૂક્ષ્મરૂપ, અને પાત્રો છે તે સ્થુળરૂપ છે. એવુંજ જગત નાટક છે. કવિરૂપ કારણ ઇશ્વર છે. હિરણ્યગર્ભ ( પ્રાણ ) સૂક્ષ્મ રુપ છે, જીવોરૂપ પાત્રો-પ્રાણીઓ છે તે સ્થુલરૂપ છે. કવિ એકલોજ છે તે મનમાં એક સિદ્ધાંત બાંધે છે કે **सत्य मेव जयते नानृतं** કેવે પ્રકારે કે, **एकोहं बहुस्याम्** એ સંકલ્પ ઉપર બધાં પાત્રો નાચી રહ્યાં છે. કવિ તો માત્ર લખે છે, અર્થાત્ સંકલ્પમય રૂપ ખડું કરે છે. તેમ ઇશ્વરે ઇક્ષણ કીધુ (જોયુ). હવે પાત્રો તઇઆર કરવાનું કામ તો સૂત્રધારનું છે. તે સર્વ પાત્રો— પ્રાણીઓને કબજામાં રાખનાર છે. પડદા વગેરે કેવા, કવી રીતે કયાં હોવા જોઇએ તે બધી સર્વની દોરી જેના હાથમાં છે તે સૂત્રધાર—પ્રાણ વડેજ નાટક ચાલે છે ત્યાં સુધી વાસના, અને વાસના સુધી જગત.

**सूत्रेमणि गणाइव** તે સૂત્ર એટલે હિરણ્યગર્ભ-પ્રાણ છે તે સૂત્રાત્મા સૂત્રધારમાં તમામ શરીરો જીવોરૂપ વિરાટ મણકા પ્રોવાઇ રહ્યા છે. વિશેષ પ્રકાશથી જે રાજે છે તે વિરાટ. તે બધાં આપણેજ છીએ. તે આપણે જે જે વેષ લઇને આવ્યા તે વર્ણાશ્રમ ધર્મનો વેષ બરાબર ભજવવો જોઇએ. પાત્રો જે હોય છે તેમાં અસત્યને વળગનારાં પણ હોય છે તે છેવટે સત્યમાં ફરી જાય છે. કવિ ઇશ્વરનો સંકલ્પ સત્ય થાય છે. જગતાસકત બધાં અંતે હારી જાય છે, એટલે સ્મશાનમાં જઇ પડે છે—અંતે આસકિત છોડવીજ પડે છે. અથાત્ સત્યનોજ જય થાય છે, અસત્યનો નથી થતો.

કવિએ નાટકનો આરંભ નથી કીધો ત્યાં સુધી નિર્વિકલ્પ હતો. નાટક ચાલ્યો તે અંતસુધી સવિકલ્પ; અને તે સમેટાઇ જતાં પાછો હતો તેવો નિર્વિકલ્પ છે. તેમ, તે કવિની માફક બીજ છે તે વૃક્ષ થયા પહેલાં નિર્વિકલ્પ છે. તેજ બીજ વૃક્ષ રૂપે તથા બીજે રૂપે થાય છે. તેમ, ઇશ્વર રૂપ સર્વ જીવો છે. બીજ વૃક્ષની પરંપરા ચાલ્યા કરે છે. તેનો અંતનથી

આવતો. તેમ, સઉથી પ્રથમ કયાં કર્મ વડે સૃષ્ટિ થઇ, એવો પ્રશ્ન ઘણા પુછે છે, તેમણે પણ સમજવું કે, અનાદિ પ્રવાહ છે. યોગી, વિશ્વામિત્ર વગરે સંકલ્પ માત્રથી સૃષ્ટિ કરે છે, તેમ ઇશ્વર સત્ય સંકલ્પથી જગત રચે છે. તે ઇશ્વરનાં યથાર્થ જ્ઞાનથી પરંપરા વિરમે છે. "ઇશ્વરની ઇચ્છા ઈક્ષિણ અથવા સંકલ્પ," એ કેહેવું પણ અધ્યારોપ માત્ર છે. શ્રુતિ જે એ રીતે કહે છે તે સૃષ્ટિનું કલ્પિતપણું સમજાવવાને કહે છે.

ઇશ્વરને સૃષ્ટિનો નિમિત્તભૂત (કુલાલવત્) માનવાથી તેનામાં વિકારિત્વ, વિનાશિત્વ, ઉત્પન્ન થશે, તેનું શું ? ના. તેમ નથી થતું. ઇશ્વરની ઇચ્છા સ્વતંત્ર છે. તે ઇચ્છારૂપ માયાથી જગત રચે છે. વાસ્તવે નથી. ઇશ્વર ઇચ્છા વિના કેવી રચે છે તે વિશે દ્રષ્ટાંતને કહે છે. જીવનસિંહ અને માધવસિંહ એ મિત્ર હતા. એક દિવસે માધવ હતો તે જીવનને ઘેર આવ્યો. બારણું ખોલતાં પુછ્યું કે, કોણ ? માધવ બોલ્યો કે, હું. કેમકે "હું" છે તે આત્માનું સામાન્ય સ્વરૂપ છે. જીવન પુછેછે કે, હું તે કોણ ? માધવ બોલ્યા વગર દાદરે ચઢી આવ્યો, તેને જોઇ જીવને પ્રસન્નતા બતાવી. માધવ કહે, શું મારો સ્વર પણ નહિં ઓળખ્યો ? પછી માધવે નાટક રચ્યું અને તે કરવા માંડયું તેમાં તે નટીનો વેષ ભજવે છે. જીવન પણ, બીજા પ્રેક્ષકોની માફક, તે જોઇ મોહ પામ્યો. એક શ્રીમંતનો પુત્ર રોજ તેનો નાટક જોવા આવે તેથી તેની માતાએ તે પુત્રને નાટકનાં દૂષણો કહી બતાવ્યાં તે જીવને સાંભળવાથી તેની અસર તેને લાગી, તેથી જોવા જવાનું બંધ કીધું, પણ પૈસા ભરી ચુકેલો હતો તે તો પાછા લેવા જોઇએ. તેણે નટીને કહ્યું કે, બાળ તારૂ નાટક (હું બાળી મુકું છું) તે બોલી કે બાળો શા માટે ? તમારે નહીં જોવું હોય તો નહીં જોશો. ત્યારે જીવન કહે, મારા પૈસા લાવ. નટી કહે, તમારા લોકના પૈસાથીજ નાટક ઉભું કીધું છે. આ બધું સાહિત્ય છે તેમાંથી કાંઇ લઇ જાવ. પડદા વગેરે જોઇ વિચારમાં પડયો કે એ શું કામનું. તેથી શું લેવું તે સુઝ પડતું નથી. એક મિત્રે કહ્યું કે, નટીનો પોશાક લઇ લે. જીવન કહે, અરે ! સ્રીને નહીં અડકું. મિત્ર કહે ભાઇ, એ સ્રી નથી, નાટકકાર છે, તેથી દોષ નથી, ત્યારે નટી ઉપરથી પોશાક ખેંચી લીધો, તો તે માધવ નિકળ્યો, તેથી આશ્ચર્ય પામ્યો. માધવ કહે, તેં મને તે દહાડે કહેલું કે હવે સ્વર નહીં ભુલું. છતાં ધાડ પરિચયમાં તું મને જુવે છે છતાં મને ઓળખ્યો. નહી (નટી વેશે). જીવન કહે તું સ્રી થયો, અને વળી સ્વર બદલ્યો તેથી નહીં ઓળખાયો. માધવ કહે, ભાઇ, મારે તો આ નાટકના ખેલનું કશુંએ કામ નથી, પણ હું સુઇ

જાઉં છું ત્યારે તમે પ્રેક્ષક લોકોજ પૈસા ખર્ચ કરી મને જગાડો છો. તેજ પ્રમાણે આ જગત નાટક વિશે છે. જીવોનાં કર્મરૂપ પૈસાવડે આ જગત નાટક ખડું થયું, તે બને તેમ નથી. કેમકે એક જણની માલિકી નથી. અને વળી પ્રવાહરૂપે અનાદિ છે. તેનો ચાલક ઇશ્વર છે તેણે સ્વઇચ્છાથી કીધું નથી. ઇચ્છા, જ્ઞાન, ક્રિયાથી થયું છે એમ કહેવાય છે છતાં તે સાથે સંબંધ નથી. જીવોના કર્મો ફળ આપવા તઇયાર થયાં તેથી "ઇચ્છા થઇ" એમ આરોપ કીધો. કર્મનો આદિકાળ જણાતોજ નથી, તેથી અનાદિ કલ્પિત છે. માધવવત્ ઇશ્વરજ માયા (નટી) રૂપ બને છે. તે નટી સ્ટેજ પર આવે છે ત્યારથીજ કહે છે કે હું આવી. વસ્ત્રમાત્રથી સ્ત્રી-નટીનો આરોપ લીધો. તે "ઇશ્વરે ઇક્ષણ કીધું" એમ કહી શ્રતિએજ " માયા " નામથી આરોપ કીધો. તાત્પર્ય કે, ઇશ્વરજ માયા નટીરૂપે બન્યો.

આ જગતના મોહમય નાટકમાં ઉજાગરા થાય છે, દ્રવ્ય જાય છે, જીવન તત્વ વ્યથા ગુમાવાય છે, છતાં છંદ છુટતો નથી. સંસારના વિષયા દિમાં જેવો છંદ લાગ્યો તેવો પ્રભુપર લાગે તો પાર પડાય. એકજવાર વાત કરતાં આ વ્યવહારમાં મેહેણું અથવા તાનો કહેવાય છે તો તેને લાંબોકાળ વીતી ગયા છતાં પ્રસંગ આવે કહી બતાવે છે. એજ નાટકનો છંદ એટલે સંસાર ઉપર પ્રીતિ. ડાઘરૂપે-ઘારૂપે તે વાતને હૃદયમાં રાખી મુકવી અને ભુલવી નહીં, એજ આસક્તિ–રાગદ્વેષરૂપ સંસાર. એવી કાળજી પ્રભુ ભજ-નમાં થવી જોઇએ. જ્ઞાનરૂપ ઇશ્વર છે તે ઉપરથી અજ્ઞાનરૂપ વસ્ત્ર ખેંચી લે, અર્થાત્ દેહાત્મ બુદ્ધિ ખસેડી નાખી જુવે તો પૂર્ણ પુરૂષ આત્મા છે. પરંતુ, તે વસ્ત્ર, એટલે માયા–અજ્ઞાનરૂપ આવર્ણ ખેંચી કાઢે તો પ્રાવે. જીવને તે કયારે ખેંચ્યું કે મિત્ર મળ્યો ત્યારે. તેમ હિતેચ્છુ સદ્‌ગુરૂ મળે તો મોહરૂપ કલ્પિત માયા ગેબ થઇ જાય, અને માધવની માફક સ્વયં પ્રત્યેવ પ્રકાશે. અજ્ઞાનનો બાધ કરતાં સ્વયં ઇશ્વરજ છે, પછી બંધ, મોક્ષ ઉપદેશ, ઉપદેષ્ટા, કશું નથી. " માયા મિથ્યા છે, " એમ કહેવા માત્રથી બંધ દૂર નથી થતો. રાગ દ્વેષ હર્ષ શોકાદિ દૂર થવાથી બંધ મોક્ષ ભ્રાંતિ જાય છે.

અંધ ગુલાંગુલ ન્યાય, એટલે શું, તે દ્રષ્ટાંતથી કહેવાય છે.

એક શ્રીમંત શેઠ અને તેની સ્ત્રી હતાં. શેઠને વેસ્યાનો સંગ લાગ્યો-હતો. શેઠાણીને પુત્ર થયો. વેસ્યાએ બહારથી પ્રસન્નતા બતાવી પોતાનાજ નોકરોથી તેને ઉછેરતાં તે પુત્રને એવું કંઇ ખવાડવા માંડ્યું કે નેત્રનો

પ્રકાશ ઘટતાં ઘટતાં ૫ દરેક વરસે છેક અંધ થયો. શેઠે બધું દ્રવ્ય વેશ્યાને લખી આપેલું હતું. પુત્રને નોકર સાથે જંગલમાં વેશ્યાએ મોકલાવી દીધો તે ત્યાં વનમાં ભટકે છે, કેમકે અંધ તેથી ઉપાય નથી. એક બ્રાહ્મણ તે વનને માર્ગેથી જતો હતો તેણે તે અંધ પુત્રને ઓળખ્યો. તેણે કહ્યું કે, ભાઇ, આ બળદ તમારા બાપનો છે તેથી એ ઘેર જશે તેનું પુંછડું પકડીને ચાલ્યા જાવ. પેલા અંધ પુત્રે પુંછડું પકડયું. બળદતો આમતેમ ચરતો, ખાડા ખબડામાં અથડાતો, તેજ રીતે પેલો પુત્ર પણ ખાડામાં કાંટામાં અફળાતો કુટાતો, એક ઉકરડા ઉપર બળદ ચડયો તે ભેળો ચઢી ગયો, ત્યાં અકળાઇને પુંછડું છોડી દીધું. પરંતુ પુણ્ય સંસ્કારથી એક સંત મળી ગયા. તેણે પાસે રાખી તે પુત્રને દયાથી દવા કરી દેખતો કર્યો. ત્યારે સંતને પૂજી ભેટી પગે પડી આજ્ઞા લઇ જાતે ચાલી બાપને ઘેર ગયો, અને પુરૂષાર્થ કરી વેશ્યાને મારી હઠાવી બાપનું બધું દ્રવ્ય છીનવી લીધું, તેમ, જીવ (પુત્ર) માયા–મોહથી અંધ થતાં અજ્ઞાનાંધકારગ્રસ્ત બની ગયો તેથી સંસારરૂપ વનમાં રવડતાં ડાહ્યા બ્રાહ્મણાદિ માર્ગ દર્શકે બતાવ્યું કે, બાપનો બળદ એટલે વર્ણાશ્રમાદિ ધર્મ છે તેનું અથવા બાપદાદા કરતા આવ્યા તેમ કરવા રૂપ ધર્મનું પુંછડું પકડી રાખ. તે પ્રમાણે કરતાં બહુ અથડાયો. છેવટે સંત પ્રતાપે તત્વ જ્ઞાનાંજન પામી હૃદય ગત અંત ર્ચક્ષુ ખુલતાં પરમાત્મ રૂપ પિતાનું ધામ દેખાય છે. ત્યાં સ્વગ્રહે જઇ માયારૂપ વેશ્યાને મારી હઠાવી સ્વતંત્ર થાય છે. માયાવિલાસ નિર્મૂળ થાય છે ત્યારે બંધ મોક્ષ કાંઇ રહેતું નથી.

બીજા શ્લોકનું વ્યાખ્યાન અત્રે પુરૂં થાય છે. અને ત્રીજા વિષે પ્રારંભાય છે. પ્રથમ શ્લોકથી ત્વંપદનું શોધન સૂચન કીધું; બીજા શ્લોકથી તત્પદનું શોધન સૂચવ્યું; કે બધો માયાનો ચમત્કાર છે, ઇશ્વરમાં કાંઇ નથી. હવે **યસ્યૈવેતિ** ત્રીજા શ્લોકથી તે **त्वं** અને **तत्** પદો કેવે પ્રકારે ઐક્ય છે તે એકતા સૂચવે છે. સત્તા અને સ્ફુર્તિ આપવી—હોવી એ ધર્મદ્રષ્ટાનો છે, દ્રશ્યનો નથી. દરપણમાં જોનાર પુરૂષનીજ સતા સ્ફુર્તિ છે. દ્રષ્ટા (જોનાર) નું મુખ અને દરપણમાં ભાસતું પ્રતિબિંબ જુદાં દેખાય છે. દરપણ કંઇક છે. અમૂર્ત વસ્તુનું પ્રતિબિંબ પડી શકતું નથી. ચિદાત્માનું સ્ફુરણ સતરૂપ છતાં અસત્ જેવું દેખાય છે તેથી અનિર્વચનીય કહેવાય છે. તે જ્ઞાનથી બાધ થાય તેવું છે— નામ રૂપ બાદ કરવા જેવું છે. વસિષ્ટે એક ધાત્રીનું દ્રષ્ટાંત આપ્યું છે કે, એક ધાત્રી (ધાવ)ને બાળકે વાર્તા કરવાનું કહેવાથી તેણીએ, કોઇએ કહી નહીં હોય એવી અપૂર્વ, વાત કહી કે, કાંટાનાં ત્રણ

ઝાંખરાં ઉપર ત્રણ ગામ હતાં. તેમાં બે ઉજ્જડ હતાં, અને એકમાં કોઇ વસતુંજ નહીં, તેમાં એક કુંભારે ત્રણ હાંડી બનાવી. તેમાં બે ફુટેલી અને એક કાણી હતી. તેમાં ચોખા રાંધ્યાં, તે બે હાંડીમાં કાચા હતા અને એકમાં ચડેલાજ નહીં. તેમાં ત્રણ બ્રાહ્મણ જમાડયા. તેમાં બે ભુખ્યા રહ્યા, અને એકે ખાધુંજ નહિ. તાત્પર્ય કે, એ બધું કથન માત્ર છે. તેજ રીતે સ્ફુરણ કથન માત્ર ભાસે છે તેથી અસત્ ન કહેવાય, પરંતુ જ્ઞાન દૃષ્ટિથી જગતનું અસ્તિત્વ ટકતું નથી. અને જગત દેખાય છે છતાં આગ માપાયી ( એટલે, આગમ=આવતું, અને અપાય=નાશ-જતું ) છે. સુકિતર જતવત. સીપનું ભાન થતા સુધીજ રૂપું ભાસે છે, પછી સીપજ છે,

તત્વમસિ વાકયથી એકતા કેવી રીતે થાય છે તેમાં વિકલ્પ કરે છે. કે બિંબ પ્રતિબિંબની માફક થાય છે ? અથવા તત્‌ની સત્તાત્વંમા ઉતરે છે અગર ત્વંની સત્તા તત્પદ્‌મા ઉતરે છે ? કે કેવળ ભાવના માત્રથીજ એકતા થાય છે ?

સુકિતના ચમકારા માત્રથીજ રૂપું ભાસે છે—ચમક માત્રજ છે. સીપને અને રૂપાંને કશો સંબંધ નથી તે બિંબ પ્રતિબિંબવત્ નથી, તેમાં તો દરપણ રૂપ ઉપાધિ ભિન્ન છે. સીપની કુલ બધી સત્તા રૂપાંમાં નથી, ચમકજ સત્તા માત્ર ભાસી છે; તે અસતવત્ આભાસમાંજ આ દેખાય છે. લોહનો ગોળો અગ્નિ સંગે ઐક્ય જેવો ભાસે છે, તે રીતે પણ એ તત્‌ત્વં ની ઐક્યતા નથી.

વિષયો રૂપ ઉપાધિને યોગે જ્ઞાન અનેક પ્રકારનું હોઇ વૃત્તિ સાથે અનુસંધાન પામે છે. **सूत्रमणिगणाइव** સૂત્ર અને મણકાની માફક. તેમ, બધાં જ્ઞાન સાભાસ વૃત્તિને આધારે છે. બધાં જ્ઞાન ભિન્ન છતાં, અહંવૃત્તિ આધાર ભૂત છે. દ્રશ્યની સત્તા દ્રષ્ટાથી ભિન્ન નથી. દ્રશ્ય કાંઇ વસ્તુ નથી. દ્રષ્ટા જેવું જોવાની ઇચ્છા કરે છે, તેવોજ દ્રષ્ટા તે રૂપ થઇ સંકલ્પથી જુવે છે. મૂળ વસ્તુ શું છે તેને તે જોઇ શકયો નથી. ત્યારે તેણે શું જોયું ? પોતાની કલ્પના. જેમ, એક સ્ત્રી છે, તેની પાસે બાપ, ભાઇ, પતિ, પુત્ર, માતા, બ્હેન, કાકી, કાકા, ભાણેજ, વગેરે ઉભાં છે. એકજ વસ્તુ તે સ્ત્રીમાં બધાંની દ્રષ્ટિ જુદી જુદી છે. માતાનો પ્રેમ જુદો છે તે પુત્રી રૂપે જુવે છે, પતિના નેત્રમાં પ્રેમના ઝરણાં કોઇ જુદાજ પ્રકારનાં વહી રહ્યાં છે તેથી પત્ની રૂપે જુવે છે, પુત્ર તેને માતૃ વાત્સલ્યથી જોઇ રહ્યા છે. પીતા તેને પુત્રી જુવે છે, ભાઇ તેને બ્હેન રૂપે જુવે છે, વગેરે. એકજ વસ્તુમાં અનેક પ્રકારે પોતાની કલ્પનાનેજ જોઇ રહ્યા છે.

જ્ઞાન થયેથી જગત દ્રષ્ટિનો બોધ થતાં સમજાય છે કે, દ્રષ્ટા પોતેજ પોતાને જોતો હતો. પ્રકાશ અને અસ્તિત્વથી વિશ્વ અભિન્ન છે, છતાં જુદા જેવું દેખાય છે; જેમ, જળમા લેહેર તરંગ બુદબુદા પ્રતિત થાય છે તે જળથી ભિન્ન નથી. તેમ, જ્ઞાન છે તે જ્ઞાતાથી ભિન્ન નથી. જ્ઞાતાજ ભિન્ન ભિન્ન જ્ઞાનરૂપે જણાય છે. **जानामि** એવી ભાવના થયા પછી જાણવું હતું તે મેં જાણ્યું, એ રીતે જાણ્યામાં તે ભાવના સમાઇ. જ્ઞાનની અંતિમ સ્થિતી પણ જ્ઞાતામાંજ થાય છે. જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એ ત્રિપુટી નું ઐક્ય થાય તોજ જ્ઞાન થાય છે. જેમ, જ્ઞાતા જ્ઞાન, જ્ઞેય, એ ત્રિપુટીરૂપ કાંટો છે. માલ આપનાર અને લેનાર બેઉ જણ, મધ્યસ્થ કાટો જે ઉંચે હોય છે તે સોયા તરફ, જુવે છે. માલવાળું તાજવું નમે છે, તો આપનાર જાણે કે હું છેતરાયો, અને કાટલાવાળું ત્રાજવુ નમે તો લેનાર જાણે કે હુ છેતરાયો, પણ સમ ઉંપર આવે છે એટલે તે સોયાની અણી મધ્ય બિંદુ પર સમ રહે છે ત્યારે ઝઘડો સમે છે. **समत्वं योग उच्यते**. શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે સમત્વને યોગ કહે છે, તેમ, ત્રાજવું ત્વંપદમાં ઢળી પડે તો જીવભાવ, અને તત્પદમાં નમી પડે તો, અર્થાત, ભેદભાવથી ઇશ્વરની ઉપાસના કરી કહે છે કે હું દાસ છું, ઉપાસક છું, અને ધારણાના પરિપાકથી સિદ્ધિ આદિમાં લપટાય છે. બે જણામાં એકને ખોટ (નુકશાન) લેનારને કે આપનારને હોય છે. પણ મધ્યબિંદુ અસિપદમાં આવે તો કાંઇ નુકશાન નહીં, કે ઝગડો નહીં. માલ અને કાટલાંને અસિપદ સમજાવે છે. સામાન્ય લોકોની નજર વિષયોરૂપ માલ તરફ હોય છે. અને વિદ્વાન જેવા તત્પદ તરફ ઢળી પડનારાની નજર શાસ્ત્રવાસના-સિદ્ધિઓરૂપ કાટલાં તરફ હોય છે. તેમાં ફસાય તોપણ મરે-જન્મ મર્ણ સંસારે વહે. ધર્મ અર્થ કામ મોક્ષ, એ ચાર પુરૂષાર્થ છે. એક ગામમાં વાણીઓ શેરનું અચ્છેરજ આપે તેથી એક જણે ઘેર લાવી તોળી જોયું તો અચ્છેરજ થયું, તેથી વાણીઆને પુછ્યું કે, આમ કેમ? વાણીઆએ કહ્યું કે, એક નવટાંક છડે છાબડે, નવટાંક ધડેધાબડે, નવટાંક વાસણુપેર, (અને) નવટાંક ઓછો શેર; એટલે, છાબડામાં નવટાંકનો ફેર, નવટાંકનો ધડો હતો, વાસણ મુકી ધડો કરતાં તેમાં નવટાંક ફેર રાખ્યો, અને શેરીઓ નવટાંક ઓછો હતો, એ રીતે ચાર નવટાંક એટલે અડધો શેર જતાં અચ્છેરજ રહેતો. એવુંજ હાલ આપણે કરી રહ્યા છીએ, પણ પ્રથમ પાયારૂપ જે ધર્મ છે તે ધર્મ જાણનાર થાય તો, તે જે અર્થ (દ્રવ્ય) મેળવશે તે નીતિથી મેળવશે. તેથી તેને જે કામના થશે તેપણ નીતિ યુક્તજ થશે, તેવી કામનાથી સત્સંગાદિ સેવી, તે મોક્ષ માર્ગેજ પડશે.

તામસ લક્ષ્મી (અન્યાય રૂશ્વત અનીતિ વગેરેથી તેમજ અન્યને દુઃખી કરી અને નાશ પમાડી વગેરે ખોટે રસ્તે મેળવેલી લક્ષ્મી) જે લોકોએ મેળવી હોય તેનું પરિણામ એ આવે છે કે, કયાં તો અકસ્માત મૃત્યુથી અગર અકાળ દુઃખી થઇ રિબાઇને, નદી દરીઓ કૂપતડાગાદિમાં પડીને કે એવી કોઇ રીતે અથવા વિષ પ્રાશન કરીને મરવું પડે છે. લાડી વાડી ગાડીમાં લેહેર ઉડાવવી, એ રાજસ દ્રવ્યથી થતી બુદ્ધિ છે. પૈસા નથી ત્યારે પ્રતિજ્ઞા કરે છે કે ખુબ મળે તો અમુક રકમ ધર્મ–કાર્યમાં વાપરશું. દ્રવ્ય મળ્યા પછી પેલી ત્રણ લેહેર કરવામાં ફુરસદજ નથી મળતી તે શું કરે. સાત્વિક લક્ષ્મીથી ધર્મ પરાયણ વૃત્તિ થાય છે, તેથી સદાવ્રત દયાદાન વગેરે પરોપકાર કરે છે. અને પ્રથમથીજ જો ધર્મ સંસ્કાર પડયા હોય તો તે સાત્વિક દ્રવ્યથી, સત્ય મધુર અને પ્રીય વાણીથી માન બડાઇ અભિમાન છોડી સપ્રેમ તેવાં પરોપકારના કામ રૂડી રીતે કરે છે.

## यादृशं भक्षयेन्नान्नं बुद्धिर्भवति तादृशी.

જેવું અન્ન ખાય તેવી બુદ્ધિ થાય. કહેવત છે કે, અન્ન તેવા ઓરકાડ. સાત્વિક ઇચ્છાઓ હોય તોજ જ્ઞાન તરફ વળે.

જનકરાજા વિદેહી કહેવાયા; કેમકે તે દેહનો એક ક્ષણનો પણ ભરૂસો રાખતા નહીં. તે જોવા નવ યોગેશ્વર ત્યાં આવ્યા. તેમને દોરડું વીંટી લઇને દોરડાંના છેડાને જનકે પોતાની છાતીમાં ડાબ્યો. મોટા પુરૂષને ઠપકો દઈ શકાતો નથી, પણ દેવા જેવું હોય તો જુદાં રૂપમાં કહેવાય છે તે પ્રમાણે, આ નવ યોગેશ્વરોનો ભારો બાંધ્યો ત્યારે તેમણે કહ્યું કે, **दुर्लभो मानुषो देहो** અર્થાત એમ કહ્યું કે શું હમે નવ જણ તમને લાકડાના લાગ્યા કે હમારો ભારો બાંધ્યો ! મનુષ્ય દેહતો બહુ દુર્લભ છે. ત્યારે જનકે જવાબ દીધો કે, **देहिनां क्षण भंगुरः** અર્થાત, એ દેહ દુર્લભ છે, પણ કયારે પડશે તે નક્કી નથી, માટે તમે જો છુટા પડી જાવ તો પાછો તમને મળી શકીશ, એવો ભરૂસો કેમ રાખું ?! એક યોગીને મળીને બીજા યોગેશ્વરને મળાશેજ તેનો શું ભરૂસો ! ત્યારે નવ જણ બોલ્યા કે, ક્ષણિક હોય તે દુર્લભ નહી કહેવાય, પણ શાસ્ત્રો એને દુર્લભ કહે છે **तत्रापि दुर्लभं मन्ये** માટે હલકો નથી. ત્યારે જનક કહે **वैकुंठ प्रिय दर्शनं** એ દેહને દુર્લભ કહેવામાં હેતું એ છે કે પરમાત્માના દર્શન કરવાનું દ્વાર છે તેથી દુર્લભ કહયો, પણ ક્ષણ ભંગુરતો છેજ તેથી ભરોસો રાખી શકાય નહી. અર્થાત જ્ઞાનથી બંધન તોડી નાંખી શકે તો, એ પ્રભુના

દર્શનનું દ્વાર છે, તે ક્યારે બને? **तत्त्वं** સમરાખી **असि** પદમાં ઠરે ત્યારે. પલ્લાં (તાજવાં) છે તે કાંટાથી ભિન્ન નથી, તેમ **तत** અને **त्वं** બેહુ **असि**થી ભિન્ન નથી.

લય બે પ્રકારના છે. નિવૃત્તિરૂપ અને બાધરૂપ લય. કાર્યરૂપ ઘડો ફુટી જાયતેનો મૃત્તિકારૂપ કારણમ લય થાય છે. કારણ છે ત્યાં સુધી કાર્ય થશે, એ નિવૃત્તિરૂપ લય છે, અને કારણ સહિત લય થવો તે બાધરૂપ લય કહેવાય છે. માટીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં આકાશનો મહતત્વમાં, અને મહત્તત્વ આત્મામાં લય થાય તો તેની ફરી ઉત્પત્તિ થતી નથી. તેમ, વિશ્વ છે તે પરમાત્માથી અભિન્ન હોવાથી તેમાંજ વિશ્રામ પામે છે. નિદ્રા, મૃત્યુ, મૂર્છા, જાગ્રત, સ્વપ્ન, એ અવસ્થાઓમાં લય છે તે ઘડો ફુટી ઠીકરાં જેવો છે. વાસના છે ત્યાં સુધી નિદાન નથી. વાસનાનો નાશ થયે કારણ સહિત નાશ થાય છે.

જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એ ત્રિપુટીનું ઐક્ય થાય છે ત્યારે જ્ઞાનને સર્વ જ્ઞાનમય સમજાય છે. ત્યારે **तत्** અને **त्वं** પદનું **असि** પદમાં ઐકય થાય છે. એ રીતે જ્ઞાન નથી થતું તેનું કારણ, સહજ દોષ વશાત એવું જ્ઞાન થતું નથી. તેમાં દ્રષ્ટાંત આપે છે કે, દરપણ જો લાંબો કાળ એમને એમ પડી રહે, તો તેપર મેલ ચડે છે અને મુખ નથી જણાતું. તે દરપણમાં વિક્રિયા કશીજ થઇ નથી. માત્ર મેલ જો ઉપરથી કાઢે તો મુખ દેખાય છે તેમ, અનાદિ અનિર્વચનીય અજ્ઞાનજ જ્ઞાનને આવૃત કરે છે.

કાદવવાળો પગ કરીને ધોઇ નાખવા કરતાં પ્રથમથીજ કાદવવાળો નહીં કરવો, એજ ઠીક છે. તેમ, અજ્ઞાનરૂપ મેલ ચડાવીને તેને જ્ઞાનથી ધોઇ નાંખવા કરતાં પહેલેથીજ અજ્ઞાન મેલ ચડવા નહીં દેવો, એજ ઠીક છે. એવો પ્રશ્ન કરતાં કહે છે કે,—સત્યની પ્રબળતા અજ્ઞાન વડેજ સમજાય છે. જેમ છબી કેવળ શ્વેત અગર કાળા રંગથી ચીતરે તો નહીં દેખાય Shade and light અંધકાર અને પ્રકાશ બેહુ જોઇએ. ત્યારેજ વસ્તુનું યથાર્થ ભાન થાય. અજ્ઞાન નહીં હોતે તો જ્ઞાનની કીંમત અંકાતે નહીં. ચાંદી તાંબ્ર કલઇ લોઢું વગેરે હલકી ધાતુ નહીં હોતે તો સુવર્ણની કીંમત એટલી મોટી અંકાતે નહીં. જલદી જલદી સેહેજમાં પ્રાપ્ત થાય તેની કીંમત—ધ્યાનમાં આવે નહીં. જેમ વધારે પ્રયત્નથી મેળવાય છે તેમ તેની કીંમત (મહત્વ) વધારે સમજાઇ તેનું સંરક્ષણ કરાય છે. તેમ, મોક્ષ-આત્મા-જ્ઞાનનું સામ્રાજ્ય છે તેનું સંરક્ષણ કરવા માટે અજ્ઞાનરૂપ કિલ્લો છે. કિલ્લાના દરવાજા ઉપર મોટા અણીદાર ખીલા હોય છે, કે જેથી કિલ્લામાં રહી લડ

નાર રાજાનું રક્ષણ (બચાવ) થાય છે. રાજાનું રક્ષણ કરવા અજ્ઞાન કિલ્લો આત્માએ બાંધ્યો. તેનો માલીક અહંકાર થઇ પડયો. તે કિલ્લારૂપ આ શરીર છે, તે મારૂં અથવા હું જ છું, એમ કરીને શરીર કિલ્લાને અહંકારે પોતાની માલિકીનો માની લીધો. હવે તેને મારી હઠાવે ત્યારે વિજય મળે. પાંચ વિષયોરૂપ ખીલા દરવાજા ઉપર ઠોકેલા છે. દરવાજો તોડવો છે એટલે અહંકારની સત્તા ભાંગી નાખવી છે. ખીલાવાળો મજબુત દરવાજો તોડવા જબરદસ્ત પ્રાણીઓ જોઇએ. તેવો હાથી છે તે જો માથું મારે તો દરવાજો તુટે, તેથી તેને આગળ કરે, પણ ખીલા છે તે અંકુશ જેવા છે તે લાગે તો બેસી જાય—ઘવાઇ જાય. તેથી દરવાજો અને હાથીની વચમાં ઊંટ ઉભું કીધું; કેમકે તે ઉંચું છે હાથીનાંમાથાંનોધક્કો ઉંટને લાગીને ઉંટનો ધક્કો દરવાજાને લાગે તો બેવડું બળ જામવાથી તુટી શકે,અનેવાંધો વિઘ્ન નહીં નડે. અહં અને મમરૂપ ( દરવાજાનાં ) બેદ્વાર બંધ કરી અહંકાર અંદર રહી ગયો, અને જીવત્વ બહાર રહી ગયું, ૐ છે તે ૐ હાથીને આકારે છે, તે હાથી દરવાજો તોડી શકતો નથી, કેમ ? ખીલા નડે છે. અર્થાત એકાગ્રતાથી જપ સંયમ થવા દેતાનથી; તેથી જોસથી માથું મારી શકતો નથી, જો યથાર્થ સ્વબળથી માથું મારે તો અહં મમત્વનાં કપાટ ઉઘડી જાય. પંચદશીકારે કહ્યું છે કે, **दीर्घ प्रणवमुच्चार्य मनोराज्यं विजयिते** ॥ મ્હોટેથી ૐનો ઊચ્ચાર કર્યા કરવાથી મનોરાજ્ય જીતાય છે ત્યારે ઉપાય રચ્યો કે હાથીની આગળ ઉંટને ઉભું રાખ્યુંતત્પદ બેહાર રહ્યું. વચમાં **त्वंपद** ઉભું કીધુ તેને ૐ ( હાથીરૂપ ) માથું મારે તે બેવડા ધ્રુકકાના બળથી દ્વાર ભાંગીને ખુલી જાય છે. માયારૂપ વચમાં કલ્પેલું ઉંટ છે. તે માયા કેવી છે કે, **दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया मामेवये प्रपद्यंते मायामेतां तरंतिते** ॥ એવી દુસ્તર માયા છતાં જે મારે શર્ણે થાય છે તેજ તે માયાને તરી જાય છે. એ રીતે દેહમાંનું અહંમમત્વ તોડી, અભિમાનને પકડી કેદ કરી દે છે.

જેટલો પ્રયત્ન તે પ્રમાણમાં કીંમત. કોઇ ઉદાર મહાશય એકદમ કોઇને ચિંતામણિ આપે, તો તેને શંકા થશે કે, જો એ ચિંતામણી હોય તો મને શા માટે આપે, પોતે કેમ ન રાખે, વગેરે.

એક દરિદ્રી બ્રાહ્મણે સમુદ્રપર આવી તપ કરી સમુદ્ર પાસે એક શંખલી મેળવી. તેમાથી રોજ સવાવાલ સુનું ઝરે. તે ત્યાંજ પુજન કરી બીજે દહાડે ઝરેલું તેસવાવાલ સુનું લીધું તે ચાર ઠગે જોયું. ઠગલોક પ્રપંચથી સમજી તે બ્રા૦ ને પોતાને ઘેર લઇ ગયા રાત્રે શંખલી લઇલીધી અને

તેને બદલે બીજી ગોઠવી. ઘેર જઇ પૂજા કરી જુવે તો કાંઇ ન મળ્યું. સમજ્યો કે ઠગાયા. પાછો આવી તપ કીધું. સમુદ્ર કહે શા માટે સતાવ્યા કરે છે, હવે તેવી શંખલી નથી, આ શંખ આપું છું તેને કહે જે કે કેમ શંખ લાખ. ત્યારે શંખ કહેશે કે લે સવાલાખ એ સાંભળી ઠગ એ શંખ પાછો લઇ લેશે અને શંખલી પાછી મળશે. તરત ઠગને ત્યાં ગયો. સવારે પુજા કરી શંખને કહેતાં બોલ્યો કે, લે સવા લાખ. તે સાંભળી ઠગે બહુ હરખાઇને રાત્રે શંખલી હતી તે પાછી મુકીને શંખ લઇ લીધો. બ્રાહ્મણે તે જોયું અને પોટલી લઇ રસ્તે પડી ગયો. બીજે દહાડે ઠગે શંખને પુજી કહેતાં શંખે કહ્યું કે, લે સવાલાખ. ઠગ કહે લાવને ક્યાં છે ? ત્યારે શંખ કહે છે કે;—

**श्रृंखली कांचनं दद्यात् अहं शंखलपोडकं ॥**
**वदामि बहु वाक्यानि नददामि कपर्दिका ॥**

અથાત, શંખલી સુવર્ણ આપે છે, હું તો લપોડકશંખ છું તે બહુ વાક્યો બોલું ખરો, પણ કોડી પણ આપું નહીં. એમ સાધન સાધ્યા પછી શ્રમ વેઠીને જો વસ્તુ મળે તો તેની કીંમત વધારે મનાય છે.

ભેદ માત્રનું મૂળ અજ્ઞાન છે, તેના યોગે જીવ ઇશ્વર ભેદ છે. ઘટાકાશ અને મહાકાશમાં ( અથવા મહદાકાશમાં ) ભેદ નથી તેમ જીવ ઇશ્વરમા ભેદ નથી; ઘટની અપેક્ષાએ ઘટાકાશ નામ, અને ઘટની ઉપેક્ષા એ મહદાકાશજ છે. ઘટ ઘટલે અંતઃકરણ–શરીરરૂપ ઉપાધિ છે તેના યોગે ભેદ કલ્પે છે. અનેક વ્યકિતઓમાં જુદી જુદી વાસના છે, તેથી તે પ્રમાણે ભેદ છે,

રામ નામ સબકો કહે, ઠગ ઠાકુર ઔર ચોર;
જો રામસેં ધ્રુપ્રલ્હાદ તરે, ઓ રામ હેં ઓર.

એક અધિકારી શિષ્યે ગુરૂ પાસે જઇ કહ્યું. કે, કોઇ પણ જાણતું ન હોય એવો મંત્ર મને આપો. ગુરૂએ તેની જિજ્ઞાસા જોઇને સવારે બપોરે સાંજે રાત્રે એમ અમુક અમુક વખતે તેને બોલાવ્યા કીધો. દરેક વખતે કોઈ કોઇપણ બેઠેલું હોય તેથી તે જોઇ પાછો જતો પણ હુકમ પ્રમાણે વખતસર હાજર થતો. તેથી તેને જંગલમાં લઇ ગયા ત્યાં એક ગુફામાં લઇ જઇ બેઠા મંત્ર આપ્યોકે, રામ; અને કહ્યું કે રોજ જપ કરજે તને ફળશે. આઠેક દીવસ તો ખુબ જપ કીરો. પછી પરોણા આવેલા તેને વિદાય કરવા પાદરે ગયો ત્યાં બે ભરવાડ જતા હતા તે જુદા પડતાં બોલી ઉઠ્યા કે ભાઇ રામ રામ, રામરામ. પેલો શિષ્યતો ચમક્યો. સંશય પડ્યો કે

મારો મંત્ર આ ભરવાડ કયાંથી જાણે. ઘેર જતાં મુડદું મળ્યું તેની સાથેના લોકોને પણ રામ રામ સત્ય હૈ એમ બોલતા સાંભળી ગુરૂ પાસે દોડયો અને કહ્યું કે એ મંત્રને તો બહુ લોક જાણતા દેખું. ગુરૂ કહે ભાઇ તને મંત્ર આપ્યો છે તે કોઈ નથી જાણતું. એ રીતે ગુરૂએ ભાર દઇ દઇને કહ્યું. શિષ્યને સમજ પાડવા એક ચેમકતી ચીજ ઝોળીમાંથી કાંઢી આપી કહ્યું કે ચાર શેર ભાજી લાવ, તે ચીજ લેઈને ગયો. ભાજીવાળા પસ્તાગી બાએ તે જોઈ એક પઇસો કીમત કરી. ભાજી તો પઈસાની ત્રણશેર છે. તેથી સુખડીઆની દુકાને મોકલ્યો તેણે એક રૂપીઓ કીમત કરી ચાર શેર મીઠાઇ આપવા માડી, કેમ કે તેણે સ્ફટિકનો કકડો માન્યો. ત્રીજીવાર હીરા છે એમ કહીને ચોકસીને ત્યાંથી રૂ ૧૦) લાવવા મોકલ્યો. ચોકશી રૂ ૯) આપવા તઇઆર થયો. શિષ્યે જોયું કે આ શું? ચાર શેર ભાજી ન આપી તેના રૂપિયા નવ આપે છે, વસ્તુ તે છે, મારા હાથમાંજછે. પછી રૂ ૧૦૦) કીંમત કહેજે, એમ કહી ઝવેરીને ત્યાં મોકલ્યો તે રૂપીઆ ૯૦ આપવા લાગ્યો. પછી મુંબઇ મોકલ્યો ત્યાં ઘરડા મોટા ઝવેરી પાસે ગયો. શેઠે રાખ્યો. દસહજાર માગ્યા. ઝવેરીનો પુત્ર રાત્રે આવ્યો તેણે જોયું. તે તત્વ જ્ઞાની અને ઝવેરી હતો. તેણે બાપને કહ્યુ કે કિંમતતો લાખ છે તેથી દસહજાર માગે તો આપીજ દો. બાપ કહે, આપણે પંચ કરીએ. પુત્ર કહે ના—પિતાજી હું હારૂં કે તમે હારો, તો પણ તે હુંજ હાર્યો કહેવાઉં. પિતાજી! એની કિંમત લક્ષતો શું પણ કરોડો રૂાની છે. ગુરૂને પત્ર લખી પુછાવ્યું ગુરૂએ જવાબ લખ્યો કે, આપવાનો નથી, ફકત કિંમત કરાવી પાછો લાવજે. ઝવેરીના પુત્રે જવાબ લખ્યો કે, કીંમત લખી શકાય તેવી નથી, કહી શકાય એવી છે, માટે મુંબાઇ આવો. ગુરૂ જાતે આવ્યા કીંમત પુછી. શેઠ કહે પુર્ણિમાએ કહીશ. પ્રેમથી ખુબ બરદાસ સેવા કરતા રહી ગુરૂને રાખ્યા. પુનેમને દહાડે ઝવેરી તે બાપ દીકરો તથા ગુરૂ શિષ્ય અગાસીમાં ચાંદનીમાં બેઠા. ત્યાં પેલો ચંદ્રકાંત મણિ મુકયો. ચાંદનીમાં ચંદ્ર કીરણોના યોગે બિંદુઓ છુટતાં બતાવ્યાં. જેટલાં કીરણો તેટલા કરોડ રૂપીઆની કીંમત છે, એમ કહ્યું તે સાંભળી શિષ્ય તો સજડજ—સડકજ—સ્તબ્ધ બની ગયો!! અરેરેરે! આ એકજ વસ્તુ જેની ભાજી નમળી તેનીજ કીંમત કરોડ-અબજ—પરાર્ધ—અમૂલ્ય!! તેમ, કેટલાંક મનુષ્યો કાછીઆ જેવાં છે, કેટલાંક કંદોઇ જેવાં, થોડાં ઘણાં ચોકશી જેવાં, કોઇ કોઇ ઝવેરી જેવાં છે, પણ કોઇકજ—જવલ્લેજ સાચો પરીક્ષક સૂક્ષ્મ દ્રષ્ટિવાળો ઝવેરી હોય છે. તે શિવાયના બધા જોઇએ તેવો આત્મભોગ આપી શકતા નથી. બધા

નફો–ફાયદો શોધે છે. તે બધા નફો શોધે ત્યાં સુધી પરમાત્માને ઓળખી શકતા નથી. **कर्मण्येवाधिकारस्ते माफलेषुकदाचन** ॥ કર્મ-કર્તવ્ય કર્યો જવું, એજ આપણું કામ છે. ફળની આશા કદી ન રાખવી. આપણો એજ અધિકાર છે કે, કર્મ (કર્તવ્ય) કરવું. ભલે તેમાં નફો થાય કે ન થાય, તે જોવાની જરૂરજ નથી. શુભ અશુભ ગમે તે ફળ ભલે થાય. કર્તવ્ય કરે તો કીંમત ધ્યાનમાં આવે.

વાસના યોગે અંતઃકરણ ભિન્નભિન્ન છે, તેથીજ ઇશ્વરની કીંમત જુદી જુદી સમજે છે. અધિકારી સમજે છે કે પ્રાણ જતા હોય તો પણ જવા દઇને-શિરને સાટે પણ તત્વ મેળવવું. તત્વ જ્ઞાન થયેથી ઉપાધિકૃત ભેદ વિલાઇ જાય છે. તે કેવે પ્રકારે ભેદ નાશ થાય છે તે કહે છે.–આરોપિત દેહરૂપ ઉપાધિ ભેદનો નિરાસ (નાશ) કરવાને **तत्वमसि** સ્વરૂપ સમજાવે છે. **सोऽयंपुरुषः** (જે પુરૂષ રાજા હતો) તેજ આ (સાધુ રૂપે દેખાય છે તે) પુરૂષ છે. રાજા અને સાધુ, એવી એ ઉપાધિનો બાધ કરતાં પુરૂષ માત્ર, તે એકજ, એજ છે તેમ, અલ્પજ્ઞ (અવિદ્યા ઉપાધિ) અને સર્વજ્ઞ (માયા ઉપાધિ) એ (જીવ ઇશ્વરની) અલ્પ અને સર્વ (અવિદ્યા અને માયા) ઉપાધિ બાધ કરતાં ચેતન એકજ અભેદ સિદ્ધ છે.

ૐ (પ્રણવ) ને ઉપલી અરણી કરવી, અને અંતઃકરણને નીચેની અરણી કરીને મંથન કરવાથી જ્ઞાનરૂપ વિશેષ અગ્નિ પ્રકટીને સળગાવી મુકે છે, ૐ સાત્વિક છે અને અંતઃકર્ણ પણ સત્વગુણનું કાર્ય છે, તેથી એનું ઘર્ષણ–મંથન થઇ શકે છે, ઉપર મુકી ઘર્ષણ કરો, પણ વજન નહીં મુકો તો કામ થતું નથી, વજન મુકો તે સાથે ક્રિયા–ચલન ક્રિયા–મંથન ઘર્ષણનું કામ ચાલ્યા કરવું જોઇએ. એટલે, વ્યવહારના વિચારોને ખસેડી નાખી અગર આવે તો ખસેડી નાખતા જઇને ચિત્તની એકાગ્રતા રાખવી એ ક્રિયા થતી રહેવી જોઇએ. એજ પ્રકાર ધ્યાનમાં, જપમાં, પાઠમાં, પણ સમજવો. એકાગ્રતા કરવા રૂપ મંથન કરવુંજ પડે છે, વજન મુકીને બેસી રહેવાનું નથી.

માળા ફેરવીએ છીએ તે ઉલટી ફેરવાય છે, તેમાં પ્રાચીન ઋષિ મુનિનો ગુપ્ત ભેદ–હેતુ એજ સૂચવે છે કે, સામો જગત તરફ તો બહુ ફર્યો, હવે અંતરમાં-ઉલટો–પાછો ફર, અને જગતને જોવું છોડીને આત્મ તત્વને જો; અર્થાત્ માળા કહે છે કે, મને શું ફેરવ્યા કરે છે, તું પોતે ફરી બેસ, કે, થયુ. સોબતની અસર લાગે છે. જુવો, સમુદ્ર મંથનથી લક્ષ્મી

નિકળી. તેને મંથનનો વેગ લાગેલો તેની અસર હજી ગઇ નથી, ભમ્યાજ કરે છે. એક રૂપીઓ અહીંથી તહીં ગયો અને ત્યાંથી કયાંય બીજે, એમ ચક્રમાં ભમ્યા કરે છે. શેરડીમાં ગળપણ છે એમ ધારીને તે લેવા કોહોલુમાં પીલી નાખી. તેથી બહાર જે નિકળ્યું તેને રસ કહ્યો, પણ ગળપણ તો હાથ ન આવ્યું. રસને ઉકાળી ઉકાળી થાકયા ત્યારે ગોળ, ખાંડ, શાકેર એ નામ કહ્યાં; પણ તત્વરૂપ ગળપણ તો પડદેજ—છુપુંજ રહે છે. તેમ, તત્પદ—ઇશ્વરત્વથીજ—વિશ્વ પૂર્ણ છે, પણ જુદું પાડવા મથે છે તો પડદે રહે છે, ગુપ્ત રહી હાથ આવતું-પકડાતું નથી. એજ માયા. એક પ્રપંચરૂપ વિસ્તારરૂપ ઉપાધિરૂપ ઇશ્વર છે તેથી માયા ઉપહિત કહેવાય છે. જે કાંઇ પોતાની મેળે—પોતાથીજ દૂર કરી શકાય તેને ઉપાધિ કહે છે. વિશિષ્ટ, એટલે, વિશેષણવાળો. આંખ કાઢી નાંખીને નહીં ચલાય— તે નહીં હોય તો કાર્ય ન થાય. ઉપાધિ તો ગમે ત્યારે કાઢી મુકાય છે. વિશેષણ ડાઘ કાઢો નહિં ત્યાં સુધી વસ્તુ સિદ્ધિ ન થાય. બે હીરા છે તેમાં એક શુદ્ધ છે અને બીજો પણ તેવોજ છે, પણ સહેજ કંઇ ડાઘ—એબ છે તેથી ઝવેરી તે જોઇ કહે છે કે, જો આ હીરામાં આ જરા ડાઘ ન હોય તો બેહુ એક સરખાજ છે. अहं करोमि, એજ ડાઘ-ખામી—એબ છે, એ વાસના લાગવાથી સમત્વ જઇ વિષમતા આવી. તત્પદ વાચ્ય ઇશ્વરને ઉપાધિ છે, ત્વંપદ વાચ્ય જીવને વિશેષણ (કલંક) છે; તે વાસના છોડી દે, તો જ્ઞાન રૂપજ છે, પરંતુ, વૃદ્ધાવસ્થા આવે છે અને અંગ ગલિત થાય છે, પળીઆં આવે છે, દાંત જાય છે તોપણ વાસના ડાઘ જતો નથી. પંચ મળે છે ત્યાં જોવા જાય છે. કોઇ પુછે છે તેને કહે છે કે પંચમાં જરા જોઇએ તો ખરા, કેવા રંગ ઉડે છે. એ રીતે લોકૈષણા-વાસના છુટતી નથી.

પ્રયત્નમાં પણ ભેદ છે. કચેરીમાં કારકુન બેઠો છે, તે લુગડાં કાઢી પંખો ખાય છે; દીલે પરસેવો થાય છે. અને તેજ બપોરની વખતે ખેડુત મજુનું હોળ લઇ ખેતરમાં કામ કરે છે તેને પણ પરસેવો થાય છે, બેહુને પરસેવો થાય છે તે સરખો છે, પણ એકનું માનસ પ્રયત્ન છે, અને બીજા (ખેડુત)નું શારીરિક પ્રયત્ન છે.

એક શિષ્યે બહુ આતુરતામાં આવી ગુરૂ પાસે જઇ કહ્યું કે, મહારાજ! મને માયા બતાવો, હું તેને માથે ચઢી બેસું. ગુરૂ કહે, ભાઇ! પણ તું તે માયાને ઓળખે છે? ત્યારે જરા થંડો પડયો. એક સ્ત્રી તત્વજ્ઞાની હતી તે માથે ઘડો મુકી પાણી ભરવા જતી હતી. ગુરૂએ તે જોઇને પેલાને કહ્યું

કે, જન-પેલી આવે છે તેને પુછ. દોડયો અને પુછ્યું કે, બાઇ! તમે તો ચેતન છો, અને આ ઘડો તો જડ છે, છતાં તમો ચેતનને માથે શા રીતે ચઢી બેઠો? બાઇ ઘણી ચતુર હતી તે સમજી ગઇ કે ગુરૂએ સમાધાન માટે મારી પાસે મોકલ્યો છે. તે બોલી કે, ભાઇ! હમણાંજ એ ઘડાએ મારા કાનમાં કહ્યું તે તમે નહિ સાંભળ્યું ?! એ ઘડો કહે છે કે, માથે ચઢી બેસવું તો બહુજ સહેલું છે, પણ કોદાળા ચાંચવાના; પ્રહાર, લાત, મુક્કા, ટપલા, તાપ, ટકોરા, બહુ બહુ સહન કીધાં ત્યારે આને માથે ચઢી બેઠો. દરેકમાં કૃતિતો છેજ. પ્રથમ તો મટોડી ખોદવામાં ચાંચવાના પ્રહાર પડયા (સંસાર ઠોકર—માયાનો માર ખાધો) તેમ સંસારના માયિક વૈભવથી વૈરાગ થતાં જાગી ઉઠે અને વિચાર આવવા માડે, કે તેજ વખતે પ્રહાર શરૂ થાય. અર્થાત્, વર્ણાશ્રમ ધર્મ પાળવા, સંધ્યા સ્નાન જપ તપ વગેરે કરવાનું શરૂ થાય. પછી ગધેડે બેસવું પડે છે (મટોડી ખોદી ગધેડાં ઉપર ભરીને કુંભાર લાવે છે તે.) તેમ, જે ધર્મ ક્રીયા, સેવા પૂજા જપ તપ કરતો હોય એવામાં કંઇ શુભાશુભ પ્રસંગ આવી પડે તો તે પડતું મુકીને ત્યાં જવું પડે; પુરૂં કરીને જાય તો ન્યાતીલા લોક મશ્કરી કરે તે રૂપ ફજેતી એજ ગધેડે બેસવું પડે છે. પછી કુંભાર તે મૃત્તિકામાં પાણી નાખી ગુંદે છે, લાતોનો પ્રહાર કરે છે, તેમ, ગુરૂને ઘેર જાય છે ત્યાં ગુરૂ તેનામાં ભકિતરસ—પાણી રેડીને, સાધનો બતાવી ગુંદી ખુંદી વૈરાગ્યનાં વચનરૂપ લાતો લગાવે છે. પછી ઘટ (ઘડો) ઘડે છે, (ઘટ—હૃદય, અને ઘડે છે, એટલે શુદ્ધ કરે છે.) ખલ લોકની ભકિત કેવી છે કે, **आरंभ गुर्वी क्षयिणी क्रमेण** આરંભમાં મોટી ભકિત વિશાળ લાંબી દેખાડે તે ધીમે ધીમે ઘટતી જાય છે. અને સજ્જનની ભકિત કેવી છે કે આરંભમાં અલ્પ પછી ધીમે ધીમે વધી જાય છે તે વિશાળ બને છે. ગુરૂપદ સઉને ગમે છે, પરંતુ વહુ થઇ ન હોય તે સાસુ શું થશે! તેમ, દાસ બની ગુરૂ સેવા કરશે તો તે ગુરૂ પણ થઇ શકશે. સાયંકાળની છાયાં જેમ વધતી જાય છે તેમ સુજ્ઞની ભક્તિ વધતી જાય છે. પછી તે ઘટને ટપલાંથી ટીપે છે. અર્થાત તેમ,—પ્રથમ તો હજારો મનુષ્યની મંડળી ભેળો (કથા પ્રસંગે) ગુરૂ જનરલ ઉપદેશ એટલે સમષ્ટિ બોધ કરત્તા હતા. તે હવે વ્યષ્ટિ બોધ કરે છે, એટલે ખાસ તેના ઉપર લક્ષ આપી ટપલું લઇને ટપાલવા (ટીપવા) માડે છે. કુંભાર ટપેરે છે તે અંદરથી પથર રાખીને ટપેરે છે. તેમ ગુરૂ છે તે આત્મા સમાન તેને ગણે છે તે રૂપી પથરો (કૃપા-દયા—પ્રેમરૂપ) અંતરમાં રાખીને ટપેરે છે; એટલે ભુલ કરે છે તો ટકોરો મારે છે. સાધન સંપન્ન અધિકારી (ઘાટ

દાર—સુશોભિત) બનાવવા ચિત્તવૃત્તિનો ઘાટ ટીપાટીપીને (સમજાવી ધમકાવીને) યોગ્ય બનાવે છે, પછી ઘડાને પકવવાને અગ્નિમાં નાખે છે. તેમ ગુરૂ તેને જ્ઞાનાગ્નિમાં નાખે છે. તે પ્રેમ પાવક-સર્વ કોઇ મારો આત્માછે એવાં જ્ઞાન અગ્નિમાં બળી ગયો કે પાકો થાય છે. પણ તેમાં કેટલાક ઘડા ભાંગે છે, ફુટે છે, કાણા થાય છે, ને કેટલાક અખંડ રહે છે. અંતે થોડાક નીકળે છે. **મનુષ્યાણાં સહસ્રેષુ**. એટલું બધું કષ્ટ વેઠ્યું. બળીને પણ અખંડ રહ્યો ( ભેદ ભાવ નહીં રહ્યો.) ત્યારે આ હું સુંદરીના શિરપર ચઢયો છું.

ગરૂડ પુરાણમાં કહ્યું છે કે, મરનારની પાછળ રડવું નહીં. પરંતુ 'રડીશું નહીં તો લોકો ટીકા કરશે." એવા ભયથી રડે છે. સંધ્યાવંદન, વૈશ્વદેવ, માત પિતા, ગુરૂ, અતિથી, ઇશ્વર, સંત, વૃદ્ધની પૂજા, વગેરે કર્તવ્ય કરવાનું શાસ્ત્ર પ્રબોધે છે અને લોકમાં પણ ઉપયોગી તથા હિતસાધક છે, છતાં લોક લાજથી ડરીને કરતા નથી. એવી જે લોકૈષણા વગેરે પુત્રૈષણા ધનૈષણા છે તે તજવી જોઇએ, તો ધર્મનું પાલન થાય, ત્યારેજ ઘડાની માફક પરિપક્વ બનીને માયાને મથે ચઢી બેસ, અને ત્યારેજ ઇશ્વરની ઉપાધિ જે આદ્રશ્ય વિશ્વ છે તે કેવી રીતે અને શું છે તે સમજાય. કયારે ? વાસનારૂપ ડાઘ-એબ જાય ત્યારે. ઉપાધિ થાય ત્યારે તેનો સાક્ષી—અસંગ ઇશ્વર, અને વિશિષ્ટ થતાં જીવ—સંગી—કર્તા ભોક્તા છે. ઉપાધિનો બાધ કરતાં બે હીરા એકજ છે. **તત્** અને **त्वं** બે શાથી થયા ? એકજ દોરડી પડી છે તે આપણે જોઇને, વચમાં "આ (**इदं**)" ઉમેરી "સર્પ" કહીએ છીએ. એમ ભ્રાંતિથી દ્વૈત (બે) માનીએ છીએ.

નામદેવને પ્રભુ દરશન આપતા તેથી તેના મિત્રે કહ્યું કે, ભાઇ મને તો પ્રભુના દરશન કરાવ. નામદેવે પ્રભુ ( વિઠ્ઠલ )ને પુછ્યું ત્યારે કહ્યું કે, એ અધિકારી નથી તેથી મને ઓળખશે નહીં, છતાં ઠીક છે, કહેજે કે, કાલે સવારમાં પ્રથમજ જે તને મળે તેને નમસ્કાર કરજે. તે પ્રમાણે ભક્તે તેને કહ્યું તેથી તે સવારમાં નિકળ્યો. પ્રથમજ ભંગીરૂપે પ્રભુ આવે છે તેને જોઇ વિચાર્યું કે, શું પ્રભુ તે એવા હોય કે ! તેથી નમ્યો નહિ. વળી પાછો ભક્તને વળગ્યો, ને કહ્યું કે હવે નક્કી ઓળખીશ. વળી પ્રભુને વિનવ્યા, તેથી બીજે દહાડે માછી બનીને જાળ વગેરે ખાંધે નાખી કાચાં મચ્છ દરડતો આવે છે. તે જોઇ બહુ તિરસ્કાર ઉપજ્યો, તે એવો કે જાણે હમણાં જોડો મારશે, પછી એમાં પણ છેતરાયલો જાણ્યું ત્યારે તો નામ દેવને સાથે રાખવા ઠરાવ્યું. પ્રભુએ નામદેવને કહ્યું કે, આવીશ પણ તું જો

મારા સામું આંગળી બતાવશો તો અદ્રશ્ય થઇ જઇશ. ખરૂં છે, જે પ્રભુ દેશકાળ પરિચ્છેદ રહિત છે તેને કોણ બતાવી શકે ?! કોઇ નહિ. બપોરે પ્રભુ નામદેવ પાસે ગયા. સાથે એક ખેડુત છે, પ્રભુ પોતે રોંચા જેવા બની ઉભા રહી નામદેવને કહે છે કે, નામા ! આ કેંસ ટાંગી આપ, હું તારી છાપરી ચાળું છું. તે પ્રમાણે પ્રભુ છાપરી ચાળે છે તે વખતે નામ દેવે ભજન ગાયું કે,

"જેણે દ્રૌપદીની લજ્જા રાખી, તે આ, તે આ, તે આ;"
"જેણે પ્રલ્હાદનું પાલણ કીધું તે આ, તે આ, તે આ;"

કેમકે આંગળી તો બતાવી શકાય નહીં, બતાવે તો ગુપ્ત થઇ જાય. તેથી (તે આ તે આ.) એમ ઇશારો કરી ગાયું. એજ રીતે તત્વમસિનો ઇસારો (તત્ત્વ) સમજી જવો. પેલો મિત્ર બોલી ઉઠ્યો કે, હવે ઇશ્વર બતાવને. ભજનનો લવારો ત્હારો રહેવા દેને. મુકને હવે તારી ભજનલવારી. નામદેવ વિચારે છે કે, અહાહા ! અંધા આગળ આરસી, ને બેહેરા આગળ નાદ જેવું છે. ખરૂં છે કે, એ અધિકારી નથી. તોપણ કહે છે કે, અરે ભાઇરે ! (આ) "છાપરી ચાળે આ તે, આ તે, આ તે."

એ રીતે ઉપાધિનો બાધ કરી તત્વમસિની ઐકયતા સમજવી. સર્વ જ્ઞતા, સબળતા, માયા, વગેરેરૂપ ઉપાધિનો કાળ, અને આ નાનું વ્યષ્ટિ શરીર, અલ્પજ્ઞતા, અવિદ્યા, વગેરેરૂપ ઉપાધિનો કાળ, એ બેનો બાધ કરતાં ચેતનતત્વ (જ્ઞાન)ની ઐકયતા જોવી.

સાત વ્હેંતના સર્વ જણ, કિંમત અક્કલ તુલ્ય;
સરખા કાગળ હુંડિના, આંક પ્રમાણે મુલ્ય.

બધાં માણસ સાત વ્હેંતનાં છે, પણ બુદ્ધિ પ્રમાણે તેની કિંમત છે હુંડીના અને નોટના તથા લોનના કાગળ બધા સરખા છે, પરંતુ રૂા. ૫)ની ૧૦)ની ૫૦)ની ૧૦૦, ૧૦૦૦, કે લાખ કરોડ વગેરેની જેટલો આંક તેમાં લખ્યો હોય તેટલું મૂલ્ય મળે છે.

એક રોગની ૧૦૦ દવા જાણે તે વૈદરાજ કહેવાય. તેમ, એક શંકાનું ૧૦૦ રીતે અર્થાત્ અનેક પ્રકારે સમાધાન આપે તે શ્રોત્રિય કહેવાય. તે બ્રહ્મનિષ્ઠ હોય ત્યારે સદગુરૂ પદ્વિ મળે છે. એવા સદગુરૂ વૈદ રક્ષણ કરે તેના ઉપર કાળની સત્તા નથી. તે આત્મા અજરામર થાય છે. ભવરોગના વૈદરાજ સદગુરૂજ છે.

જીવ છે તે ઇશ્વરજ છે, તે ભાગ ત્યાગ લક્ષણાથી જાણવું. તે સમષ્ટિ દેશકાળ (સર્વજ્ઞ, માયા વગેરે વાળો) અને આ વ્યષ્ટિ દેશકાળ (અલ્પજ્ઞ, અવિદ્યા, વગેરેવાળો) છે એમ બેઉ દેશકાળ બાદ કરતાં લક્ષ્યાર્થ તત્વની એકતા સમજાય છે. તે તત્વ કેવું છે કે, જે **अणो रणीयान् महतोमहीयान्** ॥ નાનાથી નાનું અને મોટાથી મોટું છે. એકાગ્રતાવાળોજ એ લક્ષ સમજી શકે છે. રૂ કાંતવાની ક્રિયા જુવો. ચપટીમાં રૂ પકડે છે તે ચપટીમાંજ કરામત છે. એવી રીતે પકડે છે કે, એક સરખોજ તાર આવે છે. તેમ જ્ઞાન નિષ્ઠા છે તે ચપટી છે. અંગુઠો અને તર્જની બે આંગળીથી ચપટીમાં પકડે છે. અર્થાત્ અદ્વૈત અને દ્વૈતનું બે જ્ઞાન (હાથ એકજ અને અંગુલિ બે)ની એકતારૂપ ચપટી છે. તે અદ્વૈત અને દ્વૈતની તોડ જોડ કરતાં આવડે તો પિંડ બ્રહ્માંડની એકતા કરતાં સમજાય છે. હૃદયમાં પાંચ છિદ્ર (કાણાં) છે. તેમા આકાશ છે તેને દહરાકાશ કહે છે, તે ઉપરથી લક્ષ પોંચાડવાનું છે. જેટલું બ્રહ્માંડમાં તેટલુંજ હૃદયમાં છે. તે પિંડ બ્રહ્માંડને સુરત નુરત કહે છે. નટની દ્રષ્ટિ દોરડાંથી બહાર હોતી નથી. એવી બુદ્ધિ થાય ત્યારે (એકાગ્રતાથી) તત્વમસિનો તાર ઐક્ય થાય છે. તે નટ કાંઇ અભિમાન કરતો નથી, કે હું દોરડાંપર કેવો ચાલું છું, તેમજ લોકો પણ ગમે તેવી વાતો કરે છે તે ઉપર પણ લક્ષ આપતો નથી. જો તેમાં લક્ષ આપવા જાય, અને પોતાનો લક્ષ ચુકે તો નીચેજ પડે. લોક વાઘ (પ્રેક્ષક ટોળાં)નો શો અભિપ્રાય છે તે જાણવા ગયો કે પડયો.

માયાનું—દેવીનું વાહન વાઘ છે તેથી વ્યાઘ્રેશ્વરી કહેવાય છે. અર્થાત્ લોકલાજરૂપ વાઘ ઉપર બેઠી છે. માતા છે તેણે બાળકનું હિત કરવુંજ ધારીને નીચે વાઘ બતાવ્યો. અર્થાત્ લોકલાજથી નહીં ડરે તોજ પાલન કરે છે. લોકલાજ મુકે તે વાઘની સામે થાય.

નફ્ફટ અને નિસ્પૃહ, બે સરખા છે, પણ થોડો ફેર છે. નફટ એટલે જે કોઇને ગાંઠતો નથી, કરવાનો હોય તેજ કરે છે, પણ સ્વાર્થ પરાયણ હોય છે. નિસ્પૃહ એટલે બે પરવાહથી કોઇને ગાંઠતો—ગણકારતો નથી, યોગ્ય લાગે તેજ કરે છે, પણ પરોપકાર સાધે છે. આટલોજ ભેદ બેમાં છે એવા નિસ્પૃહને અભિમાન નથી થતું, તેની વૃત્તિ સ્વરૂપમાંજ આત્મમય-આત્મરત રહે છે. અભિમાન ક્યારે જતું રહે છે ? સાકરને જળમાં નાખી તેને ગળી—પિંગળી જવા દેશે ત્યારે સાકરનો ગાંગડો નહીં દેખાશે. સાકર નાખી તરતજ તે પાણી પીશે તો ગળ્યું લાગવાનું નથી, કેમકે સાકર ઓગળી નથી. પણ પિંગળી ગયા પછી પીવાથી, ગળપણ એક રસ મળી

જવાને લીધે, ગળ્યું લાગશે. તેમ, જીવત્વ-અભિમાનરૂપ સાકર પરમાત્મરૂપ જળમાં નાંખી દે, અને તરત સ્વાદ કાઢવા જાય તો (હજી સાંકરનો ગાંગડોજ હોવાથી-જીવત્વ ભાવ કાયમ હોવાથી) પાણીમાં ગળપણ પ્રસર્યું નથી. તેમ અભિમાન ગળી ગયું નથી તેથી તે પ્રભુરૂપ જળમાં પડી રહે તો સુખ આવતું નથી. પણ ઉતાવળ ન કરે, અને ગળી જવા દે, તો ગળ્યું લાગશે-મોજ આવશે. બિલોરી કાચમાં અંદરથી ગુલાબી લાલ લીલા પીળા સુંદર બુટ્ટા છે. તે એવા ઐકયત્વ પામીને રહ્યા છે કે તે કાચ ફુટે તોપણ જતા નથી. તે કાચને જેમ જેમ માજે-સ્વચ્છ કરે, તેમ તેમ વધારે રંગ દેખાય છે, બુટ્ટા તેમાં હાલતાજ નથી. હાથજ તે બુટ્ટાને અડકી શકતો નથી. હાથ તો તે કાચને અડકે છે. બુટ્ટા છે તે જેમ છે તેમજ રહે છે કાચ કદાપિ ભાંગી જાય અને જેટલા કટકા થાય તેટલાજ બુટ્ટાના પણ કટકા. તે પાત્રરૂપજ બુટ્ટા બની રહેલા હોય છે. એવો પ્રેમ શ્રી હરી માટે હૃદયમાં જોઇએ-જરા ભેદ ન પડે. અભેદ ભાવથીજ ભક્તિનું સ્વરૂપ ખીલે છે. જો ઇશ્વરનું ખંડન થઈ શકે તોજ તેનું થાય-અર્થાત્ તત્સ્વરૂપે અખંડ રહે છે. બુટ્ટા કાચમય થાય છે, તેમ त्वं પદ (જીવ) तत्पद (ઇશ્વર)મય થાય છે. બેહુનું એક સામાનાધિકરણ છે. સ્વરૂપ અને સ્થિતી સરખાં છે.

જીવ છે તે ઇશ્વરજ છે, એમ સમજાઇ જાય, તો હળાહળ વિષ પીવાઇ જાય છે, એમ માનો. હળાહળ પીવાઇ જાય તો કંઠમાંજ રહી જાય શિવે હળાહળ પીધું તેને કંઠમાંજ રાખ્યું, કેમકે પેટમાં જાય તો પચે નહીં. તેજ રીતે તે હળાહળ રૂપ વૈરાગ્ય ગરલ જ્ઞાનીનાં ગળામાંજ રહે છે. તે બહાર નીકળે છે તેની ધારા પડે છે ત્યારે તેમાં પ્રાણીઓ તરફડે છે. અર્થાત્, વૈરાગ્યના ચાબકા-પ્રવાહ પડે છે તેમાં સંસારી જીવો નિરભિમાન ઉપરામવત્ બની જાય છે. અથવા તે સહન થતા નથી તેથી ભોગ લાલસા હોવાથી તેમાંથી ન્હાસભાગ કરવા માંડે છે. માત્ર ઇશ્વરની કૃપાવાળો સહન કરે છે. તેને પચાવવાની વાત તો પછી.

નમસ્કાર શા માટે કરવા? નમવું, એટલે જેને નમવું છે તે ઊંચા અને નમનાર નીચો. શા માટે એવો ભાવ ધરવો? ઘડો કુવામાં જઈ નમે છે ત્યારે જળ મળે છે. તે ઘડો ત્યાં નમે છે ત્યારે બોલીને-બબડીને નમે છે. જળને મંત્ર પૂર્વક નમસ્કાર કરે છે, તેમ, આપણે પણ નમવું તે મંત્ર બોલીને નમવું. મત પથોમાં જુદા જુદા નામ-મંત્ર બોલીને નમાય છે. જેમકે, સતરામ, જયશ્રીકૃષ્ણ, સીતારામ, જયગુરૂ, નમો નારાયણાય,

સત સાહેબ, વગેરે; પરંતુ સન્યાસીને નમવું તે, **ॐ नमो नारायणाय,** એમ મંત્ર બોલી નમવું જોઇએ. સંન્યાસી કોઇ દીવસ આશિર્વાદ આપે નહીં. કેમકે તે કોને આપે? જ્ઞાન દ્રષ્ટિથી સર્વત્ર પોતેજ ( આત્માજ ) છે, બીજું કોઇ નથી, એમ તે સમજે છે. સન્યાસી તત્વચિંતનમાંજ રહે છે તેથી બોલીને નમસ્કાર કરવાથી જે તેજની આપણને જરૂર છે તે, તે વખતે નિકળશે–આત્મમય દ્રષ્ટિ આપણી તરફ આવશે. આપણે તેમને ૐ નમો નારાયણાય " મંત્ર બોલી નમસ્કાર કીધો પછી તે "**नारायण** કહેશે. એ નારાયણના ૧૩ અર્થ છે.

૧. નારા=જળ છે રહેવાનું સ્થાન (અયન) જેનું તે શેષ્યશાયી વિષ્ણુ, નારાયણ હરિ.

૨. નારાં=માયા છે અયન (સ્થાન) જેનું તે, શંકર.

૩. નારા=જીવ. બુદ્ધિમાં છે નિવાસ જેનો તે (બ્રહ્મા-ચેતન)

૪. ૐ રૂપ નારાયણ સર્વત્ર વ્યાપક છે તેને નમું છું.:વગેરે–અર્થો છે, એમ નમવાથી સન્યાસી સાક્ષી આપે છે કે, નારાયણ. અર્થાત્,

**साक्षी चेता केवलो निर्गुणश्च** ॥ તું સવત્ર વિષ્ણુજ છે. આવો ઉત્તમ આર્શિર્વાદ મળે છે, એથી બીજો કયો મહા ભારે આશિર્વાદ છે?! એજ શ્રેષ્ઠ છે.

**૫. नराधिपो न कारेण रामवत् राज्यपालकः ॥**

**यक्षवच्च यकारेण णकारो मोक्षदायकः ॥** અર્થાત્

**न**કાર માત્રથી નરાધિપ–રાજા થા. **र**કારથી તું તે રાજ્યનો રામચંદ્ર જેવો પાલક થા (જેમાં કોઇ દુઃખી નહીં–રામરાજ) **य**કારથી યક્ષ એટલે કુબેર જેવી મહા સમૃદ્ધિ–લક્ષ્મી તને મળો. અને **ण** કારથી તને (બ્રહ્મજ્ઞાનદ્વારા) મોક્ષ પ્રાપ્ત થાવ. અર્થાત્ આ લોકનું અને પરલોકનું ઉભયહિત કરનાર એવા નારાયણ છે, તેને નમુ છું. શું કરવા? ઘડો જળ લેવાને જેમ નમે છે તેમ, હું તે મહાન્ કૃપા મેળવવા નમું છું. ત્યારે "નારાયણ" માત્રથી તે કૃપાળુ સ્વામિજી (સન્યાસી) બોલે છે. જેણે સાધ્યું છે તેજ સાધુ. સાધુ જનોજ નમે છે.

**नमंते शालिनो वृक्षाः नमंते कुलिनो जनाः ॥**
**शुष्क काष्टं चमूर्खं च न नमंति कदाचन ॥**

પાણીમાં સાકર પડે છે તેજ નમે છે. પછી તે પાણીને ગમે ત્યાંથી ચાખો તો ગળ્યુંજ લાગશે તેમ, પરમાત્મામાં અહં મમત્વ (જીવત્વ) નમાવી દઇ જુઓ–અનુભવ લો, તો સર્વત્ર કેવળ પરમાત્મા વસ્તુજ ભરપૂર ભરી છે.

એકજ હાથની બે આંગળીનો જેમ સંબંધ થાય છે તેમ **तत्त्वमसि**નો અંશાંશી ભાવ છે? અથવા ઉખર ભૂમિમાં ક્ષાર અને ભૂમિનો સંબંધ છે તેવો સંબંધ છે? વગેરે નવ વિકલ્પ (શંકા-પ્રશ્ન) કીધા છે, તેનું સમાધાન કરાય છે.

જીવ છે તે ઇશ્વરનો અંશ નથી, તેમ વિકાર પણ નથી. ગીતામાં શ્રી ભગવાને કહ્યું છે , કે, **ममैवांशो जविलोके जीवभूतः सनातनः** ॥ જીવ છે તે મારોજ અંશ છે. શ્રુતિ પણ જીવને અગ્નિના તણખારૂપ કહે છે. તો પછી અંશભાવ કેમ નથી ? ના, અંશાંશી ભાવ નહિં અને. ઇક્ષિણ કીધું અને **तत् सृष्ट्वा तदेवानु प्राविशत्** ॥ તે સ્રજીને તેમાં પરમાત્માએ પ્રવેશ કીધો એ શ્રુતિને વિરોધ આવે. કેમકે જીવરૂપે :પરમાત્માનો પ્રવેશ કહે છે. માયા અને તેનું કાર્ય કલ્પિત હોવાથી પણ પ્રવેશજ ઘટે છે: અર્થાત્, અંશ જુદો પડતો કહેવાયજ નહિં. ગીતામાં **ममैवांशो** જે કહ્યું છે, એટલે મારૂં સ્વરૂપ. કેમકે પરમાત્મા નિરંશ છે, તેનો અંશ ઘટે નહિં. નિષ્કલ, નિષ્ક્રિય, નિરંજન, નિર્વિકાર, નિરાકાર, વિભુ, સર્વગત, અવ્યય, એવો પરમાત્મા છે, એમ શ્રુતિ કહે છે, અને સ્મૃતિ પણ કહે છે કે **अच्छे द्योयमदाह्योय मविकार्योय मुच्यते** ॥ તેથી એમાં અંશભાવ નથી, અને વિકાર પણ નથી. એ રીતે બે વિકલ્પનું સમાધાન કીધું, કે અંશ નથી, અને ક્ષારરૂપ વિકારવાળો નથી. વિશેષ કહે છે કે ઘટની ઉપાધિને લીધે ઘટાકાશ કહ્યું તે મહદાકાશનો અંશ પણ નથી, અને વિકાર પણ નથી. ત્યારે શું સ્તુતિ કરનાર અને સ્તુતિ, એના જેવો સંબંધ છે ? ના. કોઇનાં વખાણ કરવામાં આવે છે ત્યારે તે ઇંદ્ર નહી છતાં ઇંદ્ર નામ આરોપણ કરે છે, તે સ્તુતિ ખાતર શ્રુતિ શું જીવને કહે છે કે, તું ઇશ્વર છે ? ના. **सदेव सौम्येद मग्र आसीत्** એમ ઉપક્રમની શ્રુતિ છે. અને **एतदात्म मिदं सर्वं** એ ઉપસંહારની શ્રુતિ છે. જે રૂપમાં આરંભ થાય તેજ રૂપમાં અંત આણવો જોઇએ.

મંગલ ત્રણ પ્રકારે થાય છે. નમસ્કારાત્મક, આશિર્વાદાત્મક, અને વસ્તુ નિરદેશ રૂપ મંગલાચરણ. ષડ્લિંગ છે તે રૂપ કસોટીનો પથ્થર છે. તેમાંથી જે પાસ થાય તે, જેટલા ટચનું-જેટલી કીંમતનું, જેવું હોય તેવું જણાઇ આવે છે, તે છલિંગ કહે છે.

૧-પહેલું લિંગ ઉપક્રમોપ સંહાર છે. ૨-અભ્યાસ (ફરી ફરી કરવું તે) ૩-અપૂર્વતા-શ્રુતિ વડેજ આત્મ તત્વ સિદ્ધ થઇ શકે છે, બીજાથી

નહીં, **તેથી** એમાં અપૂર્વતા કહી છે. ૪—ફળ ૫—અર્થવાદ (નિંદા સ્તુતિ) અને ૬ (છઠ્ઠું) ઉપપત્તિ=દ્રષ્ટાંતથી સમજાવીને, જે વાત નક્કી કરવાની હોય તે, સિદ્ધ કરે છે, તે.

ત્યારે શું **તત્ત્વમસિ**નો સાદ્રશ્યતાથી સંબંધ છે? ના. ગુણ અને ક્રિયા જેની મળતી આવે તે સાદ્રશ્ય કહેવાય. ઇશ્વરમાં ક્રિયા નથી, ગુણ નથી. પછી બીજું ક્યાંથી લાવવું. **अग्निर्माणवक**=અગ્નિ જેવો પુત્ર. એવી સાદ્રશ્યતા ઇશ્વર જીવમાં નથી.

ત્યારે કાર્ય કારણ ભાવથી સંબંધ છે? ના. તે પણ નહિં, અવયવમાં કાર્ય કારણ ભાવ ઘટી શકે છે. પરમાત્મતત્વ કાંઇ દ્રવ્ય વિશેષ નથી; તેથી ઘડો અને મૃત્તિકાનો જેવો કાર્યકારણ સંબંધ છે તેવો ભાવ પણ સંભવતો નથી. ત્યારે શું જાતિ વ્યક્તિ ભાવથી, અથવા ગુણ ગુણી ભાવથી સંબંધ છે (તત્ અને ત્વંનો)? ના. જેટલા બ્રાહ્મણ છે તે બધી વ્યક્તિમાં બ્રાહ્મણત્વ જાતિ એકજ છે. ગાયો રૂપ વ્યક્તિઓમાં ગોત્વ જાતિ એકજ છે. તે રીતે જુદા જુદા જીવોમાં ઇશ્વિર વ્યાપક છે, તેવો સંબંધ છે શું? ના. જાતિ જડ છે, ઇશ્વર જડ નથી. તેથી તેવો સંબંધ ઘટતો નથી. ગુણમાં સંસારિત્વ આવ્યું તેથી ગુણી છે, એમ જો ઇશ્વરને કહેશો તો ઇશ્વરમાં સંસારીપણું આવશે. તો પછી શ્રુતિ, જે તે ઇશ્વરને સર્વજ્ઞ આદિ કહે છે તે શ્રુતિનો વ્યાકોપ થશે. માટે ગુણ ગુણી ભાવ સંબંધ પણ ઘટતો નથી. ત્યારે ઉપાસક અને ઉપાસના રૂપ કર્મ, એ એના જેવો સંબંધ છે? ના. એ (તત્વ મસિ) પાઠમાં ઉપાસના પ્રકરણનો પાઠ નથી, પણ જ્ઞાન ભાગ છે તેથી તેવો સંબંધ નથી.

ત્યારે ઔપચારિક—એટલે, લડે છે લસ્કર—મરાય છે લસ્કર અને જીત થાય છે તો પણ લસ્કરની, છતાં કહેવાય છે કે, રાજા હાર્યો કે જીત્યો. શું એવો પ્રયોગ છે (સંબંધ છે)? ના. નવવિકલ્પ કીધા તે કોઇ સંભવતા નથી. માત્ર ઉપાધિ જે માયા અને અવિદ્યા છે તે બાદ કરાય, તો જીવ છે તેજ ઇશ્વર છે. તે નથા સમજાતું તેનું કારણ, અવિવેકથી ભ્રાંતિ થઇ તેનું બંધન છે તેથી. જેમ, કુંતાને કુંવારી અવસ્થામાં દુર્વાસા ઋષિનો મંત્ર ખરો છે કે ખોટો, તે અજમાવવા સૂર્યને બોલાવ્યાથી દ્રષ્ટિ માત્રથી પુત્ર આપેલો અને કુંવારિત્વ કાયમ રહેલું (સુર્યનાં વર પ્રદાનથી.) તે પુત્રને દાસી રાધાએ પાળેલો તેથી દાસી પુત્ર હોવાની ભ્રાંતિ તેને થઇ રહેલી હતી, તેમ. એનું તાત્પર્ય કે, નહારી વાસના રૂપ દુર્વાસા છે. દિવ્ય વસ્તુને આકર્ષણ કરનારી શક્તિ છે તે રૂપ કુંતી. તે બુદ્ધિ સર્વ વૈભવ—સુખ ઇચ્છે છે, તે, અવિવેક

દ્રષ્ટિથી, દુર્વાસનામાં સુખ ચાહે છે. પાંડુ રોગ એટલે જેનો રંગ ફીકો પડી જાય છે, અર્થાત્ જ્યારે વિવેક ઉપજે છે ત્યારે સંસાર સ્વાદ વગરનું હૃદય ફીકું થાય છે તેને કુંતી પરણી હોય તો હરકત નહીં થાય, પણ હજી તેને પરણી નથી માટે દુર્વાસનાની ઉપાસના કરે છે તેમાં વિચાર થાય છે કે, હું સુખી થાઉં. શરીરમાં જે પ્રકાશે છે તે પ્રાણુ છે તેજ સૂર્ય છે તે પ્રાણુની ઉપાસના (તે બુદ્ધિ) કરે છે, તેથી મનુષ્ય શરીર આવે છે તેથી કર્ણ ઉત્પન્ન થાય છે. કર્ણ એટલે રાગ ઉત્પન્ન થાય છે. તે મંત્ર પુત્ર છે તેથી કુંવારીપણું ગયું નથી. એટલે, દ્રશ્ય જગતમાં થનારો રાગ રૂપ અવધાન હોવાથી અંતરનું તત્વ દેખાતું નથી. ઇંદ્રીઓ અને દેહાભિમાન છે તે, અંદર જોવા દેતાં નથી. તે બહારજ જોય છે. કોઇ ધીર પુરૂષ અંતરમાં જોઇ શકે છે. પ્રથમ આંખ મીચી અંતરમાં જોવા લાગે છે તો તેને અંધકારજ દેખાય છે. પણ અંધકાર જોતો જોતો અંતરમાં પડયો રહે તો છેવટે તેમાંથી પ્રકાશ પ્રકટે છે. જેમ બહારથી રવડી રખડીને ઘરમાં આવેલા પુરૂષને અંધકાર દેખાય છે, પણ વખત જતે, તે અંધકાર ખસી જાય છે અને પ્રકાશ દેખાય છે તેમાં વાંચવા બેસે છે. આપણે દ્રશ્યનાજ વ્યસની થઇ ગયા છીએ. રાત દિવસ મન ઇંદ્રીઓ દ્રશ્યમાંજ રમે છે; તે ક્રમથી અંતર વળી શકે. દવા કયાં સુધી ખાવી કે, જ્યાં સુધી અવિદ્યા મૂળ સહિત ઉખડી જાય ત્યાં સુધી ખાવી. અમથી નાખી મુકો તોપણ ફેલાઇને બ્રહ્મલોક સુધી ફૂલ બાગ ખીલી પથરાઇ જાય એવી છે, લીમડા ઉપર ગળોને જરા અમથી ફેંકો, તોપણ ઉપરને ઉપર લીમડાને ચુંસીને વધી ચાલી જાય છે તેમ પથરાઇ જાય છે. હવે, અખંડ આત્માકાર બુદ્ધિ બની રહે, એવું સામર્થ્ય શાથી આવે છે તે કહે છે.

સ્થૂલારૂંધતિ ન્યાય, એટલે, સમજાવાયા છે કે,–સપ્તઋષિ મંડળના તારા ધ્રુની આસપાસ ફરે છે, તેમાં છેલ્લા ત્રણ તારાની મધ્યમાં રહેલો તારો વસિષ્ટનો છે, તે વધારે ચળકે છે, તેની પાસે અરૂંધતિનો તારો સૂક્ષ્મ છે તે જરા ઓછો પ્રકાશે છે. વર વધુના લગ્ન થયા પછી તેનાં દર્શન કરાવાય છે તે વખતે પ્રથમ તો એવી રીતે બતાવે છે કે, જુવો આ તારા મંડલ (આકાશમાં ઉંચે). પછી સપ્તરૂષિનો જુમખો બતાવે છે. પછી ત્રણ તારા (તેમાંના છેલ્લા) બતાવે છે. પછી મધ્યનો તારો (વસિષ્ટ) બતાવે છે. પછી તેની પાસેનો અરૂંધતિનો સૂક્ષ્મ તારો બતાવે છે તેનાપર નજર પડી કે કર્તવ્ય પુરૂં થાય છે. એ રીતે સ્થૂળ (વસિષ્ટ) તારો બતાવીને સૂક્ષ્મનો ઉપદેશ કરવો. તેને સ્થૂળારૂંધતિ ન્યાય કહે છે.

મુંજ નામનું ઘાસ થાય છે તે પોલવાળું હોય છે, તેની કટિમેખળા કરી જનોઇ આપે છે ત્યારે બ્રહ્મચારીને પેહેરાવે છે. તે ઘાસની અંદર ઇશિકા (સળી) રહે છે, એ ન્યાયથી પણ સ્થૂલારૂંધતિ ન્યાય માફક, સૂક્ષ્મનો ઉપદેશ થાય છે.

"હમે જ્ઞાન મેળવીએ છીએ," એમ લોકમાં કહેવાય છે. પરંતુ જ્ઞાન કંઇ વસ્તુ નથી, કે મેળવવું પડે; તેમ, જ્ઞાન કંઈ જતું રહ્યું નથી. દૂધમાં જેમ ઘી રહેલું છે તેમ જ્ઞાન પૂર્ણ વ્યાપીને રહેલું છે. આવર્ણ દૂર કરવું એજ પુરૂષાર્થ છે. જેમ, કુવો ખોદનાર કાંઇ તેમાં પાણી લાવતો નથી. ખોદતો રહી ઉપરની માટીનેજ કાઢી નાખે છે. તે ખોદાઇ રહ્યો કે પાણી સ્વતઃ પ્રકટે છે (નિકળે–મળે છે.) તેમ, દેહાભિમાન રૂપ માટીને ખોદી કાઢો–દેહાભિમાન છોડી દો, એટલે સ્વતઃ આત્મા છેજ–પ્રત્યક્ષ પ્રકાશે છે.

તે જ્ઞાન ક્યારે થશે? પાંચ કોશની મજલ કરવાની છે, તે પાંચ કોષની પાર પોંચતાંજ જ્ઞાન સમુદ્ર કલ્લોલ કરી રહ્યો છે. કાંઇ હજારો ગાઉ, એટલે બદરીનાથ, કાશી, જગન્નાથ, કે દ્વારકાં સુધી રવડવાનું નથી.

અન્નમય કોશ–હું દેહ છું, એ ભાવના છોડી આગળ મજલ કરતાં (જતાં) પ્રાણમય કોષ–હું જીવું છું, ભુખ્યો છું, તરસ્યો છું, એવી અહંબુદ્ધિ છોડી, મનોમય કોષ– મને અમુક સંશય થાય છે, કલ્પના, વિચાર, એવી અહંબુદ્ધિ છોડી દઇ, વિજ્ઞાનમય કોષ–હું અમુક નિશ્ચય કરૂં છું યથાર્થ જાણું છું એવી બુદ્ધિ પણ છોડી, આનંદમય કોષ–મને અમુક સુખનું ભાન થાય છે, એવી બુદ્ધિ પણ છોડી દેવી. એ પાંચે કોશ, એક એકની અંદર વ્યાપીને રહ્યા છે. તેનાથી પર પોંચે તો પ્રકાશક આત્મા સ્વયંસિદ્ધ વિરાજે છે. તેણે ઉપરા ઉપરી વસ્ત્ર પહેર્યાં છે. મ્યાન–ઢાંકણરૂપ તે પાંચ કોષ છે. અમુલ્ય વસ્તુ હોય છે તે બહુ બંદોબસ્તથી ગુપ્ત રખાય છે. ઘર હોય છે તેની અંદર ઓરડો, તેમાં કોટડી, તેમાં ત્રીજોરી, તેમાં ડબ્બો છે, તેમા રત્ન મુકાય છે. તેમ, ઇશ્વર સૃષ્ટિ છે તે ઘર છે. તેમાં દેહ છે તે ઓરડો (દેહોહંભાવ રૂપ) છે. તેમાં પ્રાણમય કોશની હૃદયરૂપ કોટડી છે. તેમાં વાસનાના ભંડાર રૂપ મનોમય કોશરૂપ ત્રીજોરી છે. તેમાં ખાનું છે તે રૂપ વિજ્ઞાનમય કોશ. તેમાં દાબડીરૂપ આનંદમય કોશ છે. તેમાં ચિદરત્ન રહેછે

દરેક ઘટ–હૃદયમાં વાસનારૂપ જળ ભરેલું છે. તે દરેકમાં આત્મારૂપ સૂર્યનું પ્રતિબિંબ પડે છે. વાસનારૂપ ઉપાધિ ભેદથી અનેકરૂપે પ્રતિબિંબ દેખાય છે. તે ઉપાધિનો બાધ કરે તો **तत्** અને **त्वं** એકજ સ્વરૂપ છે.

વિકલ્પ કરે છે કે;–**कार्योपाधिरयं जीवः कारणोपाधि रीश्वरः।**

**कार्य कारणतां हित्वा पूर्णबोधो ऽवशिष्यते॥** માટે શું કાર્ય કારણ ભાવથી **तत् त्वं**ની એકતા છે? ના. એ વચન જે કહ્યું તે તો ઈશ્વરનું તટસ્થ લક્ષણ છે. એ તો શાખા ચંદ્ર ન્યાયથી કહ્યું છે. બીજનો ચંદ્ર બતાવવાને પ્રથમ ઝાડ બતાવે, તે પછી અમુક શાખા બતાવે, ત્યાંથી આટલે છેટે આમ જુવો, એમ કહે છે. ચંદ્ર કાંઈ ડાળ ઉપર નથી, માત્ર ડાળનું તેને આલંબન આપવું પડે છે. તેમ, ડાળ–શાખા જેવી કાર્ય કારણ ઉપાધિ છે ત્યાં વૃત્તિને ઠરાવીને, તેને પાર આગળ રહેલું તત્વ બતાવવું છે. તટસ્થ, એટલે, કોઈવાર હોય અને કોઈવાર ન હોય, તેને તટસ્થ લક્ષણ કહે છે. સચ્ચિદાનંદ છે તે આત્માનું સ્વરૂપ છે.

"હુંહું" એમ સતરૂપે તો બધાં (પોતાને–આત્માને) કહે છે અને જાણે છે; પણ હું કેવો છું તે સમજ નથી. તે "હું" જ્ઞાનરૂપ–આનંદરૂપ છું." એ જ્ઞાન અને આનંદ એ માટે શાસ્ત્રો અને સંતો વારંવાર પ્રબોધે છે. મહાપુણ્ય પુંજથી અભેદ જ્ઞાન થાય છે. કોઈ કોઈને એકજવાર શ્રવણથી થઈ જાય છે. એવો જ્ઞાની શિવલોકમાં પૂજ્ય થાય છે. પછી દૃઢ અપરોક્ષ થતાં તે પુનરાવૃત્તિ રહિત કૈવલ્યને પામે છે. એવાં એ અક્ષય્ય સુખને ભુલવનાર માયિક (ક્ષણિક) સુખ છે. બીજનો ચંદ્ર જોનાર, ચંદ્રને જોઈ નહીં શકતાં, મધ્યમાં શાખાનેજ બાઝી પડે–વચમાં અટકી જાય, તો ચંદ્ર જોઈ શકે નહીં. તેમ માયિક સુખમાં મોહથી અટકી પડનાર કૈવલ્યને પામી શકે નહીં.

**स्फुटबोध चक्षुषा स्वेनैव वेद्यं** ॥ સ્ફુટ જ્ઞાનચક્ષુએ કરીને પોતાની મેળેજ–પોતાથીજ વેદ્ય (જાણવા યોગ્ય) છે. અર્થાત્ એ જ્ઞાન સ્વસંવેદ્ય છે. **नतु पंडितेन** પંડિતથી થઈ શકતું નથી. ચંદ્ર સ્વરૂપ જોવું, તે પોતાનીજ આંખનું કર્તવ્ય છે. બીજ (ચંદ્ર) નથી જોઈ ત્યાં સુધી પંડિતની પંડિતાઈ ચાલે છે. (આમથી આ જુવો અને આમ કરો, તેમ નહીં કરો વગેરે) પછી તે શું કામની? યુક્તિથી બીજ બતાવવી, એજ તેની પંડિતાઈ છે. તે ગુરૂ તો દિશા સૂચવે છે. બુદ્ધિની જેટલી ચતુરાઈ–ગતિ તે પ્રમાણમાં તે કહે છે.

કોઈએ અમુક ઠેકાણે જવાનો માર્ગ પુછયો, તો કોઈ બતાવી દે છે કે, સીધા ચાલ્યા જાવ. પણ સીધો તે ક્યાં શુધી ચાલ્યો જાય? બીજો કહે છે કે, આમથી તેમ જજો, ત્યાં ગલી આવશે તેમાં ડાબે હાથે જજો. તે પછી ચાર રસ્તા આવશે, તેમાંથી અમુક બાજુએ જજો. બારણાં આગળ લીમડો અને ફાનસ છે તે ઘરમાં જવું. તેમ, અનેક મતગ્રંથો છે. બધા

મોક્ષને માને છે, પણ તે બધાએ "સીધા ચાલ્યા જાવ" કહેનારા છે. વેદાંત બધા પંથોનો ચક્રવર્તિ રાજા છે તે યથાર્થ સમજાવે છે. **ईशावास्य मिदं सर्वं यत्किंच जगत्यां जगत्** ઇશાવાસ્ય ઉપનિષદની એ પ્રથમજ શ્રુતિ છે. જેટલું દેખાય છે તે બધું બ્રહ્મલોક સુધી **ईशेन वास्यं** ઇશ્વરથીજ પૂર્ણ ભરેલું છે-ઇશ્વરજ વસી રહેલા છે. અર્થાત્, જગતને ઇશ્વરરૂપ જોવું ઇશ વડે ઢાંકી દેવું. સર્વ પ્રભુરૂપ છે ત્યાં હવે ભુલા પડવાનો રસ્તો કયો ?

તુલસીદાસ બહાર ગામ નિકળેલા, તે એક ગામ આગળ ભૂતવાવ હતી ત્યાં મુકામ કીધો ખબર થવાથી લોક દરશને આવ્યા તે કહે, મહારાજ એમાં ભૂત છે, અહીં રહેશો નહીં. તુલસીદાસતો બધે રામજ જોતા, તેને ભૂત ભાવના હતીજ નહીં. તે બોલ્યા કે, "રઘુવીર કૃપા કરે છે તો દુષ્ટ શું કરશે ! દુર્યોધનનું દસહજાર હાથીનું બળ ઘટી ગયું, પણ દ્રોપદી માટ દસગજ ચીર નહિં ઘટયું." રાત્રે ભૂત નિકળ્યું તેનો લાંબો ઓળો જોઇ બોલ્યા કે, રામનાં બહુ રૂપે દરશન કીધાં, પણ આતો લંબક લંબારામ છે એવા રામ આજેજ જોયા. તે ભુતને રામરૂપે નમસ્કાર કરતાં તેની ભૂત યોનિ છુટી ગઇ. વાહ ! શું સંતનો પ્રતાપ-મહાત્મ્ય ! "પારશને સ્પરશે હોય ન હેમ, ત્યારે તેને પારશ કહિયે કેમ." પરંતુ તે દ્રષ્ટિ કયારે થાય ? **तेन त्यक्तेन भुंजीथा** તે ત્રણ ઇષણા (લોકૈષણા, દ્રવ્યૈષણા, પુત્રૈષણા)નો ત્યાગ કરવાથી, કેમકે રસ્તામાં એ ત્રણ જગા લુટાવાની છે તેથી સાવધાન તાથી તે દ્રષ્ટિનું પાલન કરવું. દેહનો નિર્વાહ થાય તેટલાં દ્રવ્ય ઉપરાંત તું કોઇના ધનની ઇચ્છા ન કર. એ રીતે ધનની એક ઇષણા જતાં બીજી બે પણ જશે.

પાંડવો સ્વર્ગારોહણે જતા હતા. પાછળથી એક ઘોડેસ્વાર અમુલ્ય વસ્ત્ર અલંકાર પેહેરીને દોડયો. તેની પાછળ પાંચ હાથ છેટે એક રક્ત પીતીઓ કોઢીઓ આવે છે. સ્વારે બુમ પાડી ઉભા રાખ્યા, ને પુછયું કે કયાં જાવ છો; મને સાથે લઇ જાવ. યુધિષ્ઠિર બોલ્યા, તું કોણ છે ? સ્વાર કહે હું તમારૂં પુણ્ય છું. રાજા કહે, હમારૂં પુણ્ય છેજ નહિં. હમે જો કંઇ પણ કીધું હશે તો કરી કરીને શ્રીકૃષ્ણને અર્પણ કીધું છે. હમારો તે ઉપર હક નથી. ફીકે મોઢે સ્વાર પાછો ફર્યો. તે જોઇ પેલો કોઢીઓ પણ વગર કહે, પાછો ફર્યો. તે જોતાંજ રાજાએ બુમ પાડી પુછયું કે, તું કોણ છે ? તે બોલ્યો કે, તમારૂં પાપ. પણ મારાથી પાછું વળાય તેમ નથી. કેમકે અશ્વનાં પુંછડાંની સાથે મારૂં અનુસંધાન છે. તમે જો એ (પુણ્ય)ને સ્વિકારી લો, તો હું આવું; નહિં તો એકલું હું શું મોઢું લઇને આવું !!

જ્ઞાની થયા પછી તો પુણ્યનો બોજો-જવાબદારી વધે છે. સર્વત્ર બ્રહ્મ જુવે છે તે કોનાપર દ્વેષ કરે?! તેથી સર્વ ભૂતોમાં આત્મવત્ જોવાથી પુણ્ય વૃત્તિ વધે છે, એવો તે જ્ઞાની કેવો છે કે, **संसार तारकः साक्षात् सएव परमेश्वरः ॥**

વિકલ્પ કરે છે—શંકા ઉઠાવે છે, કે, સર્વ ભાવરૂપ પદાર્થો સ્વતઃ પ્રકાશે છે, ઇશ્વરથી પ્રકાશતા નથી? સમાધાન આપે છે કે, ના. પદાર્થો સ્વતઃ (પોતાની મેળે) પ્રકાશતા નથી, ઇશ્વરથીજ પ્રકાશે છે. જો સ્વતઃ પ્રકાશતા હોતે તો, હું જાણું છું, એવું સ્ફુરણ નહિ થાત. કોઇનો પ્રકાશ નહિં હોતે તો જગત કેવળ અંધ-સુષુપ્તિવત થતે. તેથી સર્વ પદાર્થનો પ્રકાશક ઇશ્વિર (આત્મા) છે. તે પદાર્થોની સત્તા, આત્મ સત્તાથી ભિન્ન નથી. સઘળાજ પદાર્થનું સર્વને જ્ઞાન થાય તો બધા સર્વજ્ઞ કહેવાય. ખાટા ખારા તીખા કડવા મીઠા તુરા, એવા છ રસનું જ્ઞાન આંખથી નથી થતું, તે તો જીભથીજ થાય છે. સર્વ પ્રકાશક સત્તા અવ્યભિચારી છે.

સહચાર=સાથે ચાલવું, અને વ્યભિચાર=ઉલટ જવું.

બધા પદાર્થ સ્વતઃ પ્રકાશતા હોય તો રસનો સ્વાદ પણ આંખથી ચાખી શકાય, અને નિયમ પ્રમાણે ન બને.

વિકલ્પ કરે છે કે, સર્વ પદાર્થના પ્રકાશક ઇશ્વર છે, તો શુભા શુભ ના પ્રકાશથી વિષમતા દોષ આવશે (ઇશ્વરમાં) તેનું કેમ? ના. દરપણનો આગલો ભાગ શુદ્ધ છે, અને પાછલો ભાગ કલઇવાળો હોવાથી મલીન છે, તેના યોગથી દરપણ પ્રકાશે છે (સામેનો પદાર્થ તેમાં જણાય છે). તેમ, ઇશ્વર છે તે માયારૂપ ઉપાધિને યોગે સર્વનો પ્રકાશક છે. તે ઉપાધિ દૂર થાય છે ત્યારે શુભા શુભ ભાવના હોતી નથી. કાણો માણસ દરપણમાં જુવે તો કાણો દેખાય છે, સારો કમળ લોચનવાળો જુવે છે તો તેવો સારો દેખાય છે. દરપણનો એવો આશય નથી કે અમુકને કાણો અને અમુકને સારો દેખાડું. દરપણને રાગ દ્વેષ નથી, તે તો નિરિચ્છ છે. ઉપાધિ યોગે જે જેવો, તે તેવો દેખાય છે. સારો, નઠારો, એવા વિભાગ કાંઇ પદાર્થ ઉપરથી નથી પડતા. કોઇ પદાર્થ રમ્ય નથી, અને કોઇ અરમ્ય નથી એ શુભા શુભ કથન છે તે ગ્રાહકની દ્રષ્ટિને આધીન છે. જેમ જેની નજરમાં આવે તેમ કહે છે. સદુપયોગ કરે તો સારો, ને દુરૂપયોગ કરે તો નઠારો ઠરે. ચંદ્ર એકજ છે, પણ તે ચક્રવાક પક્ષીને અગ્નિની સગડી જેવો લાગે છે, અને ચકોર પક્ષીને શીતળ જળના કુંભ જેવો લાગે છે. કાપડ વગેરે

માલ લેવા ગ્રાહક જાય છે. તે માલ જોઇને કહે છે કે, આ તો નઠારો છે; તેથી વેપારીને કંઇ ગુસ્સો નથી આવતો. તે સમજે છે કે એને નહિં ગમ્યો તો એનો ભાઇ બીજો આવશે તે એનેજ પ્રસન્ન કરશે અર્થાત્ તે માલને સારો નઠારો કહેવો, તે ગ્રાહકને આધીન છે. તેમ, ઇશ્વરની દ્રષ્ટિમાં કશું શુભ નથી અને કશું અશુભ નથી. ઇશ્વર તો પ્રકાશક છે.

ભોજ રાજાને મળસકે જાગ્રત થતાં શાંત વખતે સ્ફુરી આવ્યું કે, હું કેવો સુખી છું. **चेतो हरा युवतयः** એ રીતે યુવતિઓ, ધન, વૈભવાદિનું ઐશ્વર્ય પોતા પાસે હોવા વિશેના ત્રણ ચરણ રચ્યાં, પણ ચોથું ચરણ સુઝતું નથી. તે વખતે ચોરી કરવા આવેલો એક ચોર હીરા રત્નની પોટલી લીધેલી તે લઇને જવાનો માર્ગ શોધતો હતો, પણ રાજા જાગ્રત થયો જોઇ પલંગ નીચેથી છુપાયો છે. તેણે જાણ્યું કે, જાગ્રત થયેલો રાજા જો મને જુવે તો આ પોટલી (જો કે એ રત્નનાં દ્રવ્યથી એ રાજા જેવી સ્ત્રી નોકર, ઘોડા, ગાડી, રથ, નોકર, વગેરે થોડું પણ હું રાખી શકું એમ છે છતાં) પડી રહે, અને મારૂં શીર ઉડાવી દે; તેથી રાજાને નિદ્રા આવતાં ભીતે ચોથું ચરણ લખી શ્લોક પુરો કીધો, કે,—**संमीलने नयनयोर्नहि किंचिदस्तिः** આંખ મીચાઇ કે એમાંનું કશુંજ નથી. ચોર તો નિકળી ગયો. સવારે ઉઠી રાજાએ જોયું, અને ઘણો ખુશી થયો. મનમાં કહે છે કે, ખરૂં છે. આ બધું ઘણુંએ છે, પણ મુવા એટલે કાંઇજ નથી. તરત બધા વૈભવનું અભિમાન ઊંધું વળી ગયું.

ચોરીનું નબળું કર્મ કરનાર ચોર છતાં તેને આવો ઉત્તમ વિચાર શાથી સ્ફુર્યો? શિર છેદાતે તો પોટલી ક્યાં જાત, એવા ભયથી વૈભવ ઐશ્વર્ય-દ્રવ્યને રાજાએ જીવન માનેલું, તેજ ચોરને મૃત્યુ દેખાયું-પોતાને મૃત્યુના મુખમાં પડેલો જોયો.

**स्मशानांते भोजनांते मैथुनांते च या मतिः ।।**
**सामति सर्वदा चेत्स्यात् नरो नारायणो भवेत् ॥**

વૈરાગ્ય થાય છે તેમ તેમ ત્રપ્તિ માની છે. જમીને તૃપ્ત થયા પછી ઘરમાં અન્નકૂટ-છપન ભોગ સામગ્રી લાવી તેને ખાવાનું કહેશો તો ચોખ્ખી ના કહેશે, કેમકે તૃપ્તિ થઇ રહેલી છે તેથી કહે છે કે, પેટમાં જગા નથી. એ રીતે સ્મશાન જઇ આવ્યા પછી, જમીને ત્રપ્ત થયા પછી, મૈથુનને અંતે, જેવી રીતની વૈરાગ્ય વૃત્તિ,-ઇચ્છા રહિત સ્થિતી થાય છે તેવી

અખંડ તૃપ્તિ કાયમ રહે તો તે જીવપણાંમાંથી નિકળી ગયો અને સાક્ષાત્ નારાયણ રૂપ થયો જાણવું.

**ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।।**
**भ्रामयन् सर्व भूतानि यंत्रारूढानि मायया ।।**

ઇશ્વર બધાંના હૃદય દેશમાં રહીને સર્વ ભૂતોને નચાવે છે. વૃક્ષને ભૂમિનો સંબંધ છે, અને જળ મળે છે ત્યાં સુધી સૂર્યના પ્રકાશ વડે વધ્યું જાય છે. કદાચ વાયુના ઝપાટાથી અથવા બીજા કારણથી વૃક્ષ તુટી પડે તો એજ સૂર્ય તેને સુકવી નાંખે છે. એ રીતે સૂર્યની બે પ્રકારની કૃતિમાં સૂર્યની તો એક પણ ઇચ્છા નથી. તેમ વૃક્ષ સ્થળે મનુષ્યાદિ અને સૂર્યરૂપ ઇશ્વર છે. અભિમાન રાખે ત્યાં સુધી વૃક્ષ વધ્યું જાય, અર્થાત્ મનુષ્ય (દેહોહં-એવી વાસનાથી) જન્મે મરે છે. દેહાભિમાનરૂપ પૃથ્વી સાથે લાગેલાં વાસના મૂળ કાપી નાખી અભિમાન તજે છે તો એજ (સૂર્ય એટલે) ઇશ્વર તેને જન્મ બંધનથી મુક્ત કરે છે (શુષ્ક કરે છે.) ઇશ્વર સત્તાથી શુભાશુભ કર્મ થાય છે, તેનો વાસના મૂળ સાથે અભિમાનથી સંબંધ રાખી ભોક્તા થાય છે. તે વાસના તજે તો વાસના સુકાવા લાગે છે. અભિમાન યોગેજ શુભાશુભ ક્રિયા થાય છે, તેનુંજ ફળ પણ થાય છે, વસ્તુતઃ તે આત્મા–ઇશ્વરની સત્તાથીજ થાય છે.

ત્રીજા શ્લોકનું વ્યાખ્યાન (વાર્તિક ભાષાંતર રહસ્ય) અત્રે પુરૂં થાય છે. અને ચોથા શ્લોક વિશે પ્રારંભ કરાય છે.

આત્મામાં જાણવાપણાંની ઉપાધિને અંતઃકરણ કહે છે. જ્ઞાતૃત્વ કેવા પ્રકારે ઉત્પન્ન થાય છે તે કહે છે—બુદ્ધિ છે તે વિષયની છાંયાને ગ્રહણ કરે છે. સૂર્યનાં પ્રતિબિંબનો જળ સાથે સંબંધ થવાથી ભીંતપર આભાસ (ઝળઝળીઆં) પડે છે. પાત્ર ખસેડી મુકે તો તે આભાસ અદ્રશ્ય થાય, અથવા પાણી કાઢી નાખે તો આભાસ નહીં દેખાય. તેમ, અંતઃકરણરૂપ પાત્રમાં વાસનારૂપ જળ છે. તેમાં આત્માનું પ્રતિબિંબ પડવાથી છાયાં–આભાસ દેખાય છે. બુદ્ધિએ પ્રતિબિંબ ગ્રહણ કીધું તેની છાયાં એવી શા માટે પડી? બુદ્ધિમાં સત્વગુણ વિશેષ છે તેથી. જો રજો ગુણ ઉપજે તો લોભ થાય છે. અને તમસથી પ્રમાદ થાય છે.

**सत्वात्सं जायते ज्ञानं रजसोलोभ एवच ।।**
**प्रमाद मोहौतमसो भवतो ज्ञानमेवच ।।**

ત્રણ ગુણનાં ત્રણ કાર્ય છે. જ્ઞાન, લોભ, અને પ્રમાદ. તે (કાર્ય) ને ઉત્પન્ન કરનાર અજ્ઞાનજ છે. બુદ્ધિ છે તે સત્વગુણનું કાર્ય હોવાથી પ્રતિબિંબ ગ્રહણ કરે છે. આત્મામાં જ્ઞાતૃત્વ ઉત્પન્ન કરનાર સાત્વિકી બુદ્ધિ છે. બહારનાં જ્ઞાનને અંતઃકરણમાં પોંચાડનાર ઇંદ્રીઓ છે. પ્રતિબિંબને અંતઃકરણનો સંબંધ થઇને ઇંદ્રીઓમાં (પ્રતિબિંબ) પડે છે. તે સંબંધ, રથ અને નેમીના જેવો છે. રથના પાટલાને ઝાલી રાખનાર નાડી છે. અંતઃકરણરૂપ નાડીમાં પાંચ વિષય સમજાવનાર જ્ઞાનેંદ્રીની વૃત્તિરૂપ આરા છે. સંસાર રૂપ ચક્ર છે. એ ત્રણને, એટલે, અંતઃકરણ, વિષય, અને ઇંદ્રીઓને સાધી આપનાર કોણ? ઇંદ્રી અને અંતઃકરણનું અનુસંધાન કરનાર નાડીઓ (જ્ઞાન તંતુઓ) છે. સુતરની બનાવેલી માછીની જાળ સમુદ્રમાં નાખે છે તેમાં મચ્છ પેસે છે તેને પાછા નિકળવાનો રસ્તો નથી. પાંચ ભૂતોરૂપ સુતરના તાર ઓતપ્રોત મળી ગ્રંથિઓની જાળ બની છે. તે જાળરૂપ શરીરમાં જીવરૂપ માછલાં પેસી જાય છે. અંદર બધાં ફરે છે, બહાર નિકળાતું નથી. બધાં છિદ્રોરૂપ દ્વાર ખુલ્લાં છે. જે દ્વારથી પેઠેલો તે દ્વાર (બ્રહ્મરંધ્ર) બંધ છે. વિષયો. છે તે અંતઃકરણને અવરોધજ કરે છે. જ્ઞાનેંદ્રિયોરૂપ છિદ્રો (કાણાં) છે. એ દ્વાર, આંખ, નાક, કાન, મુખ, વગેરે ખુલ્લાં છે. તે દ્વારા અંતઃકર્ણમાં આત્માનું જે પ્રતિબંબ છે તેનો આભાસ બહાર પડે છે. તેથી ઇંદ્રિયો પોતપોતાના વિષયોને પ્રકાશ કરે છે. એટલે, નેત્રથી જોઈ શકે, કાનથી શ્રવણ થાય, જિવ્હાથી રસ જણાય, નાકથી ગંધ લેવાય, વગેરે. એ બધી નાડીઓનું કેન્દ્ર,–મુખ્ય સ્થળ, મુળાધાર છે. તે ગુદાથી બે આંગળ ઉંચું, ને મેઢ્રથી બે આંગળ નીચું છે. ત્રિકોણાકાર તેનું સ્વરૂપ છે. ત્રણ ગુણનું બંધન થયું ત્યારથી માયા સઘળાનું નિદાન છે તેથી ત્રિકોણાકાર છે. એની દેવતા પરાશક્તિ–કુંડલિની–પરાવાણી છે, તે સર્પકુંડલાકારે રહેલી છે. તે તેજવાળી છે, પ્રાણાદિને ઉત્પન્ન કરનારી છે, તેજ સરસ્વતિ–બ્રહ્મવિદ્યા છે.

એમ કહેવાય છે કે, પૃથ્વિને શેષ નારાયણે માથાંપર તોળી રાખી છે. હવે જુવો, પ્રથમ પિંડમાં તપાસો. જેવું પિંડમાં છે તેવુંજ બ્રહ્માંડમાં છે. આ શરીરરૂપ પૃથ્વી છે તે મૂળાધાર (શેષનાગ)ને આધારે રહી છે. સર્પ એટલે પ્રકૃતિ: તે પ્રકૃતિરૂપ શેષ (સર્પ)નાં માથાંપર પૃથ્વી (શરીર) રહેલ છે. જે છેવટ વધે તે શેષ કહેવાય છે. તેમ, લય થતાં પણ મહત્તત્વ અવ્યક્ત શેષરૂપ થાય છે. એજ માયાના પ્રદેશમાં અનંત કોટિ બ્રહ્માંડનો વિસ્તાર જાણવો. શેષ કેવડો મોટો છે? અનંત–અંત રહિત છે. એવું અનંત સ્વરૂપ

છે, તેથીજ કહે છે કે, તે અનંત-શેષ એવડો મોટો છે કે જેનાં માથાંપર પૃથ્વી તો રાઇના દાણાથી પણ બહુ ઝીણી લાગે છે. આત્માના એક દેશમાં માયા, અને માયાના એક દેશમાં જગત છે. એવી કલ્પના કરી છે. શ્વાસોચ્છ્વાસ (પ્રાણ)નું નિદાન, એ કુંડલિની સત્તા છે. એજ કુંડલિની શક્તિ છ સ્વરૂપવાળી છે. પ્રાણ, અગ્નિ. બિંદુ, નાગ, સાવિત્રી, સરસ્વતિ, એ છ, ચક્રરૂપે થાય છે. $_2\overset{1}{\Delta}_3$ આ ત્રિકોણ છે. એના ત્રણ ખુણા છે, અને છ છેડા છે. $_{5}^{3}\Delta_{6}^{2}$ એ ત્રિગુણાત્મક પ્રકૃતિ દ્વિવિધા થાય છે. ઉપરનો જે મુખ્ય ખુણો છે તેને માયા—અવિદ્યારૂપ સમજો. તેના અગ્રમાંથી $\overset{1}{\Delta}$ સુષુમ્ના નામની નાડી નિકળીને સીધી સૂર્ય સાથે મળી છે. અર્થાત્ બ્રહ્મરંધ્રદ્વારા નિકળીને સૂર્યને મળે છે. એ સુષુમ્ના નાડી મુખ્ય-શ્રેષ્ઠ છે. માટેજ પ્રાચીન ઋષિમુનિ લોકે સંધ્યા ઠરાવી છે. જગતની સાથેનો સંબંધ કેવી રીતે છે તે જાણવામાં આવે, તે માટે સંધ્યા કર્તવ્ય છે. **सम्यक् ध्यायति इति संध्या.** બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ, એ ત્રણ દ્વિજવર્ણ છે, તેથી તેઓએ વેદોક્ત, ધર્મોક્ત, અને પુરાણોક્ત કર્મ કરવાં. તેમનો તે અધિકાર છે તથા કર્તવ્ય છે. સંધ્યામાં મુખ્ય ગાયત્રી છે, તે ત્રિપદા છે. **ॐ तत्सवितुर्वरेण्यं, भर्गोदेवस्य धीमहि, धियो योनः प्रचोदयात् ॥** એ ત્રણ પદવાળી હોવાથી ત્રિપદા કહી છે અને એને ચતુષ્પદા-ચાર પાદવાળી પણ કહે છે, પરંતુ ચોથું પદ, **आपोज्योति रसोऽमृतं ब्रह्म,** છે તે સન્યાસી જપે છે) બ્રહ્મરંધ્રદ્વારા સુષુમ્ના નાડીનો સૂર્ય સાથે સંબંધ થયો, એટલે પરમાત્મા સાથે પણ થાય છે. *a* અંતઃકરણમાં જે આત્માનું પ્રતિબિંબ (સત્તા) છે, તેજ આત્માનું પ્રતિબિંબ-સત્તા સૂર્યમાં પણ છે. પિંડનું તેજ બ્રહ્માંડનું છે. એ સમષ્ટિ અને વ્યષ્ટિ એક થતાં બહારના પદાર્થ દેખાય છે. જુવો સૂર્ય આ સર્વને પ્રત્યક્ષ છે તેને **इदम् सवितु र्वरेण्यं.** એમ **इदम** નથી કહ્યું, પણ તે પરોક્ષરૂપે કહીને, એટલે **तत्सवितु.** કહીને ગાયત્રીનું પ્રથમ પાદ કહ્યું છે. કેમકે તે પદથી આ (દેખાતા) સૂર્યને નથી બતાવતા, પણ જે મહા સૂર્ય-સૂર્યના સૂર્ય છે તે સત્ ચિદાનંદ જ્ઞાનરૂપ પરમાત્મ તત્વ

---

*a* "શાંતિ" નામનો લઘુ ગ્રંથ લેખક ભક્તરાજ તરફથી પ્રસિદ્ધ થયેલો છે તેમાં મહામુનિ અગસ્ત્યથી ઉપદિષ્ટ Union with the Almighty Power પર બ્રહ્મની સાથે ઐક્ય થવાની નવ રીતિઓ, મહેશ્વરાવતાર સદ્ગુરૂ શ્રી જ્ઞાન ગુરૂ યોગિ સભાપતિ સ્વામિ દ્વારા કહેવાઈ સમજાવામલી તે સ્પષ્ટ રીતે લખાઇ છે તે ત્યાં જોવું.

રૂપ સૂર્યની સત્તાથી આ સૂર્ય પ્રકાશે છે તે ( तत् ) સૂર્યનું હમે ધ્યાન કરીએ છીએ, એમ કહ્યું છે. આખાં વિશ્વનો સંબંધ આ સૂર્ય સાથે છે. એ સૂર્ય છે તે શંકર ભગવાનની એક આંખ છે. એ સૂર્ય આ પૃથ્વીથી કરોડો ગણો મ્હોટો છે, તે ઇક્ષણના આધારે આ બધાં બ્રહ્માંડ ઉભાં છે. ઇક્ષણ એટલે શેષ નાગ. એ પ્રકૃતિદ્વારા પણ આપણો સંબંધ બ્રહ્મ સાથે છે, અથવા બ્રહ્માંડ સાથે છે, તેથી કહ્યું કે, **धियो योनः प्रचोदयात** અર્થાત્, હમારી બુદ્ધિ ત્યાં પ્રેરાય, કે જેથી હમારૂં શ્રેય થાય. જે ઉત્તમ બુદ્ધિવાળો છે તેજ ઉત્તમ કામ કરશે. નામ ગમે તેવું મોટું હોય તેથીજ કંઇ તે ઉત્તમ કામ કરશે, એવું નથી. આંકડાના ઝાડનું નામ અર્ક છે. અને અર્ક એટલે સૂર્ય, એવો પણ અર્થ છે. પરંતુ અર્કનામ હોવાથી આંકડો કંઇ અંધકારનો નાશ કરતો નથી. તેમ, દ્વિજ થઇને, સંધ્યાવંદન વેદાધ્યયનાદિ સ્વ કર્તવ્ય નહીં કરે, તો તે વ્યર્થ–ખોટોજ–નકામો-દ્વિજનામ માત્ર ધારણ કરનારો છે. તે નામ તેનું હુવું–નહુવું બેઉ સરખુંજ છે. રાવણ મહા સમર્થ વિદ્વાન હતો, છતાં રાક્ષસ કહેવાયો. તે ભણ્યો પણ ગણ્યો નહીં–વિવેક નહીં.

દરેકનું હૃદય છે તે ડેમિ ( Demi ) છે. તે ઠેકાણેથી બ્રહ્મરંધ્રદ્વારા તાર જાય છે. તાર ઓફીસમાં જુવો. તેમાં છે તે પ્રકારે શરીરમાં સરખામણી કરી છે તે સમજાશે. ત્યાં બે ખુંટા છે. તેમ, શરીરમાં ડેમી (હૃદય) ને બે ખુંટા છે. એક બાજુએ બુદ્ધિ, અને બીજી બાજુએ અહંકાર, એ ખુંટા છે. તેની મધ્યે મનરૂપ ભુંગળી છે, તેને ચીરીને બે રાગવાળી કરી છે, તે સંકલ્પ અને વિકલ્પ એ બેઉ પ્રકારના ટકોરા ભિન્ન છે, સ્મૃતિરૂપ તારમાસ્તર તે ડેમિ ચલાવે છે. "ગાનારો ગાય," એમ કહ્યું; કેમકે ગાનારાનું લક્ષણ ગાય જેવું છે. ગાય છે તે જંગલમાં ચરી આવે છે, પોતે ઘાસ ખાય છે, અને દુધ–અમૃત બીજાને પાય છે. વિરલા લોક દુધ પીજાય છે. "ગાય ઘાસ ખાય, (ને) દુધ બીજાને પાય." વળી કહે છે કે "મુખે ગાય તે ગાય છે, મને ગાય તે દાસ; પરા ગાય જો પ્રેમથી, તો પોતે પૂર્ણ પ્રકાશ." મોઢેથી ભજન–ગાયન વગેરે ગાય, તે ગાય જેવા છે. તેઓ ઘાસ ખાવારૂપ મોઢું દુખવી શ્રમ કરી ગોખી બોલે છે પણ સમજતા નથી. તેનું રહસ્ય તો સાંભળનારા કોઇ વિરલા સમજી જાય છે, તે રૂપ દુધ પી જાય છે. અને જે કોઇ મનમાં સમજીને ગાય છે-પ્રેમ પ્રકટે છે તો તે પ્રભુનો દાસ–ભક્ત છે. દાસત્વ આવે છે તે હૃદય ડેમિમાંથી આવે છે, તે હૃદય ડેમિમાંથી એવા ટકોરા નિકળવા જોઇએ, કે સૂર્યમાં બેઠેલો માસ્તર,

એટલે, જ્યાં તે તાર-તે ટકોરા પોંચાડવા છે તે સ્ટેશનની આફીસનો માસ્તર, સાંભળે. તે સાંભળે છે ત્યારે અંહી ટકોરા કરનાર પછી અટકે છે તેમ, એવી ભાવનારૂપ ટકોરા ( ગાયત્રી વગેરેથી ) કરીને પછી અટકે. **શિવોહં, પૂર્ણોહં, બ્રહ્મૈવાહમ્,** ટકોરા પોંચે ત્યારે તે સાંભળે.

વિજળીની ઉત્પત્તિ બેટરી (Battery) વડે છે. તે બેટરીમાં કોલસા એસીડ, લાકડાંનો વેહેર, પાણી ભરે છે. સાફ થઇને તે મસાલો ભરાય તો જોસથી રહે છે. આ હૃદયમાં કયો પાવર (Power) ભરવો, કે ત્યાં પોંચે ? ત્યાં કહે છે કે, પાંચ જ્ઞાનેંદ્રી, પાંચ વિષયો, બેટરીને સ્વચ્છ સાફ કરી ભરો, તો તે એજ ભરવાનું છે કે, જે કાંઇ બોલો, સાંભળો, જુવો, સ્પર્શ કરો, ખાવ પીઓ, તે સઘળું ઇશ્વરનું નામ બોલો, સાંભળો, પ્રભુ-દેવની મુર્તિના અને ગુરૂ સંત સાધુના દરશન કરો, તેમને સ્પર્શ કરો. તેમનોજ પ્રસાદ ખાવ. પરમાત્માના નામમાંજ તે વીજળીનો પાવર (બળ-સામર્થ્ય) છે. પણ બેટરી ભરીએ તો બને. એ પ્રભુના નામ દેવામાં-સ્મરવામાં કશી કીંમત નથી બેસતી-કાંઇ દામ ખરચવાનું નથી એવું નિર્માલ્ય-નિર્મુલ્ય છે. એવાં નામથી બેટરી ભરાઇ જાય, તો પછી એક ટકોરો થયો કે તરત ત્યાં પોંચ્યોજ છે. "આવ" કહેતાં અરે, ! પુરૂં "આવ" એમ કહેવાઇ ન રહે, ત્યાં તો માસ્તર-પરમાત્મા હાજર-આવીજ રહે છે.

એ વીજળી ભરવાનેજ-વીજળીનો પાવર ભરવાનેજ સંધ્યા કહી છે. બેટરીમાં લાકડાંનો વ્હેર, પાણી, કોયલા, એવું નજીવું ગમે તે છે, તે તમે નહીં જુવો; તેની તમારે જરૂર નથી. " અર્ધ્ય આપવા, વગેરે પાણી ઉરાડવાની ક્રિયા છે," એમ કહીને હસનારા હે મુર્ખ અધમ લોકો! એ પાણી ઉડાવવાની ક્રિયા નથી, પણ બેટરી ભરવાની ક્રિયા છે.

છએ ચક્રનો આધાર સુષૂમ્ના નાડી છે. Δ ત્રિકોણના બે બાજુના ખુણા કહે છે. દક્ષિણ અને ઉત્તર અથવા જમણી અને ડાબી બાજુથી નિકળેલી ઇડા અને પિંગળા (ડાબી ઇડા અને જમણી પિંગળા) મુળાધારથી નિકળીને લલાટ સુધી પ્રસરી છે. એ બે નાડી સાથે સુષુમ્ના નાડીનાં એકત્રને ત્રિપુટી અથવા નાડી ચક્ર કહે છે, તેમાંથી બીજી બે નાડીઓ નિકળે છે. એક ગાંધારી અને હસ્તજિવ્હા. તે મુળાધારથી નયન ગોલક સુધી વિસ્તરેલી છે (નેત્ર સુધી). નાભિ મંડળ અથવા મણિપુર ચક્ર છે, તે કુકડાનાં ઇડાં જેવડું છે. તેની બે બાજુએથી પુશા અને અલંબુશા નાડી નિકળી કર્ણ સુધી ગઇ છે. તેની મધ્યમાં નાભિ મંડળથી નિકળેલી

શુકલાવહયા, ભ્રૂમધ્ય સુધી પ્રસરેલી છે. નાભિથીજ એક સરસ્વતિ નામની નાડી નિકળીને જીભના અગ્ર સુધી આવી છે, તે વાણીને ઉત્પન્ન કરનારી છે. બીજી વિશ્વોદરી, મણિપૂર ચક્રમાં છે. તે ચાર પ્રકારનાં (લેહ્ય, ચોષ્ય, ખાદ્ય, અને ભોજ્ય,) અન્નને જઠરાગ્નિ રૂપે પચાવે છે. પયસ્વિની નાડી કંઠમાં રહીને, જળ પીવામાં આવે તેના વિભાગ કરે છે. મણિપુરમાંથી ત્રણ નાડીઓ જે નીચે ગઇ છે, તે મળ મુત્રાદિ ત્યાગ કરે છે. શંખિની તથા ધમની નાડીઓ, અન્નના રસનો સાર ( સુધામૃત ) લઇને મૂર્દ્ધાનાં સહસ્રદળ પદ્મમાં સીંચે છે, તેને યોગી સમજે છે. મુખ્ય નાડી ૧૦૧ છે. સુષુમ્નામાં ગમન કરવું-દેહ છોડી જવું, તેને અર્ચિરાદિ (ઊર્ધ્વ) માર્ગ કહે છે, તે સંસારનાં બંધનથી છુટી જાય છે. નાડીની જાળ છે, તેમાં પેસી ગયા પછી સુષુમ્ના દ્વાર જડતું નથી. તે દ્વાર ખુલી જાય તો તરત ઊર્ધ્વગામી થાય છે. ચિદાભાસ દ્વારા કર્મનો પ્રકાશ થાય છે. સઘળા સંસ્કાર ગત છે, તેથી પુણ્ય ( અથવા પાપની ) પ્રેરણા જે જે ઇંદ્રીમાં થાય છે, ત્યારે બહારના વિષયો તરફ દોડે છે, ત્યારે તેનો અનુભવ થાય છે. એ ક્રિયા તે જાગ્રદવસ્થા છે. શુભાશુભ કર્મથી સુખ દુખનો ભોક્તા જીવાત્મા છે. તે જીવરાજા, મોહમયી મદિરા પીને ગાંડો થયો છે. તે ગાંડો હોવાથી તેની પ્રજા ( વિચાર અથવા વૃત્તિઓ ) પણ બધાંજ ગાંડાં અર્થાત્ એવાજ અયોગ્ય વિચારો.

"પુરી એક અંધેરીને ગંડુ રાજા, ટકે શેર ભાજી ટકે શેર ખાજાં." એ કવિતાનો તાત્પર્ય, અત્રે લાગુ પડતો હોવાથી, કહે છે.

અંધેર નગરી, તેમા મનરૂપ ચેલો, અને બુદ્ધિરૂપ ગુરૂ, બેહુ દાખલ થાય છે. મન છે તે બુદ્ધિને આધીન નથી રહેતું. શુભ હોય કે અશુભ હોય, લાભ હોય કે ન હોય, તોપણ તે કરવું-કર્તવ્ય કર્યા જવું. તે વાત મન નથી માનતું, તેથી ગુરૂ ચાલ્યા ગયા; અર્થાત્ બુદ્ધિરૂપ સત્વ દબાઇ ગયું. મનરૂપ શિષ્ય ખાઇ પીને મસ્ત બન્યો. અર્થાત્, એ મન સૂક્ષ્મ શરીરનું અભિમાની હતું તે જાડો બન્યો એટલે સ્થુળનો અભિમાની બન્યો. કામ ક્રોધ લોભ અને અભિમાન, એવા ચાર ચોરે ખાતર પાડયું. ઘર જુનું (અનાદિકાળનો સંસાર) તેથી એક ભીંત તુટી પડી. એટલે એકલો દેહ હું છું, એ દ્રઢ થયું, તેમાં ચાર દબાઇ ગયા, તેથી તેની માતા અવિદ્યા હતી, તે જીવરાજા પાસે ફરીયાદ કરવા ગઇ. આ જગત તંત્રનું નિદાન વાણી છે, તે-વાણીયાને બોલાવે છે. રાજા તેને બોલાવી મંગાવે છે. લોક કહે છે કે, એ છોકરા પરમેશ્વરના છે, છતાં મરી જાય છે

ત્યારે પોક મુકી રડે છે શા માટે ? ! આવી રીતે ખોટું ઘર છે તે પડે છે તેમાં ગુનો કોનો ? તે કહે છે કે, ગારો કરનારે પાણી વધારે નાખી દીધું કડીયાનો ગુનો કહેવાયો ત્યારે તેણે ગારો કરનારને માથે નાખ્યું. તેણે પખાલીને માથે નાખ્યું, વગેરે, જે પાંચ તે પંચ વિષયો. તેમાં પ્રથમ પકડાય "શબ્દ." તે શબ્દરૂપ વાણીઓ પકડાયો.

સજો ભગત હતો, તેને જે આવીને કહે કે ભજન ગાવ, કે તરત ગાવા બેસે. થાકી જાય ત્યારે વાતો કરવા લાગે. તેમ કરતાં થાકી ગયો. કેમકે તે તો એકલો, અને લોક તો જે આવે તે નવા. જે કહે તે સાથે બોલ બોલ કરે, તે થાકી જાયજ. ત્યારે મૌન ગ્રહ્યું. તે બોલ્યો કે, ગાય તો ભલે મુઇ, હવે વાછરડી (વત્સ) રહી, તે પણ જાય તો સુખ થાય. તેમ શબ્દ કહે કે, સ્પર્શનો ગુનો છે. પ્રાણને યોગે ઘર, તે કડીઓ, પછી પ્રાણાયામને સુળી દરી પછી રૂપ, ગારો કરનાર. આંખથાજ બધો કીચડ હૃદયમાં ભરીએ છીએ. "(દેખ્યાનું છે ઝેર, હૃદયમાં દેખ્યાનું છે ઝેર)" જુવે છે ત્યારે સંસ્કાર કરે છે–ઢીલું થાય છે. પખાલી–રસ. અર્થાત્ જીભમાં સ્વાદ અને વાણી બે છે. તેથી સાંભળીને રસનો અનુભવ લે છે ત્યારે સંસ્કાર. પછી મુલ્લાં મળ્યો તે રૂપ ગંધ, કીર્તિ સાંભળવી, એ રૂપ ગંધ કાનથી લેવાય છે, તે ગંધ–સાંભળવાથી પાણી બહુ પડયું. મુલ્લાને શુળી દરી. પણ ગંધનો આકાર નથી. મુલ્લાં પાતળો હતો, ને શુળી જાડી હતી, તેથી જાડો નર જોઇને લાવો. પાંચ વિષયોનું નિદાન પેલો મનરૂપ ચેલો ખાઇ પીને મસ્ત બન્યો છે તે, તેને પકડયો. મનોનાશનો પ્રસંગ આવ્યો. ત્યારે નિશ્ચયાત્મક બુદ્ધિરૂપ ગુરૂ પાસે ગયો. કેમકે મૃત્યુની વાત સાંભળી મન પાછું નહાસે છે. ત્યારે ગુરૂ રક્ષા કરે છે. અર્થાત્ ગુરૂ આવીને કહે છે કે, અત્યારે શુળીએ ચઢે તો સ્વર્ગે જવાશે. તેથી તે મન બુદ્ધિ (ચેલો ગુરૂ) બેહુને પાંચ કોશ (પંચ કોશને પાર) પોંચાડી દઇને એટલે સ્વરૂપમાં લગાડીને જીવરાજા, મનો નાશ થતાં શરીરનાં પ્રારબ્ધ સુધી શુળીએ (સંસારમાં) રહ્યાં. તે મન બુદ્ધિ ભવપાર ગયલાં હોવાથી સુખ દુખનો અનુભવ નથી. ઇંદ્રીઓ પોત પોતાનાં ગોલકમાં સ્થિત થાય છે.

જાગ્રત સંસ્કારોનાં પરિણામરૂપ અનુભવ, તે સ્વપ્ન; અને પછી તે પ્રકાશ પણ સમાઇ જાય છે, તેને સુષુપ્તિ કહે છે, ગાઢનિદ્રા. તેમાં થતા બે અનુભવ કહે છે. ખબર નથી, અને સુખમાં સુતો હતો, એજ વદતો વ્યાઘાત દોષ. એટલે, મારાં મુખમા જીભ નથી, એમ કહેનારના જેવું થયું. અથવા, મારી માતાને પુત્ર નથી, એમ કહેનાર પુત્રના જેવું છે.

ખબર નથી, તો સુખને શી રીતે જાણ્યું ? સુખ સ્વરૂપ-આનંદનું ભાન રહે છે. બધાંને એ પ્રકારે છે.

ઘડાને અનેક છિદ્રો હોય તેમાં દીપ મુકયો છે તેનો પ્રકાશ દરેક છિદ્રમાંથી પડે છે. દરેકમાંથી પડતી પ્રભા ભિન્ન ભિન્ન દેખાય છે. દીપતો એકજ છે. તેજ રીતે ઘણા ઘટોમાં જુદા જુદા દીવાઓ છતાં અગ્નિ એકજ છે. ભિન્ન ભિન્ન અંતઃકરણને લીધે જીવ જુદા દેખાય, પણ સાક્ષી ચેતન એકજ છે. ત્રણ અવસ્થાનો અથવા તમામ ઘટનો પ્રકાશક એકજ છે. સર્વ દ્રશ્યનો પ્રકાશક એક ઇશ્વર છે. એ વાત સિદ્ધ થાય છે.

જાગ્રતનાં સુખ દુઃખો આગંતુક છે. સુષુપ્તિમાં સાધન નથી, તેમ કંઇ વ્યાપાર નથી, કે ક્રિયા નથી, તેથી એ સુખ, આગંતુક નથી. જાગ્રતમાં આવી તે પોતાને સુખનો અનુભવ કહે છે. તે આત્મા છે, તેની સત્તાથી દ્રશ્ય પ્રકાશે છે. દ્રશ્ય માત્ર સચ્ચિદાનંદ રૂપ છે.

જાગ્રદાદિ ત્રણ અવસ્થા બાધરૂપ છે. તે ઉપાધિનો બાધ કરાય તો સચ્ચિદાનંદરૂપજ છે. ઇશ્વર સ્વતઃ એવ-સત્તારૂપ છે. તે સત્તાવડે આ દ્રશ્ય માત્ર પ્રકાશે છે. બ્રહ્મતત્વને સત્ય અને જ્ઞાનરૂપ કહ્યું છે, કેમકે તેમાં સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદ નથી.

સુવર્ણની ખાત્રી-પરીક્ષા ચાર પ્રકારથી થાય છે. નિઘર્ષણ, છેદન, તાપ, અને તાડન. શાલિગ્રામ ઉપર અથવા કસોટીના પથર ઉપર તેને ઘસાને કસ જોવામાં આવે છે. તે કસનો જે ઘસારો પડે છે તેનો પ્રકાશ સુવર્ણનો હોવો જોઇએ. કદાચ ગિલ્ટ ( ગિલીટ-રસેલું ) કરેલું હોય એવી શંકાથી તેના ઉપર કાપ મુકી-કાપી જુવે છે તેમાં બે છેડા સરખા જણાયાતો સાચું માને. પણ કદાચ બનાવટી ધાતુથી તેવો કાપ દેખાતો હોય, એવી શંકાથી તેને અગ્નિમાં નાખે છે તેમાં રંગ બદલાયા વગર બહાર આવે છે-એટલે કાળું નહીં પડતાં મુળ-અસલ રંગે કાયમ રહે, ત્યારે ખાત્રી થાય છે. જેમ જેમ એને તપાવે-તાપમાં નાંખે, તેમ તેમ પ્રકાશ વધારે જણાતો જાય. ઉત્તમ પુરૂષની એવીજ રીત છે. તેની પ્રકૃતિની વિકૃતિ થતી નથી-એટલે બદલાતી નથી; જેમ સુવર્ણ કાળું પડતું નથી તેમ કાયમ રહે છે. જેમ વધારે તાપમાં પડે છે-વધારે કસોટી થાય છે-વધારે દુઃખ પડે છે, તેમ વધારે પ્રકાશ નિકળે છે. તે રીતે ઉત્તમ પુરૂષની ગંભીરતા અને શાંતિ વધે છે. આટલી કસોટી થતાં છતાં વિશ્વાસ નથી આવતો ત્યારે તેને

હથોડીથી ટીપે છે ત્યારે ચીપો-ચપટું થઇ કોમળતા બતલાવે છે. એ રીતે વડા, એટલે મ્હોટા થવું બહુ કઠણ છે. નાના થવું બહુ સેહેલું છે. વડા થવું હોય તો વડાંનેજ પુછો કે તું ફુલીને દડા જેવું શી રીતે થયું. વડું કહે છે કે;

> મારી કુટી ચકચૂર[a] કરી, ભભરાવી ભૂકી મરચાંની;
> મિશ્રીત ક્ષાર તણું જળ છાંટી, પીડા કરી વેલણથી વણવાની.
> ઊંચકી એ તન[b] છેદી વળી, તળિએ લઈ તેલ વિશે તપતાંની;
> તોપણ પિંડ જણાએ પ્રફુલ્લિત, વિશ્વ વિશે જુવો રીત વડાંની.

આનંદ થાય ત્યારે માણસ પ્રફુલ્લિત બની ફુલે છે. તે છતાં આ (વડાં)ને તો આટલી આટલી પીડા-દુઃખ પડયા છતાં ફુલે છે. એ રીતે સુવર્ણની પરીક્ષા જેમ કસોટી, તાપ, વગેરેથી થાય છે તેમ નરમ-પ્રકાશિત થાય છે. **लक्षण प्रमाणाभ्यां वस्तु सिद्धिः** લક્ષણ અને પ્રમાણ એ બેથી વસ્તુ સિદ્ધિ-એટલે, એ બેની કસોટીમાં દ્રઢ રહે ત્યારે પાસ ( વિજયી ) થાય છે, **त्रिकालाबाध्यत्वं सत्यत्वं** ॥ ત્રણે કાળમાં જેનો બાધ નહીં થાય તે સત્ય કહેવાય. એ સત્યનું લક્ષણ કહ્યું. લક્ષણનું લક્ષણ એ છે કે **असाधारणो धर्मोतल्लक्षणं**. તેમ, એ ચેતન ત્રણે કાળમાં કાયમ રહે છે, એ સ્વરૂપ લક્ષણ છે. **यतो वा इमानि भूतानि जायंते** જેમાંથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, સ્થિત રહે છે, અને જેમાં લય પામે છે, એ તટસ્થ[c] લક્ષણ છે. એજ જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. એ સમજાવ્યું કે, સત્ય જ્ઞાનરૂપ અને અનંત બ્રહ્મતત્વજ છે તે કારણ રૂપ છે. જીવને જ્યારે **ब्रह्मास्मि ब्रह्मैवाहं** દ્રઢ થાય છે ત્યારે મુક્ત થાય છે **इश्वरोहं, शिवोहं,** એવું અભિમાન થયું, તો અભિમાનથી શી રીતે મુક્ત થાય? અહં-અભિમાનનાં સ્વરૂપમાં ત્રણ ભેદ છે. નિર્વિકલ્પ, શુદ્ધ મલીન. એ ત્રણ પ્રકારનું અહં છે. આકાશમાં પવન, ધુળ, ધુમાડો, ઉડે છે, તે શાંત થઇ જાય છે તે વખતે નિર્મળ નિરૂપાધિક આકાશ હોય છે તેવું નિર્વિકલ્પ અહં જાણો. જ્યારે હૃદયમાં વિવેક જાગ્રત થાય છે, ત્યારે દેહ જગત વગેરે દ્રશ્યનો બાધ કરી, તે સર્વથી પોતે જુદો-અસંગ છું, એમ સમજે છે ત્યારે એને સ્ફુરે છે કે, **असंगोहं, सच्चिदानंदोहं, सोहं शिवोहं, ब्रह्मैवाहम्** એ રીતે સ્ફુરતું અહં-અભિમાન છે તે શુદ્ધ અહં

---

a દળીને. b વચમાં કાણું પાડે છે, અને તપ્ત તેલમાં તળવા મુકી દે છે. c, કોઇવાર હોય અને કોઇવાર ન હોય તે.

છે. તારાઓ ચમકે છે તેની વચમાં વચમાં આકાશ છે તેવી વૃત્તિ રહે છે. અને ત્રીજો જે મલીન અહં છે તે સઉમાં સાધારણ છે. દેહ ઇંદ્રિઓનાં સંસર્ગાધ્યાસથી અનવકાશવત્-એટલે નિબિડ-ઘાડું-ઘટ્ટ-જાડું થઈ ગયલું અહં-અભિમાન, અર્થાત્ **देहोहं, ब्राह्मणोहं,अमुक नाम धारकोहं**. એમાં જ્યારે હું ઇશ્વર-બ્રહ્મ છું એ ભાવથી જાગ્રત થાય છે ત્યારેજ સર્વજ્ઞ સર્વકર્તા થશે-સમજાશે. નિર્વિકાર સ્વરૂપના દૃઢ અભ્યાસથી શુદ્ધ બ્રહ્મરૂપ થશે.

માટીના ઘડામાં દીવો મુકીએ છીએ તે ઢંકાયલો રહે છે, તેમ સ્વરૂપ, અવિદ્યાવડે તિરોધાન પામેલું-ઢંકાયલું રહે છે ત્યાં સુધી દેખાતું નથી. કાચ છે તે પણ માટીજ છે, છતાં તે પ્રકાશને ઢાંકી દેવાને બદલે પ્રકાશ કરવાની શકિતવાળો થઇ પ્રકાશ આપે છે. મટોડીનો ઘડો એટલે વાસનાથી પૂર્ણ-મલીન. મટોડીરૂપ વાસનાને એવા પ્રકારની કરે-એવો રસ કરે, કે બધી વાસના એક વાસનામાં મેળવી દેવી, કે એક રસ થાય (જળમાં જળવત ). તેમ, મોક્ષ વાસના-જિજ્ઞાસા એવી થવી જોઇએ કે, બીજી બધી વાસના મળતીજ થાય. ત્યાર પછી તે રસને ઢાળે-ઉપાસના યોગે. તેનો ઘટ અથવા કાચની હાંડી બંધાય, કે પછી તેમાંથી પ્રકાશ સ્વતઃ સિદ્ધ દેખાય. એવું હૃદય થયું કે બહાર પણ એજ પ્રકાશ દેખાય, અંદર બહાર અજવાળું પડે, સર્વત્ર પરમાત્મ પ્રકાશજ જુવે. એજ આનંદ સ્વરૂપ દેખાશે. પછી તે કાચ ફુટી જાય તો સ્વયં પ્રકાશ દીપજ રહ્યો. તે નિર્વિકલ્પ અહં સમજો-અર્થાત, સામાન્ય ચેતન.

તાત્પર્ય કે, માટીનો ઘડો-દેહમાં અહં મમત્વ, એ મલીન અહં છે, હાંડીનો દીપ તે શુદ્ધ અહં, જે **शिवोहं, ब्रह्मैवाहम्** ભાવ છે તે. અને હાંડી ફુટતાં સ્વયંપ્રકાશ દીપરૂપ અહં છે, તે નિર્વિકલ્પ અહં છે.

• રેલ **Railway train** ચાલી જાય છે તેમ ઉમર ચાલી જાય છે. વરસ ગાંઠરૂપ સ્ટેશનો છે. માસ-મહિનારૂપ માઇલો છે તે માપ છે. (આઠવારરૂપ, અઠવંડીઆં, પખવાડીઆં વગેરેરૂપ ફરલાંગ વગેરે માપછે)

આ સ્વરૂપ એવું છે કે તે ઝગમગ દીપવત્ પ્રકાશી રહ્યું છે. તેમાં દીવેટ બત્તી અને તેલ વગેરે નથી જોઇતું. રેલમાં બેસનારાં કોઇ કયાંની ટિકીટ લે છે, અને કોઇ કયાંની લે છે. તેમ, કોઇ સ્વર્ગની, કોઇનર્કની, કોઇ ભૂલોકની, તો કોઈ બ્રહ્મલોકની ટીકીટ લઇ બેસે છે. જે દીપની સત્તાથી એ રેલ ચાલે છે તે સત્તારૂપ થાય તો રેલમાં બેસવુંજ નહિં પડે. શરીર છે ત્યાં

સુધી ક્રિયા થવાની, પણ અભિમાન છોડે તો ટીકીટ લેવાની નથી. જ્યોતિમાંજ તે રહ્યો, તેને દક્ષિણામૂર્તિ કહે છે. એવા શિવસ્વરૂપને નમસ્કાર.

ચોથા શ્લોક વિશેનું વ્યાખ્યાન અત્રે સમાપ્ત થાય છે અને પાંચમા વિશે આરંભાય છે.

---

**શ્રીમત્** ભાષ્યકાર ભગવાન શંકરાચાર્યના પિતા શિવગુરૂ હતા. તે શંકર (શિવ) સ્વરૂપ હતા. શંકરની અત્યંત ભક્તિથી કેવળ શિવરૂપ બની ગયલા. તેમને શંકરે સ્વપ્નામાં દર્શન આપી પોતાના જેવો પુત્ર થવા વરદાન આપેલું. પરંતુ સમર્થ વિદ્વાન જોઇએ તો અલ્પ આયુષી–સોળવર્ષ જીવશે, તેટલામાં જગતનું કલ્યાણ કરશે; અને ૧૦૦ વર્ષનો દીર્ઘ આયુષી પુત્ર જોઇતો હોય તો તે મૂર્ખ થશે. તેથી વિદ્વાન પુત્ર થવાનું માગ્યું હતું. તે પુત્ર થયો તેણે પાંચ વર્ષથી અધ્યયન શરૂ કરી, સોળ વર્ષ પહેલાં તો ચારે વેદ વગેરે સર્વ શીખી ભણી લઇ પ્રસ્થાનત્રયી વગેરે ભાષ્ય કીધાં. વિષ્ણુ સ્વરૂપ મહામુનિ વ્યાસે અદ્વૈત સિદ્ધાંતના આશયથી સૂત્રો કરેલાં તે ઉપર ભાષ્ય કીધું. તે યથાર્થ છે. કે નહીં તે જોવાની ઇચ્છાથી વ્યાસ પ્રકટ થઇ આવ્યા. આઠ દિવસ સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો, તેમાં કોઇપણ ન્યુનાધિક થયું નહિં. ત્યારે મર્યાદા ભંગની ક્ષમા માગી સુરેશ્વરાચાર્ય–પદ્મપાદે કહ્યું કે, આપ સાક્ષાત્ શંકર, અને આપ સાક્ષાત્ વ્યાસ–વિષ્ણુ છો. શંકરમય થઈ રહેલા શિવગુરૂ છે તે એ શંકરાચાર્યનુ કારણ છે. જે જેવી ભાવના કરતોજ રહે છે તે, તે રૂપ બને છે. ભમરી ઇયળને લાવે છે, તેને એક ચટકો મારી ઉડી જાય છે, તેની સખત વેદનાથી " આ ભમરી આવી, એ ભમરી આવે છે, એ આવશે, " એવી ભાવનાથી તન્મય બની જાય છે. એક ચટકાથી એક પાંખ ફુટે છે, એટલે ભમરી આવી બીજો ચટકો મારે છે કે બીજી પાંખ ફુટે છે, એટલે ભમરી બની ઉડી જાય છે. તેમ સદ્‌ગુરૂરૂપ ભમરીના બે ચટકા. **તત્** અને **ત્વં** પદનું શોધન તે થયું કે ભમરી બની ઉડી જવારૂપ–**અસિ**પદમાં એક્યતા પામે છે, તાત્પર્ય કે, જેવી ભાવના દ્રઢપણે કરાય છે તેવોજ તે બને છે. અંતઃકરણનું ઉંડાણ જોઇએ. શંકરાચાર્યનું હૃદય અંદરથી ઉંડા ખાડાવાળું હતું. સૂર્યકાચ–આગીઓકાચ ઉંડા ખાડાવાળો હોય તેમાં કીરણોનો સમૂહ એકત્રિત થઇ એક જગામાં ( ખાડામાં ) એકઠો થઇ બધી શક્તિથી અગ્નિ પ્રકટી પાસેના પદાર્થને

બાળી મુકે છે; તેમ, આત્માનાં પ્રતિબિંબિત કીર્ણ તે ઉંડાં અંતઃકરણમા એકત્રિત થઇ બહુ અમોઘ શક્તિ પ્રાપ્ત કરે છે. અને પાછળથી ઉપસેલું તે પાત્ર ઉપર જળ વગેરે જે પડે છે તે બાજુઓપરથી ઢળી જાય છે. અને એકજ કીર્ણ પડે છે તે તો સાધારણ શક્તિજ હોય. શિવગુરૂ અને તેમનાં સ્ત્રી શંકરમય થઇ રહેલાં હોવાથી શંકરજ પ્રકટે. તેમની સાથે વ્યાસે આંઠ દિવસ સુધી શાસ્ત્રાર્થ કરી, બ્રહ્મસૂત્ર ઉપર કરેલું ભાષ્ય જોઇ બહુજ પ્રસન્ન થઇને બીજું ૧૬ વર્ષ આયુષ્ય આપ્યું હતું. એ ૩૨ વરસમાં જગતમાં દિગ્વિજય કરી ચારે દિશાએ મઠ સ્થાપ્યા, અને અદ્વૈત સિદ્ધાંત સ્થાપ્યો. દેહ છે તે જડ, દુઃખરૂપ, અને અનિત્ય છે, તેથી તે આત્મા કદીપણુ હોઇ શકતો નથી. ઇંદ્રીઓ કરણ હોવાથી આત્મા હોઇ શક્તી નથી. વીણાના તારને છેડવાથી તે વીણા છે તે શબ્દની ઉત્પત્તિનું કરણ છે, અને કાન છે તે શબ્દને ગ્રહણ કરવાનું કારણ છે. એજ રીતે નેત્ર છે તે જોવાનું કરણ છે, વગેરે. અમુક મારૂં છે, એમ કહેનાર તે વસ્તુથી જુદો છે. ઇંદ્રીઓ ન હોય તો પણ મનુષ્ય રહી શક છે. શબ્દ વિષયમાં મોહ ગ્રસ્ત બની મૃગલાંઓ ભેળાં થઇ જઇને બધાં, પારધીની વીણાનો નાદ સાંભળી એવાં લીન–મોહ ગ્રસ્ત બને છે કે જમીન સુધી નીચી ડોક કરી સાંભળે છે. તે વખતે તે પારધી પોતાની વીણાનો નાદ બંધ કરીને, કસ્તુરીઓ મૃગ ઓળખીને તેને બાણ મારે છે તોપણુ તે તો નાદમાંજ ડુબી રહેલો હોય છે તેથી તેને તે બાણનું ભાન પણ રહેતું નથી તેમ, નાદ જે બે પ્રકારના છે તેમાં એક તો, વાસનાની વૃદ્ધિ કર્યા કરવા રૂપ જગતનો નાદ લાગે છે તેથી જન્મ મરણનાં ચક્રે ચઢે છે. એ નાદનો દુરૂપયોગ છે. પણ જો પરમાત્મા તરફનો નાદ લાગે, અર્થાત્ નાદનો સદ્ પયોગ થાય તો મુક્ત થઇ જાય છે. પદ (ભજન)માં કહે છે કે,—નાદમાં લાગ્યાં પેલાં મૃગલાં મરે છે,–શબ્દના માર્યા કોઇ સંત મરે છે (ગરે છે) ×.× અર્થાત્ તે સંત અહંમમત્વથી મુક્ત થાય છે. આકાશ તત્વ બળવાળું છે, તો તેનો ગુણ જે શબ્દ છે તે પણ તેટલોજ બળવાળો હોવો જોઇએ. ત્યાં દ્રષ્ટાંત કહે છે.—

એક રાજા હતો તેને પ્રથમની રાણીથી પુત્ર હતો, તે દુરાચરણી નિકળ્યો. શેહેરના નગરશેઠની પુત્રી સાથે તે અથડાયો (બગડ્યો.) તેથી ચાર શેઠીઆ ભેગા થઇ વિચાર કરીને સભામાં ફરીઆદ કરવા ગયા. રાજાએ પુછયું કે, અહો હો ! કોઇ દહાડો નહીં, તે આજ કેમ પધાર્યા ? શેઠીઆ ઘણા ડાહ્યા હતા. તેમણે વિચાર્યું કે હવે શું કહેવું. એક શેઠ

ઉભા થઇને બોલ્યા કે, આપના કુંવર ઘણા ચતુર અને રાજની ઉન્નતિ કરે એવા છે. એમણે વિદ્યાને બહુ સારી રીતે ખીલવી-શોભાવી છે. બીજા શેઠ કહે, એમનું સ્વરૂપ ઘણું સુંદર છે, દેવતા જેવું છે. ત્રીજા શેઠ કહે આપે પુત્રને અસ્ત્ર વિદ્યા શિખવી છે તેમા બહુ ચપળ હોવા જોઇએ. ચોથા શેઠ કહે, અશ્વારૂઢ થવાની ચતુરાઇ પણ અપૂર્વ છે. એમ કહી બેઠા. વખત થયો ત્યારે જવા લાગ્યા. રાજા ચતુર હોવાથી વિચાર્યું કે, કુંવરનાં વખાણ કરવાને માટેજ આ શેઠ અહીં સુધી આવે નહીં. એનામાં કાંઇ દોષ હોવા જોઇએ. ગુણ તો જાણ્યા, પણ હવે દોષની તપાસ મારે કરવી જોઇએ. બીજે દહાડેથી એ છુપા અનુચર—છુપી પોલીસ તે પુત્ર પાછળ મુકયા. તેમનાથી ખબર મળી કે બહુ વ્યભિચારી છે. તે રાત્રે પુત્રને હુકમ કહેવાડયો કે, સવારે તને શેહેરમાં દેખીશ તો શિરચ્છેદ કરીશ. તેથી તે પુત્ર તો સવાર થતાં પેહેલાં જંગલમાં ગયો, ત્યાં શિવાળયમાં રહ્યો. રાજાની રાણી મરી ગઇ. બીજી પરણ્યો તેને એક પુત્ર અને એક પુત્રી થયાં. પેલો કુંવર ત્યાં શિવનું પૂજન કરે છે. એવી તપશ્ચર્યા કરતાં ૧૧ વર્ષ અને ૧૧ માસ થયા. શિવ કંઇ પ્રસન્ન થયા નહીં, તેથી કંટાળ્યો. છેવટ બીજા ૨૦ દીવસ કાઢયા. બાર વર્ષમાં માત્ર દસ દીવસ બાકી રહ્યા. અને રાજમાં ગયો. દાઢી જટા વધી જવાથી યોગી જેવો બન્યો છે. એક વારાંગના એટલે ગાયન માત્ર કરનારી ચતુર વેશ્યાને ત્યાં રહ્યો. તેને સભામાંથી તેડું આવ્યું તેથી તેતો ત્યાં ગાયન કરવા ગઇ. બાર વાગી ગયા અને છેવટ વાટ જોતાં ચાર વાગ્યા છતાં વેશ્યા પાછી ઘેર આવી નહીં. તેથી થાકીને તે યોગી વેષવાળો સભામાં ગયો. દાદરે ચઢયો તે તરફ વારાંગનાની નજર ગઇ તેટલામાં તાલ ચુકી ગઇ, પરંતુ તબલચીએ સમાલી લઇને માલમ પડવા દીધું નહીં. અને તેણે ગાયું કે,

> "બોત ગઇ થોડી રહી, થોડી મેંભી આધ;
> જુજ બખતકે કારણે, બક્ષીસ કરે કયું બાદ"

અર્થાત્ બહુ રાત ગઇ, હવે થોડીજ રહી છે, તેમાં પણ અડધી રહી. સેહેજ વખત્ માટે મળવાની બક્ષીસ કેમ ગુમાવે છે. આ સાંભળી રાજા ખુશ થયો. પોતે વૃદ્ધ હતો તેથી હવે અલ્પાયુષ્ય બાકી છે તેટલામાં પ્રભુને ઓળખી લેવો જોઇએ, નહિંતો ઉર્ધ્વગતિ મળવારૂપ બક્ષીસ ગુમાવાશે, એમ સમજ્યો. તરત ઇનામ આપ્યું તે વારાંગનાએ તબલચીને આપી દીધું. રાણીએ કાંઇ બીજા વિચાર કરી રાખેલા, તેપણ આ શબ્દ

(ગાયન) સાંભળી અટકી ગઇ, અને ખુશી થઇ હાર આપી દીધો. રાજા પોતાની પુત્રીનાં લગ્ન કરતો ન હતો તેથી મજાકે પ્રધાનના પુત્ર સાથે નિકળી જવાની હતી તે, તેમ કરતી (એજ શબ્દની અસર થવાથી) અટકી. અને અંબર વસ્ત્રનું ઇનામ ફેંક્યું. રાજા વૃદ્ધ થયો છતાં રાજ સોંપતો નથી તેથી અધીરો બની પુત્ર પોતાના પિતા–રાજાને મારી નાંખવાનુ નક્કી કરી બેઠેલો તેણે પણ વિચાર્યું કે હવે થોડા દહાડા–અલ્પકાળ માટે શામાટે પિતાજીને મારવા ! થોડા વખતમાં રાજ આપશેજ, તો શામાટે અપકીર્તિ લઉં અને પાપી બનું !! એમ સમજી પુત્રી તથા પુત્રે કીમતી ઇનામ આપ્યું. તે વખતે દાદરમાં ઉભેલો કુંવર જે યોગીવેશે છે તે, એજ શબ્દનો વેગ લાગવાથી સમજ્યો કે બાર વરસમાં ફક્ત દસ દીવસ માટે શા માટે મારા શ્રમથી કમાયલાં તપનો ભંગ કરી ભારે દૈવી લાભ ગુમાવું ? તેથી તેની પાસે તો પહેરેલું વલ્કલ માત્ર હતું તે અડધું ફાડીને ઇનામ રૂપે ફેંક્યું. તે બધું તબલચીને આપી દીધું. તે જોઇ રાજાએ પુછ્યું કે એને કેમ આપ્યું ? ત્યારે વેશ્યાએ, રાણીએ, પુત્રે, પુત્રીએ, અને પેલા યોગીએ પોતપોતાના વિચાર ખુલ્લા કહી દીધા. અને કહ્યું કે એ તબલચીના શબ્દની સચોટ અસર થવાથી હમે બધાં પાપ કર્મથી બચ્યાં. યોગી કહે, હુંજ તમારો વ્યભિચારી પુત્ર છું. ૧૨ વર્ષમાં દસ દિવસ માટે ચલિત થઇ અહીં આવ્યો. ૧૦ દિવસ માટે અવિચલ બક્ષીસ જાય છે.–એમ સમજ પકડી લઇ મારી પાસે માત્ર વલ્કલ વસ્ત્ર પેહેરેલું છે તેથી તેમાંથી અડધું ફાડી ઇનામમાં આપ્યું. તાત્પર્ય કે, એકજ શબ્દે, વારાંગના, રાજા, રાણી, પુત્ર, પુત્રી, યોગી, એ બધાંને જાગ્રત કીધાં.

પછી વારાંગના જે કીમતી બક્ષીસો મળી તે તથા પોતાની પાસેની સમૃદ્ધિથી સંતોષ પામી ગંગા તટે જઇ, સાધુ સંગ સેવી જપ તપ તીર્થ સ્નાન કરતી રહી ઉત્તમ ગતિને પામી. રાજાએ પણ સ્વસત્તાથીજ ગંગા તટપર સંત સાધુઓ તથા પોતાને માટે ભોજનાદિનો બંદોબસ્ત કરી સદાવ્રત જારી કીધું; અને સંતોને સેવી જ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થવા તજવીજ કરી. યોગી પુત્રને રાજ સોંપ્યું. બીજા પુત્રને અમુક દેશ આપી ત્યાં પોતાની રાણી (તે પુત્રનીમાતા) સાથે સ્વતંત્ર કીધો. પુત્રીનાં લગ્ન કરી દીધાં. એ રીતે સઘળી વ્યવસ્થા કરી.

એ ઉક્ત દ્રષ્ટાંતનું સિદ્ધાંત કહે છે,–રાજા તે જીવાત્મા છે. પુત્ર તે જીવત્વ ધરનાર અભિમાની, તમસ પ્રધાન સ્ત્રીથી થયો માટે જીવ. તે સ્વસ્વરૂપ ભુલી વ્યભિચારી થયો એટલે માયામાં મોહ પામ્યો. દેહરૂપ

નગર. બુદ્ધિ રૂપ શેઠ. તે શેઠની પુત્રી–બુદ્ધિની વૃત્તિ સાથે વ્યભિચાર કીધો. તેથી મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર, એ ચાર શેઠીઆ મળી ફરીઆદ આવ્યા, તેમણે જીવનાં વખાણ કીધાં. ચિત્તે વિદ્યા વખાણી, બુદ્ધિએ સ્વરૂપ વખાણ્યું અહંકારે અસ્ત્ર કળા, અને મને અશ્વ પર આરૂઢ થવાની ચપળતા, વખાણ્યાં. વિવેક અને વિચાર એ છુપા અનુચરને તેના દોષ શોધી કાઢવા પાછળ મુક્યા. ત્યારે શોધ મળી કે વ્યભિચારી છે તેથી દેશવટો આપ્યો તેથી ભવાટવિ (સંસારવન)માં તે જીવ ગયો ત્યાં દેહોહં થયું. રાજા જે બીજી રાણી પરણેલો તેનાં મોક્ષરૂપ પુત્ર અને ભક્તિરૂપ પુત્રી થયાં હતાં. પેલા વનસ્થ પુત્રે દેહોહં ભાવ–વિપરીત બુદ્ધિ નાશ કરવા શિવની ઉપાસના કરી. ઉપાસના કરનાર આરંભમા શુરો, અને પાછળથી અંતમાં કંટાળી જાય છે. તે ૧૦ ઇંદ્રી અને અગીઆરમું મન સુધી પોંચ્યો. (૧૧ વરસ)' દસ દિવસ માટે ચિત્ત ઉઠયું–કંટાળ્યો, અને ચાલ્યો. તે નવધા–સાત્વિકી બાહ્ય ભક્તિ ને ત્યાં ઉતર્યો. તેજ ભક્તિ આત્મ સભામાં–આત્મરાજાની સભામાં નાચી. ભક્તિમાં જીવ રંગાઇ જવો જોઇએ, મન રૂપ તબલચી સમત્વે રહે તો સરખીજ તાલ વાગે, ભક્તિ કયાં સુધી નાચી શકે ? જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય નથી થયો ત્યાં સુધી. પરંતુ ત્યાં સુધી તે યોગીને ધીરજ નહીં રહી. ભળસ્કે ચાર વાગે આવ્યો ત્યાં જીવભાવના સ્ફુરતાં તાલ ચુકી. ત્યારે મન તબલચી સમજાવે છે કે, હવે થોડા માટે રંગ બગાડ નહીં. ઇનામ મળ્યું તે મનનેજ આપી દીધું. મોક્ષ પણ મનનેજ છે. પુત્રની એવી જીજ્ઞાસા હતી કે, મોક્ષ સામ્રાજ્ય મને જલદી મળી જાય. પ્રથક ભાવનાથી મોક્ષ નથી પ્રેમ લક્ષણા ભક્તિરૂપ પુત્રી, પ્રધાન એટલે માયા પુત્ર સાથે લાગી તો ધુળ મળશે, તેથી તે પણ અટકી ગઇ. શબ્દથી બધાં જાગ્રત થયાં. સુવા તો ચારજ. તબલચી ઉપર કોણ લક્ષ આપે ? રાજા, પુત્ર, પુત્રી, યોગી, એ ચારેને એકજ શબ્દે માર્યા–કાળજાં વિંધી નાખ્યાં. જગતમાં પડયા તો જગતરૂપ અને ઇશ્વરમાં પડયા તો ઇશ્વરરૂપ. મૃગ જે શબ્દથી પ્રાણ ખુવે છે, તેનાથી મનુષ્ય અભય પામે છે. બહારનું રૂપ પ્રીય થયું તો પ્રાણ ખુવે ઇશ્વરજ પ્રીય થાય તો મોક્ષ–સુખ થાય છે. **રસો વૈસઃ** એવા રસરૂપ પરમાત્માનો રસીઓ થાય તો મહા સુખી થાય, મૃગ, હાથી, પતંગ, મીન અને ભ્રંગ, એ શબ્દાદિ પાંચ વિષયમાં પ્રાણ જાય છે તેની સ્પૃહા નથી કરતાં. તેજ રીતે પ્રભુમાં તેવા બનાય તો મોક્ષ થાય.

જ્યેષ્ટ પુત્ર યોગીને પરમાત્મ પિતાનું સ્થાન મળ્યું, એટલે અધિષ્ઠાન રાજા થયો–નિર્વિકલ્પ પદે ઠર્યો. બીજા મોક્ષ પુત્રને દેહોહં ભાવથી

મુક્તિ મળી અને ઇશ્વિરત્વરૂપ સ્વતંત્ર શિવોહં ભાવરૂપ સ્થિતી પ્રાપ્ત થઇ. તેની સાથે તેની માતા નિવૃત્તિ રાણી રહ્યાં. પુત્રી પ્રેમલક્ષણાભક્તિ હતી તે જ્ઞાનયોગ પતિને પરણી. બાહ્ય ભક્તિ રૂપ વારાંગના તે શબ્દથી હણાઇ વેધાઇ–ઘાયલ થઇને બદલાઇ જઇ–અંતરભક્તિ સુદ્રઢારૂપે બની શિવરૂપ થવા ગંગાનો આશ્રય પકડી બેઠી અને રાજા પોતાનાં અનંત સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરુપમાં સમી જવાને હિમગિરિરૂપ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા સંતો-રૂપ સમર્થ વળાવા–રક્ષકના આશ્રયમાં ગયા.

પ્રાણમાં જ્ઞાનનો અભાવ છે, તેમજ સુષુપ્તિમાં જડત્વ દેખાય છે, તેથી પ્રાણ છે તે આત્મા નથી. નિદ્રામાં પ્રાણ ચાલી રહેલા હોય છે છતાં વસ્તુ ચોરાઇ જાય તે જાણતા નથી, (જડ હોવાથી) બુદ્ધિ પણ આત્મા નથી. ક્ષણિક વિજ્ઞાનવાદી–બુધ–સુગત લોકો બુદ્ધિને આત્મા માને છે. અને વળી તેને ક્ષણિક માને છે. જેમ, વેહેતું જળ છે તે આવ્યું, આચમન લીધું અને એ જળ વેહેતું ચાલ્યું. લીધેલું જળ પછીથી નથી. પ્રવાહ તો ચાલુ છે. ધારા અખંડ ચાલી રહી છે, તેથી ક્ષણિક રૂપ સમજાતું નથી. છતાં એ બુદ્ધિનો પ્રકાશક બીજો છે તે આત્મ ચેતન છે, તેથી બુદ્ધિ જડ છે તથા પ્રત્યેક વ્યક્તિની બુદ્ધિ ભિન્ન ભિન્ન છે, તેથી તે આત્મા નથી.

દેહ, ઇંદ્રિઓ, મન, બુદ્ધિ, એ બધાં મળીને આત્મા છે એમ કોઇ કહે તો તેમ પણ બની શકે નહીં. કેમકે એ બધાંમાંથી એકનો નાશ થતાં બધાં નાશ પામે છે; અને આત્મા તો અખંડ છે.

બુદ્ધિ જડ છતાં પણ જો આત્મ તત્વ તરફ વળે તો ત્યાં પોંચાડવામાં સહાયક છે. સારથી જાગ્રત હોય, અને અશ્વને કબજે–તાબે રાખે એવા હોય, અને માલીક–રથીનું હિત ઇચ્છનાર હોય, તો નિર્વિઘ્ને મુકામે પોંચાડે છે અને દારૂડીઓ તથા પ્રમાદી સારથી હોય તો, અશ્વની લગામ કબજે નહીં રાખી શકવાથી, ખાડામાં ગબડાવી દે છે.

અષાડ શુદ બીજે રથ જાત્રા ઉપર શ્રી જગન્નાથજીનો તથા રણછોડરાયનો રથ નિકળે છે, તે નજીકમાં જનકપુર છે ત્યાં જાય છે. લોકો બધા તેને ખેંચે છે. રસ્તે રથ અટકે છે તે વખતે લોકો સ્તુતિ કરે છે ત્યારે ચાલે છે. એ એહુનો રથ તે આ દેહ છે. રણથી છોડાવે તે રણછોડ ચોરાશી લક્ષ યોનિભ્રમણથી છોડવે તે રણછોડ. રથ ફરતાં, અર્થાત્ તે બધા જન્મોમાં ફરતાં વાસના પુંજરૂપ રણ–વ્યાજનો પાર નથી, તો મૂળ કરજનો હિસાબ કયાં !! વાસનાથીજ પોતે પોતાને ભુલ્યો. પોતે અનંત બ્રહ્માંડોની સઘળી સંપત્તિઓનો માલીક છતાં પરતંત્ર બન્યો-વ્યાજમાં ડુલી ગયો. એ ૮૪ લક્ષ જન્મ રૂપ રણથી છોડવે તે, બુદ્ધિ છે (રણછોડ).

એ બુદ્ધિ રૂપ ગુહામાં ઉંડા જઇને તત્વને શોધે છે, તેને અંગ ગુહામાં પ્રવેશવું પડતું નથી–જન્મવું પડતું નથી. કેમકે તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે તે બધાં કર્મને બાળી દે છે. ઘાસનો મોટો ઢગલો છતાં એક દીવાસળી માત્ર તેને બાળી મુકવા બસ છે. દાણી–દેવાંદાર કરજથી અને મુસાફરીથી મુક્ત થાય છે. એ ચેતન તત્વ તેજ રણછોડ.

જે જન્મે છે અને ગતિમાન છે તેજ જગત અને તેજ શરીર; તેનું અભિમાન છુટે તો જગત જતું રહે. અથવા તો શરીર છુટે (મરી જાય) તો દુનીઆ ડુબી જાય છે. " આપ મુવા પિછે ડુબ ગઇ દુનીઆં" (કબીરજી કહે છે). એ રીતે એક જ્ઞાનથી અને બીજો અજ્ઞાનથી જગત દ્રષ્ટિ ભુલે છે.

દેહી છે તે જગન્નાથજી છે. જનકપુર, એટલે પિતાનું નગર; કેમકે જનક એટલે પિતા તે પરમાત્માનું ધામ છે તેમાં જાય છે. ત્યાં જતાં ઠામ ઠામ અટકે છે. દ્રશ્યની વાસનાઓમાં કોઇ કોઇ વાસના એવી વિશાળ થઇ જાય છે કે તેમાં મુક્તિની વાત ભુલીને, તેમાં નિબદ્ધ થાય છે, ત્યારે પ્રભુની સ્તુતિ કરાય છે, તે એટલાજ માટે કે સ્વસ્થાને જતાં આવેલાં વિઘ્ન દુર થાય. તે સ્તુતિથી પ્રભુરૂપ ગુરૂ, જીવને પોતાનું મૂળ સ્વરૂપ સમજાવે છે ત્યારે રથ ચાલે છે. દ્રશ્યને પાર જનાર છે તેજ પુણ્યવાન છે. સૂક્ષ્મ બુદ્ધિવાળો છે તે દ્રશ્યનુ મિથ્યાત્વ સમજીને તે પચાવી શકે છે, તેથી રથ પોંચે છે, પરમાત્મ પદને પામે છે.

બુદ્ધિ તત્વ–એટલે વિષ્ણુ-વ્યાપક તત્વ. વિષ્ણુ છે તે પાલક પોષક છે. તેમ, બુદ્ધિ વડેજ સર્વનું પાલન પોષણ થાય છે. એવા વિષ્ણુ સારથી થયા, પછી બાકી શું !

ગીતામાં એ રણ નદી કહી છે. ભીષ્મ=અહં. જે શુભાશુભ વિચારનો દાદો (અહં) છે. તે એક "હું" કીનારો, અને બીજો કીનારો, દ્રોણ, એટલે દ્રવવાની ટેવવાળા સંસ્કાર. જયદ્રથ રૂપ જળ છે. એટલે અનેક વાસના કુકર્મ રૂપ જળ. એવી નદી છે તેને અરજુન શાથી તરી શકયો? કૈવર્તકः કેશવः કેશવ–કૃષ્ણ સારથી હતા તેથી તર્યો. તેમ, સાત્વિક બુદ્ધિ સારથી થાય (વિષ્ણુ સત્વ પ્રધાન છે) તો રથ સ્વધામ પોંચાડે.

કૃષ્ણે પ્રતિજ્ઞા કરેલી કે, મારે હથીઆર નહીં લેવું, અને ભીષ્મે કહેલું કે હું જો કૃષ્ણ પાસે હથીઆર નહીં ધારણ કરાવું તો ગંગાપુત્ર નહીં કહેવાઉં. (જ્ઞાનરૂપ ગંગાનો પુત્ર–અહં). ભીષ્મે અરજુનને બેહદ ગભરાવી નાખ્યો તે શ્રીકૃષ્ણ સહન કરી શકયા નહી. કેમકે ખુદ કૃષ્ણને

ગમે તેટલી ગાળ દે, લટે વઢે, ગભરાવે, તો તે બધું, પોતે સત્વ મૂર્તિ હોવાથી સહન કરે છે; પરંતુ ભક્તને એવો દુઃખી જોઇ પોતાથી સહન થતું નથી. રાવણે સીતા હરી, વેદના ગમે તેવા અર્થ કીધા, બીજા અનેક જણે રામને ફાવે તે કીધું અને કહ્યું, તે બધું સહન કીધું, પરંતુ પોતાના ભક્ત વિભીશણને રાવણે લાત મારી ત્યારે રામને ક્રોધ થયો, ત્યાં સુધી ક્રોધ કીધો અથવા થયો નથી; તેમ શ્રીકૃષ્ણે અરજુનને અત્યંત ગભરાવેલો જોઇ ક્રોધ કરી રથ પરથી ઉતરી પડી રથનું ચક્ર કાઢી ભીષ્મ સામે દોડયા. તે જોઇ ભીષ્મે તરતજ પોતાનાં અસ્ત્ર શસ્ત્ર દૂર ફેંકી દઇ પ્રભુને પ્રેમથી પ્રણામ અર્પિ વધાવી લીધા, અને હાથ જોડી ઉભા કે, પ્રભો ! આવો, આવો, પધારો. ધન્ય ધન્ય ભક્ત વત્સલ પ્રભો ! તાત્પર્ય કે, ઇશ્વરને કોઇ નિયમ નથી. ધર્મનો નાશ થતો હોય ત્યાં એ નિયમ બાદ છે. એ કૃષ્ણ તે સારથી કે રક્ષક ! બુદ્ધિ છે તે એવી રીતનો સારથી થાય, તો જનકપુર ( સ્વસ્વરૂપમાં ) કેવી રીતે પોંચીશું, એવી ચિંતા રથીને ન રહે.

દેહાભિમાન છોડે તો છાયાં તુરત વિલાઈ જાય. અને બીજો કોઇજ નથી–હુંજ સ્વયં સિદ્ધ પૂર્ણ છું, એમ સમજાઇ જાય. પ્રીતમદાસજી કહે છે કે,—"ત્હારે ઓથે તું હરિને દેખે નહીં, ખોળે તો તું ખુદ ખોવાય, બીજો નથી બોલતો." કેમકે જો બીજો કોઇ હોય તો તો બોલનારો ઉભો રહે–ગુમ ન થાય.

આત્મા છે તે અણું પણ હોઇ શકે નહીં. કીડી, ચકલી, પોપટ, હાથી, વગેરેના જેવડા દેહ છે તેવડો આત્મા છે, એમ પણ બને નહીં. કીડી જેવડો છતાં કર્મ હાથીનાં, અગર હાથીમાં છતાં કર્મ કીડીના દેહનાં હોય, તો શી રીતે નાનાં કે મોટાં શરીરમાં પેંસી શકે ! તેથી આત્મા અણુ પણ નથી, તેમ દેહ જેવડો પણ નથી. **अणोरणीयान् महतो महीयान्** એટલે, નાનામાં નાનો અને મોટામાં મોટો આત્મા છે.

મોહિની માયા છે તે વાદીને ભુલવનાર છે. તે માયાનું અધિષ્ઠાન સાક્ષી છે. તે ઓળખાય તો તે માયા સદાશિવ–પરબ્રહ્મમાં સમાઇ જાય દેહેન્દ્રિ રહિત, માન પ્રમાણોથી દૂર, એવા જ્ઞાનાનંદ સ્વરૂપ શ્રીદક્ષિણા મૂર્તિને નમસ્કાર.

શ્લોક પાંચમાં વિશે અત્રે સમાપ્ત થાય છે, અને છઠા વિશે પ્રારંભાય છે.

સુષુપ્તિમાં કાંઈ નથી, એવું કહેનાર શૂન્યવાદી કહે છે કે, જે કાંઇ થાય છે તે પાંચ સ્કંધ વડે થાય છે–બધું દેખાય છે. તે, રૂપ સ્કંધ, સંસ્કાર,

વિજ્ઞાન, સંજ્ઞા, અને વેદ સ્કંધ. સંજ્ઞા સ્કંધ–તે ઇંદ્રીઓને રૂપ સહિત વિષયનું ભાન થાય તે, ભાન–જ્ઞાન થાય છે તે વિજ્ઞાન. સંજ્ઞા સ્કંધમાં ગુણ, ક્રિયા, જાતિ, અને વિશિષ્ટ (અવયવોનો સમૂહ), એ મળીને સંજ્ઞા સ્કંધ. "ગાય" એવી સંજ્ઞા છે, "ગોત્વ" જાતિ છે. લાલ ધોળી કાળી એવા રંગ છે તે ગુણ. હાલે ચાલે છે તે ક્રિયા શિંગડાં વાળી, પગવાળી તે વિશિષ્ટ. રાગ દ્વેષથી થનાર પુણ્ય પાપ છે તે સંકાર. તેનાથી સુખ દુઃખ થાય છે તે વેદના, તે વેદ સ્કંધ છે, એ પાંચ વગર બીજું કશું નથી. જગત એની મેળેજ થાય છે-સ્કંધોમાથી થાય છે. તે બહારથી પરમાણુ રૂપે દેખાય છે. લાકડાં વગર સુથાર ઘર બાંધી શકતો નથી, તેમ, કાંઇ અપેક્ષા વગર ઇશ્વર સૃષ્ટિ નહિં કરે. માટે ઇશ્વર કોઇ જગતને કરનાર નથી. પરમાણુઓજ શક્તિવાળાં છે તેને બીજાની જરૂર નથી. એવો બૌધ સુગતનો સિદ્ધાંત છે, તે યથાર્થ નથી, તે છઠા શ્લોકથી કહે છે. જાગ્રત સ્વપ્નમાં પ્રપંચ દેખાય છે પણ સુષુપ્તિમાં નથી દેખાતો ત્યાં શૂન્ય હતું. એવા વિકલ્પને પ્રતિપાદન કરે છે.

શૂન્યમાંથી થયું કહેશો તો તે દૂષણ છે, હેતુજ નથી. જો કાંઇ કાર્ય હોય તેમાં કારણ તો દેખાયછેજ. અલંકારો કાર્ય છે તેમાં સુવર્ણ (કારણ છે તે) રહેલું છેજ. જો શૂન્ય ઉપાદાન હોય તો ઘટ શૂન્ય, પટ શૂન્યમય દેખાવું જોઇએ. શૂન્યવડે કાંઇજ વેપાર સિદ્ધ થતો નથી. જો સૃષ્ટિને અકારણ કહેશો તો તેમાંથી કાર્ય થાય નહીં. શૂન્યમાંથી આકાર વાળું જગત શી રીતે થાય ! એ તો નર વિષાણવત્, એટલે મનુષ્યને સિંગડું, એવું કથન માત્ર છે.

જો સૂન્ય હોય તો, એ બૌધ લોક વ્રત વગેરે શા માટે કરે છે. વસ્તુ જો અનુકુળ હોય તો પ્રવૃત્તિ કરાય છે. તે જોતાં એવો અનુભવ આગળ થયલો છે. સૂન્યનો અનુભવ પણ સૂન્ય હોવાથી પ્રવૃત્તિ થઇ શકે નહીં. નિદ્રામાંથી જાગીને કહે છે કે, જે હું સુતો હતો તેજ જાગ્યો. સુવા પછી પણ પ્રત્યભિજ્ઞા (પાછલું જ્ઞાન) બતાવે છે. જન્મ થયો કે ધાવે છે તે તરત કોણે એને શી રીતે શિખવ્યું ! બીજી બધી પછીની ક્રિયા માબાપ શિખવે છે. તેથી સિદ્ધ થાય છે કે, સૂન્યવાદ સંભવતો નથી; અર્થાત્, સૂન્ય છે તે આત્મા નથી. આત્મા કર્તા નથી, તેમ આત્મામાં ક્રિયા નથી. માયાનાં આવર્ણ યોગે એહુ આત્મામાં (રાહુ જેમ સૂર્યને ઢાંકે છે તેમ) દેખાય છે. સૂર્ય ચંદ્રનો પ્રકાશ તો જે છે તેજ છે. વચમાં કાળું-ડાઘ દેખાય છે તે રાહુનો છે. તેમ, માયા રૂપ રાહુ છે તે સૂર્ય

ચંદ્રને ઢાંકે છે. શા માટે ? સમુદ્ર મંથન વખતે અમૃત પીવા સારૂ એ સૂર્યચંદ્રની મધ્યમાં રાહુ ભરાઇ બેઠો હતો તેણે અમૃત પીધું તેવું તરત સૂર્યચંદ્રે વિષ્ણુને બતાવી દીધો, કે આ રાક્ષસ ભરાઇ બેસી પીએ છે. તેથી વિષ્ણુએ સુદર્શન ચક્રથી તેનું માથું ઉડાવી દીધું, તે રાહુ, અને ધડ રહ્યું તે કેતુ. એ વૈરથી સૂર્યચંદ્રની પાછળ રાહુ પડયો. તેથી વારંવાર સતાવે છે–ગ્રહણ થાય છે. તેમ,–દરેકનાં હૃદયમાં દૈવી અને આસુરી સંપત્તિ લડે છે. વિચાર થાય કે, હવે આપણે ભજન કરશું, એ દૈવી છે. પણ તે થોડીજવાર ટકે છે. ત્યાં રાવણ જેવો રાક્ષસી વિચાર આવે કે, તે દૈવી વિચારને ઉભોજ નહીં રહેવા દે. શુભ વિચાર થોડા, અને અશુભ ઘણા–તેથી રાક્ષસો ઘણા, તેથી દેવતાનો જય પણ નથી થતો. જ્યારે દેવ વિષ્ણુ પાસે ગયા ત્યારે સહાય થયા. તેમ, ગુરૂ પાસે ગયા ત્યાં કહ્યું કે સ્થિર રહેવાતું નથી, માટે ઉપાય કહો. ગુરૂએ સમુદ્ર મંથન, કરવાનું કહ્યું. ક્ષીર સમુદ્ર મંથન, એટલે, સત્વગુણ જેમાં છે એવું હૃદયનું મંથન કરો–શોધન કરો તો આત્મભાન રૂપ અમૃત મળે. જ્ઞાન ક્યારે થાય ? સદ્વિચાર સેવન કરાય ત્યારે. જ્યાં સુધી કામ ક્રોધાદિ ઉપર તિરસ્કાર દ્રષ્ટિ છે ત્યાં સુધી શત્રુ ગણે છે. પણ તેને મેળવી લેવાય-દ્વેષ બુદ્ધિ છોડાય, તો મંથન થાય. દેવો અને દૈતો મળી ગયા ત્યારે બધા મળીને સમુદ્ર મંથન થયું. સમ ઉપર ઉભો રહેનાર મંથન કરી શકે. મંદરાચળ પર્વતથી મંથન કીધું, અર્થાત્, મંદ હોય તોપણ અચળ (સ્થિર) હોય, એવી વાસના છે. જે નહિં ખસે, નહીં મરે એવી છે. જીજ્ઞાસા–મોક્ષેચ્છા રૂપ મંદરા વડે મંથન થાય છે, હૃદય શોધન થાય છે. નેતરૂ–દોરડું તે શેશનું, અર્થાત્, બાકીનું શેષ પ્રારબ્ધાનુસાર સુખ દુઃખ દેવતાને તે ખેંચવાને આગળ રાખેલા. પણ અમૃત નિકળે તેવું લઈ ન્હાસવાને દૈતો આગળ આવ્યા, અને દેવોને પુંછડે રાખ્યા. અર્થાત્ અસુરોરૂપ બાહ્યવૃત્તિ આગળ (મોખરે) રહી છે, અને દેવરૂપ અંતરવૃત્તિ પુંછડે રહી છે.

ગાયનું પુંછડું પવિત્ર છે. મુખ અપવિત્ર છે. ગાયે ખોટી સાક્ષી પુરવાથી શંકરે શાપ દીધેલો કે મુખથી વિષ્ટા ખાશે તેથી અપવિત્ર રહેશે, એવી પુરાણમાં કથા છે. ગો=ઇંદ્રિનું મુખ, તે બહિરવૃત્તિ છે. તે વિષય કથનાદિરૂપ વિષ્ટા ખાય છે. વૃત્તિ ઉત્થાન પામે છે તે મુખ, અને અંતરવૃત્તિ જ્ઞાનાકાર છે તે પુંછડું છે. અભ્યાસી તેને અંતર મુખ કરે છે. બહારની વૃત્તિમાં અગ્નિ નિકળે છે. દૈતો મોઢાં આગળ રહ્યા તેને [illegible]ની

જવાળા અગ્નિથી બહુ અકળાટ થયલો, એટલે બહિર વૃત્તિને બહુ ત્યાગવું પડે છે, સાંભળીને બળે છે. "દેહ હું નથી," એ રીતે દેહોહંરૂપ અભિમાન-રાક્ષસરૂપ કુવિચાર બળે છે. અમૃત નિકળે છે તે રાક્ષસો લઇ જાય છે. અર્થાત્, રાક્ષસને જ્ઞાનનો અનુભવ આવ્યો તે બહાર રહી ગયો. તેથી સાત્વિક બુદ્ધિરૂપ વિષ્ણુ પાસે દેવ દોડી ગયા. બહિર વૃત્તિ હોય ત્યાં સુધી, બુદ્ધિ તેને અમૃત પીવા દેતી નથી (જ્ઞાનાનુભવ સુખ લેવાતું નથી- જ્ઞાન અળે ઉતરવા દેતી નથી.) ત્યારે વિષ્ણુ, મોહિની બની માયાનો પડદો રાખી, લઇ લે છે. સાત્વિક બુદ્ધિરૂપ વિષ્ણુ લઇ જાય છે. લાવીને પાવા માંડ્યું. સૂર્યચંદ્રરૂપ પ્રાણ અપાનની વચમાં વાસનારૂપ રાહુ પેસે છે. પ્રાણ ચાલે છે ત્યાં સુધી સ્ફુરણ ઉઠે છે, તેથી વચમાં રહે છે. પ્રાણાયામથી કે વાસના ક્ષય દ્વારા જ્ઞાન થાય છે ત્યારે વાસના પણ અમૃત પી લે છે, તે વખતે સુદર્શનથી નાશ પામે છે (વાસના ક્ષય થાય છે.) **न निरोधो नचोत्पत्ति नमुक्तो नच साधकः ॥ नच बद्धो नवै मुक्तः इत्येषापरमार्थता ॥** અર્થાત્ મોક્ષની પણ વાસના નહીં. તે મોક્ષની પણ વાસનાનું માથું ઉડાવી દે છે. કોણ ઉડાવે છે? જ્ઞાની. ક્રિયા શક્તિ અને ઇચ્છા શક્તિરૂપ સૂર્યચંદ્રને સતાવે છે.

માયા છે તે મોહિની નામે પ્રસિદ્ધ છે. માયા એટલે પરમાત્માની શક્તિ, તે મોહ ઉત્પન્ન કરે છે. ઇશ્વર છે તે કર્તા છે, પાલક છે, તથા જગતનો લય ઇશ્વરમાંજ થાય છે તેથી ઇશ્વરમાં કર્તૃત્વ આવે તો તે વિકારી કેમ ન થાય? તેથીજ તે ઇશ્વરની શક્તિ છે તે, એ જગત વગેરે કરે છે—માયા રચે છે, એમ કહ્યું. માયા અને ચેતન મળીને જે ઐક્ય છે—જે એકજ વસ્તુ છે તે જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. શક્તિ કહેવાથી જો જુદી હોય તો દ્વૈતાપત્તિ આવે, માટે કાનમાં કહે છે કે, "માયા" (એટલે જે છેજ નહીં તે). માયા શબ્દથી અનિર્વચનીયત્વ ઘોતન કીધું. શક્તિ છે તે મનુષ્યથી જુદી નથી, અને હોઇ શકેજ નહીં. પુરૂષ મરી ગયો, અને તેની શક્તિ અહીં બેઠી છે, એમ બનેજ નહીં. શક્તિ અને શક્તિમાન એકજ વસ્તુ છે.

ત્યારે, શક્તિ—માયા મિથ્યા છે—અનિર્વચનીયા છે, તો ઇશ્વર પણ મિથ્યા (માયા જેવો) થશે? ના. વસ્તુ એકજ છે, તેમાં કોઇ રીતે ઇશ્વર-પણાનો ધર્મ છે, કોઇ વખતે શક્તિ શબ્દનાં ભાનથી—તે નામથી વ્યવહાર કરીએ છીએ. જેમ, દોરડી, કોઇ વખતે દોરડી કહી જાય છે, અને મંદ

અધિકારાદિને લીધે ભ્રાંતિથી, કોઇ વખતે સર્પ શબ્દથી ભાન થાય છે, ત્યારે પાછા હઠી જઇએ છીએ. એકજ વસ્તુમાં બે પ્રયોગ થાય છે. ઇશ્વર શબ્દમાં, જગત દેખીએ છીએ, ત્યારે તે કોઇ કાળે નાશ થશે, તેથી કર્તા પાલક કહીએ છીએ. "હું" અને જગતને ગમે તેવું કલ્પના કરાય, પણ દ્રષ્ટાએ તો અદ્વૈત–અસંગજ રહેવું–જોવું. પોતેજ આ પદાર્થો વગેરે સામગ્રી બનાવી, નેત્ર સામગ્રી, જગત દેહાદિ સામગ્રી બનાવી તે માયીક છે. અને ભ્રાંતિ થવાથી પુછે છે કે જગતનું કારણ શું ? ત્યારે રડતાં બાળક રૂપ જીજ્ઞાસુને તાત્કાલિક ઉત્તર આપે છે કે, જેનું કારણ તું પુછે છે તેનો વિચાર તેં કીધો છે ? તેથી તેને સમજાવવાને, શક્તિ–માયા કહી છે. બધા તકરારીને છેવટ કહી દીધું કે, જગત છેજ નહીં–પરમાત્મ તત્વજ પૂર્ણ છે; તો પછી કારણ શું પુછો છો ! જો જગતનું અમુક સ્વરૂપ છે,:તો તમે જે દીઠું. હોય તે કહો ત્યારે મતવાદીઓ પોતાના વિચારો–તાંતણા કાઢવા મંડી પડયા. કોઇ પરમાણુ કહે છે. ઘટ બધાને સરખોજ દેખાય છે. કોઇ પ્રકૃતિ, કોઇ સ્વભાવ, કોઇ કાળ, વગેરેને કારણ કહે છે. કારણ છેજ નહિં, માયિક છે તો કારણ માયા. જગત છેજ નહિં, તો પ્રતીત નહિં થવું જોઇએ; છતાં દેખાય છે, એજ મોહિની–માયા.

"હું નથી જાણતો" એમ ક્ષણ ક્ષણમાં બધે પ્રતીત થાય છે. ઘટને નથી જાણતો, એ " નથી જાણતો " એજ રહી ગયું. એજ માયા ક્ષણ ક્ષણમાં પ્રતીત થઇ રહી છે. હાથ, પગ, આંખ, કાન, નાક, વગેરે ઇંદ્રિઓ માયિક, અને જગત પણ માયિક છે. મોહિનીએ શું પ્રપંચ કીધો છે કે, પરમાત્મા જે સ્વયં પ્રકાશ છે તેને મોહિત કરીને ત્રણ પ્રકારનાં વસ્ત્ર લપેટી દીધાં. કેમકે તે કારણ શરીર, સ્વપ્ન શરીર, સ્થૂળ શરીરરૂપ વસ્ત્રો ઢાંકયાં રહેશે તો તે (આત્મા) કદી દેખાશે નહીં. કારણમાં "મેં કાંઇ પણ જાણ્યું નહીં" (જાણ્યું છતાં તે પણ ઢાંકી દીધું). સ્વપ્નમાં પણ વેપાર કીધો–જાણવા ન દીધું. તેજ રીતે જાગૃતમાં પણ અનેક વ્યાપારોમાં જાણવા નથી દેતી. એજ રીતે દીન, રાત, પક્ષ, માસ, વર્ષ, યુગ, કલ્પ, વગેરે વીતી જાય છે. આશ્ચર્યના ભંડારરૂપ આ શરીર છે, છતાં કોણ એનો ચાલક છે, એ શું છે, એવો પ્રશ્નજ થતો નથી, એનાથી બીજી મોહિની શી ?!

પ્રમાતા ( છ પ્રકારનાં પ્રમાણ જ્ઞાનવાળો ) જીવ છે તેને મોહ (અજ્ઞાન) ની નિવૃત્તિ, એજ મોક્ષ. એ નિવૃત્તિ છે તે અધિષ્ઠાન રૂપજ છે. તેથી સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રતીતિ પણ એમાંજ સૂચન કીધી.

એ માયા બંધ કરનારી છે, તેથી શકિત કહાવનારી પણ છે. એકનું કરેલું કર્મ બીજાને મળી શકે છે. પુત્રેષ્ટિ પિતા કરે છે તે પુત્રને મળે છે. પુત્ર શ્રાદ્ધ કરે છે તે પિતાને મળે છે. અભિચાર કર્મ કોઇ કરે છે અને બીજો મરે છે. પરંતુ જ્ઞાન કાંઇ તેમ નહીં થઇ શકે. ઇશ્વરના અનુગ્રહથી સદ્‌ગુરૂ મળે છે તેનાથી જ્ઞાન થઇ મોક્ષ થશે. તૃપ્તિ થવા માટે જમવાનું છે. તે બીજો જમે તેથી અન્ય કોઇને તૃપ્તિ નહિં થશે. શ્રી કૃષ્ણે કહ્યું કે, **ददामिबुद्धियोगंतं, येनमामुपयांतिते.** જ્યારે શ્રવણ મનન કરશે, એટલે એવા વ્યાપારવાળો થશે ત્યારે હું તેને બુદ્ધિ યોગ આપી મારા તરફ લઇશ.

**संसरति जीवो अनेन** એવી અવિદ્યા છે તેનું નામ સંસાર છે અથવા **संसरति जीवो अनेन जन्ममरणमाप्नोति.**

અદ્રષ્ટ કર્મનો સંજોગ આવે છે ત્યારે ( શૂળ. જેમ કોઇ કોઇ વાર વેદના કરે છે તેમ ) અવિદ્યા રૂપ શૂળ કષ્ટ આપે છે. કેમકે, કારણ જે છે તે અવિદ્યા મૂળ છે, ત્યાંસુધી કર્મ શૂળ ઉભજ્યા કરે છે. તે અવિદ્યાના નાશનું કારણ બ્રહ્મવિદ્યા છે.

ધોયલું (ધોત) વસ્ત્ર, ખેર ભેળેલું વસ્ત્ર, રૂપ રેખાવાળું (લાંછિત ). રંગીત (રંગીત). એ ચાર પ્રકાર છે તેમ, આત્મ સ્વરૂપ ધોત અધિષ્ઠાનવત્, માયા ઉપધિવાળું થાય ત્યારે કારણ અવસ્થા (ખેર ભેળેલા જેવું) અર્થાત્, પ્રાજ્ઞ-અંતર્યામિ. લાંછિત તે સૂત્રાત્મા-તૈજસ-અપચિકૃત સૂક્ષ્મભૂત. રંગીત, તે વિરાટ-વિશ્વ (વિશ્વસ્થૂળ). માયા ઉપાધિ, સૂક્ષ્મ ઉપાધિ, સ્થૂળ ઉપાધિ, ભળી ત્યારે તે નામો થયાં. બ્રહ્મ નિરૂપાધિ છે.

માયા સહિત જે ઇશ્વર નામવાળો છે તેનું ધ્યાન કરીને. જેમ, નીચાણ ભાગ હોય છે ત્યાં પાણી રહે છે તેમ, વિનય-નમ્રતા હોય ત્યાં બ્રહ્મવિદ્યા રહે છે. વ્યાપક છે તે કેવી રીતે ? કારણ રૂપે. રાવણ શિશુપાળાદિ અવિનયથીજ નાશ પામ્યા. વૃત્તિ રહિત અંતઃકરણ થયું હોય ત્યારે આપણો આત્મા પોતાનાં સ્વરૂપમાં સ્થિત છે. જળ જેમ બધાં વૃક્ષોમાં ક્યારાઓના જેવા જેવા આકાર હોય તે તે આકારે દેખાય છે. તેમ

આત્મા, વૃત્તિને આકારે ભાસે છે, " એ આકાર મનના છે, મારા નથી એમ દ્રઢ સમજી લઇ, એ મનને વિષયાકાર વૃત્તિથી રહિત કરો.

અભિમાનયુક્ત :એકલો પુરૂશાર્થ ફળતો નથી, તે ઉપર (હે પ્રભો !) આપની કૃપા દ્રષ્ટિ થાય ત્યારે બને છે. પુરૂષાર્થ અને ઇશ્વર કૃપા, એવા બે હાથે તાળી પડે છે.

કદાપિ સમુદ્રનું પાન કરી શકો, અગ્નિથી સ્નાન કરો, પર્વતને કદાપિ મૂળથી ઉખેડી નાખી શકો, પરંતુ ચૌદ ભુવનાકારે થયલાં મનનો આકાર બદલવો, એ કામ કઠણ છે. માટે ઇશ્વર કૃપાની મદદ માગે છે. પ્રાર્થનારૂપ શુભ કર્મ છે તેનાં ફળ રૂપે ઇષ્ટ કૃપા થાય તો મન જીતાય. વિષયમૃગતૃષ્ણામાં રાગ છે તેને હૃદયમાંથી કાઢો. વિષયો અપકારક છે, છતાં ભ્રાંતિથી ઉપકારક મનાઇ ગયા, અને બહિર્મુખ મને તેમાં સુખની ભ્રાંતિ કરી. જાણીને સેવેલો ચોર મિત્રપણાને પામે છે, તેમ, સુખદુઃખનાં સ્વરૂપનો નિશ્ચય કરીને વિષયનો ઉપભોગ કરાય તો તે દુઃખરૂપ નથી.

તૃષ્ણા હોય ત્યાં સુધી બહિરમુખ વહે; બહાર વહે ત્યાં સુધી એકાગ્ર ન થાય; એકાગ્ર ન થાય ત્યાં સુધી સ્વરૂપ સુખ ન મળે. ખારાં પાણી પીવાથી તૃષા વધે છે, તેમ વિષય ભોગથી તૃષ્ણા મટતી નથી. વિષયો છે તે સ્થાયી શાંતિનો વિષય નથી. વિવેક, વિરાગ, થાય તો તૃષ્ણા મટે, તૃષ્ણા મટે તો શાંતિ થાય. **भूतदयां विस्तारय**. અર્થાત્, સર્વ કાંઇ પોતાનું સ્વરૂપ છે એમ દ્રઢ સમજાઇ સર્વ ભૂતોપર દયા વિસ્તાર પામે, એવું મારાં હૃદયમાં કરો. એવી દયાથી જ્ઞાનની અને ભક્તિની સુલભતા છે. દાગીનાનું વજન અને કસ ઉપરજ ચોકસી–સોનીની દ્રષ્ટિ હોય છે (ઘાટ ઉપર નહીં). તેમ, જ્ઞાનીના દ્રષ્ટિમાં બધે બ્રહ્મ વિલસી રહ્યું છે. **वासुदेवः सर्वमिति** એમ ભકિતભાવ વડે બધે બ્રહ્મ જુવે છે- અને **सर्वं खल्विदं ब्रह्म** એમ જ્ઞાન વડે જુવે છે. માટે હે ઇશ ! સંસારથી તારવાને કૃપા કરો, કે જેથી મારૂં અંતઃકરણ એ (સંસાર)માં સત્યપણાંની બુદ્ધિનો ત્યાગ કરે.

ઇંદ્રવારણાનાં ફળ બહારથી જોતાં ઘણાં રમણીય લાગે છે, પણ ફોડીને જોતાં અંદર કોલસા અને રાખ, તેવો સંસાર છે.

ફુલમાં મધ જેવો ભાગ છે તે પુષ્પરસને મકરંદ કહે છે. શુદ્ધ વિચાર અને શુદ્ધ આચાર છે તે બે પરમાત્માનાં ચરણ કમળ છે, તેમાં ચિત્ત લગાડી રહો.

એક સંતે રસ્તે જતાં, કોઈ શ્રીમંત મોટી ઘોડા ગાડીમાં જતો હતો, તે નમ્યો ત્યારે તેને, કહ્યું કે, એક બે સેરડી મગાવી મોકલજો, અને એક ભકત જતો હતો તેને કહ્યું કે એક સેરડી લાવજે. શેઠે તો એક મોટું ગાડું ભરી શેરડી મગાવી સંતને ત્યાં મોકલી. તે ગાડાંવાળો ત્યાં ખાલી કરી ચાલ્યો ગયો. પેલો ભકત તો એક સારી જોઈ સેરડી લાવ્યો, તે છોલી, ગંડેરા કરી રકાબીમાં ભરી, ગુલાબજળ છાંટી, સુંદર રૂમાલ ઢાંકીને મહારાજ પાસે લાવી રજુ કરી. એનું નામ વિવેક. ગરીબ છતાં ભક્તિવાન અને પ્રેમ પૂર્વક પ્રવૃત્તિ થાય તે સુખદ છે. વિષ્ણુ ચરણમાંથી ગંગા નિકળી, એટલે તે ચરણમાંજ શાંતિ છે. જે મન ભ્રમર તે ચરણ કમળમાં રહે છે તે શાંતિનો આસ્વાદ કરે છે.

શ્લોક છઠ્ઠા વિશે અત્રે સમાપ્ત થઇ સાતમા વિશે શરૂ થાય છે.

ક્રિયાથી વાસના અને સંસ્કાર ઉત્પન થાય છે, સંસ્કારથી સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞા થાય છે. તેમાં પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ થાય છે. સૂર્ય આડું વાદળ આવે છે તે ખસી જતાં સૂર્ય પ્રકાશ જેમ પ્રત્યક્ષ થાય છે તે પ્રત્યભિજ્ઞા છે, તેમ અવિદ્યા ખસી જતાં આત્મતત્વની પ્રત્યભિજ્ઞા થાય છે. ક્રિયા કરતાં મોહ થાય છે તેનો નાશ કરવા છ પ્રમાણો શાસ્ત્રકારે માન્યાં છે, જડ જુઠો દુઃખરૂપ દેહ છતાં તેમાં આત્મ બુદ્ધિ થવી, તે મોહ છે. બાળક રમે છે, થાળીમાં જળ છે તેમાં ચંદ્રનું પ્રતિબિંબ દેખી, તેને ચળકતું રમકડું જાણી પકડવા જાય છે અને થાળીમાં હાથ નાખી મુઠીઓ ભરે છે, પણ હાથમાં નથી આવતું. તેમ, અમુક સ્ત્રી પુત્ર, ધન, ધરા ધામ વગેરેથી સુખ થશે, એમ માની તે વાસનારૂપ જળમાં મુઠી ભરે છે (પ્રતિબિંબ પકડવા મથે છે), પણ તૃપ્તિ થાય એવો પદાર્થ મળતો નથી. હજાર રૂા. માગે છે તે મળે છે તો લક્ષ ઇચ્છે છે. લાખ મળે છે તો કરોડ, તેટલા મળે તો રાજ્ય ઇચ્છે છે, વગેરે. કહેવત છે કે, પૈસાથી કોઇ પુરો નહીં" ને અક્કલથી કોઇ અધુરો નહીં," **कोवादरिद्री ? विशाल तृष्णा.** દરિદ્રી કોણ ? જેને વિશાળ તૃષ્ણા છે તે. મોહ કયાં સુધી તાણી જાય છે તે વિશે દ્રષ્ટાંત કહે છે. જંગલમાં એક ઝાડ તળે એક અબધુત મહાત્મા મુકામ નાખી પડેલા હતા તેની પાસે એક ભક્ત રૂપીઆની કોથળી લઈ આપવા ગયો. તે સંતને વસ્ત્ર નથી, તેથી દુખી થતા જોઇ કોથળી દયાથી આપતાં સંત બોલ્યા કે, કોઇ ભીખારીને આપી દે. ભક્ત કહે કે, ભીખારી કોણ, મહારાજ ? તે વખતેજ રાજાની ગાડી ત્યાંથી જતી જોઇ બતાવી દીધું કે, એ ભીખારી જાતા હૈ. તરત દોડી

જઇને તે ભક્તે તે રાજાની ગાદીમાં ફેંકી. તે રાજા ગુસ્સે થયો. તરત તે ભક્તને બોલાવી પુછ્યું. ભક્તે ખરી હકીકત કહી. તે સાંભળી રાજા ક્રોધથી ઉતરી તે અવધુત તરફ ચાલ્યો. સંત પાસે જતાં તો ક્રોધ ઉતરી ગયો, અને હાથ જોડાઇ ગયા. સંત પુછે છે કે, કયું રાજા, ક્યા મંગતા હૈ ? રાજા કહે, શરીર નબળું રહે છે. સંતે ભસ્મ આપી કહ્યું કે, એ ખાવાથી બળવાન થશે. રાજા પાછો બેઠો. વળી પુછ્યું કે, હજી શું જોઇએ ? રાજા કહે, પુત્ર નથી. સંતે પુત્રેષ્ટિ યજ્ઞ કરવાનું કહ્યું, છતાં બેસી રહ્યા. સંત કહે, કેમ હજી શું છે ? રાજા કહે, કોઇ શત્રુ મને જીતી ન શકે તેવું કરો. સંતે તરત ઉઠી તમાચો માર્યો, ને કહ્યું કે, ભીખારી ? હજી ધરાતો નથી. રાજા મુકામે ગયો. મજબુત થયો ( ભસ્મ ખાધાથી ) અને યજ્ઞ કીધો તેથી પુત્ર થયો. સંત ગયા, એવું સાંભળીને પાછળ જઈ પગે લાગી બોલ્યા કે, મને ઉપદેશ કરો. સંત કહે, વાર છે. મેં પીછા આઉંગે તબ કરૂંગા. રાજા વૃદ્ધ થયો. સંત પાછા આવ્યા, અને રાજાને કહ્યું ત્યારે કહે, મહારાજ ! હમણાં નહીં. છોકરો રાજ ચલાવી શકે તેવો નથી. પાછા ગયા. પાંચ છ વરસે પાછા આવ્યા, તે વખતે રાજા મરણ પથારીએ પડેલો છતાં બોલ્યો કે, હમણાં નહીં. વળી સંત ગયા. રાજા મરી ગયા પછી અમુક વખત વીતાવી આવ્યા તે વખતે કુતરો થઇ રાજાને દરવાજે પડયો છે. છોકરાના છોકરાં પગ પુંછડી મરડે છે. આં આવી યોગ બળથી પુછ્યું ત્યારે કહે, ના, હમણાં નહીં. ચોકી કરૂં છું, બચ્ચાં મારાં ખેલે છે. ગયા. રાજા શ્વાન મટી બળદ જનમ્યો. સંત આવ્યા, તે વખતે પણ વાણીથી બોલ્યો કે, પુત્રને મદદ કરૂં છું. છેવટ સર્પ થયો, ત્યારે પણ તેમજ મોહગ્રસ્ત જોઇ, પુત્ર પાસે તેને મારી નંખાવી સંતે કૃપા કરી અનુગ્રહ કરી મોહ છોડાવી સુખી કીધો. તાત્પર્ય કે, મોહ ક્યાં સુધી તાણી જાય છે તે આ દ્રષ્ટાંતથી સૂચવ્યું. તેથીજ વિશાળ તૃષ્ણાવાળોજ દરિદ્રી છે, એમ મહાત્માએ કહ્યું.

પ્રભાકર મહાબુદ્ધિમાન થઈ ગયા છે, તેનો મત કહે છે કે, સીપને બતાવી કહીએ છીએ કે **इदंरजतं** ( આ રૂપું ) એ વાકયમાં પદાર્થને તો " આ " શબ્દથી બતાવ્યો, પણ રજત કહ્યું તે સંસ્કારજન્ય જ્ઞાન છે. એ પ્રભાકર પાંચ વર્ષના હતા ત્યારે રમતા બોલાવી માતાએ કહ્યું કે અગ્નિ લાવ. તેવા પાધરા દોડયા. પંડિત રસોઈ કરે છે તેની પાસે અગ્નિ માગ્યો. તેણે વિચાર્યું કે, શામાં લેવાનો. દેવતા લાવ્યા તો ખરા, આને કહ્યું કે, હાથ ધર, દેવતા લે. તરતજ તે બાળકે બુદ્ધિબળથી ધુળનો

ખોબો ભરી કહ્યું કે, લાવો, મુકો એમાં. તે જોઇ તે પ્રભાકરને તે પંડિતે માગી લીધા. ભણવા મોકલ્યા. ત્યાં પ્રથમજ **क**, **ख**, **ग**, **घ**, **ङ**, એ પાંચ અક્ષર શીખતાં મેહેતાને પુછ્યું કે, પ્રથમ **क** શા માટે, અને **ग** શામાટે નહિં? મેહેતો બિચારો શું ઉત્તર આપે! પ્રભાકર ઘેર આવી પંડિતને કહે, પુછ્યું તે તો મેહેતા કહી શકતા નથી, તો ત્યાં શું ભણવું! પંડિત છ શાસ્ત્ર સંપન્ન હતા, તેમણે ઘેર ભણવાનું શરૂ કીધું. અને જવાબ દીધો કે, વાણીનું આરંભસ્થાન કંઠ છે. તેમાં પ્રથમ **क** બોલાય, પછી જીભ જરા વધુ ઉંચી થતાં **ख**, તેથી કંઈક વધુ ઉંચી થતાં **ग** બોલાય છે. એજ રીતે અનુક્રમે સ્થાન છે. ગુરૂએ છેવટે એ પ્રભાકરના મત માટે કહ્યું કે, તારો મત ગુરૂમત કહેવાશે. એણે અખ્યાતિ માની છે. તેમાં પ્રત્યક્ષ જ્ઞાન અને સ્મૃતિ જ્ઞાન બેઉ સાથે થાય છે, એમ માન્યું છે, તેથી તે મત યથાર્થ નથી. માટે અનિર્વચનીય ખ્યાતિ જે યથાર્થ છે તે કહે છે.

નિર્ભય રજ્જુમાં સર્પ ભય થાય છે, જળમાં ચંદ્ર દેખાય છે, સીપમાં રૂપું દેખાય છે; સુવર્ણજ છે છતાં તેમાં કટક, કુંડળ, કંઠી વીંટી, ચદનહાર, વગેરે ઘાટ કલ્પાય છે. તેજ પ્રમાણે આત્મા એકજ વ્યાપક છે, તે નિર્ભય, નિર્વિકાર, શુદ્ધ, બુધ્ધ, જ્ઞાન સ્વરૂપ સ્વયંપ્રકાશ સિધ્ધ છે. તે અધિષ્ઠાન વસ્તુમાંજ સઘળા પ્રકારની ભ્રાંતિ થાય છે. સીપનો પ્રદેશ તજીને ભિન્ન પ્રદેશમાં રૂપું નથી. તે દેખાય છે ત્યારે પણ નથી; તેમ, આત્મતત્વમાં જગત નથી. દેખાય છે તે ગંધર્વ નગરવત્ માત્ર ભ્રાંતિજ છે. આત્માનું ભાન-જ્ઞાન થાય છે ત્યારેજ ભ્રમ છુટે છે. આત્માનું જગતરૂપે દેખાવું, તેનેજ વિવર્ત કહે છે. રજ્જુમાં સર્પ દેખાયો તે અવિદ્યાના તમોગુણનું કાર્ય છે. રજ્જુનું જ્ઞાન થયું તે સત્વગુણનું કાર્ય છે. જ્ઞાન થતાં તે બેઉ વૃત્તિનો બાધ થાય છે. તેજ રીતે આત્માનું જ્ઞાન થતાં, જગત દેખાવારૂપ તામસ વૃત્તિ અને આત્મભાન થવારૂપ સત્વ-વૃત્તિ, બેઉનો બાધ થાય છે. તત્વજ્ઞાનથી અજ્ઞાનનો બાધ થાય છે.

એક મારવાડી, દુષ્કાળ પડવાથી પ્રદેશ જઇ મજુરી કરી નિર્વાહ ચલાવે છે તેમાં કસર કરી કરી કેટલેક દહાડે એક રૂપીઓ જોડયો. ટાઢમાં રાત્રે બહુ ધ્રુજે ત્યારે વિચાર કરે કે, સવાર થાય કે ઓઢવાનું ગોદડું લાવીશ. સવારે એક રૂપીઓ મુઠીમાં લઇ જાય છે. બજારમાં જતાં પરસેવાથી મુઠીમાં રૂપીઓ ભીંજાય છે. તે જોઇ કહે છે કે, "મરેયાં તો મરેયાં, પણ ભગેયાં ન." એટલે, હે રૂપીઆ! તું રડ નહીં, ટાઢથી

મરી જવાશે તો મરીશ, પણ તને નહીં આપું. પાછો રાત્રે તેજ ગતિ થાય છે, પણ પાછો તે તો તેરોજ રહે છે. તેમ, મહા મેહેનતે કરીને મેળવેલું જીવન (એક રૂપીઆ રૂપ) મનુષ્ય શરીર છે, તે જો જાય તો ફરી આવે કે કેમ, એ શંકા છે (નક્કી નથી), છતાં તે જીવનને રોજ વ્યથા ખરચીએ છીએ. સંસારમાં દુઃખો પડે છે ત્યારે ઘણો કંટાળો આવે છે છતાં તેનો સદુપયોગ કરી શકતા નથી, એટલે, જ્ઞાન ગોદડી સીવાડતા નથી. રૂપીઓ તો બીજો મળે, પણ કાળ તો ગયા તે ગયોજ-ફરી મળતો નથી. મનુષ્યો વિચાર કર્યા કરે છે કે, આટલું પરવારીને અર્થાત છોકરો પરણાવીને અથવા અમુક કામ કરી લઇને ભજન કરીશું, પણ એ બ્હાનું છે. તેમાંથી પરવારે છે તો બીજી આસક્તિ લાગે છે, અગર પરવારવાનું તો બાજુએ રહી જાય છે અને પોતેજ ચાલ્યો જાય છે (મરે છે). એવો જબરદસ્ત મોહ છે, છતાં એનો કોટ ભેદી શકાય છે. માત્ર ખંતથી પ્રયત્ન જોઇએ.

જ્ઞાનમાં અજ્ઞાન ક્યાંથી આવ્યું? એવું ઘણા પુછે છે. અંધારામાં ઉભો રહી પુછયા કરે કે, અંધારૂં ક્યાંથી આવ્યું, તો હજારો વરસે પણ જવાબ મળે નહીં: પણ તરત એક દીવાસળી ઘસી દે (દીવો પ્રકટાવે), તો પછી અંધારૂં ક્યાં છે તે દેખાતું નથી. અજ્ઞાનમાં ઉભા રહી વિચાર કર્યા કરતાં પાર ન આવે.

દેહાભિમાન છોડે તો, માયા અજ્ઞાન અવિદ્યા મોહ, એ બધું તેમાં ગયું; પણ એટલુંજ કઠણ છે.

સમુદ્રમાં અગર ગંગામાં સ્નાન કરે છે તેને, પાન કરે તેને, ગુદા ધોઇ જાય છે તેને, હાડકાં નાખી જાય છે તે જેનાં હોય છે તેને, એવા ચારેને તે તીર્થ પવિત્ર કરે છે, છતાં સમુદ્ર છલકાતો નથી: તેવી રીતે વિદ્વાન છલકાતા નથી.

• ચોપડામાં ભુલ પડી છે તેથી મેળ-હિસાબ મળતો નથી, તેથી તેમાં ગડમથલ કર્યા કરે છે તેને કોઇ આવી પુછે કે, એ ભુલ ક્યાં પડી તે બતાવો. ત્યારે તેને કહેશે કે, તે ભુલ હું જાણું તો ફાંફાં શું કામ મારૂં. ભુલ આ ચોપડામાંજ. હિસાબ નથી મળતો તેથી જણાયું કે ભુલ છે. છેવટે ભુલ જડે છે ત્યારે કહે છે કે, આ ભુલ પકડી. હું ૫+૭=૧૨ ને બદલે, પાંચ ને સાત ચૌદ ગણ્યા કરતો હતો. તે એની ભુલ નિકળી. તે ચાલ્યા કરતી ભુલની ખબરજ ન પડી. તેવીજ આ ભુલ છે. પોતેજ સુખરૂપ છે, છતાં સુખી થવા ઇચ્છે છે, તે શાથી?

બહારના પદાર્થથી. તે કેમ બને ?! હવે તો તે બહારનું મુઠી દઇ અંતર ઉતરે–ચિત્ત ચોપડો તપાસે (વિચારે) તો ભુલ સમજાઇ જાય; પરંતુ હિસાબમાં તન્મય થઇ જાય ત્યારે ફાવે. આગળથી નક્કી કરે, કે ભુલ કાઢીનેજ ઉઠવું, અને પછી એકાગ્ર બને, ત્યારે ભુલ જડે; અને ભુલ જડે ત્યારે શાંતિ થાય. તે વખતે તેને ભુખનું પણ ભાન નથી રહેતું. **अर्थं साधयामि वा देहं पातयामि** એવા નિશ્ચયવાળો થાય છે ત્યારે ભુલ જડે છે. ખોટું હું ખોવાય છે, ખરૂં હું **ब्रह्मैवाहम्** ઓળખાય છે, ત્યારે પરમ શાન્તિ થાય છે.

પ્રીતમદાસજી કહે છે કે,—

> મર્ણું આદરે તે ભરે મુઠ્ઠી, દુઃખો સઘળાં વામે જોને;
> તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.

અર્થાત્, જીવવાની આશા છોડીને–શિરને સાટે, મોતી લેવાને સમુદ્રને તળીએ જઇને મુઠ્ઠી ભરે, તે બહાર આવી (તે સીપમાંથી) અમૂલ્ય મોતી પામે છે (ન્યાહાલ થાય છે); અને બીજા કાંઠે ઉભેલા આળસુ પ્રમાદી તમાસગીર લોકો જોતાજ રહે છે. તેમ, મુક્તા (મોતી) રૂપ મુક્ત આત્માની મુઠી ભરવા (પામવા) સંસાર સમુદ્રને તળીએ (છેક ઉંડા) જવાનું છે.

એક ડોસી એકલી રહેતી હતી. ઘાસ કાષ્ટનો ભારો લાવી વેચી પેટ ભરતી. તે રોજ મોત માગતી. એક દીવસ ભારો લાવી તે રસ્તે ઉતારી થાક ખાવા બેઠી. અને બોલી કે, હવે મોત આવે તો સારૂં. તરત અમુક વેશે મોત આવ્યું અને કહે છે કે, ચાલો. ડોસી કહે, તું કોણ છે? મોત કહે, તમે બોલાવ્યું તે હું મોત છું. ડોસી કહે, મેં ક્યાં બોલાવ્યું! એ તો ભારો ચઢાવવા તને બોલાવ્યું, બીજું કામ નથી.

મૃત્યુ વખતે દેહાભિમાન બહુ રીતે બળ કાઢે છે-વાસનાના ફુવારા ફુટે છે. માટે અભ્યાસ રાખી જો છોડે તો પોતે મહેશ્વર છેજ. ગમે તેટલું અંધારૂં છતાં, એક દીવાસળી ઘસવા માત્રથી તે ગેબ થાય છે. સિંહ જાગ્યો કે બીજાં પશુઓની મગદૂર શું છે કે તે ઉભાં રહી શકે?! નહાસીજ જાય છે. તેમ, **शिवोऽहं** ની ગર્જનાથી અજ્ઞાન વગેરે મૃગલાં નહાસી જાય છે.

દેહાભિમાનનો ત્યાગ કરવા યુક્તિથી, એ રીતે કહેવાયું. હવે શાસ્ત્રીય પ્રમાણથી કહે છે. **क्षेत्रज्ञं चापि मां विद्धि** બધાં શરીરરૂપ ક્ષેત્રમાં મને, તું ક્ષેત્રજ્ઞ જાણ. અર્થાત્, શરીરમાં અહં બુદ્ધિ કરવી, એ ભ્રાંતિજ છે. હું તો સાક્ષી–દ્રષ્ટા–ચિદાત્મા છું, એમ જાણ. પુરાણ ૧૮ છે, ભારતનાં

પર્વ ૧૮ છે, ગીતાના અધ્યાય ૧૮ છે, મહાભારતનાં યુદ્ધના દિવસ ૧૮ હતા. તે વખતે પાંડવનું ૭, અને કૌરવનું ૧૧ મળી ૧૮ અક્ષોહિણી સૈન્ય હતું. તે ૧૮ એટલે ૧+૮=૯ નો અંક પૂર્ણ છે. તે વધતો નથી, તેમ ઘટતો નથી. અને આઠનો અંક અપૂર્ણ છે. તે અષ્ટધા પ્રકૃતિ છે. છે. તે ન્યુનતાવાળી છે, તેમાં એક આત્મા મળવાથી પૂર્ણ નવ (૯) થાય છે, તે બતાવવા સારૂ ૧૮ લીધા છે.

આધુનિક કેટલાક મતવાદી બુદ્ધિમાંદ્યને લીધે પુરાણોને ખોટાં કહે છે. તેઓ તેનાં રહસ્યને જાણતા નથી. વેદાંત બધાંનો સ્વિકાર કરે છે અને સર્વ જગતને જુઠું કહે છે, એટલે પુરાણો પણ તેમાં આવી ગયાં. પરંતુ જુઠું કહેવામાં પણ ભેદ છે. પુરાણ પણ આત્મૈક્યતાજ બતાવે છે. ભાગવતમાં કાલીય દમન છે. શ્રીમચ્છંકરાચાર્યે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી છે, તેમાં એજ પ્રસંગ લીધો છે કે, કાલિંદી ગત કાલી નાગનાં મસ્તકપર શ્રી કૃષ્ણે નૃત્ય કીધું છે, તે કૃષ્ણને નમું છું. એ ઐતિહાસિક વાત છે. તે કાળીનાગને પાંચ ફેણ હતી. યમુનાની અંદર વચમાં મોટો ધ્રો (કુવા જેવો ખાડો) હતો તેમાં તે કાળી નાગ રહેતો હતો તેનાં વિષની જવાળા થી પક્ષીઓ પણ ઉંચેથી ઉડતાં તે ભાગ ઉપરથી જતાં તરફડી પડતાં હતાં, અને જે કોઇ તે જગે પાણી પીતું તે નાશ પામતું. તેથી તે બધાં નું દુઃખ મટાડવા કૃષ્ણે વિચાર્યું. પણ કંઇ નિમિત્ત જોઇએ, તેથી ગાયો અને ગોવાળો ભેળા રમતાં રમતાં ત્યાં આવી લાગ્યા. ગાયો અને ગોવાળી આએ જળ પીવાથી બધાં ત્યાંજ મરી પડયાં. તે જોઇ કદમનું ઝાડ હતું તે ઉપર પ્રભુ ચઢયા. કેમકે ઊંચે ચઢી ભુસકો મરાય, તોજ ધ્રોનાં ઊંડાણમાં જઈ શકાય. ઝાડપરથી ભુસકો મારી નીચે ધ્રોમાં ગયા ત્યાં નાગણીઓ આવી તેઓને કૃષ્ણે કહ્યું કે તમારા નાગને જગાડો, કેમકે તે ઊંઘતો હતો. પછી નાગ જાગ્યો છે અને કૃષ્ણને અંગે ઘણાક ડંસ કીધા અને સજ્જડ ચુડ ભેરવી. ત્યારે કૃષ્ણે શરીર વધાર્યું, તેથી નાગનાં હાડકાં નરમ થઈ ચુડ છુટી ગઇ. તે વખતે પ્રભુ તે નાગનાં માથાં પર ચઢી નાચવા લાગ્યા. ફેણ જરા ઊંચી કરે કે ઉપરથી લાત મારે છે. નાગનું નાક વિંધી કાઢી દોર પકડી નૃત્ય કરે છે.

કામ, ક્રોધ, લોભ, એ ત્રણને (ગીતામાં) નર્કનાં દ્વાર કહ્યાં છે. તે ક્રોધ લોભનું નિદાન કામ છે. તેના પછીજ બે થાય છે, તેથી કામને વશ કરવો, એ વાત છે. યમુનાન્તે યમની બ્હેન સૂર્યની પુત્રી. પ્રાણાયા-

મથી એટલે હઠ યોગથી, તથા વાસના ક્ષય–એટલે, રાજ યોગથી, એહુ રીતે કામ વશ થાય છે.

યમુના, તે સૂર્યનાડી–પિંગલા છે. ઇડા (ગંગા) અને પિંગળા (જમના)નો સંગમ, તે ત્રિવેણી સંગમ છે તે નાભિસ્થાન (ત્રિવેણીત્રટ) છે. ધ્રો–ઊંડો ખાડો, તે મૂળાધાર છે. તેનું નામ ત્રિકોણુ, કુંડલિની, વાસના, છે. તેનુંજ નામ કાળીનાગ છે. તે ઊંડો પડયો છે, તેથી હદ (હદય મન) વિષથી છવાઇ ગયું છે. મનમાં કામના છે ત્યાં સુધી વિષ યુક્ત મન છે. પક્ષીઓ પણ તરફડીને પડે છે, તેવું અહિં (સિદ્ધાંતમાં) શુભાશુભ વિચારરૂપ પક્ષીની શકિત હરાઇ જાય છે. ગમે તેવા ઉચ્ચ વિચાર કરતો હોય, તે, મન (ધ્રો) ઉપર આવતાં યમુના દ્રહમાં–ખાડામાં પડે છે. તેથી તે સ્થાનને શુદ્ધ કરવા શ્રી કૃષ્ણે વિચાર્યું. **ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुनतिष्ठति ॥** મતલબ કે, મનની શુધ્ધિ કરવા આત્મા (પોતે) વિચાર કરે છે.–જાગ્રત થાય છે. પણ તે શુધ્ધ કયારે થાય કે જયારે કાળીનાગ રૂપ કામ–વાસનાને કાઢે ત્યારે. મનનાગની પાંચ ફેણુ છે. તે પાંચ વિષયોરૂપ ફેણ છે. ગમે તે પાંચ વિષયોપભોગ માટે મન ઉંચું થતું રહે છે. તે નાગને કાઢવાનું નિમિત્ત જોઇએ. ગાયો તે ઇંદ્રિયો અને શુભ વિચારો તે ગોપાળ લોક. તે પાંચ વિષયરૂપ વાસનાના વિચારો રૂપ પાણી પીવાથી ઈંદ્રીઓજડ બની જાય છે મારી જાય છે. અને શુભ વિચારોપણ ડબાઇ પડે છે. ત્યારે કદમ વૃક્ષે પ્રભુ ચઢે છે.=એટલે, **क**=નઠારો અને **दम**=પ્રાણ. કદમ એટલે પ્રાણ ઉપર ચઢી જાય છે. **सोऽहं** ઉઠે છે તે જ્યાં સુધી જાણી શકયો નથી ત્યાં સુધી તે પ્રાણ નઠારો છે. હઠયોગમાં,–પ્રાણાયામ કરીને કુંડલિનીને જગાડવી. અને રાજયોગમાં,–ઉઠતા બેસતા દરેક શ્વાસે **सोहं** ચિંતવન, અથવા શ્રીહરિનું ધ્યાન, અગર શ્રીહરિનું નામ સ્મરણું યોજી દેવું, એનુંજ નામ કદમ પર ચઢવું છે. વ્યવહારમાં બીડી પીવાની, પાન ખાવાની. વગેરે ટેવ પડી ગઇ છે, તેવીજ રીતે, શ્વાસેશ્વાસે હરિનામ દેવાયાજ કરે, સોહં ચિંતવન થયાજ કરે, એવી રીતે ટેવ પાડવી કે અનાયાસે તે થયાજ કરે. તે પાછો (પ્રાણ) નીચો પડે (નાભિમાં), તે વખતે વાસના હાલી ઉઠે છે,તે બધીનું નિદાન કાળીનાગ છે.

સનાતન ધર્મરૂપ ધમશાળા વિશાળ છે. તેને ઘણી કોટડી છે. ધર્મશાળાનું રક્ષણ કરવા કોટડીમાં રહ્યા તેટલીજ પોતાની માની લીધી. તેથી તે ભાંગે તુટે ત્યારે બીજી દીવાલોમાંથી ઇંટ કાડી લાવી પોતાની કોટડી માત્ર સુધારીલે. તપંથના આચાર્યો પોતાનીજ કોટડીને સાચવે,

કોટની ઈંટો લાવે. માલીક થઇ બેઠા. કોટ વીખરાઇ જાય છે. દાદુપંથી સતરામ કહે, કબીરપંથી સતસાહેબ કહે, વૈષ્ણવો જયશ્રીકૃષ્ણ કહે, શૈવલોક જયશંકર કહે, વગેરે. તે બધા વેદોક્તધર્મ (સનાતન ધર્મ) ની ધર્મ-શાળાનીજ કોટડીના રક્ષક છે, છતાં વાડાનાજ માલીક બની બેઠા; પરંતુ સનાતન ધર્મજ છે. જયાં છે ત્યાં મહાન્ વિશાળ છે, આપણોજ છે. સઘળાનો સિદ્ધાંત છેવટનો એકજ છે. ફારસી, ઉરદુ, વગેરેનો પણ એજ છે. "કદગન કે કોને મેં, કોઈ આને ન પાવે; કદી આવે, તો ફીર જાને ન પાવે." અર્થાત, પરમેશ્વરના ચોકમાં કોઇ આવી શકતું નથી, કદી કોઈ આવ્યો, તો તે પાછો જઇ શકતો નથી. **यद्गत्वा न निवर्तंते, तद्धामपरमंमम** ॥ અને શ્રુતિ-**नसपुनरावर्तते.** એજ અર્થ સૂચક છે.

બધી કોટડીવાળા માને છે કે, બધોજ સનાતન ધર્મ છે.

આજથી અમુક કામ નહીં કરવું, એવો નિશ્ચય છે તે રૂપ, યમુનામાં કુદવું, છે. એજ દિવસ (દરેક અગીઆરસ કે શિવરાત્રી) જુઠું ન બોલવું, એવો નિશ્ચય કરો, પછી જોઇલો, કેવા સર્પ ડંસ થાય છે તે. તે વાસના સર્પ અંતરાત્માને ડંસે છે. પછી ચુડ ભરાવી દે છે. ત્યારે શરીર વધાર્યું. વાસનાનો વેગ વધ્યો તેમ એ પણ વધ્યો-એટલે-સમષ્ટિ રૂપ થતાં સર્વત્ર તું તું તુંજ છે. હૃદયમાં પ્રભુ જોતાં આંખો ભરાઇ ગઇ, ત્યારે બહાર જોયું તો વિરાટ બધું તુંજ છે. તેથી હવે રૂંધાઇ તુટી જવાની એમ જાણીને (વાસના) ચુડ છોડી દે છે, ને તાબે થઈ જાય છે. તેથી પોતાની (કૃષ્ણ)ની ઇચ્છા વિરૂદ્ધ વાસના સ્ફુરતી નથી; છતાં કદાપિ એક ફેણ ઉપાડી, તો લાત પડે છે, એટલે, કૃષ્ણનું ચર્ણ પડે છે.-સર્વત્ર આત્માજ છે, એવું ચર્ણ પડે છે. નાગણીઓ નાગને છોડાવે છે=શુભ વાસના અશુભને છોડાવે છે. ત્યારપછી બધા સુખેથી જળ પીએ છે, અને તૃપ્ત થાય છે. એવી રીતનું જમનાપાન કરવાથી મોક્ષ થાય છે. જ્યારે જ્યારે વાસના ઉઠે કે ઉપરથી લાત પડે. બ્રહ્માકાર વૃત્તિજ ઉઠે,-**अहंब्रह्म, शिवोहं, सोहं, सच्चिदानंदोहं,** એજ સ્ફુરતી રહે. એનુંજ નામ, કાળીનાગનાં શિરપર યથાર્થ શ્રીકૃષ્ણનું રમણ થયું, જાણો. એ ઐતિહ પ્રમાણ છે.

સાતમા શ્લોક વિશેનું અત્રે પૂર્ણ થાય છે, અને આઠમા શ્લોક વિશે શરૂ થાય છે. જગત થયુંજ નથી, જે છે તે પરમાત્મ પ્રકાશજ છે, એવું જ્ઞાન થાય છે, ત્યારે ભૂતરૂપ કે ભૌતિક કાંઇજ નથી; જ્ઞાન માત્ર છે, એવી દ્રષ્ટિ થઇ જાય છે; તો પછી સદ્‌ગુરૂના ઉપદેશને માટે તેમને શરણે જવું,

બંધનથી મુક્ત થવું, એ વ્યવહાર શી રીતે થાય છે? અદ્વૈતજ સિધ્ધ છે તો બંધન કોને થયું? મોક્ષ કોનો થયો? જો કહો કે, બંધ મોક્ષ બેઉ માયામય છે, તો માયાનું લક્ષણ શું? સાતમાં શ્લોકમાં એ (માયા) વિશે કહેવાઇ ગયુ. છે તે છતાં ફરી કહેશો તો પુનરૂક્તિ દોષ આવશે, પણ વેદાંતમાં તે દોષ સંભવે નહીં, કેમકે સૂક્ષ્મ તત્વ છે તેથી એકવાર કહેવાથી સેહેજમાં સમજાઇ જાય તેવું નથી.—કઠણ છે; તેથી વેદાંતમાં જે પુનરૂક્તિ થાય છે તે, તત્વની ઉચ્ચતા—મહત્તાજ પ્રાપ્ત કરે છે.

ગુરૂ જે કે જ્ઞાન પ્રકાશમાંજ સ્થિત છે, તે જ્ઞાની છે, તે શિષ્યને અજ્ઞાની શી રીતે જુવે? !

જ્ઞાનમય પુરૂષજ, કાર્ય કારણ ભાવનાથી, ગુરૂ શિષ્ય, પિતા પુત્ર, સ્વામિ સેવક, દેવ મનુષ્ય, વગેરે ભેદ કલ્પે છે. જેને માયા કહે છે તેનાથી તે ઉત્પંન થાય છે. તે માયા છે, તે મોહ કરે છે અને ભ્રમણા વિક્ષેપ ઉપજાવે છે. પરમાર્થ દ્રષ્ટિથી તો કાંઇજ નથી. અનંત વ્યાપક ચિદાનંદ તત્વમાં ગુરૂ શિષ્યાદિ વ્યવહાર, કાર્ય કારણ ભેદ વડે, થાય છે, તત્વમાં ભેદ નથી.

આવણ—સંશય છે, તેજ અજ્ઞાન પડદો છે. નાટકનાં પાત્રો છે તે, મૂળ કવિની કલ્પનાને આધારે નાચે છે. તેમ, **एकोऽहं बहुस्याम्** એવી ઇશ્વરની કલ્પના (સંકલ્પ—સ્ફુર્ણ) ઉપર બધા નાચે છે. નાટકવાળો અથવા ભવાયા જો પડદો નહીં રાખે, અને બધા પ્રેક્ષકની નજર આગળ વેશ બદલી બદલીને આવે તો અસર થાય નહીં. દેખાવમાં એક પડદાપર બીજો નાખે છે, તે ઊંચકી લે છે. પછી રાજા બની આવેલો તે રાજા નથી, સ્ત્રીનો વેશ લીધેલો તે સ્ત્રી નથી. એ બધાં આવર્ણ છે, તે બધાં તે વ્યક્તિપર નાચેલાં છે. તેમ, બુદ્ધિ ઉપર સંશય પડદો પડે છે—આવે છે તેથી ભુલે છે. ગુરૂ તો મૂળ આરંભથીજ ઉપદેશે છે. એ રીતે અધ્યારોપ કરીને ક્રમે કરીને તે પડદો ઊંચકી નાખવો, તેને અપવાદ કહે છે, નંદ બત્રીસી નાટકનું દ્રષ્ટાંત આપી સ્પષ્ટ કરે છેઃ—નંદસેન રાજા, વિલોચન પ્રધાન, અને પદ્મિની પ્રધાન પત્નિ, એ ઉપર નાટક છે. નંદ, એટલે આનંદ-રાજ—મોક્ષ. વિ=ઉલટી છે આંખો (લોચન) જેની, એટલે માયામય પડદાવાળી રાજસી, તે ચિત્ત પ્રધાન. સ્ત્રી સતિ તે સત્, અને વિવર્ત કરો તો, આનંદમાંથી "આ" જતાં "નંદ" છે તે તમો ગુણ રૂપ સમજો. સતિ=સત્વ. પ્રધાન=રજ. એ ત્રિપુટી ઉપર નંદબત્રીસી નાટક ઉભું છે. સતિનાં વસ્ત્રની સુંદર સુગંધથી ભમરો હાહેર કરે, તેથી

તેનાં વસ્ત્ર ધોવા ધોબી રાત્રે જાય છે. રાજા નગર ચર્ચા કરવા નિકળે છે. આનંદે (રાજાએ) માયા તરફ જોયું, એટલે સત્યત્વની સુવાસ આવી. સતિનું વસ્ત્ર આવું સુગંધવાળું છે તો જાતે કેવી હશે, એવા વિચારમાં તેનો સ્પર્શ કરવા મન મલીન થયું, અને તેને મળવા ઠરાવ્યું. (આત્મ પ્રેરણાથી માયા ચલિત થાય છે). નંદરૂપ તમો ગુણે સત્વગુણ ઉપર આક્રમણ કીધું, તેથી મલીન સત્વ થયું. આ, સૃષ્ટિનું બીજ વવાયું. ચિત્ (પ્રકાશ) હોય ત્યાં સુધી સતિને મળાય નહિં, તેથી તે પ્રધાનને બહાર ગામ કાઢયો. રાત્રે રાજા ગયો. ત્યાં પેહેરેગીર (પંખી નામે) છે, તે સંકલ્પ. તે સંકલ્પ વિકલ્પ બે પાંખવાળું મન છે. રાજાએ તેને પોતાની શાલ તથા કુંડલ આપ્યાં. **इन्द्रियाणां मनश्चास्मि** (ગીતામાં કહ્યું છે). તે જે મન છે તે મારૂં સ્વરૂપ છે. રાજા અંતઃપુરમાં ગયો. ત્યાં સત્ છે તે છેવટે સત્ રૂપેજ પ્રકાશે છે. સત્યને ઘેર આનંદ ગયો; રાજાનો સત્કાર કીધો. પછી સતિએ બુદ્ધિબળથી એકજ પદાર્થ ભિન્ન ભિન્ન જાતના ચિત્ર વિચિત્ર પાત્રોમાં આપી રાજાની મલીન વૃત્તિ ફેરવી દેવા યુકિત કરી. સત્યે સમજાવીને કહ્યું કે, રાજાનો ધર્મ આવો ન હોવો જોઇએ. નિષ્કામીમાં કામના ઘટેજ નહિં. કાળાં શ્વેત રક્ત લીલાં, પીળાં, ગુલાબી વગેરે બધાંજ પાત્રમાં દુધ (અથવા અન્ય ગમે તે પદાર્થ)નો સ્વાદ એકજ છે. સરખો છે, એવું જ્યારે રાજા બોલ્યા, તે સાંભળી તરત સતિ બોલ્યાં કે, એજ રીતે સર્વ સ્ત્રીમાં સુખ સરખુંજ—એકજ પ્રકારનું છે, છતાં તમને શું ભેદ લાગ્યો કે અત્યારે રાત્રે અત્રે આવ્યા?! અભેદ તત્વને વરી છે, એવી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ (એજ વસ્ત્રમાં ગંધ માત્ર) છે, કે તેનાં શ્રવણ માત્રથી તલ્લીન થવાય છે. ઉપદેશ (વસ્ત્ર) માં શાંતિ છે તો મૂળ બ્રહ્મવિદ્યા કેવી હશે (સતિ જાતે—સત) એમ જિજ્ઞાસાથી જીવ ખેંચાયજ. બ્રહ્મવિદ્યા છે તે બ્રહ્મરૂપજ છે તે સર્વ કોઈ જાણી શકે. સત્ય સર્વનું છે, પણ વરી કોઇને નથી. રાજા સમજી ગયો અને પાછો ગયો. જાગ્રત થયો—જ્ઞાન થયું. પ્રધાન આવ્યા. પેહેરેગીર પાસે રાજાનાં ચિન્હ (શાલ કુંડલ) જોઇ વેહેમાયો.

આત્મા અજ્ઞાની થયોજ ન હતો. માત્ર **एकोहं बहुस्याम्** પ્રધાને, મન પંખી પાસે શાલ (સંકલ્પ) અને કુંડલ (વિકલ્પ) જોયાં, તેથી ચમક્યો (રજોગુણરૂપ પ્રધાન ખળભળી ઉઠયો) કે સ્ત્રી બગડી (સત્ હતું તે અસત થઇ ગયું, એમ માની લીધું. જો કે સતને કાંઇજ થયું નથી, છે તેવુંજ છે છતાં). સંકલ્પ વિકલ્પ જોઇ રજોગુણ પ્રવર્ત્યો. પ્રધાને અંદર

જાય અને ઉપર પડદો ઓસરાડયો કે બગડી છે, અર્થાત્ તેને ઉલટુંજ દેખાવા લાગ્યું. સતિને રજા આપી. તે વિવેક વિરાગરૂપ પોતાનાં માતાપિતા પાસે ગઇ (સત્ છે તે વિવેક વિરાગમાંજ જઇ વસે છે). માબાપે કહ્યું, ડર નહીં, તું સતિજ છે, મારૂં કુળ પરમ પવિત્ર છે. રાજાને ખબર થઇ. ખાત્રી છે કે સત્ય કદિ વ્યભિચારી હોયજ નહિં. રાજારૂપ ગુરૂ, તે પ્રધાન રૂપ શિષ્યનું સમાધાન કરવા તજવીજે ચઢયો. બેઉ જણુ શિકાર ખેલવાને નિમિત્તે સતિ છે ત્યાં ગયા. ચોપાટ રમત માંડી, પ્રધાન પોતાનાં મનમાં વિચારતો રહે છે કે રાજાને અને સ્ત્રીને ક્યારે મારી નાંખું, અને રાજા તો સમાધાન માટે વિચારે છે. રાજા, પ્રધાન, પિતા, પુત્રી (સતિ) એ ચાર જણુ રમે છે. શરત કરી કે જેના પોબાર પડે તે સાચું, અને ન પડે તે જુઠું. વિવેક પિતા કહે છે કે, મારૂં કુળ નિષ્કલંક હોય તો પોબાર પડજો. રાજા કહે, મેં દેવાલય દીઠું, દેવથી લોભાયો, પણુ સ્પર્શ ન કીધો હોય તો પોબાર પડજો. સતિએ કહ્યું કે, હું સતિ કાયમ હોઉં તો પોબાર પડજો. પ્રધાન કહે, ધનનો ઢગ ચોર નહીં લઈ લે, અને જાર પુરૂષ છતાં સ્ત્રી બગડે નહીં, એ બે સંભવે નહીં. તાત્પર્ય કે, ત્રણે જણુના પોબાર પડ્યા, માત્ર પ્રધાનનાજ નહિં પડયા. છતાં વેહેમ (સંશય) થી પ્રધાન માનતો નથી. તેથી ચાર વાર રમ્યા. ચારેવાર તેમજ થયું. છતાં ઉલટુંજ જોનારે બેઉને છુંદી મારવાનું ધાર્યું. અર્થાત્ ચારે અવસ્થામાં આત્મા સત્ છે, તે બતાવ્યા છતાં વૈલોચન (ચિત્ત) માનતો નથી. બેઉ જણુ પાછા જાય છે. રસ્તે જંગલમાં રાજા જરા સુતો, ત્યાં તે પ્રધાને શિર ઉડાવી દીધું. ત્યાં સતિ હતી તે યોગીને વેશે આવી (પ્રધાનને ખસેડી સુઇ) પોતેજ ખુની જાહેર કરે છે (અજ્ઞાનનોજ આરોપ માત્ર). પૂર્ણ સુવાન થતાં આનંદ (નંદ–રાજા) કપાઇ જાય છે અજ્ઞાને તેનો ઘાત કીધો, પણુ વચસાં સતિ પેંઠી–માથે લીધું. તેને સેનાપતિએ પકડી (એકાગ્રતારૂપ સેનાપતિએ સત્ પકડયું). કેદમાં રાખી. આવર્ણુ કલ્પના (માયાની) છે, છતાં સત્ કેદમાં. કુંવર કીર્તિસેન ગાદીએ બેસે છે, તેજ પ્રસંગે વૈલોચનનો ખુલાસો થાય છે. તે પ્રધાન કેદીને છોડે છે ત્યાં સેનાપતિ, કુંવર, બધાં ભેગાં થાય છે. પ્રધાનજ ખુની છે એમ નિકળી આવે છે. પકડાઈ જાય છે. અર્થાત્ એકાગ્રતાથી શ્રવણુ કરવાથી બ્રહ્મવિદ્યા આવે છે કે પોકળ ખુલે છે. ખુની છે તે મન–કલ્પના છે. કેસ ચાલે છે, જે જોયું તે જુઠું છે અને સત્ તે સત્ છે, છતાં સંશય માનતો નથી. તે કહે છે કે, રાજા જીવે તો તું સતિ છે, એમ માનું. તેથી સતિ સૂર્યની પ્રાર્થના કરે છે, અને સૂર્ય

પોતે રાજાને લઇને આવે છે. જે આનંદ છે તેને મારેલો હતો, તે અનુભવ થાય ત્યારે માને. સૂર્ય, એટલે પ્રાણ છે, તેના અભ્યાસ-સેવનથી મન સ્થિર થાય અને વાસનાનો ક્ષય (નાશ) થાય છે, તેમ થયું. તે વખતે બ્રહ્મવિદ્યાના પ્રભાવથી નંદસેન (આનંદ) આવે છે. વૈલોચન છે તે સુલોચન (સુલટું-ખરૂં જોનારો) થાય છે. બધો માયા પડદો ઉંચકાઈ જવાથી સત્ ચિત્ આનંદ નિર્વિકારજ છે તે સમજાઇ જાય છે.

રાહુ અને રાહુનું માથું, એ, જેમ, એ નથી; એકજ વસ્તુ છે. વળી આકાશમાં છિદ્ર એકજ છે; તેમ, આત્મામાં ભિન્ન ભિન્ન દેખાતા આકારો છે તે કલ્પના-માત્રજ છે. સ્વામિ સેવક, પિતા પુત્ર, ગુરૂ શિષ્યાદિ ભેદ છે તે ઇશ્વરની પોતાની ઇચ્છાથીજ દેખાય છે, તે કલ્પના (કથન) માત્રજ છે. અજ્ઞાનથી પડેલી એવી ભેદ ભાવનાનો નાશ કરવાનેજ, ગુરૂ શિષ્યાદિ ભાવના બાંધે છે. વાસ્તવે તો એક અખંડ સચ્ચિદાનંદ શિવજ છે. ઉપાસક જયારે ઉપાસ્યરૂપ થઇ જાય-પોતાપણું ભુલી જાય-પોતે તેમાં ખોવાઇ જાય, ત્યારે ગંતવ્ય સ્થાને-સ્વધામમાં પોંચે છે. પરંતુ પોતે ખોવાઇ જવું એ જલદી બની શકતું નથી. ઇષ્ટમાંજ પરમ પ્રેમ લાગે, પોતાનું સર્વસ્વ ઇષ્ટનેજ જુવે, જગતનું કાંઈ રૂચે નહીં, એજ રંગથી હૃદય રંગાઇ જાય, તોજ ઉપાસક અભેદત્વનો અનુભવ કરી શકે છે.

મૂર્તિપૂજા છે તે ચિત્તની એકાગ્રતા કરવાને સાધનરૂપ છે. પણ તે જે રીતે થવી જોઇએ તેમ થતું નથી. એક ન્યાયાધીશ હતો તે લાલજીની મૂર્તિની પૂજા કરતો હતો ત્યારે કોઇ જોડે બોલતો નહીં. એક દિવસ પૂજામા બેઠો ત્યાં શિરસ્તેદાર આવ્યો. તેજ દહાડે એક કેસનો ફેંસલો આપવાનો હતો તેથી શું ફેંસલો-હુકમ આપવો તે જજમેન્ટમાં લખવાનું રહેલું, તેથી પુછવાને આવ્યો, ત્યારે પાસે પડેલી દોરી તે લાલજીનાં ગળાંમાં ઘાલી ઊંચદી બતાવ્યા, એટલે ફાંસીની સજા કરવાનું સુચવ્યું. જુવો, આ ખુબી કેવી, લાલજી ઉપરનો પ્રેમ કેવો ?!! કલેકટર છે તે બીજા નોકર જેવોજ સાધારણ નોકર છે, છતાં રાજ સત્તાનાં બળને લીધે, શ્રીમંત શેઠ લોક સ્વતંત્ર છતે ઝુકીને સલામ કરે છે, તો મૂર્તિમાં પરમાત્માની આરોપેલી સત્તાથી શું પ્રભુ પ્રસન્ન થાય નહિં કે ? થાયજ. વીજળીમાં શું છે ! ? લાકડાંનો વેહેર, કોલસા, એસિડ, વગેરે નજીવું જેવું ભરેલું છે, છતાં રસાયન પ્રયોગથી તેમાં કેટલું બળ છે. ! દીવો થઇ જાય છે, તારથી અનેક સમાચાર પ્રસરે છે. તેમ, રૂષિમુનિએ મંત્રોમાં શબ્દોની યોજના એવી રીતની ગોઠવી છે કે તેમાં બધું બળ સમાયલું છે. તબલાં

માં શું છે? ઠીકરૂં અને ચામડું; પરંતુ ગોઠવણ કેવી છે કે, જોઇ તો સુર કાઢે છે, અને તાળ મેળવીને ચિત્ત પ્રસન્ન કરે છે. લેલી નામની એક મોટા શ્રીમાનની પુત્રીનું મન, એક મજનુ ફકીર સાથે લાગ્યું. તેથી બાપે તે મજનુને જંગલમાં કાઢયો. લેલી બીજા કોઇને પરણતી નથી. યુક્તિ કરી અને તેને બોલાવ્યો. તેલની કઢા ઉકળાવી, તે કઢાની આ બાજુએ લેલી છે અને પેલી (બીજી) બાજુએ મજનું છે, બીજો રસ્તો રાખ્યો છે, મજનુને કહ્યું કે, સીધો જઇને લેલીને લઇ જશે તો હમારી તકરાર નથી. પ્રેમ બેઉનો એવો લાગેલો કે અભેદરૂપ બનેલાં. કઢામાં રહીને મજનુ આવી, લેલીને લઇ કઢામાંથી બેઉ ગયાં, તેનું ભાન પણ નથી, અને કશું થયું નહીં. એવો પ્રેમ પ્રભુમાં હોવો જોઇએ.

સલાટ જે મૂર્તિ ઘડે છે. તેણે સારો દિવસ, યોગ, વાર, નક્ષત્ર, જોઇને જે ડુંગરમાંથી તે પથર લાવવો હોય ત્યાં જઈ નિમંત્રણ દઇ આવવું કે, અમુક દેવતાની પ્રતિમા ઘડવા કાલે પથર લઇ જવામાં આવશે. પછી મુહૂર્ત જોઈ તે દિવસે લાવી, મુહૂર્ત જોઇ તે તે શુભ દિવસોએ ઘડવી જોઇએ. પછી મંદિરમાં લઇ જવી તે બારણામાંથી નહીં, પણ ઉંચે શિખર (ઇંડાં) માં બાકોરું રાખી, ઉંચેથી તે મુર્તિને મંદિરની અંદર મુકવી. પછી તે બાકોરૂં ચણાવી લેવું. વેદના મંત્રો વગેરેની વિધીથી પ્રાણ પ્રતિષ્ઠા વગેરે કરી સ્થાપન કરવી. પછી તેમાં જો ભાવના દ્રઢ થાય, તો મુર્તિ બોલે છે, વરદાન આપે છે, સંકટ કાપે છે, બધું શુભ થાય છે. ભેદો દેખાવવાનું કારણ, અજ્ઞાનને લીધે (ભેદ જણાય) છે. તે ભેદો અવિદ્યા જન્ય હોવાથી કલ્પિત છે, તેથી મિથ્યા છે. તેનો તત્વ જ્ઞાનથી બાધ થાય છે. એ મિથ્યાત્વ છે, તેજ માયા. યથાર્થ જ્ઞાનોદય થાય ત્યારે મિથ્યાત્વ જાય.

જગત બધું મિથ્યા છે, તો ગુરૂ શિષ્ય, બોધ, ગ્રંથ, વાણી, બધુંજ મિથ્યા થતાં તેની જરૂર રહી નહીં ? ત્યાં કહે છે કે, તે કેવા પ્રકારનું મિથ્યા (જગત્) છે, કે, સ્વપ્નવત્ (મિથ્યા) છે. સ્વપ્નમાં કુતરૂં કરડયુ તેની દવા, તેનો વૈદ, તેનો દેશ, કાળ, દુઃખ, સુખ, બધું સ્વપ્નનું, અને આરામ થયો તે, પણ સ્વપ્નનોજ. જાગૃત થયા પછી કહે છે કે કુતરૂં, વૈદ્ય, દવા અને આરામ થયો તે અને જેને થયો તે વગેરે બધુંજ જુઠું; પરંતુ જાગ્યો નથી ત્યાંસુધી બધુંજ સાચું છે. તેમજ, જ્યાં સુધી અજ્ઞાનમાં છે ત્યાં સુધી ગુરૂ, શિષ્ય, વેદ. ઉપદેશ, જ્ઞાન થવું, વગેરે બધુંજ સાચું છે. ઉપનિષદમાં છે કે, **यत्र वेदा अवेदा भवन्ति, पुत्र अपुत्र भवन्ति, माता**

**અજ્ઞાતા ભવતિ,** વગેરે. શાસ્ત્ર મિથ્યા, પણ જે બોધ અપાય છે તે સત્ય છે. દેવની પ્રતિમા છે તે, કાષ્ટ, માટી, ધાતુ, પાષાણાદિની દ્રષ્ટિથી મિથ્યા છે, પણ દેવ ભાવના છે તે ચૈતન્યમય હોવાથી, દ્રઢ થતાં, સત્ય રૂપ કરે છે. **ભાવેહિ વસાતિ દેવો તસ્માત્ ભાવોહિ કારણમ્ ॥** મંત્રમાં ગુરૂમાં, તીર્થમાં, માતાપિતામાં, દેવમાં, સંતમાં, ઔષધમાં, ભાવના પ્રમાણે સિદ્ધિ થાય છે. ઘડો તો માટીનોજ થાય; પણ ખોબો ભરીને માટી લઇ આપવાથી (ઘડો) નહીં થાય. પરંતુ રીતસર ક્રિયાથી બને છે. તેમ, ભાવનારૂપ થઇ જાય ત્યારે સિદ્ધિ થાય છે. તે ભાવના કેવી હોવી જોઇએ કે, જાણે પોતાનો એક સ્વભાવજ હોયની, એમ સ્વભાવરૂપ (તે ભાવના) બની જાય. બિલોરી કાચમાં બુટ્ટા પડયા તે બદલાય નહીં. હાથીનું ચિત્ર છે તે ઉપર માવધ ચિત્રેલો છે, તે પાછો નીચે નહીં ઉતરે, તે તો ચઢયો તેજ ચઢયો. ઘડો થયો તે મરડાય નહીં. ઘડાઇ ગયો તે થયો. તેમજ ભાવના પરિપાક થયા પછી, કદી ખસે કે બદલાય નહી. તેમ, વેદાંત શાસ્ત્ર પણ મિથ્યા છતાં બોધ સત્ય થાય છે. હસ્તામલકનું જીવન ચરિત્ર દ્રષ્ટાંતરૂપ છે. કોયલ છે તે પોતાનાં ઇંડાં કાગડાના માળામાં જઇ મુકી આવે છે. તેને કોયલ નથી સેવતી, કાગડો સેવે છે. તેને શિખવે છે. તે ઉડતાં થવાની વખતે કોયલ પાછળ આવી રહીને "કુ" અવાજ કરે છે. ત્યારે કોયલનું બચ્ચું પોતાની જાત ઓળખી "કુ" કરતી ઉડી જાય છે. તેમ, સંસારી લોક કાગડા સ્થાને છે. કાગડો ચતુર છે, તેવા સંસારી લોક વ્યવહારમાં નિપુણ હોય છે. તે કાગને એક કીકી (આંખ) છે, પણ દ્વૈતમાં ઉભા છે. કોયલ પણ કાળી અને કાગડો પણ કાળો. ત્યાગી સંત છે તે શબ્દરૂપ ગર્ભ રાખે છે (મુકે છે), અને જ્ઞાનરૂપ ઇંડું મુકી આવે છે, તેથી ઉદબુદ્ધ માતા પિતા જન્મ આપે છે, તે ભક્તરૂપ બચ્ચું સંત–કોયલનું છે. માબાપ ભણાવે છે, પોષણ કરે છે, વિચાર દિશામાં ઉડતાં પણ શિખે છે, "કુ" બોલતાંજ ઉડે છે, તેમ, સંત-ત્યાગી કોયલ ઉપદેશે છે કે, "કુ" એટલે, આ સંસાર નઠારો–મિથ્યા છે. શંકરે માત્ર "કુ" કીધું. શંકરે પુછયું કે, તું કોણ છે, ક્યાંથી આવ્યો, વગેરે તેનો જવાબ હસ્તામલકે આપી કોયલનું બચ્ચું તેમાં ભળી ગયું. જવાબ આપ્યો કે, હું બ્રાહ્મણાદિ જાતિ ગુણક્રિયા વર્ણવાળો નથી. પણ નિજ બોધ રૂપ છું. તેનામાં બોધ હતો તે સત્ય હતો. તે સત્ય હતું, તે સત્યમાં ભળી ગયું. એનું કારણ પ્રથમથી મળેલી ભાવના છે (દેવની મૂર્તિ માફક) ચિત્રનો સિપાઇ છે તે ચોરને અટકાવતો નથી, પણ બાળકને બોધ

અપાય છે. બાળકને ભય દાખવે છે તેથી રડતો રહે છે, માટે તે સાચું કરે છે. શાસ્ત્રો પ્રબોધે છે કે, કામાદિ વિકાર ત્યજી દો; પણ તે શાસ્ત્ર કાંઇ તમારા કામાદિ વિકારોને અટકાવતું નથી, પણ દુ:ખદાયક છે એવી ચેતવણી આપે છે.

દરપણમાં પ્રતિબિંબ દેખાય છે તે મિથ્યા છે, પણ મુખ ઉપર જે ડાઘ પડેલો તે પ્રતિબિંબમાં દેખાય છે તે જોઇને સમજે છે કે, એ ડાઘ કંઇ એમાં (પ્રતિબિંબમાં) નથા; તેથી વસ્ત્ર લઇ મુખ ( બિંબ ) ઉપરથી લુછે છે. મુખ ઉપર એ ડાઘ છે, એવો સાચો બોધ કરે છે. શાસ્ત્ર વાંચે છે ત્યારે ગુણ દોષ વાંચે છે, તે ગુણ દોષ તે શાસ્ત્રમાં નથી, તેમ તેમાં પાપ પુન્ય નથી, પણ શાસ્ત્રરૂપ પ્રતિબિંબમાં જોઇને હૃદયમાંથી તે દોષ લુછી નાંખવામાં આવે છે. તેમ, વેદાંત મિથ્યા છતાં સત્ય બ્રહ્મતત્વનું બોધક છે , વ્યવહાર બધો માયામય છે. જાગે ત્યારે નિદ્રા જાય છે, તેમ જ્ઞાનમાં જાગે ત્યારે અજ્ઞાન જાય. અંધકાર કંઇ ઉલેચાય નહીં, દીપ પ્રકટાવેથી તરત જાય છે, તેમ, સાધનોથી અજ્ઞાન જતું નથી, જ્ઞાનથી જશે. જગતમાં પદાર્થમાં સુખ માનવું, એજ અંધકાર ઉલેચવા તુલ્ય છે. જાગ્યો કે માયા ગઇ.

માયા છે તે પરમાત્માથી ભિન્ન નથી, તેમ અભિન્ન પણ નથી તેમ, ભિન્નાભિન્ન પણ નથી; અને તેથી અનિર્વચનીયા છે. તે માયા અવિચારથીજ સિદ્ધ છે. એ વેશ્યાનો વિલાસ પુરૂષને ઠગે છે. એ બહુરૂપી નટી છે. બહુરૂપી જેમ અનેક વેપ ધરે છે, તે ઓળખાતો નથી; અને રાજાને પ્રસન્ન કરે છે તો ઇનામનો હક થાય છે. તેથી રાજાનું રમકડું છે. તેમ, એ માયા છે તે ઇશ્વરનું રમકડું છે. ભ્રાંતિનું સ્વરૂપ દ્રષ્ટાંતથી બતાવે છેઃ—

એક બ્રાહ્મણ મોટો શ્રીમાન હતો. તેને એકનો એક પુત્ર હતો. તેને હલકા માણસની સોબત લાગી તેથી દારૂ પીતો થયો. તેઓ એક દિવસ કોઈ બાગમાં ઉજાણી ગયા. ત્યાં ખૂબ દારૂ પીધો, અને ઘેર આવતાં એક ખાબોચીઆંમાંથી પાણી પીધું. ઘેર આવ્યો ત્યારથી છાતીમાં ખુબ વ્યથા ચાલી. ઘણા વૈદ દાક્તરો આવ્યા. શું રોગ છે તેની પરીક્ષા કર્યા શિવાય ઉપલક તર્કથી દવા આપ્યા કરી. તેનાથી તો વધારે તરફડીઆં મારવા લાગ્યો. શ્રીમંત હોવાથી બહુ લોકો આવે છે. એવામાં એક ફકીર ત્યાંથી જતો હતો, તેણે ગરબડ અને ગડમથલ જોઇને પુછ્યું કે શું છે. વાત જાણતાં ફકીર કહે, હમભિ દવા કરતા હૈં. લોકો બોલે છે કે મોટા મોટા

L. M. & S. થાક્યા, અને હાથ છોડાવ્યા, તો આ ચીથરીઓ શું કરશે ? છતાં ભલે, એમ કહી એક જણ ફકીરને લઇ ગયો. બેઠા, અને બધાંને ઉઠાડી મુક્યાં. ફકીરે પુછ્યું કે, સાચે સાચું કહી દે, કે તેં શું ખાધું પીધું છે. હું બધું જાણું છું, પણ ખાત્રી કરવા પુછું છું, ખરૂં નહીં કહેશે તો મરી જશે. છોકરાએ બધી વાત કહી દીધી. ખાબોચીઉં ક્યાં છે તે નિશાની આપી. તરત ફકીર ઉઠયો, ને ઘરમાં કહ્યું કે, હું હમણાં આવું છું. ખાબોચીઉં હતું ત્યાં જઈ જોયું. તપાસ કરતાં માલમ પડયું કે, તેમાં ઝીણી ઝીણી જળો છે. તરત વિચાર્યું કે, એ જળો પાણી પીધું તેમાં જઇને એનાં કલેજાંને બાઝી ગઇ છે તે લોહી ચુંસે છે, તેથી તરફડે છે. હવે ઉપાય શોધ્યો, અને તે બ્રાહ્મણને ત્યાં જઈ કહ્યું કે, ચારઆના ખરચ પડેગા. લોક કહે સેંકડો રૂપીઆ ખરચાઇ ગયા, ત્યાં ચારઆના શું વીસાતમાં છે. એ લઇ જશે તો ધર્મ થશે. તરત પાવલી આપી. તે લઇ જઇ ગાંજો લીધો. ગંજેરીખાનાંમાં બેસી હુક્કો ભર્યો, તે બધાને પાયો. પછી તે હુકકામાંનું પાણી સીસીમાં ભરી લીધું. આવ્યો, અને એક ચમચો પાયું કે તરત હૃદયે વળગેલી જળો છુટી પડી, તેથી વ્યથા નરમ પડી. પણ થોડીવારે પાછી વળગી, તેથી વ્યથા ચાલી. ફકીરે બધું સીસીનું પાણી ઠાકીને પાઇ દીધું. તેથી બધી જળો છુટી પડતાં શાંતિ થઇ. તેવી વાન્તિ ( Vomit ) કરાવી, તેમાં બધી જળો બહાર નિકળી પડી, ત્યારે છોકરો સ્વસ્થ નિર્ભય સુખી થયો.—તેમ,—ધનવાન બ્રાહ્મણ સ્થાને બ્રહ્મ જાણો. તે અનંત શક્તિ-શ્રીવાળો છે. તેનો પુત્ર જીવ છે. તે કામ, ક્રોધ, લોભાદિ મિત્રોની સંગે દારૂડીઓ બની ગયો છે. મોહરૂપ મદિરા પીનારો બન્યો. સંસાર શહેરના કુટુંબરૂપ બાગમાં ઉજાણીએ ગયો છે. મદિરાપાનરૂપ વિષયરસપાન ખુબ કીધું. હૃદયરૂપ ખાબોચીઉં છે. તેમાં, હું અને મારૂં, એવી નિદાન વાસનારૂપ જળો, તે જળમાં હોવાથી, તે જળપાન કરવાથી પેંસી ગઇ. આશારૂપ જળો પેંઠી- લાગી ગઇ; તેથી ચિંતાથી હૃદય બળે છે. આ બધું શાથી થયું? અવિચારથી. ભિન્ન ભિન્ન મત પંથના આચાર્યોરૂપ મોટા મોટા વઇદ, દાકતરો કહે છે કે, હમારે ત્યાં હમારા વાડામાં આવે તો હમારી દવાથી આરામ થશે, હમે મોક્ષ આપીશું, મોક્ષ થશે. એમ બધાએ સ્વાર્થ પરાયણતાથી કહે છે. ફકીર તો સ્વાર્થ રહિત હુવો અહંમમત્વ ત્યાગવાનું કહે છે. તે ગાંડો ઘેલો સ્વતંત્ર એકલો છે. તેમ, એકલું વેદાંતસિંહ એકલોજ, તેવું ગાંડા ઘેલા જેવું મસ્ત છે. તે ઘડીમાં કહે છે કે, આ સર્વ અજ્ઞાનથીજ થયું; વળી કહે છે કે, આ જગત થયુંજ નથી, છેજ

નહિ **प्रारिरेव जगत्** છે. વળી કહે છે કે, અનિર્વચનીય છે. તે નિદાન શું કહે છે કે, વાસના જાય તેવો ઉપાય બતાવાયતોજ ચિંતા જાય-ચિંતા જળો છુટે. ગાંજો પીનારની આંખો લાલચોળ થાય છે, તેમ, આત્મામાં પૂર્ણ પ્રેમ લાગે, પ્રેમ નીશો ઘુંટી પી જાય, ત્યારે નિજાનંદનો અનુભવ લેવાય છે. ગાંજો તેજ પ્રેમનિશો. એ પ્રેમ નિશો ચઢે તો તે કદી ઉતરતો નથી, અજર ખુમારી, અખંડ ખુમારી ચઢેલીજ રહે છે. ચાર આના કિંમત–અર્થાત્, ચતુષ્ટય સાધન સંપન્ન થયો ત્યારે એ ગાંજો (જ્ઞાન રસ) પાઇ શકાય છે. હૃદયરૂપ હુક્કામાં ચઢાવી પાન કરવાનું છે. તેથી ધુમાડાના પટ તે પાણીમાં પડે છે. તેમ, શ્રવણ કરતાં હૃદયમાં જ્ઞાનના પટ પડે છે. ઘણે કાળે હૃદય પણ જ્ઞાનમય થાય છે.

એક ચમચો પીતાં વાસના–આશા જળો છુટી પડવાથી ચિંતા જાય; પણ બધું પાણી ગટકાવી જવારૂપ નિદિધ્યાસથી તો બધી સમુળગી ચિંતા જાય છે. કાષ્ટમાં જડેલા ખીલા છુટા પડી જાય છે તેમ હૃદયમાં ઠોકી ઘાલેલા–મનથીજ ઘાલેલા ખીલા–વાસના છુટે છે ત્યારે શોક જાય છે. જ્ઞાનનું પાન કરવાથી (તે નિશાથી), થવાનું હશે તે થશે, એમ સમજીને ચિંતાથી રહિત થાય છે. જળો છુટી પડી એટલે ચિંતા મટી. ખૂબ પીએ, રોમે રોમે પ્રભુ પ્રેમ હવાઇ જાય છે. તે બહુ નિશો કરવાથી વાન્તિ થાય છે ત્યારે બધી વાસના ઓકી કાઢે છે,–ત્યાગ કરી પોતા-માંથી કાઢી નાખે છે, એજ રોગ ગયો, આરામ થયો.

દીવા પાછળ અંધારૂં છે તેમ, જ્ઞાનમય બ્રહ્મનો પુત્ર અજ્ઞાન છે, તેને વેદાંતરૂપ ફકીરદ્વારા અપાયલા પ્રેમ નિશાથી પોતાનાં સ્વરૂપનું ભાન થાય છે. "ચિત્ત" શબ્દમાં બે તકાર છે, તેમાંથી એક **त** જતો રહે, તો એક **त्** માત્ર રહે છે. એટલે **चित्** એટલે ચેતન-પ્રકાશ જ્ઞાન માત્ર રહે છે. ભ્રમ નાશ થાય છે, મુળ સ્વરૂપનું જ્ઞાન થાય છે, તેજ મોક્ષ. માટે સંસારનું કારણ મન છે, તે છુટવાથી પરમાત્મ લાભ થાય છે.

મન જ્યાં સુધી છે ત્યાં સુધી પરમ આનંદનું ભાન થતું નથી. મન છે ત્યાં સુધી જાગ્રદાદિ ત્રણ અવસ્થાચક્ર ચાલ્યા કરે છે. માટે સઘળા ભેદ ભ્રાંતિ થવામાં મુખ્ય કારણ મનજ છે. સૂર્ય ઉદય થાય છે તે, પ્રાણીઓનાં શુભાશુભ કર્મથી અથવા જગતના શુભાશુભ પદાર્થોથી લેપાતો નથી–અસંગ છે, તેમ,–સાક્ષી ચિદાત્મા છે તે કર્મથી લેપાતો નથી–અસંગ જ્ઞાનરૂપ છે. મનના નિશ્ચય પ્રમાણે બહિર ક્રિયા થાય છે.

મનજ બંધ અને મોક્ષનું કારણ છે. જેવું એ મન માને છે તેવું થાય છે- જેવી રીતની દૃઢ ભાવના તેવી સિદ્ધિ થાય છે. મન વિચાર કરે છે તેના ચાર પ્રકાર છે, તે અનુક્રમે એક એકથી ચઢિયાતા છે તે, કલ્પના, તરંગ, સંકલ્પ અને ચિંત્વન. એ ચિત્વંન જો શ્રદ્ધા યુક્ત હોય તો ઇષ્ટભાવના સ્ફુટ થાય છે.

એક અંધ શ્રદ્ધાવાળો (બીજરૂપ શ્રદ્ધાવાળો) શિષ્ય થવાને એક મહાત્મા પાસે ગયો. તેને એકાંતમાં આવવા કહ્યું. જ્યારે ત્યારે પણ કોઇ કોઇ બેઠેલુંજ હોય તે જોઇ વિચાર કરી, ગુરૂ જ્યારે દિશા ગયા ત્યારે તે પાછા આવતા સામો જઇ ઉભો. ગુરૂ બોલ્યા કે, "સુન બે ભૂત, વખત ન સમજે, કવખત ન સમજે, મારૂંગા તુંબડી, શિર જાયગા ફુટ." પેલો તો તે સાંભળી લઇ સાધુ બની ચાલ્યો ગયો. શ્રદ્ધાથી એજ મંત્ર માની લઇ જપતો રહ્યો. એક નગરશેઠનો પુત્ર મરી ગયો તેને બાંધી લઇ જતા હતા તેને અટકાવી નનામી છોડાવી, તે મંત્ર બોલી કહ્યું કે, ઉઠ, ખડા હોજા. તેથી તે જીવતો થયો. તે જોઇ તે સાધુને બહુ માન પાન સત્કાર થયો, અને ગુરૂને તેડાવ્યા. ગુરૂ કહે, મેં એને શિષ્ય કીધોજ નથી. એજ શહેરના રાજાના પુત્રને ભયંકર દરદ થયલું, તેથી ગુરૂને મોટા સમર્થ હશે જાણીને રાજાએ તેડાવ્યા. તેને રામરક્ષાથી પાણી મંત્રીને પાયું, તેનાથી કાંઈ ન થયું. ત્યારે પેલા પ્રસિદ્ધિ પામેલા શિષ્યને તેડાવ્યા. તેણે આવીને એના તે મંત્રથી મંત્રીને પાણી પાયું. તેથી દરદ સારૂં ગઇ ગયું. આ બનાવ જોઇ ગુરૂએ તેને એકાંતમાં લઇ જઈ પુછયું કે, મંત્ર મેં તને આપેલો? પેલાએ તે પૂર્વવાત કહી. ગુરૂ કહે, અરે મુર્ખ? એ મંત્ર શાનો, તું કવખતે આવવાથી મેં ચીઢવાઇને ગુસ્સામાં કહેલું હતું. પેલા સાધુની શ્રદ્ધા તુટી ગઈ. "એ મંત્ર નથી" એવું મનમાં ઠસ્યું. ત્યાર પછી બીજું એવું કામ આવ્યું ત્યારે એ મંત્રથી સારૂં કરવા મથ્યો, પણ કંઇ થયું નહીં. તાત્પર્ય કે, ખરી દૃઢ શ્રદ્ધાથીજ સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

આત્મા છે તે સૂર્યની માફક અકર્તા અભોક્તા છે; તેમાં કર્તૃત્વનો આરોપ ભ્રાંતિથી છે. જપાકુસુમ=સ્ફટિક ઉપર લાલ પુષ્પ મુકયું; તે પુષ્પ કંઇ તે સ્ફટિકમાં પેઠું નથી, છતાં આભાસ માત્ર તેમાં દેખાય છે. તે રીતે સૂર્યમાં અને આત્મામાં અવિવેકથી કર્તૃત્વાદિ આરોપે છે તે ઉપચારિક છે. જેમ, લશ્કર લડે છે અને જીતે છે, છતાં રાજા જીત્યો એમ કહેવાય છે. એ મન જ્યારે સ્વરૂપમાં લય પામે ત્યારે સમજાય છે કે, આત્મા કર્તા નથી.

સુદામા અત્યંત દરિદ્રી હતા તેને જોઈ પ્રભુ શ્રી કૃષ્ણે તેના ધોતાં પાણીની કુંડી બાજુએ રહી ગઈ, અને પ્રભુને કરૂણા ઉપજવાથી અશ્રુજળથીજ પગ ધોવાયા હતા. એવા સુદામાની તે સેવા વખતે સુદામાને કશો હર્ષ થયો ન હતો. અને આવેલા તેવા ભીખારી બનાવી પાછા પ્રભુએ મોકલ્યા તેથી તેમને શોક નહીં થયો. ઘેર જઈ અપાર વૈભવ લક્ષ્મી જોઈને પણ હર્ષ નહીં થયો. એવું સરખુંજ–સમ મન જે સુદામાનું હતું.

ધુમાડો, વાદળાં, ધુળ, નિહાર (ઝાકળ)થી સૂર્ય પ્રકાશ ઝાંખો દેખાય છે. સૂર્યને તેનો સ્પર્શ પણ નથી. માત્ર વચમાં આવર્ણરૂપ છે. તેમ, આત્મા આડે માયારૂપ પડદાથી આત્મા ઢંકાયાની કલ્પના થાય છે. તે અજ્ઞાન પડદાના બળથી ભ્રમ થાય છે, તેથી વાસના યોગે પોતાને અનેક યોનિમાં ભ્રમતો (જન્મતો) માને છે. તે મનનાજ યોગથી માને છે. આત્મા જન્મતો મરતો નથી. એ મનજ માયા છે. સર્વ પ્રકારનાં આલંબન રહિત બ્રહ્માકર વૃત્તિ થાય છે ત્યારે પરમ પદ પામે છે–યથાર્થ જીવન્મુક્તિ થાય છે. આઠમાં શ્લોક વિષેનું વ્યાખ્યાન અત્રે સમાપ્ત થાય છે અને નવમાં વિષે પ્રારંભાય છે.

માયાને પાર જઈ **સ્વરૂપાનુસંધાન** પામે છે ત્યારે જીવન્મુક્તિ સુખ મળે છે. તે યોગ દ્વારા પ્રાપ્ત થાય છે. તે માયાની નિર્વૃત્તિ થવા–કરવા સારૂ ઇશ્વિરની ઉપાસના કરવી, એ શ્રેષ્ઠ ઉપાય છે. આ જગત અષ્ટમૂર્તિમય છે એજ ૩૬ તત્ત્વોનું મહેશ્વરનું શરીર છે. તે બે પ્રકારનું છે; અધિદૈવ, એટલે, બ્રહ્માંડરૂપ, ચઉદ લોક છે તે; અને અધ્યાત્મ–તે પિંડરૂપ–વ્યષ્ટિ. એ બેનું કાર્ય કારણતાથીં જુદાપણું છે, પણ વાસ્તવે એકજ છે. જે કાંઇ બ્રહ્માંડમાં છે તે બધું પિંડ (વ્યષ્ટિ)માં છે, તેથી વ્યષ્ટિ છે તે બ્રહ્માંડનો અવયવ છે. ધ્યાન કરતાં વૃત્તિ લય થાય છે ત્યારે માયા વિલાઈ જાય છે, પ્રાણપંચક, ઇંદ્રીપંચક, ભૂત, કાળ, પ્રધાન, માયા, વગેરે મળી ૩૬ તત્ત્વો ગણે છે. તે છત્રીસ અનુસ્યુત, એટલે વ્યાપક છે. ઉપાસના (ભક્તિ) છે તે પરમાત્માનું અનુસંધાન કરાવનારી છે. **स्वस्वरुपानुसंधानं भक्ति रेव गरीयसि.** વિવેકચૂડામણિમાં પણ શ્રી શંકર કહે છે કે, **मोक्ष कारण सामग्र्यां भक्तिरेव गरीयसि ॥** પ્રથમ પ્રભુમાં દાસત્વની ભાવના થાય છે, તે પછી મિત્રની ભાવના થાય છે. તે ભાવના પરિપકવ થયેથીં અભેદ ભાવના થાય છે. મુસલમાનમાં સુફી પંથ છે, તેમાં કહ્યું છે કે, પરમાત્માનું ધ્યાન કરતાં ખોવાઇ જાય છે ત્યારે, અનલહક, એટલે બ્રહ્માસ્મિ ઉચ્ચારણ

કરે છે. સઘળાં જગજન્તો બધાં ગોપીરૂપ છે, અને પરમાત્મા કૃષ્ણ છે તેજ પુરૂષરૂપ છે એમ જાણી તે પ્રભુમાં ખોવાઇ જાય છે, એવી ભક્તિ આપણામાં છે, તેવીજ પરંતુ ઉલટી રીતે સુફી પંથમાં છે. પરમાત્માને માશુક (પ્રિયા) ગણીને વિરહ દૂર કરવા ઇશ્ક (પ્રેમ)થી ગજલ ગાય છે. તે ઇશ્ક બે પ્રકારના છે. હકીક ઇશ્ક (પરમાત્મ પ્રેમ), અને મીજાજી ઇશ્ક (સ્થૂલ શારીરિક પ્રેમ). હકીક ઇશ્ક છે તે શુદ્ધ પ્રેમ છે. પ્રીતમદાસજી સંત કહે છે કે,—

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને;
મરણ આદરે તે ભરે મુઠ્ઠી, મોજ ન મુખ કહેવાય જોને;
માહીં પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને;
કાંઠે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને. વગેરે.
ભોજો ભગત નિરક્ષર હતો, છતાં પોતાનો અનુભવ કહે છેઃ-
ભક્તિ શીરતણી સાટુ, આગળ વસમી છે વાટુ. વગેરે.
તુલસીદાસજી મહાત્મા પોતાનો અનુભવ કહે છેઃ-

રામ ત્યાં નહિં કામ ભાસે, કામ ત્યાં નહિં રામ;
રવિરજની ન હોય કેયે, એકઠાં એક ઠામ.

સુફી પંથનો એક મનશીર નામે હતો. તેની બેહેન એક હક ફકીર પાસે ઉપદેશ લઇને અનલહક કહેતી. તે રોકવા બાદશાહે કહાવ્યું. મનશીર તે હક પાસે ગયો. થોડે દહાડે તે મનશીર પણ અનલહક કહેતો થઈ ગયો તેને મના કરાવી. તે તેણે નહીં માનવાથી શુળીએ ચઢવા હુકમ થયો; છતાં મનશીર કહે કે, નિશ્ચય નહીં ફરે. બાદશાહે કહ્યું કે બધા લોક એક એક જોડો મારો; પણ લોકે તેમ કીધું નહીં.

તે વખતે મનશીર હસતો ઉભો છે. લોકે તેને માથે ફુલ મુકયાં ત્યારે રડયો. સુળીપર ચઢવા તઇઆર થયો, ત્યાં બાદશાહને ઉપદેશ કરે છે કેઃ –

તુજે હે શોક મિલનેકા, હરદમ લો લગાતા જા,
જલાકર ખુદનુ માઇકું, શરીર પેં ખાખ લગાતા જા;
પકડકર ઇશ્કકે ઝાડુ, હૃદયકું સાફ કરતા જા,
રાગ દ્વેષ દૂર હટાકર ધુળ, મુસલ્લેપર ઉડાતા જા. વગેરે વગેરે.

જો તને પ્રભુને મળવાનો શોખ (મરજી–પ્રેમ) હોય તો હમેશાં તે પ્રભુમાં પ્રેમ લગાવતોજ રહે. “હું અને મારૂં” બાળી નાખીને, તે રૂપ

ભસ્મને શરીરપર લગાડતો જા. પ્રેમરૂપ સાવરણી હાથમાં પકડીને હૃદયને વાળી ઝાડી સાફ કર અને રાગદ્વેષને બાજુપર કાઢી મુકીને, દ્વૈતરૂપી ધુળને પ્રારબ્ધપર નાખ. પછી કીતાબો (પુસ્તકો) ને પાણીમાં મુકી દે (વાંચવું લખવું પડયું મુક), અને દસ્ત બરસ્ત (બ્રહ્મનિષ્ઠ) નાં ચરણ પકડી તેમને શરણે થા. ત્હારો વજુ (પાણીનો કુચો) પણ ફાડી નાખ, તેની પણ ત્હારે જરૂર નથી; અને હું મુલ્લાં છું કે બ્રાહ્મણ છું, એવું દ્વૈત છોડી દે, પછી કહે કે અનલહક એટલે હું ખુદા છું.

આવો બોધ કીધો ખરો, પણ યોગ્યતા વગર બોધ લાગતો નથી. પામર જીવને કદાપિ બોધ નહીં થાય. "ક્યારે વહાણું વાશે" એવું આંધળાને થતું નથી, કેમકે તેને સદા અંધારૂંજ છે. સોમણ સાબુથી ધોતાં છતાં મેશ કે કોયલા ઉજળાં ન થાય. વાંઝણી કદી વીર પુરૂષને નહીં પ્રસવે (જન્મ આપતી નથી). પામર છે તે વાંઝણી જેવો છે. જાત વગર ભાત નથી પડતી. **न प्राणांते प्रकृतिर्विकृतिं जायते ह्युत्तमानाम्** ઉત્તમ પુરૂષની પ્રકૃતિમાં પ્રાણ જતાં પણ વિકૃતિ થતી નથી. તેથી તે શુળીએ ગયો છે પણ નિશ્ચય છોડયો નહીં.

બ્રહ્માંડમાં પિંડ છે, અથવા ઘરમાં ઘટ છે, એમ બધા કહે છે; પરંતુ પિંડમાં બ્રહ્માંડ છે. ઘટમાં ઘર છે, બીજમાં વૃક્ષ છે. સુષુમ્નાનો સંબંધ બ્રહ્મલોક સુધી છે. પિંડ બ્રહ્માડંનો એકજ દ્રષ્ટા છે. વૃત્તિઓ નિકળી બ્રહ્મલોક સુધી જાય છે. વૃત્તિમાંજ દ્રશ્ય (બ્રહ્માંડ) છે. એ પિંડ બ્રહ્માંડ બધુંજ, એકજ દ્રષ્ટાંનું, દ્રશ્ય છે.

આઠ પ્રકારની પરમાત્માની મુર્તિ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહર્નાથ (દીવસનો પતિ સૂર્ય), ચંદ્ર, અને ચૈતન્ય પુરૂપ, આ સઘળું ચરાચર જગત એ આઠમાં સમાયું છે.

**ज्ञानादेवतु कैवल्यं** જ્ઞાનથીજ મોક્ષ છે. એમ શ્રુતિ કહે છે, ત્યારે ઉપાસનાથી પણ મોક્ષ થાય છે, એ વાત શી રીતે સંભવે?

અજ્ઞાનની નિવૃત્તિ થવાથી મુક્તિ થશે. અંધારે દોરડી હતી તેમાં ભ્રાંતિથી સર્પ દીઠો, તેના ભયથી દૂર ખસી ગયા, તેનું શું કારણ? દોરીનું અજ્ઞાન છે તેજ. દીવો લઇ જોતાં તે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, તો પછી સર્પની પણ નિવૃત્તિ થાયજ છે. ત્યાં બીજી ઘણીએ સામગ્રી પડેલી છે, છતાં તે કોઇ (તે અજ્ઞાનની નિવૃત્તિમાં) કારણ . દોરીનું જ્ઞાન થયા પછી પણ તે બધી તો જેમ હોય તેમની જ ઉભી પડી

રહે છે. દોરીનું અંજાણપણુંજ જાય છે. તેવોજ સ્વપ્નભ્રમ છે. જાગ્રતના પદાર્થનું અજ્ઞાન છે તે સ્વપ્નનું કારણ છે. તે પાછું જાગ્રત પદાર્થનું જ્ઞાન થતાં સ્વપ્નની નિવૃત્તિ. સુષુપ્તિમાં જતાં સ્વપ્નના સંસ્કાર લય થાય છે. તેમ, અધિષ્ઠાનનાં અજ્ઞાનથીજ ભ્રાંતિરૂપ વિશ્વ પ્રતીત થાય છે. તે, તેના અધિષ્ઠાનનાં જ્ઞાનથી નિવૃત્ત થશે. ઇશ્વરનું બાહ્ય સ્વરૂપ, આ સમગ્ર પ્રપંચ છે. ઋતંભરી, એટલે, કર્મફળને ધારણ કરનારી, એવાં સૂર્યના કીરણો છે. પુણ્ય પાપાત્મક કર્મફળની વ્યવસ્થા કરવાવાળો હોવાથી અહર્નાથ (સૂર્ય) છે તે જળનું આકર્ષણ કરે છે. તેનું બાષ્પ (વરાળ) થાય છે, અને તેથી વૃષ્ટિ થાય છે. તેનાથી અન્નાદિ થઇ તેવડે જીવો જીવે છે. એવી ઋતંભરી તથા અમૃતવાહીની રશ્મીઓ (સૂર્યની) છે. ચંદ્રમાં અમૃત તેજ શીતળતા છે. દેવતાઓ તેનું પાન કરે છે. શુકલ પક્ષમાં સૂર્યની રશ્મિદ્વારા ચંદ્રમાં અમૃતની વૃદ્ધિ થાય છે; તે અમૃત પોષક છે. તે ચંદ્રથી પિતૃ લોકાદિ તૃપ્ત થાય છે. અને દ્રષ્ટા ચેતનથી વિશ્વનું ભાન થાય છે. એ રીતે અષ્ટ મુર્તિ સર્વત્ર ભાન થાય છે, એવા દક્ષિણામુર્તિ પ્રભુને નમસ્કાર છે.

બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવા ઇચ્છનારે, પ્રથમ નિષ્કામ શુભકર્મ કરવા કહેવું. તેનાથી અંતઃકરણ શુદ્ધ થાય; પછી ધ્યાન ધારણારૂપ ઉપાસના કરવાની. ધ્યેય બે પ્રકારનું છે. એક સવિશેષ (સાકાર), અને બીજું નિર્વિશેષ (નિરાકાર). સાકાર ઉપાસનામાં શિવની અને વિષ્ણુની, એમ બે દેવની કલ્પી છે. પ્રથમ એજ ઉપાસના પ્રવૃત્ત થઈ. વિષ્ણુની ઉપાસનાની પ્રવૃત્તિ શિવથી, અને શિવની ઉપાસનાની પ્રવૃત્તિ વિષ્ણુથી થઇ. અભેદ માટે તથા સગવડ માટે એ કલ્પના કરી છે. એકજ તત્વ બેરૂપે ભાન થાય છે. **शिवस्य हृदयं विष्णुः विष्णोः हृदयं शिवः॥** અંતર્યામિરૂપે શિવમાં (શિવનું હૃદય) વિષ્ણુ છે. અને સાક્ષી શિવરૂપે વિષ્ણુમાં (વિષ્ણુનું હૃદય) શિવ છે. જગતનો ચલાવનાર ઇશ્વર છે તેનામાં તેવી શક્તિ છે, તેથી શક્તિની જુદી કલ્પના કરી (અભેદરૂપે છતાં), તેની પણ ઉપાસના ચાલી. મંગલરૂપ તથા વિઘ્નનાશક (ત્રિગુણ–ગણપતિ) ની પણ ચાલી. અને પરમેશ્વરનો પ્રતિક સમજીને તેજપુંજ સૂર્યની પણ ચાલી. એ રીતે પંચોપાસના પ્રવૃત્ત થઇ. ત્યાં દ્રષ્ટાંત કહે છે:—નિશાળના માસ્તરે છોકરાને કહ્યું કે, સરડો જોઇને આવજો, અને તે કેવો છે તે કહેજો. છોકરાએ શોધી કાઢી જોયો, તો કોઇએ તે લીલાં માથાનો જોયો, બીજાએ લાલ માથું દીઠું, ત્રીજાએ પીળું, ચોથાએ

ખાખી રંગનું, પાંચમાએ કાળા રંગનું જોયું, વગેરે. પણ બાકીનું અંગ બધા છોકરાઓએ એક સરખુંજ જોયું. બીજે દહાડે માસ્તરે પુછ્યું ત્યારે જેણે જેણે જે જે રંગનું માથું દીઠેલું તે કહ્યું, પણ બીજાં આંખાં અંગનું વર્ણન બધાનું એક સરખુંજ આવ્યું, તેથી વિવાદ પડયો. માસ્તરે કહ્યું કે, તમે બધા સાચા છો, એનાં મસ્તકમાં પિત્તને લીધે રંગ બદલાયા કરે છે, પણ તે એકજ વસ્તુ છે. તેમ પંચ દેવતામાં વિવાદ ચાલે છે. સ્વરૂપ વર્ણવ્યાં તો વિષ્ણુનું ઘનશ્યામ, શંખ ચક્રાદિયુક્ત છે. શિવનું ગૌરવર્ણ, ત્રિશૂળ ડમરૂ વગેરે યુક્ત છે, વગેરે. પણ બધા દેવનો પ્રતાપ શું? તે એક સરખો, એટલે, વિશ્વને પાળે, દુષ્ટને મારે, સાધુ ભક્તનું રક્ષણ કરે, વર આપે, વગેરે. સરવાળો કાઢતાં ધ્યેય સ્વરૂપ જુદાં જુદાં, પણ પ્રતાપ—ગુણો સરખા આવે છે. સરડો પિત્તની શક્તિથી ઘર બદલે છે તેમ, વિલક્ષણ શક્તિથી ગણેશ, દેવી, વિષ્ણુ, શિવ, આદિરૂપ ધરે છે. સમાનતા મળી આવે તે વાસ્તવરૂપ છે, ને બીજાં રૂપો છે તે માયિક છે. સંવાદી ભ્રમ છે તે સફળ નિવડે છે. રસ્તામાં મણિ પડયો છે, પાસે દીવો છે, તેની મિશ્ર પ્રભા પ્રકાશરૂપે છે. રસ્તે જનારે તે એકજ પ્રભા જોઇ. તે પ્રભામાં મણિ બુદ્ધિવાળાએ મણી દીઠો. તે ભ્રાંતિ છતાં પણ સફળ પ્રવૃત્તિની જનક છે. અભેદ ઉપાસનાજ મુક્તિ પમાડે છે.

સર્વ વ્યષ્ટિ શરીરોમાં મનની વ્યાપ્તિ છે. જ્યાં વ્યષ્ટિ હોય ત્યાં સમષ્ટિની સ્થિતિ હોયજ. મન છે તે હિરણ્યગર્ભના અંશરૂપ છે, બધુંજ પરમાત્માના અવયવ રૂપ છે, તેથી હું સર્વાત્મક છું, એવી ભાવના કરવી.

ઘડાની અંદર પૃથ્વી છે. શી રીતે ? ઘડો છે તે પૃથ્વીજ છે. પૃથ્વીનું પરિમાણ કંઇ ઘટમાં નથી. તેમ, સમષ્ટિનું બૃહત્પરિમાણ કાંઇ વ્યષ્ટિમાં નથી; પણ વ્યષ્ટિ છે તે સમષ્ટિજ છે, ભિન્ન નથી. બધા વ્યષ્ટિ પરિમાણ મળીને સમષ્ટિ પરિમાણ થયું છે, તેથી તે વ્યષ્ટિને આશરેજ છે—બેઉ એકજ છે માટે "હું સમષ્ટિરૂપ છું" એવી ભાવના કરવી.

પરમાત્માની અષ્ટમૂર્તિ કહી, તેજ રીતે ગીતામાં પણ અષ્ટધા પ્રકૃતિ કહી છે. મૂર્તિ, એટલે પ્રકૃતિ. તે પાંચ ભૂત, મન બુદ્ધિ અને અહંકાર મળી આઠ પ્રકૃતિ. મનના દેવતા ચંદ્રમા છે. સૂર્ય છે તે બુદ્ધિના પ્રેરક છે તેજ સૂર્યનારાયણ બુદ્ધિના દેવતા છે, અને અહં-તે "દેહોહં" એવું જેને ભાન છે, એવો પુરૂષ ચેતન છે. પિંડ છે તે બ્રહ્માંડમાં છે, એ વાત તો માની શકાય છે, પણ પિંડમાં બ્રહ્માંડ છે, એ કહેવું માની શકાતું નથી, પરંતુ જેમ બીજમાં અનંત વટ વૃક્ષ વગેરે વૃક્ષો ડાળાં, પત્ર, ફુલ, ફળાદિ

સહિત રહેલ છે, તેમ, પિંડમાં બ્રહ્માંડ છે. અહં છે તે અનંત બ્રહ્માંડનું બીજ છે. સમષ્ટિની ઉપાસના કરવાની છે, પણ આરંભ જે કરવાનો તે વ્યષ્ટિથી છે "બિંદુ સમાય સમુદ્રમાં, જાનત હૈં સબકાય; (પણ) સમુદ્ર સમાયા બિંદુમાં, જાનત વિરલા કોય" અર્થાત્ અહંમાં બ્રહ્માંડ ગેમ થાય છે–સમાઇ જાય છે, એ વાત તો કોઇ જ્ઞાનીજ સમજે છે. વળી કબીરજી પણ કહે છે,—કહત કબીર સુનો મેરે ગુનીઆ, આપ મુવા પીછે ડુબ ગઈ દુનીઆં."

એકજ મનુષ્યને કુટુંબનાં બધાં જુવે છે, પરંતુ તે એકનેજ સ્ત્રી છે તે સ્વામિ કહે છે, પુત્ર તેને પિતા કહે છે, બ્હેન છે તે ભાઈ કહે છે, પિતા તેને પુત્ર કહે છે, વગેરે અનેક પ્રકારે ભાવના ફેરફાર છે. એવોજ પ્રકાર પરમાત્માને વિશે છે. સચ્ચિદાનંદ પૂર્ણ એક વ્યાપક છતાં તેને ગણેશ, દેવી, સૂર્ય, શિવ, વિષ્ણુ, મારૂતી, સદ્ગુરૂ દત્તાત્રય, રામ, કૃષ્ણ, નૃસિંહ, કેશવ, જનાર્દન, વગેરે કહે છે અને તેવાં તે તે નામથી ઉપાસના કરે છે. વ્યષ્ટિની ઉપાસનાને યોગે સમષ્ટિ વ્યાપ્તિ તેને પ્રાપ્ત થાય છે.

બ્રહ્માંડમાં સાત લોક ઉપર છે, તેમ પિંડમાં પણ મુળાધાર ચક્રથી સહસ્ત્ર દળચક્ર સુધી સાત લોક છે. ભૂર્લોક સ્થાને તે મુળાધાર (પલાંઠી વાળીને બેસીએ છીએ તે) છે. એજ રીતે ઉપર ચઢતાં અનુક્રમે સ્વાધિષ્ઠાન ચક્ર, મણિપૂર ચક્ર, વગેરે છે તે ભુવર, સ્વર, લોકરૂપે છે. આજ્ઞા ચક્ર–તપલોક, અને સહસ્ત્ર દળ છે તે સત્યલોક છે. તેવીજ રીતે સાતલોક ઉદરમાં છે (તે અતલ, વિતલ, તલાતલ, રસાતલ, પાતાલ વગેરે લોક સમજવા). કેન્દ્રમાં મેરૂ છે, તેવો પિંડમાં બરડાની કરોડ છે. તે મેરૂ સુવર્ણનો ઉર્ધ્વ છે, તેમ વીણાદંડ પણ ઉજ્વળ રંગનો અને બ્રહ્મરંધ્રમાં થઇને સૂર્ય સુધી ઊંચો ગયો છે. ગંગા, યમુના, સરસ્વતિ સ્થાનાપન્ન પિંડમાં પિંગલા (ગંગા), ઇડા (યમુના), અને મધ્યમાં સુષુમ્નારૂપ સરસ્વતિ ગુપ્ત છે. બ્રહ્માંડમાં સાતદ્વિપ છે, તેવા પિંડમાં સપ્ત ધાતુ, અન્ન ખાધું તેનો રસ થઇ લોહી થાય છે તેનાં માંસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય, વગેરે છે. સાત સમુદ્રરૂપ પ્રસ્વેદ છે.

અગ્નિ મુખ્ય ત્રણ છે. પ્રસિદ્ધ અગ્નિ, વડવાગ્નિ (સમુદ્રમાં), અને જઠરાગ્નિ. પણ સપ્તલોકનો નાશ કરનાર જે અગ્નિ તે એજ સાતપ્રકારનો થાય છે. મૂળાધાર ભૂર્લોકમાં કાળાગ્નિ રહે છે, તે મૃત્યુ વખતે પ્રકટે છે. અસ્થિમાં પ્રસ્વેદ છે તે વડવાગ્નિ છે. વિદ્યુતાગ્નિ અથવા દિવ્ય અગ્નિ પ્રકટે છે ત્યારે જન્માંતરની અનેક વાસનાવૃંદને બાળી નાખે છે જ્ઞાનાગ્નિ

**सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन** ॥ તે સુષુમ્નામાં રહે છે. જ્ઞાનની પ્રાપ્તિ છે તેજ તે દિવ્ય અગ્નિ છે, તે બધાં કર્મને બાળી દે છે. પાર્થિવ અગ્નિ છે તે પૃથ્વીમાં રહે છે, તે અનેક રસો જમાને ધાતુઓ થાય છે તેને સરખી કરે છે, તે નાભિમાં છે. સાત ધાતુઓને જોઇતા રસ પુરા પાડે છે.

સૂર્યાગ્નિ હૃદયમાં રહે છે, તે વિક્ષેપોને જ્ઞાનથી બાળે છે. બહારનો સૂર્ય વૃક્ષોની વૃદ્ધિ કરે છે, તેમ હૃદયનો સૂર્યરૂપ અગ્નિ છે તે વિચારોની વૃદ્ધિ કરે છે. કપાળે ચંદ્રમંડળ છે તે છે શીતળતા, પણ એક પ્રકારની ગરમી-અગ્નિજ છે. જેમકે, હિમ પડે છે, તે પડે છે ત્યારે હિમ, પણ છોડવા બાળી નાખી કાળા કરી નાંખે છે, મનુષ્ય પર પડે છે તો શ્યામ કરી મુકે છે. એ રીતે નામ શીતળતા છે પણ અગ્નિરૂપજ છે. શીતળા આવ્યાથી વહદિની આંખો ગઈ; નામ શીતળા છતાં શરીરમાં ગરમી એવી જબરી હોય છે. ગ્રહ નક્ષત્રો પણ અગ્નિરૂપ છે, તે નેત્ર સ્થાને રહે છે. પ્રાણ છે તે વાયુરૂપે છે તે, પાંચ ઉપપ્રાણ સાથે ગણતાં દસ પ્રકારનો છે. તે જુદે જુદે સ્થાને રહે છે. તે પ્રાણ મુળાધારથી ઉઠે છે, ને બે નાડીથી વહે છે. સૂર્યરૂપ પ્રાણ ઉષ્ણ છે તેથી શરીરનાં તત્વોની વૃદ્ધિ થાય છે. ખરો યોગી સમાધિ કાળમાં પ્રાણનું વહન નહિ થતાં, બ્રહ્મરંધ્રમાંજ જેટલો વખત રહે છે તેટલો કાળ, નખ કેશ વગેરે વૃદ્ધિ પામતાં નથી. એ પ્રાણ છે તે બાર આંગળ સુધી બહાર વહે છે. બાર આંગળ સુધી જઈ ચેતનમાં લય પામે છે. દરેક વ્યક્તિની આસપાસ ઓરાચક્ર (કુંડાળું) હોય છે, તે બાર આંગળનું હોય છે. અપાન વાયુ છે તે બહારથી અંદર પાછો પ્રવેશે છે. તેની ગતિ આંઠ આંગળ સુધી છે. એ, વૃદ્ધિ કરવામાં મદદગાર છે. જેમ, કોલસા અને જળથી યંત્ર ચાલે છે, તેમ, અન્ન અને જળથી આ શરીર યંત્ર ચાલે છે. તે અન્ન જળનો મળમુત્રરૂપ કચરો છે તેને, એ અપાન વાયુ બહાર કાઢે છે. એ અપાન કંડો છે. વ્યાન વાયુ છે તે શરીરના બધા ભાગોમાં વ્યાપીને રહે છે, તે સુષુમ્ના રંધ્રમાં રહે છે. અન્નના રસને બધે ફેરવે છે અને તે રસનું લોહી બને છે. ઉદાન-કંઠમાં રહીને અન્ન અને જળને પોત પોતાના ભાગમાં (માર્ગે) જુદાં પાડે છે. શરીરને ઉષ્ણ રાખે છે. સમાન-નાભિમા રહી વાયુઓને ગતિમાં ચાલવા દે છે, નાગ-હેડકી લાવે છે. કુર્મ-આંખને ઉઘાડ મીચ (નિમિષોન્મેશ) કરાવે છે. કૃકળ-છીંક વગેરે લાવે છે. દેવદત્ત-બગાસું લાવે છે. અને ધનંજય-શરીર છુટયા પછી પણ એ છુટતો નથી-શરીરને ફુલવે છે,

સૂર્ય અને ચંદ્રથી કાળ (time)ની ગણત્રી કરવામાં આવે છે, તેમ પિંડમાં પ્રાણ અપાનથી થાય છે. બ્રહ્માંડમાં ચેતન્ય તત્વરૂપ પુરૂષ છે, પિંડમાં સાક્ષી ચેતન છે. પિંડ બ્રહ્માંડ બેહુમાં અષ્ટમૂર્તિ મહેશ્વર રૂપ છે. તેમાં પોતે પોતાને વ્યાપક જોવો, તેને ધ્યાન કહે છે, અથવા ઉપાસના કહે છે (રાજયોગની દ્રષ્ટિથી), અને હઠ યોગની રીતે અષ્ટાંગ યોગ છે. તે બેહુ રીતે ધ્યાન કરતાં પરમપદ પ્રાપ્ત થાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, અને સમાધિ; એ અષ્ટાંગ યોગ છે, તેમાં પ્રથમ યમ સિદ્ધ કરનારને પ્રસન્નતા, એટલે, મનઃ પ્રસાદ પ્રાપ્ત થાય છે, અને તે થાય છે ત્યારે સંતોષ આવે છે, ત્યારે મૌન (**वृथा वागुत्सर्जनं त्यागः** વગર કારણે નહીં બોલ્યા કરવું તે) થાય છે. તે થાય પછી ઇંદ્રિય નિગ્રહ થતાં, દયા, તે પછી આસ્તિક્ય, તે પછી આર્જવ (સરળતા), પછી આર્દવ (કોમળતા), પછી ક્ષમા, પછી ભાવશુદ્ધિ, અહિંસા બ્રહ્મચર્ય, સ્મૃતિ (સઘળી અવસ્થામાં દોષનું દર્શન કરી જન્મ મર્ણથી ઉપરામતા થવી). અને પછી ધૃતિ થાય છે. એ રીતે મન સાધ્ય **યમ** છે. અને કાયાને નિયમમાં રાખનાર નિયમ છે. **मनःसाध्य यमाः काय साध्य नियमाः** તે નિયમ કહે છે. સ્નાન, શૌચ (પવિત્રતા) એ બહારનાં સાધન છે. પછી ઋતુ (ઇશ્વર પૂજન), સત્ય, તિતિક્ષા, જપ (વાચક ઉપાંસુ, મનોમય, ધ્યાન, શૂન્ય, એ પાંચ પ્રકારના જપ) તેમાં શુદ્ધ વર્ણોચ્ચારથી બોલવું (મંત્ર), તે વાચકથી આરંભ કરી તેનો પરિપાક થયેથી—અભ્યાસ થયા પછી હોટ માત્ર હાલે તેમજ બોલવું—બીજો સાંભળે નહીં, તેનો દ્રઢ અભ્યાસ થતાં મનોમય જપ થાય, તેના અભ્યાસથી ધ્યાનમય જપ થતો રહેતાં છેવટે ત્રિપુટી ભેદ વિલાતાં શૂન્યમય થવાય, જેમાં પોતે ગેબ થઇ રહે. પછી હોમ (ઇંદ્રીઓનો મનમાં અને પ્રાણનો અપાનમાં હોમ, એટલે, લય ચિંતન કરવું; તર્પણ, તપ, **स्ववर्णाश्रम धर्मेण तपसा हरि तोषणात्** પોતાનાં વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવું, તે તપ છે, દાન, નમસ્કાર, પ્રદક્ષિણા, વ્રતોપવાસ, (દશ ઇંદ્રી અને ૧૧ મું મન, તે અગીઆરનું દમન કરવું તે એકાદશી વ્રત છે).

બાંબી કૂટે બાવરા, સર્પ ન મારો જાય;
બાંબી કીસીકું ના ડસે, સર્પ સબનકું ખાય.

મહાત્મા કબીર કહે છે કે, રાફડાને મારકુટ કરવાથી સર્પ કંઇ મરે નહીં. કેમકે રાફડો કાંઇ કોઇને કરડતો નથી, પણ સર્પ બધાને કરડી ખાય છે. તેમ, શરીરને દમવાથી—ભુખ્યા રહેવાથી, હે બ્હાવરા—હે ગાંડા! અહંકારરૂપ સર્પ નહીં મરે.

ત્રીજું અંગ આસન છે. તે વિશે કહે છે. ૮૪ લક્ષ યોનિ છે તેટલાંજ (૮૪૦૦૦૦૦) ચોરાસી લક્ષ આસનો છે, તે બધાંતો યોગીશ્વર શંકર જાણે છે, તેથી મીડાં-શૂન્ય બધાં બાદ કરીને ૮૪ માત્ર વર્ણવ્યાં છે. તેમાં પ્રથમ સુખદ સ્વસ્તિક આસન, ગૌમુખ, પદ્મ, હંસ, નૃસિંહ, ગરૂડ, કુર્મ, નાગ, વીર, મયુર, યોનિઆસન, વગેરે છે. તેમાંથી ગમે તે એક સાધ્ય કરવું. ત્રણ કલાક સુધી ગમે તે એક આસને બેસી શકાય તો તે સાધ્ય થયું કહેવાય-તેને આસનસિદ્ધિ કહે છે. કોઇ આસન ન ગમે તો નિરાલંબ આસન અથવા યથારૂચિ-સારૂં લાગે તે; પરંતુ એકવાર બેઠા તે ફેરવે નહીં. ગમે તો શવઆસન કરે, એટલે સુઇ જાય. એવોજ નિરાલંબ યોગ છે. શિવ પણ નિરાલંબ છે તેનાપર લક્ષ રાખવો, તે પણ યોગજ છે.

પ્રાણ સંયમ માટે પ્રાણાયામ છે. પુરક, કુંભક, રેચક, એ પ્રકારે પ્રાણાયામ થાય છે. ૐ (ઓમ્) નો એકવાર ઉચ્ચાર કરવો, તે એક માત્રા ગણાય છે. અથવા ઢીંચણે ચપટી વગાડી એક ફેરો કરવો તે (ૐ એકવાર બોલતાં વખત જાય તેટલોજ કાળ ) એક માત્રા. એવી ૧૨ માત્રાથી પ્રથમ પ્રારંભમાં પૂરક કરી, ૪૮ માત્રાથી કુંભક કરવો, અને ૨૪ માત્રાથી રેચક કરવો. તે બાર માત્રાથી ૮૦ સુધી, અને તેથી વધતાં ૧૨૦ સુધી જાય ત્યારે પ્રાણની ગતિ કેમ નિયમમાં લાવવી તે સમજાય છે. લોમ વિલોમ પ્રાણાયામ, આંતર કુંભક બાહ્યકુંભક, વગેરે થાય છે. એવા પ્રાણાયામના અનેક પ્રકાર છે. તેથી પ્રાણનો નિરોધ થતાં મનનો નિરોધ થાય છે. રાજયોગથી પણ મનનો નિરોધ થઇ પ્રાણનો (નિરોધ) થાય છે. તેથી પછી ઉત્તમ વિચારો પોતાની મરજી પ્રમાણે ઉઠે છે, તેથી પ્રત્યાહાર સ્વયં સિદ્ધ થાય છે; અર્થાત્ પ્રાણ રોકાવાથી એની મેળેજ સિદ્ધ થાય છે. પાંચે ઇંદ્રિઓના પાંચે વિષયોમાંથી ઇંદ્રિઓને-વૃતિઓને પાછી ખેંચી લેવી, તે પ્રત્યાહાર છે. એવો પુરૂષ ધારણા પણ સારી બાંધી શકે છે. અમુક પદાર્થ કે વિષય સાથે વૃત્તિને જોડી રાખવી, તે ધારણા છે. દ્રોણાચાર્યે દુર્યોધનાદિ કૌરવો અને અર્જુનાદિ પાંડવોની પરીક્ષા લેવા સારૂ વનમાં વૃક્ષ ઉપર કુકડો ગોઠવી તેનું માથું વિંધવા ઠરાવ કરેલો. પછી વિંધવા ઉભેલાને પુછયું કે, નિશાન જોયું ? ધારણા બાંધી ? શું શું દેખાય છે ? ત્યારે દુર્યોધનાદિ બોલેલા કે વૃક્ષ, કુકડો અને તમો સર્વ દેખાવ છો. તે સાંભળી તેમને દૂર ખસેડી મુકયા. અર્જુન જ્યારે બાણ લઇ ઉભો ત્યારે તેને પુછતાં તેણે કહ્યું કે, મને તો ફક્ત કુકડાનું માથુંજ

દેખાય છે, તેથી તેને પાસ કાઢ્યો હતો. એવી ધારણા કરવી. અથવા અંદરના મણિપૂરક, બ્રહ્મરંધ્ર, ત્રિકુટી, વગેરે કોઇ પણ ચક્રમાં ધારણા કરવી, તેથી પછી ધ્યાનયોગ થાય છે. હરકોઇ દેવનાં સ્વરૂપનું ચિંતવન (ધ્યાન) કરવું. એ ધ્યાનની દ્રઢતા, તે સમાધિ છે, અસ્પંદન ધ્યાન—ધ્યાતા ધ્યાન અને ધ્યેય, એ ત્રિપુટી એક સીધી લીટી (લાઇન–Line) માં આવી જાય, તે સવિકલ્પ સમાધિ. એ ત્રિપુટી તુટીને ધ્યાતા છે તે ધ્યેયમાં વિલાઈ જાય, તે નિર્વિકલ્પ સમાધિ છે. ખેચરી મુદ્રામાં કાકડાએ જીભ અડકાવ્યાથી પ્રાણનું બળાત્કારથી રૂંધન થાય છે–ચિત્ત નિશ્ચળ થાય છે, ત્યારે પંચભૂતનો જય થાય છે. એ યોગસિદ્ધિ છે. પગથી જાનુ સુધીનું પૃથ્વિસ્થાન, જાનુથી કંમર સુધીનું જળસ્થાન, કંમરથી ડોક સુધીનું તેજસ્થાન, ડોકથી ભ્રૂમધ્ય સુધીનું તે વાયુનું, અને ભ્રૂમધ્યથી બ્રહ્મરંધ્ર સુધીનું તે આકાશ સ્થાન છે. તે પાંચે સ્થાનનો જય થાય છે. પૃથ્વિ તત્વના જયથી મળમૂત્ર કફ અલ્પ થાય છે. આરોગ્ય શરીર હલકું, દિવ્ય સુગંધ, એ યોગની પ્રથમ ભૂમિકા છે. કાંટાપરથી, પાણી પરથી, કાદવ પરથી ચાલ્યા જતાં તે નડતાં નથી. એને દ્વંદ્વ નડતાં નથી. એ બીજી ભૂમિકા કહી. દૂરનું જોઇ શકે, દૂરનું સાંભળી શકે, ગમે તેટલું ખૂબ ખાય તો તૃપ્તિ ન થાય. થોડું ખાય તો પણ ક્ષુધા પીડતી નથી, ટાઢ (થંડી) તાપ લાગતાં નથી. એ ત્રીજી ભૂમિકાના જયનું લક્ષણ છે. ચોથી ભૂમિકામાં, આકાશ ગમન, ભૂમિમાં દેડકાં માફક અને વૃક્ષ ઉપર વાનરની માફક ચાલી શકે છે. પાંચમી ભૂમિકામાં, ત્રિકાળજ્ઞાન થાય છે. આઠ સિદ્ધિ મળી જાય છે, અને અનંત પ્રકારની શક્તિવાળો થાય છે. એ રીતની બધી સિદ્ધિમાં મોહ થયો તો, અથવા અભિમાન થાયતો, તેટલેજ અટકી પડે છે, માયાપાર જઇ શકતો નથી. એનાથી તો માત્ર દુનીયા પૂજે છે એટલુંજ, પણ જન્મ મરણચક્ર છુટતું નથી. રાજયોગમાં અથવા હઠયોગમાં સિદ્ધિના પડદા આવે છે તો ખરા, પરંતુ તે કોઇને કહે નહીં, અને તેનું અભિમાન નહીં કરે, તેમાં મોહ પામે નહીં, અને તે તરફ લક્ષ ન આપે, તો આગળ ગંતવ્યસ્થાને પોંચી શકે છે, કે જ્યાંથી ફરી જન્મવું પડતું નથી. તેવો યોગી અંતરમાં ઉતરે છે ત્યાં સુષુમ્નાનું દ્વાર ખુલે છે તેમાં પ્રાણ પ્રવેશ કરે છે. તેથી જેમ જેમ ઉંચો જાય છે તેમ નાદ સંભળાય છે. તેમાં ઘંટાનાદ, નગારૂં (દુંદુભી), શંખ, મૃદંગ, વીણા એવા અનુક્રમે નાદ સંભળાય છે. છેક ઊંડો જતાં મુરલીનાદ સંભળાય છે. તેનાથી આગળ એ નાદ ભેદીને બ્રહ્મનાડીમાં પ્રવેશ થવાથી બ્રહ્મતેજ

પ્રકાશ દેખાવા લાગે છે. ચોવીશ કલાકમાં કુલ ૨૧૬૦૦ શ્વાસ મનુષ્ય લઈ શકે છે. તે દરે એક એક શ્વાસે સૂર્યનો રથ ૨૧૬૦૦ યોજન દોડે છે. તે દરેક શ્વાસે **સોઽહંથી** પ્રાણુની ગતિ થાય છે તેને હંસ કહે છે. એ હંસ ગાયત્રી પૂર્વક **સોહં** ઉપાસના છે. તેનાથી આયુષ્ય વધે છે. તેજ પરમાત્મા ની ઉપાસના છે. **સોઽહમ્** છે તેજ ૐ (**ओम्**) છે. એજ પ્રણુવ છે **स+ओ+ह+म्** એમાંથી **स+ह** એ અક્ષર કાઢી નાંખો તો **ओम्** (ૐ) રહેશે. એવી પ્રણુવોપાસના છે તેજ બ્રહ્મોપાસના છે (**સોહં**)ની. તેને હંસોપાસના કહે છે. એકલા ૐનો જપ સન્યાસીએજ કરવાનો છે. ૐ નિર્ગુણુ છે, અને **સોહં** છે તે સગુણ છે. બેઉ એકજ પરમાત્માનું સ્વરૂપ છે. એ ઉપાસનાથી પુરૂષ હંસ થાય છે. ત્યારેજ તે નીરક્ષીર (દુધ, પાણી) જુદાં પાડી શકે છે. અર્થાત્ સત્ ચિદ્ આનંદરૂપ દુધમાં, નામ અને રૂપ એ રૂપ પાણી ભળી ગયું છે તે બુદ્ધિરૂપ ચાંચથી જુદાં પાડી શકે છે, કેમકે તેની બુદ્ધિરૂપ ચાંચમા વિવેકરૂપ એવી વિલક્ષણ ખટાસનો ગુણ હોય છે. હંસ (પક્ષી) મોતીનો ચારો ચરે છે, તે (મોતી) તેનાં પેટમાંની ગરમીથી ગળી (ઓગળી) જાય છે, અને ચરકે છે ત્યારે અમુલ્ય લાલ નિકળે છે.

એક રાજા હતો તેને તેના પ્રધાને, એવી લાલ કંઈ દૈવયોગે મળી આવ્યાથી તે આપી. તે જોઈ બીજી માગી. પ્રધાને કહ્યું કે, ભારે ખર્ચ થશે, અને બહુ કાળ જશે. છતાં રાજાએ તે કબુલ કરી હઠ કરી. તેથી પ્રધાને મોટું ચીડીયાખાનું બંધાવ્યું. તેમાં બધી જાતનાં અનાજ નંખાવ્યાં. એક બાજુએ મોતીનો ઢગ કરાવ્યો, પાણી ભરાવ્યું. ચલીઆં કબુતરો વગેરે પક્ષીનાં ટોળાં આવવા લાગ્યાં. તે કોઈ મોતીને ખાતું નથી. પક્ષીઓમાં વાત ચાલી. વાત પ્રસરતાં લાંબે કાળે હંસ આવ્યો, તે મોતીને ચરીને ઉડી ગયો. બીજે દહાડે બીજા ચાર હંસ આવ્યા. એમ આવતાં જતાં એક દિવસ એક હંસ ચરકવાથી લાલ પડી. તે લઈ જઈ પ્રધાને રાજાને આપી. તેમ, સાધુઓરૂપ પંખીઓ છે, તેમાં જ્ઞાની સાધુ હંસપક્ષીરૂપ છે. સાધુને પ્રેમભાવરૂપ ચારો છે. તેથીજ સાધુને રોટી દોટી અને પુસ્તકો ખૂબ આપવાં. કોઈ વખતે હંસરૂપ સાધુ આવી ચડે છે, તે અમુલ્ય આત્મજ્ઞાનરૂપ લાલ મુકીને ચાલ્યા જાય છે. મોતીનો ચારો, એટલે, ભક્તિ–ભાવના–પ્રેમ હોય ત્યાં હંસરૂપ સાધુ આવે છે. જ્ઞાનથી પરમહંસ થાય છે. **સોહં** ની ઉપાસ-

નાથી ॐ નું દર્શન થાય છે. ॐ ના ચાર પાદમાંથી ગાયત્રીનાં ચાર પાદ થયાં છે. તે ॐ પંચાક્ષરી છે, અને સર્વનું મુળ છે.

દરેક શ્વાસે **सोहं** ની ધ્વની ઉઠયા કરે છે, તેની ઉપાસનાને હંસોપાસના કહે છે. ॐકારમાં પાંચ અક્ષર છે. **अ, उ, म्. नाद** (ॅ), અને **बिंदु** (०). એ પાંચ અક્ષરોના દેવ કલ્પ્યા છે. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર, અને સદાશિવ. છત્રીસ તત્વોનો સમાસ, આઠે મુર્તિ (પંચભુત, સુર્ય, ચંદ્ર, ને ચેતન પુરૂષ) માં કરેલો છે, તેની વિરાટરૂપે ઉપાસનાથી મોક્ષનો અનુભવ કરે છે.

પ્રથમ સદ્દગુરૂની ખુબ શ્રદ્ધા પ્રેમથી સેવા ચાકરી કરીને ગુરૂપ્રસાદ-કૃપા મેળવે. **यस्यदेवे पराभक्ति र्यथादेवे तथा गुरौ; तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥**

શ્રીમત્ શંકર સ્વામીએ, ગંગાને સામે કાંઠે પદ્મપાદ વગેરે શિષ્યો હતા તેને બોલાવ્યા. તે વખતે બીજા હતા તે પુલ તરફ ચાલ્યા ( પુલ ઉપરથી ચાલીને આવવાના હેતુથી ગયા. ) અને પદ્મ પાદાચાર્ય તો ગુરૂની આજ્ઞા થતાંની સાથે સામાજ ગંગામાં ચાલ્યા. ગંગાનાં પાણી ઉપર તેના દરેક પગલે–પદે પદે કમળ (પદ્મ) થયાં. તેથી પદ્મપાદાચાર્ય નામ થયું; એવી રીતની ગુરૂભક્તિ થવી.

તોટક અજ્ઞાન હતો, તેથી તેને " ગિરી " ( પથર ) એ નામથીજ બધા કહેતા, એક દહાડો સદ્દગુરૂ શ્રી શંકરનાં વસ્ત્ર ધોવા ગયલો. કથાનો સમય થયો છે. ગુરૂ તેની વાટ જુવે છે. બીજા શિષ્યો એકઠા થઇ બેઠા છે. તે વખતે ગુરૂને તેની વાટ જોતા જોઇ સુરેશ્વરાચાર્યે કહ્યું કે, એની વાટ શું જોવી ! એ અજ્ઞાન છે તે વેદાંત જેવા ગહન વિષયમાં શું સમજે, છતાં આવશે ત્યારે જે ચાલતું હશે ત્યાંથી શ્રવણ કરશે. શંકરે જાણ્યું કે એને પોતાની વિદ્વત્તાનું અભિમાન થયું છે. તેથી તરત સરસ્વતિનું આવાહન કરી તોટકની જિવ્હાએ સ્થાપન કીધું. વસ્ત્ર સંકેલીને આવતાં તોટક-વૃત્ત (છંદ) થીજ શ્લોકોની પંક્તિ બોલતો બોલતો તે તોટક ચાલી આવે છે. તે સાંભળી પેલા બધાને શંકર કહે છે કે, પેલો ગિરિ શું બબડતો આવે છે. તોટકને ગુરૂસ્તુતિના શ્લોક બોલતો સાંભળી સુરેશ્વરનું અભિમાન ઉતરી ગયું. અને સમજી ગયા કે ગુરૂ કૃપા થઇ. મારી મોટી ભુલ થઇ. તે તોટક બોલતો હતો તેનો ભાવાર્થ એવો છે કે,–આ સંસાર સમુદ્રમાં જન્મ મરણરૂપ જળ ભરેલું છે તે ખુટતું નથી–ભવના રસ્તા ખુટતા નથી.

એમાં સુખ દુઃખરૂપ મગર અને મચ્છો છે તે તળીએ તાણી જાય છે. ગજરાજ હાથી અને મગર લડતા હતા તેમ જીવ અને માયા છે. માયા છે તે જીવને સંસારમાં તાણી જાય છે.–ખેંચે છે તેથી જીવરૂપ હાથી સુખને શોધે છે. સત્ અંશ તો બધા કહે છે, એટલે પોતાનું અસ્તિત્વ (હું છું) તો બધા સમજે છે, પણ ચિદ્ અને આનંદ અંશની ખબર નથી. તેમ, જવપુર સૂંઢ (એટલે અસ્તિત્વ માત્ર) બહાર રહી ત્યારે પ્રભુને પોકારે છે. "જવપુર સૂંઢ રહી જબ બાહેર, તબ પ્રભુનામ પોકાર્યો, નાથ કૈસેં ગજકો બંધ છુડાયો." એવા સમુદ્રમાં પડયો છું. સર્પ છે તે છછુંદરને પકડે છે તે નથી છોડાતી, કે નથી ગળી જવાતી, તેવું દુઃખ થયું છે. ગળી જાય તો મરી જાય છે, ને છોડી દે તો આંધળો થાય છે. તેમ, જીવથી અભિમાનરૂપ છછુંદર છોડાતું નથી, છોડે તો આસક્તિને લીધે બીજું સૂઝતું નથી; ગળી જાય તો મરે છે. એટલે સંસારનો સંબંધ છુટે છે. ત્યારે ગુરૂ યુક્તિ બતાવે છે તેથી જળાશ્રયનો આશ્રય લે છે તેમાં મુકી દે છે. અંદર મુકી દઇ જળ નીચે જાય છે તેથી આંધળો થતો નથી.

દેહને ઊંટ કહે છે. એકવાર અભિમાન પકડયું, તો ગુરૂ શરણે જઇ તેમાં ડુબી જાય. તેથી અભિમાન છોડીને દીનતા (આધિનતા) તોટક બતાવે છે, કે, **कृपया शरणागत मुद्धरमाम्** હે સદ્ગુરો! કૃપા કરીને હું શરણાગતનો ઉદ્ધાર કરો. આત્મજ્ઞાન સ્વસંવેદ્ય છે. ચંદ્ર પોતાનીજ આંખે જોઇ શકાય છે, બીજાનું જોયલું એને નકામું છે. તેમ, આત્મજ્ઞાન માટે પોતાનીજ બુદ્ધિ જાગ્રત થવી જોઇએ. તરવાને માટે પાણી દબાવવાનું છે, પણ તે કેમ દબાવવું, તે કળ આવડવી જોઇએ. તેને માટે રોજ બાથોડીઆં મારતાં, કાનમાં આંખમાં પેટમાં પાણી ભરાઇ જતાં, કળ હાથ લાગે છે, તેવુંજ આ સંસારમાં તરવાનું છે. વાસના તજવી, એ વાત ખરી, પણ શી રીતે તજવી તેનું પ્રયત્ન કરે છે, ઉપાયો કરે છે તેમાં કાંઇ વાસના તજે છે, કોઇ વળી એના ઉપર ચઢી બેસે છે, એમ કરતાં મંડયો રહે છે તો તજી શકે છે. તેમ, ગુરૂ યુક્તિ બતાવે તો અભિમાન છુટે છે. સુરેશ્વરનું અભિમાન ગયું, કેમકે તે વિદ્વાન હતા. પણ મુર્ખનું તો ઉપદેશ કરવાથી ઉલટું વધી પડે છે, પણ છુટતું નથી. સુગરીએ વાંદરાને ઝાડ ઉપર ધ્રુજતો દેખી શિખામણ આપી કે, માણસ જેવો આકાર છે, જાતે બળવાન છે, તો આવા વખત માટે એક માળો કરી રાખવા શું તું સમર્થ નથી? તે સાંભળી વાનર બોલ્યો કે, રંડે!

મને ધીખામણુ દેનારી તું કોણ ? હું ઘર બાંધવાને તો અસમર્થ છું, પણ **समर्थो गृह भंजने** ઘર ભાંગી નાખવા સમર્થ છું. એમ કહી સુગરીનો માળો તોડી ભાંગી નાખ્યો. તેમ, મૂર્ખનું અભિમાન છુટતું નથી. **गुरुशुश्रूषयाविद्या पुष्कलेन धनेनवा ॥ अथवा विद्यया विद्या चतुर्थं नैव कारणं ॥** ગુરૂની સેવા કરવાથી વિદ્યા મળે છે (તે સાત્વિક માર્ગ છે), ઘણું ધન આપી વિદ્યા મેળવાય છે (એ રાજસ માર્ગ છે), અગર એક વિદ્યા પોતાની પાસેની આપીને બીજી વિદ્યા લેવાય (તે તામસ માર્ગ છે,) ચોથું કારણ નથી. ગુરૂ ઇશ્વરની કૃપા મેળવવી જોઇએ. પ્રણવની ઉપાસના છે તે ઇશ્વરની ઉપાસના છે.

જેવી રીતનું મંગલ ઉપક્રમ (પ્રારંભમાં) કરવામાં આવેલું હોય તેવી રીતે મધ્યમાં અને અંતે (ઉપસંહારમાં) કરાય છે. પ્રથમ શ્લોકથી તટસ્થ અને સ્વરૂપ લક્ષણવાળું બ્રહ્મ પ્રતિપાદન કીધેલું છે, તેનું છેવટે ૐ નું કરે છે. **अ**, **उ**, **म**, એ ત્રણ અક્ષર મળી ૐ થાય છે. **अ** છે તે સત્ છે, **उ** છે તે ચિત્ છે, અને **म** છે તે આનંદરૂપ છે, તે એક થતાં **सच्चिदानंद-ॐ** થાય છે. જાગ્રત અવસ્થામાં "હું છું" એવાં અસ્તિત્વનું જ ભાન હોવાથી તે **अ**કાર **सत्** રૂપ છે. **(अक्षराणां अकारोस्मि)** અકાર વિનાની કોઇ વાણીજ નથી. **उकार चित्** રૂપ છે, તે જીવનરૂપ (જ્ઞાનરૂપ) છે. **म**કાર **आनंद रूप** છે. એ ૐ રૂપ નિત્ય કૂટસ્થ છે. નાદમાંથી અનેક નામ થયાં, અને બિંદુમાંથી અનેકરૂપ થયાં. તેમાં નામ અને રૂપ એ બેનો આવિર્ભાવ તિરોભાવ થાય છે.

બિંદુમાં (વીર્યમાં) પુરૂષનો (સૃષ્ટિનો) તિરોભાવ છે, અને પછી પુરૂષરૂપે આવિર્ભાવ થાય છે. વીર્યથી શરીર થાય છે. હવે નાદમાં નામનો આવિર્ભાવ તિરોભાવ કેવી રીતે છે તે જુવો. એક માઢ રાગ છે, તે એકજ રાગ દસ જણા ગાય છે, તેમાં એક જણ અલંકાર રસનો, બીજો વૈરાગ્ય રસનો, ત્રીજો શબ્દ શોકનો, ચોથો મોહનો, પાંચમો વિવેકનો, છઠો જ્ઞાનનો, વગેરે ગાય છે. હારમોનીઅમ વગેરે વાજું એકજ વાજું વાગે છે. રાગ તો માઢ રાગનોજ નિકળે છે, તેમાં બધાં ગાનારા એમજ સમજે છે કે માઢંજ ગાયન-સુરવાળું દર્શાવે છે. અથાત્ ધ્વનિ એકજ આવે છે. એ નાદ-ધ્વનિ એકજ છે તેમાંથી તે ગાયનોનો આવિર્ભાવ તિરોભાવ છે. તેથી ઉત્પત્તિ સ્થિતી લયના આધાર ભુત એ નાદ બિંદુ છે. તે ઉત્પત્તિ વગેરે ત્રણે એ બેમાંજ થયા કરે છે. તેનું અધિષ્ઠાન **ब्रह्म** છે. કપિલ ગીતામાં નીચે પ્રમાણે કહે છેઃ—

**अकारो वासुदेव स्यात्, उकारस्तु महेश्वर ॥**
**मकारो सूर्य इत्युक्तः शक्तिर्नादात्मिकामता ॥**
**विंदु रूपो गणेश स्यात्, ॐकारः पंचदेवता॥**

અકાર છે તે વાસુદેવ છે, ઉકાર છે તે મહેશ્વર છે, મકાર છે તે સૂર્ય છે, નાદરૂપ શકિત છે, બિંદુરૂપ ગણેશ છે. એ રીતે ૐકારજ પાંચ દેવતા છે, એ પાંચનો અભેદ છે. જેમ, એકજ પુરૂપ છે તેને માતા આવીને પુત્ર કહેશે, બ્હેન આવશે તે ભાઇ કહેશે, સ્ત્રી તેને પતિ કહેશે, ભાણેજ તેને મામો કહેશે, પુત્ર તેને પિતા કહેશે. તેમ એકજ પુરૂશ પાંચ નામથી કહેવાય છે. ઉપાસકોને ગોલોક વૈકુંઠ કૈલાસ સ્વર્ગ વગેરે લોક તથા દેવોના રૂપ દેખાય છે, તે તેમની દ્રઢ થયલી ભાવના પ્રમાણે દેખાય છે. મુળાધાર ચક્રના પ્રથમ દેવ ગણેશ છે. નિર્વિઘ્ને કાર્યની સિદ્ધિ માટે લગનમાં અને મૃત્યુ ક્રિયામાં બેઉમાં તેનું પૂજન થાય છે, એ પાંચ દેવ છે તે દરેક દેવનું પંચાયતન કરીને પચીસ કલ્પ્યા છે. જેવાંકે, ગણેશ પંચાયતન, શિવ પંચાયતન, વિષ્ણુ પંચાયતન, દેવી અને સૂર્ય પંચાયતન. તે દરેક પંચાયતનમાં એક દેવ મુખ્ય અને ચાર ગૌણ હોય છે. તેથીજ " પંચ ત્યાં પરમેશ્વર " અથવા " પંચ તે પરમેશ્વર " એવી કહેવત છે. તે પાંચ દેવજ અભેદ એક પરમેશ્વર છે.

નાદબિંદુ મુખ્ય છે. નાદ છે તે લક્ષ્મી અને બિંદુ છે તે વિષ્ણુ. એ ઉપર લક્ષ રાખી વેદ વ્યાસે ભાગવતાદિ પુરાણો કીધાં છે. ગણેશ પુરાણમાં બિંદુને ગણેશ, શિવ પુરાણમાં બિંદુને શિવ, ભાગવતમાં બિંદુને કૃષ્ણ અને નાદને શક્તિ–દેવી કલ્પી છે. સિદ્ધિ વિનાયક અથવા શકિતનાં, બેરૂપ સિદ્ધિ અને બુદ્ધિ સહિત ગણેશ. શિવ શક્તિ, કૃષ્ણ રાધા, લક્ષ્મી નારાયણ, સીતારામ, વગેરે.

**एको देवो केशवो वाशिवो वा, एको वासः पत्तने वा वनेवा ॥**
**एका भार्या सुंदरी वा दरी वा, एको मित्रः भूपति र्वा यतिर्वा ॥**

અસલ બેજ ઉપાસના, તેથી દેવ એકજ, શિવ અગર વિષ્ણુ. શહેરમાં વસવું કે વનમાં વસવું. સ્ત્રી કરો તો સુંદર સ્ત્રી કરો, અથવા નિવૃત્તિ મળે તેવી એકાંત ગુફાનું સેવન કરો, રાજાને મિત્ર કરો અગર સંત સ્વામિ મહાત્માને કરો. પાર્વતીજી રામ રક્ષાનો પાઠ કરતાં હતાં તેમને શિવે બોલાવ્યાં, ત્યારે કહ્યું કે, પાઠ કરી રહીશ ત્યારે ઉઠાશે. ત્યારે શંકરે

તેમને કહ્યું કેઃ-**रामरामोतिरामोति रमेरामे मनोरमे ॥ सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने ॥** હે દેવી ! સર્વમાં રામ રમે છે, એવી દ્રષ્ટિ થઇ તો પછી, એ રામનામ છે તે હજારો નામ તુલ્ય છે. શિવે વિષ્ણુની ઉપાસના ચલાવી છે. રામે રામેશ્વરની સ્થપના કરી ત્યાં રામેશ્વરનો અર્થ રામે કીધો છે કે **रामस्य ईश्वरः** રામના ધણી (ઇશ્વર) તે રામેશ્વર. ત્યારે તે સ્થાપિત શિવલિંગ (રામેશ્વર)માંથી ધ્વનિ નિકળ્યો કે, **रामः ईश्वरो यस्य रामेश्वरः** રામ છે ધણી જેના (જે શિવના) તે રામેશ્વર છે. ત્યાંના બ્રાહ્મણો કહે છે કે, **रामः एव ईश्वरः** એટલે રામ છે તેજ ઇશ્વર (મહાદેવ) છે– એ જુદા નથી–એ એકજ છે. તેમ, પાંચેદેવ એકજ છે. ભક્તોની ભાવનાને અનુસાર નામરૂપ જુદાં છે.

ગણપતિને ઉંદરનું વાહન છે, તે વગેરેનું રહસ્ય શું છે તે કહે છેઃ—

આખુ- એટલે, મુશક–ઉંદર, અને આખુ એટલે માયા. તે માયા ઉપર આરૂઢ કોણ ? તે ગણનો (ત્રણે ગુણ ગણોનો પ્રેરક–ઇશ્વર) પતિઃ તે ત્રિગુણાતીત છે, તે સમજાવવાને ઉંદરનું વહાન કલ્પ્યું છે. કેમકે, ઉંદરનાં જેટલાં લક્ષણ છે તેટલાં માયામાં ઘટે–સંભવે છે. દીવો બળે છે તેમાંની બત્તીને ઉંદર તાણી જાય છે. કેમકે અંધારૂં થાય તો નાચવા દોડવાનું જોર ફાવે. તેમ, જો જ્ઞાન પામશે તો મારે ખસવું પડશે એમ વિચારી માયા છે તે આત્માકાર વૃત્તિરૂપ દીવેટ ખેંચી જાય છે. ઉંદર ફુંકતો જઇને કરડે છે તેથી પાછળથી બળતરા થાય ત્યારે જાણવામાં આવે છે. તેવીજ રીતે માયા છે તે આશાની ફુંક માર્યા કરે છે. તે આશામાં-આસક્તિમા કાંઇ જાણતો નથી; પણ જયારે મરણકાળ પાસે આવે છે ત્યારે ચિત્તમાં બળતરા થાય છે કે અરે, વૃથા જન્મ ગયો, કર્તવ્ય કંઇ નહીં કીધું, સ્વપ્નાવતજ બધું ભોગવ્યું; હવે શું થશે, વગેરે પશ્ચાત્તાપ થાય છે. ઉંદર છે તે જુના કપડાંને પડયાં મેલી નવાં કપડાંનેજ કરડી કાણાં કરે છે. તેમ જુની ટેવ પડી હોય તેને માયા કરડતી નથી (વિષયો ભોગવવાની ટેવ અનેક જન્માંતરોથી પડેલી હોય તેને કાણી કરતી નથી), પણ સાધુ સંતનો સંગ કરવા માંડયો, અથવા એકાગ્રતાંથી ધ્યાન ભજન કરવા માંડયું કે, તે નવી ટેવને જરૂર માયા કરડે છે, અર્થાત્ અનેક વિઘ્નો આણે છે; અને સંસારની આસક્તિ નહીં છુટી જાય તેવું કરવા યત્ન કરે છે. કેમકે સંસારનો મોહ છુટી જશે તો હાથમાંથી જતો રહેશે એમ જાણી (અરે ! આતો ગયો સો ! એમ જાણીને) માયા તેમાં અટકાવ- વિઘ્ન નાખે છે.

માયા અને ઇશ્વરનો યોગ નથી. ઇશ્વર અસંગ છે. તેથી પાર્વતીરૂપ માયાએ પોતાનાં અંગના મેલના ગણપતિ અને ઉષા બનાવ્યાં, ને બારણે ચોકી કરવા બેસાડયાં. આજ્ઞા આપી કે કોઇને ઘરમાં આવવા દેવું નહીં. પછી પાર્વતી સ્નાન કરવા બેઠાં. એટલામાં મહાદેવ આવ્યા. તેમને અટકાવ્યા. તેથી યુદ્ધ થયું. તેમાં શંકરે ગણપતિનું માથું ઉડાવી દીધું તે સુર્યના રથ તળે ચગદાઇ ગયું. પાર્વતીએ પુત્ર માટે શોક કરવાથી ગજ-હાથીનું માથું લાવી ચોંટાડયું તેનાં વજનથી પેટ ફુંડાળું થઇ ગયું.

પર્વત જડ છે. તે હિમાલયથી પાર્વતી અથવા માયા થયાં. માયા જડ છે. તે ત્રણ ગુણવાળી છે. તેમાં રજોગુણરૂપ મેલથી ગણપતિ, અને તામસ (મેલ)થી ઉષા (ઓખા) એવાં બે પુતળાં કીધાં. પાસે એક સત્વ ગુણ રહ્યો તેથી જ્ઞાન ગંગામાં ન્હાવા બેઠાં. તે જ્ઞાન ધ્યાન પ્રસંગે બીજાને એટલે દ્વૈતને આવવા નહીં દેવા સારૂ ગણેશ ઉષાની ચોકી મુકી. જ્યાં જ્ઞાન થયું ત્યાં શિવ, એટલે, મોક્ષ આવે છેજ. ત્યારે ગણેશરૂપ ગુણ તેને પેસવા નથી દેતો (આડો આવે છે). માયાનો નાશ માયાથીજ થાય, તેથી ત્રિશુળથી ડોકું ઉડાવ્યું. ત્રિશુળમાં પણ ત્રણ શુળ છે. (ત્રિપુટીનું) તે ધ્યાતા ધ્યાન અને ધ્યેય, એકતાર થવાથી અહંરૂપ માથું ઉડી જાય છે. તે અહંરૂપ માથું, પ્રાણરૂપ સૂર્યમાં પડી ગળી ગયું (વાસનાઓ ગળી ગઇ) (વાસના હોય તો તે શિવશાના ?!) જ્ઞાન થયા પછી પણ શરીર રૂપ માયા રહેવાથી શોક પ્રતીત થાય, પણ અહં મરી ગયું ત્યાં ગજાકાર ૐ (**सोहं**) મુક્યું. તે **सोहं** મુકતાં પેટ મોટું થયું. કેમકે **वसुधैव कुटुंबिकं** વિરાટમય દ્રષ્ટિ થઇ. હાથી જેવું માથું મુક્યું તેજ ૐ અર્થાત્, જીવ, ઇશ્વર, માયા, એકજ-ભેદ રહિત છે તે સમજાય.

મહાદેવ નૃત્ય કરે છે તે તાંડવ (સંહારરૂપ) અને પાર્વતી પણ નૃત્ય કરે છે તે લાસ્ય કહેવાય છે. તે ઉત્પત્તિ રૂપ છે.

વી રીતે, શિળા લેખવત્, ગણેશમૂર્તિ રહસ્યની વાત લખી ગયા તે સમજ્યા વગર ગમે તેમ બકવું, એજ અજ્ઞાનતા છે.

સમુદ્રમાંથી ૧૪ રત્ન નિકળ્યાં, તેમાં ત્રણ રત્ન મહાદેવને આપ્યાં, તે ધતુષ્ય, વિષ, અને ચંદ્ર; ત્રણ વિષ્ણુને આપ્યાં, લક્ષ્મી, કૌસ્તુભ, શંખ ઇંદ્રને પાંચ આપ્યાં, પરિજાત, ધન્વતરી, કામદુધા ગાય, અપ્સરા, અને ઐરાવત હાથી. સૂર્યને એક અશ્વ આપ્યો. દૈત્યને સુરા, અને દેવોને અમૃત આપ્યું ઇંદ્રરૂપ મન, અને સૂર્ય તે બ્રહ્મા. **विशति प्रविशति** પ્રવેશ કરે છે

તે વિષ્ણુ. હૃદય મંથનથી ૧૪ રત્ન નિકળે છે. વિત્તેષણા, લોકૈષણા, પુત્રૈષણા, એવી ત્રણ ઇષણા છે તે વિષ છે.—હલાહલ છે, તે પી જવી જોઇએ, ત્યારે શિવરૂપ થવાય છે. એવા શંકરને નમસ્કાર કરાય છે. **आदि मध्यांत शून्याय, सच्चिदानंद ब्रह्मणे ॥ ॐ नमः प्रणवाचार्य, गुरुणां गुरवे नमः ॥**

શ્લોક નવનો નવમોલ્લાસ સમાપ્ત થયો. હવે દશમા શ્લોક વિશે પ્રારંભાય છે.

પરિચ્છિન્ન અહંભાવ ત્યજીને જેને સર્વાત્મભાવ (જ્ઞાન) થાય છે તે ગુરૂઓનો પણ ગુરૂ છે. વેદાંતનું શ્રવણ કેવી રીતે કરવું જોઇએ કે, ચતુષ્ટય સાધન સિદ્ધ કરીને પછી જે શ્રવણ કરે છે તેને યથાર્થ ફળ થાય છે; તેજ ખરૂં શ્રવણ કહી શકાય છે. ગ્રામ કથા (ગામ ગપાટા) અથવા સંસારી વાતો મીઠી લાગે છે તે સાંભળીને બીજાને કહેતી વખતે એ વાત ઉમેરીને કહેતાં આવડે છે, તેવુંજ જો આ શ્રવણ થતું હોય તો તરવાને માટે વિલંબ નથી. એવી જે તલ્લીનતા છે તે, સાધન સંપન્નની હોઇ શકે છે.

યાજ્ઞવલ્કય મુનિ કથા કરતા તેમાં ઘણા ૠષિઓ, સન્યાસીઓ, વગેરે શ્રવણમાં બેસતા, પણ જ્યારે રાજા જનક આવે ત્યારે યાજ્ઞવલ્કય કથાનો પ્રારંભ કરતા હતા. તે જોઇ સન્યાસીઓ મનમાં વિચાર કરતા કે યાજ્ઞવાલ્કયને કંઇ લોભ છે, કેમકે એ રાજા છે તેથી એમ કરે છે. એ વિચાર ગુરૂ સમજી ગયા; કેમકે તે ત્રિકાળદર્શી હતા. જનકતો ગુરૂનું તે અપૂર્વ સામર્થ્ય જાણતા હતા.

વૈશંપાયન મુનિ ગોર (ગુરૂ) હોવાથી જનમેજય રાજાને ત્યાં રોજ આશિર્વાદ દેવાને જતા. પણ તેઓ ઘણા વૃદ્ધ હોવાથી એક દિવસે રાજાએ કહ્યું કે, મહારજ! આપનું શરીર બહુ જીર્ણ થઈ ગયું છે તેથી હવે આપ જાતે પધારતા નહીં, હું રોજ આપનાં દરશને આવીશ. મુનિ બોલ્યા કે, રાજન્! તારૂં અન્ન ખાઇએ છીએ, તેથી મારેજ આવવું જોઇએ. રાજા કહે, ના, ગુરો! બીજો કાંઈ રસ્તો કહો. મુનિ કહે, હા, મારા આઠ શિષ્યમાંથી એક એક વારા ફરતી આવે તો હરકત નથી. પછી તેનો હુકમ શિષ્યોને આપવાથી રોજ એક જણ આવી આશિર્વાદ દઇ જાય છે. યાજ્ઞવલ્કયનો વારો આવ્યો. તેણે વિચાર્યું કે, રાજા પણ શું જાણશે કે શિષ્ય કોઈ હતો. તેથી અમુક વર્ષનું તપ, અક્ષતમાં મુકીને તે અક્ષતને મંત્રી તેમાં તપનું અનુસંધાન કીધું, અને આવ્યા. તે વખતે રાજા શિકારે ગયલા. રાણીએ કહ્યું કે ગાદીને આશીર્વાદ દઇ જાવ. તેથી

યાજ્ઞવલ્કયે તે ચોખા છાપરાં ઉપર ફેંકી ચાલવો માંડયું. તેથી જેટલાં સુકાં કાષ્ટો તેમાં હતાં તે બધાં નવ પલ્લવ થઈ લીલાં બની સુંદર બગીચો-ઝાડી બની ગયાં. રાજાએ આવીને તે જોયું. તપાસ કરી, પસ્તાયો, કે સુકાં કાષ્ટ લીલાંથયાં તો મને પુત્ર કેમ નહિ થાત. રાજા તો તેવોને તેવો ગુરૂ પાસે દોડયો. કારણ પુછતાં વિજ્ઞપ્તિ કરી કે, આજે જે શિષ્યને મોકલેલો તેનેજ કાલે મોકલજો. ગુરૂએ યાજ્ઞવકલ્યને તેમ કરવાને (કાલે પાછા જવાની) આજ્ઞા કરી. ત્યારે તે કહે, કાલે મારો વારો નથી, આઠમે દહાડે મારો વારો આંવશે ત્યારે જઇશ. ગુરૂ કહે, આજ્ઞા કેમ ન માને. યાજ્ઞ.-કહે, આજ્ઞા એકવાર માની છે તે આપનીજ છે. તે પ્રથમ આજ્ઞા પ્રમાણેજ થશે. આજે આપ કહોછો તે વચન તમારૂં નથી, રાજાનું છે. વૈશંપાયન ગુરૂ કહે, મારૂં વચન નથી માનતો તો મારા વેદ ભણ્યો તે પાછા આપ. તે સાંભળી યાજ્ઞવલ્કયે તરત ઓકી કાઢયા. તે જોઇને, બેચાર શિષ્યો જે મુર્ખ હતા તેણે તે શી રીતે લઈ લેવા તે વિશે વિચાર કરી તેતર પક્ષી બની ગયા અને ચરી ગયા. તે યર્જુવેદની તેતરી શાખાવાળા થયા. યાજ્ઞવલ્કય તો ચાલ્યા ગયા. અને જળમાં ઉભા રહી ગાયત્રી મંત્રથી સૂર્યના રથને અટકાવ્યો અને પ્રાર્થના કરી કે, મને તે વેદ ભણાવો. કેમકે તે વેદ ફક્ત વૈશંપાયન અને સૂર્ય, એ બેજ જણ જાણતા હતા. સૂર્ય કહે, દોડતો રથ છે, તું શી રીતે ભણશે. યાજ્ઞવલ્કય કહે, મેં તે ઉપાય બધો ગોઠવી રાખ્યો છે. તમારા રથ નીચે ઝોળી બાંધી તેમાં બેસીશ. જે સ્વર લાંબો હોય તો તેની અશ્વ દોરી વધારે તાણજો. એ રીતે લાંબા ટુંકા સ્વર સમજી લઇશ. એ રીતે ભણતાં મધ્યાને વેદ પુરો થયો તેથી માધ્યંદિની શાખા થઇ. અને અશ્વની દોરી તાણવાથી વાજસનેઇ શાખા થઇ. એવા સમર્થ હતા. તે, જનકની યોગ્યતા હોવાથી તેની વાટ જોતા હતા. પછી તે સન્યાસીની શંકા જાણી લઇ બીજે દીવસે, (યોગબળથી), કથા ચાલવા માંડી કે દસ મીનીટે ગોવાળીયા આવી બોલ્યા કે, આગ લાગી. તે સાંભળતાંજ સન્યાસીઓ ભડકી ઉઠયા. કોઇ કહે છે, મારૂં તો નવુંજ તુંબડું છે, તે લેવા દોડયો. કોઇ વસ્ત્ર સુકવવા નાખેલાં તે લેવા દોડયા પણ જનક બેઠો રહ્યો. ત્યાં બીજી બુમ આવી કે, રાજાજીનો રહેવાનો મેહેલ બળે છે. છતાં જનક તો કહે છે કે, આગળ ચલાવો. ગુરૂ કહે, તારો મેહેલ બળે છે કહે છે ને! રાજા કહે, આ (શરીરરૂપ) મેહેલજ મારો નથી, તો તે મેહેલ મારો ક્યાંથી હોય? મહારાજ! મારૂં કશું બળવાનુંજ નથી. તે બતાવી પેલા સન્યાસીઓને કહ્યું કે, તમે ત્યાગી

છતાં તુંબડું અગર વસ્ત્ર લેવા હોડયા. અને અનેક સમૃદ્ધિ છતાં તેનું અભિમાન જેને નથી એવો જનક કેવો શાંત હુવો તલ્લીન રહે છે તે જુવો. પ્રારબ્ધનું છે તે કદી જવાનું નથી, જે પ્રારબ્ધનું નથી તે કદી રહેવાનું નથી, એવું જનક સમજે છે. ત્યાગવાનું ફક્ત એજ છે કે, સર્વ પ્રકારની ચિંતા ત્યાજય છે. માત્ર સ્વસ્વરૂપનીજ ચિંતા રાખવી. જનક જાણતો હતો કે, હું ભાગીને કદી દોડી જઇશ તોપણ ત્યાં જઇ ઉભો રહીશ. જે બળવાનું હશે તે તો જઇશ તોપણ બળશે, ને નહીં જઇશ તોપણ બળશે; માટે ખરો ત્યાગ હૃદયનો હોવો જોઇએ. માટે અર્થનાં જ્ઞાન પૂર્વક શ્રવણ કરી પછી તેને યુક્તિથી ચિત્તમાં જમાવી ચિંતવન (ધ્યાન) કરવું તેને મનન કહે છે. પછી તે અર્થાકાર વૃત્તિ થવા લાગે તેને નિદિધ્યાસ કહે છે. સ્તોત્રોનો પાઠ ભણી અર્થ ઉપર લક્ષ રાખવું, તે પણ તેજ છે. એવો પુરૂષ ઐશ્વર્ય પામે છે, તે વળી પ્રયત્નથી નહિં, પણ સ્વભાવ સિદ્ધ પામે છે અને મોક્ષરૂપ ફળ મેળવે છે.

બાળક રડતું હોય, ને માતા પાસે ખોળે આવવા મથન કરતું હોય તે વખતે માતા એક બે રમકડાં ફેંકે છે. તેમાં જો મોહ પામી, તે સાથે રમવા મંડી પડે છે અને રડતું રહી જાય છે, તો માતાની ફીકર મટે છે–માતા કાળજી છોડી દે છે. અને રમકડાંની ઉપેક્ષા–બેદરકારી કરી રડતો છાનો નહીં રહે તો માતાને, નીચે આવી બાળકને ગોદમાં ઉપાડી ખોળે લઇ જવું પડેજ છે. તેમ, ભક્ત–ઉપાસક જ્ઞાનીની માતા જે ઇશ્વર છે તે ઇશ્વર (માતા) નો વિયોગ સહન નહીં થવાથી યોગની ઇચ્છાથી પ્રભુની સ્તુતિ પોકાર કરી મુકે છે, ત્યારે તે સિદ્ધિઓ રૂપ રમકડાં ફેંકે છે–આપે છે, તેમાં લપટાયો તો નીચેજ રહે છે, ઇશ્વરને પછી તેની કાળજી રહેતી નથી; પણ તે સિદ્ધિમાં મોહ ન પામી ઉપેક્ષા કરે તો માતારૂપ ઇશ્વિરનેજ જરૂર પડે છે તે, આત્માનુભવરૂપ ખોળ ઉપર, ગોદમાં લઇને, લઇ આવે છે, અર્થાત્ અંતર્યામિરૂપે પ્રબોધી પારંગત કરે છે.

આ સ્તોત્ર ભણનારને આત્માનો અનુભવ થાય છે. તેનાથી ઐશ્વર્ય પ્રથક રહેતું નથી. તેને સિદ્ધિની અપેક્ષા નથી, ગમે તેવી બાહ્ય સ્થિતિમાં સંતુષ્ટ રહે છે.

એક સમયે મૃગયા કરવા નિકળેલા રાજાએ નગ્ન એવા દિગંબર અવધૂત યોગીરાજ શ્રી દત્તાત્રયને જંગલમાં ઝાડ તળે પડેલા જોઇ પુછયું કે, આવી હાલતમાં શી રીતે વખત ગાળો છો ? ગુરૂદત્ત બોલ્યા કે, રાજા હું એકલો

નથી, મારૂં કુટુંબ ઓહોળું છે, અને મહાબળવાન છે. **ધૈર્યંयस्यपिता क्षमा च जननी शांतिश्चिरं गेहिनी, सत्यं सूनु दया च भगिनी भ्राता मनः संयम:** ॥ ×× અર્થાત્, જેનો પિતા ધૈર્ય છે, ક્ષમા જેની માતા છે, શાંતિરૂપ હંમેશ સાથે રહેનારી સ્ત્રી છે, સત્યરૂપ પુત્ર, દયારૂપ બ્હેન, મનના સંયમરૂપ ભાઇ છે, દિશાઓ રૂપ વસ્ત્ર છે કે જેને ધોવાની કશી પીડાજ નહીં, અને જ્ઞાનામૃતરૂપ મારૂં ભોજન છે. એવાં કુટુંબવાળા યોગીને શાનો ભય ? !

એકાગ્રતાથી શ્રવણ કરનારની પાછળ, છાયાંની માફક ઐશ્વર્ય દોડે છે, તે કેવું ? અનંત શક્તિરૂપ તે તેને સહજ પ્રાપ્ત થાય છે, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, એ ત્રણે આત્મતત્વમાં તલ્લીન રહે છે તેથી ત્રણે ઐશ્વર્યવાન છે.

એક વખતે બ્રહ્માને અભિમાન થયું કે, હું સૃષ્ટિ ઉત્પન્ન કરૂં છું, ત્યારે તો વિષ્ણુ તેનુ પાલન કરે છે, અને રૂદ્ર સંહાર કરે છે, તેથી હું મોટો છું એ વાત ખરી છે એવું નક્કી કરવા શંકરની પાસે જવા વિચાર કરતા હતા, એટલામાં નારદે આવી કહ્યું કે, શંકરે આમંત્રણ કીધું છે તેથી ત્યાં બોલાવે છે. તે જાણી બ્રહ્મા ત્યાં જવા નિકળ્યા. રસ્તે નાની ગલીને નાકે મોટો રાજ માર્ગ હતો ત્યાંથી ઊંટની લંઘાર (હારની હાર-લાઇન બંધ પંક્તિ) ચાલી જતી જોઇ. આગળ કેટલાં ગયાં તેનો પાર કે પત્તો નથી પાછળ કેટલાં આવે છે તે સમજાતું નથી, તેથી ઉભા રહ્યા. ત્રણ ચાર કલાકે એક છોકરો ઊંટપર બેઠેલો, તેને પુછ્યું કે, આ ઊંટપર બધી પેટીઓજ લાદી છે તેમાં શું ભર્યું છે ? તે છોકરાએ જવાબ દીધો કે એ બધીમાં બધા બ્રહ્મા ભર્યા છે, તે સાંભળીને બ્રહ્માએ તે પેટીઓ ખોલી બતાવવા કહ્યું. છોકરાએ એક પેટી ખોલી તેમાં મોટાં બંડલો અને તેની અંદર નાનાં બંડલો છે. તે એક એકમાં બાર બાર ડબ્બી છે. એક એક ડબ્બીમાં રાઇના દાણા જેવડા બ્રહ્મા છે, એક દાણો ડબ્બીમાંથી નીચે પડતાં તે બ્રહ્મા જેવોજ બ્રહ્મા થઇ ગયો, એવાં અસંખ્ય પ્રવાહરૂપ ઉંટો છે, એટલે કરોડો અબજો-અસંખ્ય છે. એટલા બધા અપાર બ્રહ્માના ઢગેરા જોઇ બ્રહ્માનો ગર્વ છુટી ગયો. એ આખ્યાયિકાનું તાત્પર્ય એવું છે કે, બ્રહ્મા તે રાજસી બુદ્ધિ છે, તેને એવું અભિમાન સ્ફુરે છે કે, હમે શ્રેષ્ઠ છીએ. પણ સૃષ્ટિનો અનાદિ પ્રવાહરૂપ, યાવત્ શરીર તરફ દ્રષ્ટિ કરતાં, "હું મ્હોટો," એવું અભિમાન છુપાઇ-ઉડી જાય છે. શરીરરૂપ પેટીમાં અનાદિ પ્રવાહ ચાલ્યો આવે છે (સૂક્ષ્મ શરીર-તત્વમાં તથા કારણ શરીરમાં ચાલ્યો આવે છે). કારણ શરીરમાં

દાણારૂપ વાસના ભરી છે, તેમાં અનંત સૃષ્ટિ છે. તેથી "હું નહી હતે તો અમુક બનતે નહીં" એવો ગર્વ ખોટા છે. દરેક માણસ સમજે છે કે, આતો મેં કીધું, પણ તે ખોટુંજ છે. દીવાસળી સળગાવી દીવો કરે છે, તો એમ માને છે કે, મેં દીવો કીધો પણ તે ભુલ છે. દરેક કાર્યમાં આખાં જગતની મદદ છે. સળીનું કારખાનું જુવો. હજારોની મદદથી બને છે. અનેક વેપારીઓ દ્વારા, અનેક વહાણ, ગાડી–ટ્રેન–સ્ટીમર વગેરેથી આવે છે. પછી કુંભારની મદદ. કોડીઉં કયાંથી આવ્યું તે જુવો. પછી રૂની દીવેટ કયાંથી શા રીતે આવી? ખેતરમાં ઇશ્વરી–કુદરતની કૃપાથી કપાસ થયું, તેનું રૂઉ થતાં કારીગરોની મદદ, વગેરે, વગેરે. તાત્પર્ય કે જગતની મદદથી થાય છે. માટે "મેં કીધું" એવો વ્યથા ભાર માથે નહીં ઉપાડો. તમે તો અકર્તા છો. જો અભિમાન નહીં થાય તો ભાર લાગે નહીં. તળાવ, નદી, કે સમુદ્રમાં ન્હાવા પડયો, ને ડુબકી મારી, તો હજારો મણ પાણી માથાં ઉપર ફરી વળતાં છતાં જરાપણ ભાર નથી લાગતો; કેમકે તેમાં "મારૂં" એવું અભિમાન નથી. પરંતુ જો એક માટલું ભરી માથે મુકી જોય તો ભાર લાગે છે, કેમકે તેમાં અભિમાન છે કે, એ પાણી મારૂં છે.

નાટકનાં પાત્રો છે. તેમાં એક જણ રાજા થઇ, પાછો ભીખારી બની આવી જંગલમાં રવડે છે. ત્યાં ગાય છે કે બહુ દુઃખી થયો, વગેરે. પણ તે કશું તેની દ્રષ્ટિમાં નથી, તે તો બધું પ્રેક્ષકની દ્રષ્ટિમાં છે. તે તો જાણે છે કે, હું રાજા પણ નહીં હતો, અને ભીખારી કે દુઃખી પણ થયો નથી, હું તો જે છઉં તેજ છું. દુઃખી છું, એવું બોલે છે તે શબ્દ માત્ર છે મનમાં સમજે છેજ. તેમ, જ્ઞાની જે પ્રારબ્ધ ભોગવે છે તે બીજાની દ્રષ્ટિએ છે, એને કશું લેપન નથી. દેવને માટે પુષ્પ લાવે છે તેને સુંઘવાની ઇચ્છા નહીં છતાં, ગંધ આવે છે. તેમ જેને એવો અનુભવ થયો છે કે, હું પૂર્ણ અનંત છું, અને દેહાહંભાવ છુટી ગયો છે, અને જાણે છે કે, સર્વ મારા આત્મારુપ છે, તેને ઇચ્છા નથી તો પણ સિદ્ધિઓ આવી પ્રાપ્ત થાય છે.

એક રાજા, રસ્તેથી જતાં કોઇ મહાત્માને જોઇ નમ્યો. ત્યારે સંત પુછે છે કે, મને શામાટે નમે છે, મારામાં શું વધારે છે? રાજા કહે છે કે, તમે જગતનું કલ્યાણ કરોછો, સ્વાર્થ નથી, પરોપકાર કરોછો, અને ત્યાગી છો, તેથી તે તમારા ઉત્તમ ગુણો હમને નમાવે છે, ત્યારે સંત બોલ્યા કે, બે રાજા હતા. તેમાં એકતો મેહેલમાં કચરો કઢાવી તેમાં જે હીરા માણેક પડી ગયલાં જડી આવે તે પાસે રાખી કચરો ફેંકી દે છે. અને બીજો રાજા તેજ રીતે કચરામાંથી હીરા માણેક બહાર ફેંકી દઇ કચરાનો સંગ્રહ કરે છે. પ્રથમ દાખો તે રાજા જેવો હું છું, અને બીજા

જેવો તું છે. અંતર ગ્રહ (ચિત્ત) માંથી કામ ક્રોધ લોભ મોહ આસક્તિ તૃષ્ણારૂપ કચરો બહાર ફેંકી દઇ, જ્ઞાન મણિ અને વિવેક સદ્વિચાર રૂપ હીરા માણેકને સંગ્રહ કરૂં છું. અને તું તો હમારાથી મોટો એવો જબરદસ્ત ત્યાગી છે કે, એ જ્ઞાન મણી, વિવેકાદિ હીરા રત્નોને ફેંકી દઇ, કામ ક્રોધાદિ તે કચરો સંગ્રહે છે—અર્થાત્ નામ, રૂપ, કચરો એકઠો કરે છે. તેં નામ, રૂપ, તથા તેમાં આસક્તિ મોહ વગેરે રૂપ કચરો પાસે ભેગો કરતા રહી જ્ઞાન, વિવેકાદિ મણિ હીરા રત્નોને ઉરાડી ફેંકી દેવારૂપ ત્હારી ઉદારતા અને ત્યાગ ઘણો મોટો છે. (તાત્પર્ય કે, ઉપદેશરૂપ-તાનો મારવારૂપ ગુરૂ સંતનું આ કટાક્ષ બાણુ છે.)

આ શ્રી દક્ષિણામૂર્તિ સ્તોત્રનો શ્રદ્ધાથી પાઠ કરનાર યોગીને આઠ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન કરે છે.

૧. અણિમા=ઝીણી—સૂક્ષ્મ વસ્તુઓમાં પ્રવેશ કરી શકવો તે.
૨. મહીમા =બ્રહ્માંડની બહાર વ્યાપી જવું તે.
૩. લઘીમા =મોટું શરીર હોય છતાં, નાનું તલ જેવડું હલકું શરીર કરી શકવું તે.
૪. ગરીમા =નાનું શરીર હોય છતાં મ્હોટું કરી શકવું તે-
૫. પ્રાપ્તિ =પાતાળે રહેતો હોય છતાં બ્રહ્મલોક સુધી જોઇ શકે.
૬. પ્રાકામ્ય =વગર મહેનતે આકાશ ગમન કરવું તે, સંકલ્પ કરે તેવી સિદ્ધિ થવી તે (સંકલ્પ સિદ્ધિ).
૭. ઇશિત્વ =ઇચ્છા માત્રથી ઉત્પત્તિ, સ્થિતી, લય કરી શકે તે.
૮. વશિત્વ =લોકપાળો સહિત બધા લોકો વશ વરતે, તે.

સર્વાત્મ ભાવના જેણે દ્રઢ કરી છે, અને તેથી સમાધિ જેની પરિપાક પામી છે, તેને કઇ સિદ્ધિ નહિં પ્રાપ્ત થાય? ! બધીજ પ્રાપ્ત થાય છે, પરંતુ તે ક્ષુલ્લક-માયામય—મૃગતૃષ્ણાનાં જળવત્ એવી સિદ્ધિ ઉપર લક્ષ આપતો નથી. એ બધી માયિક—ફસાવનારી ઉપાધિનો ત્યાગ કરીને આત્મતત્વનીજ સ્પૃહા કરે છે—સ્વરૂપમાંજ અડગ સ્થિતી કરે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, એજ સામ્રાજ્ય છે.

ઇશ્વરમાં જેવી, પ્રેમ અને શ્રદ્ધા યુક્ત, ભક્તિ છે તેવીજ જેને સદ્ગુરૂમાં પણ ભક્તિ છે, તેને આ સ્તોત્રનો પાઠ કરવાનો અધિકાર છે.

અત્રે દસમો શ્લોક સમાપ્ત થાય છે. ત્યાં સ્તોત્ર પણ પૂર્ણ થાય છે.

**ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते॥ पूर्णस्यपूर्णमादाय पूर्णमेवावशिष्यते॥ ॐ शांतिः शांतिः शांतिः शांतिरस्तु, शिवमस्तु, हरिः ॐ तत्सत्.**

# અથશ્રી પ્રશ્નોત્તર પ્રેષ્ઠ પુષ્પમાલા.

## (નાની–બેરખો–સ્મરણી)

**(પહેલો) ૧. પ્રશ્ન:–** ૭ પેટા પ્રશ્ન.

ૐ ॥ શ્રી સદ્‌ગુરૂ મહેશ્વર પ્રસન્નોસ્તુ. ૐ
ૐ શ્રી સદ્‌ગુરવે પરમાત્મને નમો નમઃ ॥

જગત મિથ્યા છતાં શાથી અને કેમ પ્રતીત થાય છે?: મિથ્યા છતાં વળી જણાય છે તો કોને જણાય છે? ભ્રાંતિ છે, તો તે કોને થઈ છે? બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થયું, એમ જો કહીએ તો જેવું કારણ તેવુંજ કાર્ય હોવું જોઇએ, એવો ન્યાય છે. તે પ્રમાણે જગત તો ક્ષણિક એટલે ખરતું–નાશવંત, જડ દુઃખરૂપ અને અનિત્ય દેખાય છે; અને બ્રહ્મ તો અખંડ ચેતનરૂપ–જ્ઞાનસ્વરૂપ અને આનંદઘન સત્ય છે. તેથી બેઉનો વિરોધ આવે છે. બ્રહ્મ સત્‌ ચિત્‌ આનંદરૂપ છે તે કારણ માનો તો તેનું કાર્ય જગત પણ તેવુંજ હોવું જોઇએ. તેને બદલે તેથી ઉલટું છે, તેનું શું કારણ? જન્મમર્ણ એટલે શું? અને તે થાય છે તો કોને થાય છે? અને શી રીતે કરવાથી ક્યારે નહીં થાય–અર્થાત્‌ કૈવલ્યપદમાં દ્રઢ-અડગ સ્થિતીરૂપ મોક્ષ ક્યારે થાય?

**ઉત્તર:**—જગત મિથ્યા છતાં અજ્ઞાનથી પ્રતીત થાય છે. તે અહંમમત્વના દ્રઢ અધ્યાસથી મિથ્યા પદાર્થમાં મોહ થવાથી થાય છે.

મિથ્યા છતાં જણાય છે તે ભ્રાંતિથી મિથ્યા કર્તૃત્વ ભોક્તૃત્વ માનનાર (જીવ) ને જણાય છે, પરંતુ ભ્રાંતિજ છે.

ભ્રાંતિનેજ ભ્રાંતિ થઇ છે, તેથી ભ્રાંતિજ ભ્રાંતિને જુવે છે.

બ્રહ્મમાંથી જગત ઉત્પન્ન થયુંજ નથી, પણ બ્રહ્મજ જેમ છે તેમ છે. સ્વયંબ્રહ્મમાં કાંઇ પણ મન વાણીના પ્રવેશનો અવકાશજ નથી. અને શુદ્ધ બ્રહ્મ (માયાવિશિષ્ટ બ્રહ્મ), જેમ સમુદ્રજ સ્વયં સિદ્ધ છે તેમાં સ્વભાવિક તરંગ, લહેર, પરપોટા, ચક્રાદિ પ્રતીત થતાં છતાં કંઇજ ભિન્ન થયુંજ નથી; સમુદ્રજ છે–જળજ છે. તેમ, ચિન્માત્ર જ્ઞાનરૂપ ઇશ્વર (સાક્ષી-સર્વત્ર વ્યાપક જ્ઞાન) ના સંકલ્પરૂપ આ સર્વ પ્રતીત થાય છે; અને તે જ્ઞાનરૂપજ છે. છતાં અજ્ઞાનને લીધે ધાડ અધ્યાસથી મોહને લીધે સ્થૂળત્વને પામેલું દેખાય છે, તે કાંઇ નથી પણ જ્ઞાન માત્ર :છે. તે જ્ઞાનજ પોતાની સહજ સ્થિતીમાં નહીંસું થતાં સ્વયંબ્રહ્મ–કૈવલ્ય રહે છે–જે છેજ.

જન્મમર્ણ એટલે એકરૂપ બદલીને બીજું રૂપ ધરવું તે; અર્થાત, એક શરીરને પડયું મુકવું તે મર્ણ અને બીજાં નવાંમાં જવું તે જન્મ.

જ્ઞાનરૂપ એક ઇશ્વરના સંકલ્પરૂપ આ સર્વ વ્યષ્ટિ જીવો, જેઓને પોતાનાં સ્વસ્વરૂપનું જ્ઞાન નથી, તેઓ મિથ્યા અહંકારથી કર્તૃત્વ ભોક્તૃત્વ પોતાને વિશે માની લે છે. તેઓને તે કર્મોના શુભાશુભ ફળભોગ પ્રાપ્તિને માટે જન્મમર્ણ થાય છે. ભ્રાંતિનેજ ભ્રાંતિ થાય છે. મિથ્યા જીવત્વરૂપ અહં (હું) એવું કાંઇજ નથી, ફક્ત વાણીમાં કથન માત્ર છે- ભ્રાંતિથી અજ્ઞાનને લીધે મોટું ભારે કાંઇ જેવું થઇ પડયું છે, છતાં વાસ્તવે "હૃ" એવું પરમતત્વથી ભિન્ન બીજું કાંઇ નથી.

પોતાનાં સ્વયં બ્રહ્મ સ્વરૂપનો પૂર્ણ રીતે યથાર્થ અનુભવ પામેલા શુદ્ધ સત્વમય મહાત્મા ગુરૂ સમીપ શર્ણ જઇને શ્રીફળરૂપ શિર ચરણ કમલમાં અર્પી, કમળ પુષ્પાદિરૂપ નેત્રોને, મન વગેરે અગરબત્તી ચંદનાદિરૂપ ઉત્તમ શ્રદ્ધા પ્રેમ-ભાવના યુક્ત આતુરતા સાથે અરપણ કરી અત્યંત નમ્રત્વને પામી, ભ્રાંતિરૂપ પડદો ખસેડી, હું કોણ છું તે ખરૂં સ્વરૂપ બતાવવાને પ્રાર્થના કરી, તનમન વાણી તે ગુરૂમાં આતુરતાથી વેહેવડાવી દઇ રહેવાથી, તે સદ્ગુરૂ કૃપા કરી, અનુભવ જે રીતે થયલો તે રીતે એટલે Practically જે રસ્તા બતાવે તે રસ્તે, તનમનની શ્રદ્ધા સાથે પ્રયત્ન પૂર્વક ચાલ્યા જવા પછી તેમની કૃપા કટાક્ષના પ્રતાપે Self Infinite Spiritual State સ્વયં (કૈવલ્ય) બ્રહ્મજ્ઞાન સ્વરૂપમાં સ્થિતિ થાય, અને તે (ઇશ્વર-જ્ઞાનમાત્રરૂપ-જાણીવરૂપ) જ્ઞાન પણ કૈવલ્ય સ્વયં-બ્રહ્મમય થઈ જાય ત્યારે પરમાનંદ સ્વયંરૂપ થવાય છે ત્યારે પછી જન્મ-મર્ણ રહેતું નથી. કેમકે તે મિથ્યા અહં (હૃં) તો જીવતાં મરી ગયો (બળી ગયો-મુકાઇ ગયો-ગળી ગયો).

અજ્ઞાન, કર્મ, અને પાપ, એ રૂપ એક સૂર્ય છે. તે સૂર્યનાં કીરણો જે, રાગ દ્વેષ ચોરી ઇર્ષા, હિંસા, વ્યભિચાર, મોહ, કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, અભિમાન, વગેરે પડે છે, એવાં તે કીરણોથી જ્ઞાનસ્વરૂપ સુઝતું નથી. તેથી તે તડકા તાપથી બચવાને છત્ર ઉઘાડવું જોઇએ. તે છત્ર કયું ? તે જ્ઞાન દ્રષ્ટિરૂપ છત્ર છે. તેનો સુષુમ્ના નાડીરૂપ દાંડો છે તે સીધો લાંબો છે તે દ્રઢ સ્થિર કરી રાખવો; અને તે જ્ઞાન દ્રષ્ટિરૂપ છત્રમાં રહેવું. એટલે, અહમિદંચયત્સર્વ-હું તું તે આ વગેરે જે કંઈ સવ છે તે બ્રહ્મરૂપજ છે, એવી વૃત્તિથી-દ્રષ્ટિથી સ્થિતિ કરી રહેવું.

બ્રહ્મરંધ્રનું છિદ્ર અતિ સૂક્ષ્મ છે તેમાંથી એક પુલ-સેતુ છે, તે બ્રહ્મલોક સુધી અને તેને પણ ભેદીને અનંત અપાર ઉર્ધ્વ પ્રદેશ છે. તેને

Air Bridge (હવાનો પુલ) કહે છે. તેમાંથી હવા બહાર જાય છે અને બહારની હવાનો તેમાં પ્રવેશ થાય છે. તે બાલ કરતાં અનેક ગણો સૂક્ષ્મ છે. તે સેતુરૂપ સુષુમ્ના દંડને સ્થિર રાખી સર્વત્ર બ્રહ્મમય દ્રષ્ટિ કરી રહેવું. તે દાંડો દ્રઢ થયો એટલે તે દ્રષ્ટિ હંમેશ વ્યવહાર કરતાં અને નહીં કરતાં નિરંતર કાયમ થાય છે. એવા અભ્યાસથી ભ્રાંતિ જન્ય અહં મમત્વ ભાવ ભુંસાઇ જતાં બ્રહ્મરૂપ સ્થિતી બની રહેવારૂપ અખંડ સમાધિ લાગી રહેશે. એજ મોક્ષ સિદ્ધ થયો જાણવો. *

**૨. પ્રશ્ન**—મૃત્યુ થયા પછી જીવ (પ્રાણ અથવા વાસનાલિંગ) ક્યાં જાય છે?

**ઉત્તર**—જ્યાં આશા ત્યાં વાસા. તેલનો, ઘીનો, દીવેલનો, સરસીઆંનો, ઘાસતેલનો, એ રીતે પાંચ જાતના દીવાઓ જુદાં જુદાં કોડીઆમાં કીધા હોય તે બધાંનું એકજ અજવાળું દેખાય છે. તેમાંથી ઘીના દીવાનું અજવાળું અગર દીવેલ કે તેલનાનું અજવાળું જુદું પાડવું હોય તો તે એકત્ર પડતાં કુલ અજવાળાંમાંથી કાપી કાઢીને લઇ જવાને કોઇ સમર્થ નથી. પણ વિવેકી અનુભવી જ્ઞાતા તે જુદું પાડી શકશે. શી રીતે? ઘીના દીવાનું અગર તેલના દીવાનું કોડીઉં તેમાંથી કાઢી લઇ જઇ બીજી ઓરડીમાં મુકી આવે, તો તે એકત્ર અજવાળાંમાંથી તેનું અજવાળું જુદુ–કાઢી લીધું સમજાશે.

ઘર બળવા લાગે છે ત્યારે ઘરમાં અનેક પદાર્થો હોય છે, પણ જેના ઉપર અતિ પ્રીતી હોય છે તેજ લઇને ઘર ધણી વગેરે સ્ત્રી પુત્રાદિ ન્હાસવા માંડે છે. જેને દ્રવ્યપર ઘણી પ્રીતિ છે તે અલંકાર દ્રવ્ય લઈ ન્હાસે છે, ગીતા ભાગવતાદિ ગ્રંથો ઉપર પ્રેમ છે તેતો તે ગ્રંથો લઇ ભાગે છે; દેવ ઉપર પ્રીતિવાળો દેવને લઇ દોડે છે, અને બધું પડી રહેવા દે છે. તે રીતે મૃત્યુ સમયે એક દંડો થાય છે. અર્થાત્ જેમ પતંગ ચગે છે તેના ઉપર ઘણી લાંબી દોરી મુકી છે તે બહુ ઉંચો ગયો હોય છે, તેમ વૃત્તિ બહુ લાંબી વિખરાઇ પથરાઇ રહેલી હોય છે. કાશી, બદ્રીનારાયણ, માનસરોવર વગેરેથી પણ દૂર વૃત્તિ અલ્પ ક્ષણમાં ચાલી જાય છે, પણ તેની દોરી પ્રાણના હાથમાં છે; અને પ્રાણ બાર આગળ બહાર વહે છે તે દોરી જીવાત્માના હાથમાં છે. તે વૃત્તિ પાછી બધેથી આટો

* નીલગિરિ ગુહામાં અગસ્ત્યાશ્રમમાંથી આવેલા મહામુનિ અગસ્ત્યના પૌત્રરૂપ શિષ્ય શ્રી મહેશ્વરાવતાર શ્રી શંકરસ્વરૂપ સ્વામિ શ્રી જ્ઞાનગુરૂયોગી સભાપતિ મહાત્મા તરફથી મળેલો એ ઉત્તર સમજ છે. સં. ૧૯૪૬ મહા વદ ૮ બુધ. તા૦ ૧૨–૨–૯૦ થી તા૦ ૧૪–૨–૯૦ શુક્ર સુધીમાં.

પાઇ વીંટાઇને, જેમ કનકવો ઉતારી લેતાં પિંડું વીંટી લેવામાં આવે છે તેમ પ્રાણમાં સર્વ ઇંદ્રી વૃત્તિ એક દંડવત થઇ પ્રાણ સીધો ચાલ્યા કરે છે. (બધી દોરી વીંટાઇને પિંડું થાય છે.) તે વખતે વિસ્મૃતિનો પડદો પડતાં પહેલાં જ્યાં વાસના લાગી હોય ત્યાં, શરીર છુટયા પછી જાય છે. (ધનંજય વાયુ શરીરમાં રહે છે તે શરીર બળ્યાથી જાય છે). કેટલાક ભૂત થઇ (વાસના લિંગ જે બીજરૂપ સૂક્ષ્મ રહે છે તે) બીજાના દીલમાં પ્રવેશીને કહે છે કે, આટલા રૂપીઆ મેં અમુક ઠેકાણે દાટયા છે; અને તે બતાવે પણ છે કે અહીં છે; અને કહે છે કે, કાશી જઇને ત્યાં ખરચી નાખી મારૂં કલ્યાણ કરો, અથવા અમુક રીતે કરો. વડનું બીજ છે તેમાં થડ, ડાળાં, પાંત્રાં ફળ ફુલ પત્રાળી દડીઆ વગેરે બધુંજ છે, પણ તે બીજને ફોડી જોતાં દેખાતું નથી, છતાં બધું તેમાંજ છે ત્યારેજ તે ફાલી ફુલી મોટો પ્રચંડ વડ થાય છે. તેમ, અનેક સ્થૂળ દેહ વગેરે ઉપાધિ એ બીજરૂપ સૂક્ષ્મ વાસના લિંગમાં છે. તે વાસના લિંગ જો જ્ઞાનાગ્નિથી બળી જાય તો તેને બીજા દેહમાં જવારૂપ અન્ય જન્મ થતો નથી. ‡

૩. પ્રશ્ન—પ્રારબ્ધ પ્રમાણેજ શુભાશુભ ભોગ મળે છે, મળ્યા, અને મળશે, એ રીતે સમજ્યા જાણ્યા છતાં મનમાં અનેક પ્રકારે સંકલ્પ વિકલ્પાત્મક ચંચળતાથી ચિંતા, શોક, હર્ષ, વગેરે થયા કરે તેનું કારણ શું? અને તેમ નહીં થાય તેનો સુગમ સુલભ ઉપાય શું?—ઉત્તર—લાંબા કાળનું એ મન બન્યું રહ્યું છે. સંકલ્પો કર્યા કરવાનો એ મનનો સ્વભાવજ છે. એ મનનોજ કલ્પેલો આ સંસાર છે, તેમાં જોવું કે, મુખ્ય જીવન, એટલે જે વડે જીવાય છે એવું શું છે? પછી વિચાર કરતાં જણાશે કે પ્રાણ વડે સહુ કોઇ જીવે છે, પ્રાણ ગયા કે શરીર કાષ્ટ જેવું પડી રહે છે. તે મુખ્ય જીવનરૂપ જે પ્રાણ છે તે બહાર આવે છે અને પાછો નાભી સુધી અંદર જાય છે. એ રીતે ઉડે છે અને બેસે છે તેને જોયા કરવો. એવો જોયા કરવાનો અભ્યાસ કરવો. પ્રશ્ન—એ પ્રાણ વહે છે તે કાંઇ શબ્દ સાથે વહે છે. તે શું? ઉ.— સકાર અને હકાર. સો તે સમષ્ટિ પરોક્ષ, અને હં તે વ્યષ્ટિ અપરોક્ષ. તે બેની એકતા કરવી; એટલે ઇશ્વર જીવ સ્વરૂપે અભિન્ન છે તે જોવું. અર્થાત્ તે જીવ અને ઇશ્વરનું સ્વરૂપ વાસ્તવેશું છે તે તપાસવું. પ્રશ્ન—પણ તે એકતા શી રીતે જોવી? સ્વરૂપ લક્ષ શી રીતે કરવો? પ્રાણનું અંદર જવું થયું અને પાછો તે બહાર આવ્યો નથી, તેની

‡ બ્ર. મોહનસ્વરૂપ (શ્રી મન્નૂસિંહસમીપ) થી.

મધ્યની જે અલ્પકાળની સ્થિતીરૂપ કુંભક છે-અર્થાત્ **સો** અને **હં**ની મધ્ય સંધિ; તેજ રીતે પ્રાણ બહાર આવ્યો છે અને અંદર ગયો નથી (પ્રાણ ઊર્ધ્વ થયો છે તે પાછો અપાનરૂપે અધ (નીચો) થયો નથી, તેની મધ્ય સંધિરૂપ અલ્પકાળ કુંભક છે, તે સંધીઓમાં લક્ષ રાખવો. એમ **સોહં**ની અને **હંસ**ની મધ્ય સંધીમાં લક્ષ રાખ્યા કરવો. ભૂતને એક વાંસડો દાટી આપી તે ઉપર ચઢવું અને ઉતરવું, એ કામ સોંપવાના દ્રષ્ટાંત પ્રમાણે મનરૂપ ભુતને તે કામ સોંપવું. એ રીતે સંધિમાં લક્ષ રહેવાના અભ્યાસથી સ્વરૂપ સ્થિતી થતાં પ્રાણની ગતિ મંદ (થંડી-ધીમી) પડતી જશે; તેથી શ્વાસ ઓછા વેહેશે. અને જેટલા ઓછા શ્વાસ વેહેશે તેટલી આયુષ્યની વૃદ્ધિ થશે. એ પુરૂષાર્થ છે. પ્રારબ્ધના નિર્માણ થઇ ચુકેલા અમુક શ્વાસામાં, અર્થાત્ આ દેહમાં આટલાજ શ્વાસ લેવાના એવું જે આયુષ્યરૂપ પ્રારબ્ધ નિર્માણ થઇ ચુકયું છે તેમાં વૃદ્ધિ થશે; તે પુર્ષાર્થથી થઇ કહેવાશે. એટલે કુંભક (બેહુ)નો કાળ જાય તેટલા વખતના તથા પ્રાણની મંદ ગતિથી મળતી કસરના શ્વાસા જેટલું આયુષ્ય આગળ વૃદ્ધિ થશે. એ પ્રકારે પ્રાણ વાયુમાં લક્ષ પછી આકાશનો ગુણ શબ્દ તેમાં લક્ષ, પછી ચિદાકાશ જે બ્રહ્મ (સંધિ) છે તેમાં લક્ષ સ્થાપવાના અભ્યાસથી મન શાંત થઇ જશે.

૪. **પ્રશ્ન**—એક શ્રુતિ કહે છે કે, **अवाङ्मनस गोचरं ॥ यतोवाचो निवर्तंते अप्राप्य मनसा सह ॥** અને બીજી કહે છે કે **मनसैवानु द्रष्टव्यं** વગેરે. અર્થાત્ આત્મા મનવાણીથી જાણી શકાતો નથી, અને બીજી કહે, મનથીજ તે જોવા યોગ્ય છે. તો એ શી રીતે બને-એમાં વિરોધ કેમ, શું સમજવું ? —ઊ—આખાં જગતમાં તમે હમે અને બીજાં પ્રાણીમાત્ર જે બોલે છે તે એકજ શબ્દ છે. ષડધમ, વાજાં, શરણાઈ, ઢોલ, તાઉસ, હારમોનીઅમ, વગેરે બધાં જે વાગે છે તે બધું એકજ શબ્દ છે. એક સ્વરનેજ ટેકો આપવા માટે (લાંબો કરવાને) બધાં વાગે છે તે એકનેજ ટેકો આપે છે. જેટલા બોલે છે જેટલા અવાજ થાય છે તે સર્વ એકજ શબ્દ છે. ચારે વેદ અને શાસ્ત્ર પુરાણાદિ સર્વ એકજ શબ્દ છે. એકજ શબ્દમાંથી આ જગત છે. તે શબ્દ ૐ છે.

પ્રકાશ બે છે. એક મનનો અને બીજો વાણીનો. દીવો, તારા, વગેરે ગોણ પ્રકાશો છે. ગમે તેવાં અંધારાંમાં પણ મન ગમે ત્યાં ગમે તે દેશમાં જઇ પ્રકાશે છે. અને અંધારૂં છતાં કોઇને બુમ પાડી કે તે સાંભળીને તરત તે આવશે. પરંતુ એ બેઉ પ્રકાશ ખંડિત અને સાધ્ય છે. મન ગયું તેટલીજવાર. અને બોલ્યા તેટલીજવાર તે પ્રકાશ છે. પરંતુ એક પ્રકાશ એવો છે કે જે અખંડ અને સિધ્ધ છે.

મન આ જગતનો રાજા છે અને વાણી તેની રાણી છે. મન પોતાના આ જગતરૂપ મુલકમાં ચાહે તેમ કરે છે પરંતુ ચક્રવર્તિ મહારાજાને અખંડ પ્રકાશ છે, જેના વડે આ મનવાણી પ્રકાશી રહ્યાં છે તે ચક્રવર્તી મહારાજાની પાસે જઇ તેને જાણી તેની કૃપા મેળવવી હોય તો મન અને વાણી જ્યારે પોતાનું રાજાપણું રાણીપણું છોડી દઇ નિરભિમાન થાય, અને નમ્ર બની પાસે આવે ત્યારે બને. (મનપણું વાણીપણું મુકી દે ત્યારે સ્વયંપ્રકાશ બ્રહ્મને જાણે). મન અથવા બુદ્ધિ તે સ્વયંપ્રકાશ બ્રહ્મને જાણી શકતાં નથી, પણ તેજ મન બુદ્ધિથી જણાય છે, બુદ્ધિજ જાણી શકે છે પણ ક્યારે ? બુદ્ધિપણું-મનપણું મુકી દે ત્યારે; સાક્ષીરૂપે જાણે છે. અને મન વાણી છેજ નહીં, એમ હોય તો એકલો કંઇ જાણી શકતો નથી ? સ્વયં પોતેજ છે, બીજું કાંઇ છેજ નહીં. તે જાણે તો પણ અખંડ સિદ્ધ છે અને ન જાણે તોએ અખંડ સિદ્ધ છે.

રાજાને પોતાના મુલકમાં ફાંસી દેવા વગેરેની બધી સત્તા છે, પણ ચક્રવર્તી મહારાજા આગળ પોતે રાજા હોવાનું અભિમાન રાખી જાય અને એ પરવાથી વરતે, તો ચક્રવર્તી રાજા તેને ચાહે તેવી સજા કરવાને મુખત્યાર છે, પરંતુ રાજાપણાંનુ અભિમાન મુકી વરતે-સેવા કરે-નમ્રીભુત બની રહી ખરા ભાવથી પ્રેમાસક્ત રહે તો પાર પડી જાય છે.

સત્ ચિત્ આનંદ વગેરે શબ્દો, વાણી તે બ્રહ્મને માટે કહે છે, પરંતુ ત્યાં સ્વરૂપ આગળ તે શબ્દો પણ પર્વત જેવડા છે, તે શબ્દ ઉપર ઘા પડે એટલે વાણી તે શબ્દને પણ ભેદી માંહે સમાઇ જાય ત્યારે જણાય છે મન તેમાં લીન (ગેબ) થએથી અને વાણી મુંગી થએથી, મન વાણી વગર, મન વાણી જાણી શકે છે.

પ. પ્રશ્નઃ—જેને આત્મ સાક્ષાત્કાર થયો છે તેને બીજો માણસ જાણી શકે કે નહીં ? અને જાણી શકે છે તો શી રીતે જાણે ? ઉત્તર—જેને જ્ઞાન થયું છે તે પોતેજ પોતાના અનુભવને જાણે છે; કેમકે તે સ્વસંવેદ્ય છે તેથી બીજો કોઇ તેનો અનુભવ જાણતો નથી; પરંતુ પરસંવેદ્યથી બીજા જાણી શકે છે કે આ તત્વવેત્તા છે. તમારા પેટમાં સુળ નાખી તે પીડાનો અનુભવ બીજા કોને હોય ?! કોઇને નહીં. પણ તમે એ બાપરે કરી બુમ પાડો, વાંકા ચુંકા થાવ-મરડાયા કરો, મુખપર ગ્લાનિ—ઉદાસીનપણું જણાય વગેરે લક્ષણો પરથી બીજા જાણે કે આ ભાઇને પીડા થાય છે—સુળ મારે છે. સ્ત્રીને જે દિવસે ગર્ભ રહે છે તેજ વખતે તેને અનુભવ થાય છે કે મને ગર્ભ રહ્યો; પણ તેની ખબર બીજી સ્ત્રીને નથીજ. પરંતુ પેટ ઉંચું આવે ત્યારે પરસંવેદ્યથી સહુ લોકને જાણવામાં આવે છે કે ગર્ભવતી છે.

વળી, સુંદર ભોજન જમીને જેને તૃપ્તિ થઇ છે તે ત્રપ્તિનાં સુખનો અનુભવ જે તેને છે તે બીજાને ખબર નથી. ઓરસાડ ખાવાથી મુખપર પ્રસન્નતાનો પ્રકાશ, વગેરે બાહ્ય ઉપલક્ષણથી લોક જાણે કે ધરાયલો છે. તેમ, જેને સ્વરૂપાનુભવ થયો છે તેને તો તેજ જાણે છે. બીજા ઉપલક્ષણથી લોક જાણે કે જ્ઞાની છે–સંત છે. જે એમ કહે છે કે, મેં આત્માને જાણ્યો, તેણે કાંઇ નથી જાણ્યું. કેમકે જાણરૂપ તો પોતેજ છે. પોતાથી ભિન્ન બીજું તો કાંઇ છેજ નહીં, તો પછી દ્રષ્ટા થઇને બીજા કયા દ્રશ્યરૂપ આત્માને જાણ્યો ? ! અને તેમ હોય તો દ્વૈત થયું. માનવું, જાણવું, એ બુદ્ધિનો ધર્મ છે તેથી તે બુધ્ધિ માને છે. હું તો અસંગ દ્રષ્ટા જ્ઞાનરૂપ છું. તેથી જે એમ કહે, મેં જાણ્યું નથી, તેણેજ જાણ્યું છે. **यस्यामतं-मतंतस्य.** *

\+ ૬ **પ્રશ્ન**—આત્મતત્વે સ્થિરતા કેમ થતી નથી ? ઊા—ઘાંચીનો બળદ સાંજસુધી ઘાણીએ જોડાઇ ચક્રાકારે ફરી ફરીને શ્રમિત થાય છે. તેને છોડયો કે તરત ઠામે બેસી જશે; કેમકે થાકી ગયો છે. પણ બીજા બળદ છોડયા કે કુદે છે, દોડે છે. તેમ, મન જ્યાંસુધી વિષયો ભોગવીને થાકયું નથી ત્યાંસુધી ઠામે બેસી જતું નથી. વિષયોમાં દુઃખનો અનુભવ કરીને વિષયથી ઉપરામ થશે એટલે આત્મતત્વે સ્થિર થશે.

૭. **પ્રશ્ન**—એઠેલો બળદ ઉત્થાન થાય છે કે નહીં ? ઊા—હા. તે મરી નથી જતો કે નહીં થાય. તેમ જ્ઞાનીનું મન બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયુ. તે વ્યવહાર દ્રષ્ટિએ ઉત્થાન થાય છે, અને પરમાર્થ દ્રષ્ટિએ થતું નથી. ( મન થાકે છે ત્યારે સુષુપ્તિમાં જાય છે. જેને આત્મ રસની તૃપ્તિથી પુષ્ટિ મળ્યા કરે છે તે થાકતો નથી. )

૮ **પ્રશ્ન**—યથેષ્ટાચરણ કેટલેક ઠેકાણે નિષિદ્ધ કહ્યું છે, અને કોઇ સ્થળે કહ્યું છે કે, એવા જ્ઞાનીને વિધિ નિષેધ કાંઇ નથી, તો તેમાં શું સમજવું ? ઊા—કેરીને મીઠાંમાં નાખીને પકવી, અથવા ઝાડપર પાકી ગમે તેમ પાકી અને ખટાસ ગઇ તે પાછી ખાટી થવાની નથી. તેમ, જ્ઞાની થયો તે દુરાચરણ કરશે નહીં.

૯ **પ્રશ્ન**—જ્ઞાનીને પ્રારબ્ધજ નથી, એવું અપરોક્ષાનુભૂતિ વગેરેમાં કહ્યું છે તો પછી તે યથેષ્ટાચરણ શી રીતે કરશે ?—ઊા—જો જ્ઞાનીને પ્રારબ્ધજ નથી તો યથેષ્ટાચરણ તે કરશેજ શી રીતે ? ! નહીં કરે.

---

* પૂજ્ય જ્ઞાતા શ્રીયુત્ હરિકૃષ્ણભાઇથી.

\+ અહીંથી કાશીના સમર્થ વિદ્વાન અનુભવી સ્વામિ શ્રીમત્ કૃષ્ણાનંદજીથી.

**૧૦ પ્રશ્ન**—મૂળ પ્રકૃતિ સાન્ત શી રીતે છે?—ઊ.—કેરીને મીઠાંમાં રાખીને, અથવા ઘઉંમાં રાખીને, અથવા ઝાડપર રાખીને ખટાસ મટાડવી; અને ખટાસ મટી પાકી ગઇ એટલે પછી તે ખટાસનો અંત આવ્યો. તેમ મૂળ પ્રકૃતિની પ્રકૃતિરૂપ ખટાસનો અંત આવી મિષ્ટતારૂપ બ્રહ્મત્વ પ્રાપ્ત થાય છે.

**૧૧ પ્રશ્ન**—ઝાડપર જે કેરી પાકે છે અને મીઠાં વગેરેમાં નાખવારૂપ ઉપાયથી પાકે, તેમાં ફેર છે.? ઉત્તર—ઝાડપર અને ઉપાયથી પાકવાથી મિષ્ટતા-મધુરતામાં ફેર છે ખરો, પરંતુ કોઇ પણ રીતે ખટાસ દૂર કરવાનું તાત્પર્ય છે.

**૧૨ પ્રશ્ન**—વૃત્તિનું વૃત્તિત્વ છોડે તો બ્રહ્મત્વ પ્રાપ્તજ છે. જેમ મીઠું પોતાનું લવણત્વ છોડે તો જળત્વ પ્રાપ્તજ છે, તો હવે એ વૃત્તિત્વ છોડનાર કોણ?

ઉત્તર:—જે પાણી પોતે મીઠાંરૂપ થયું છે તેજ પાણી પોતાનું કલ્પિત લુણત્વ મુકી પાછું પોતાના જળરૂપને પ્રાપ્ત થયું. જે નટે સ્ત્રીનો વેશ ધરેલો હતો અને તેથી સ્ત્રી જેવાજ હાવભાવ ચાળા કરતો હતો તેજ નટે સ્ત્રીનો વેશ છોડી દીધો, તે અસલ પોતાના પુરૂષ રૂપે રહ્યો.

**૧૩ પ્રશ્ન**—અજ્ઞાન છે કે નથી; છે તો શી રીતે અને કોને છે?—ઊ.—રજ્જુનેજ જોઇ મુખે સર્પ સર્પ કહી રહ્યો છે. તાત્પર્ય કે બ્રહ્મજ છે તેને, જેમ રજ્જુ જુવે છે છતાં ભ્રાંતિથી સર્પ કહે છે તેમ, અજ્ઞાન, માયા જગતાદિ કહે છે. કોણ કહે છે? ત્યાં કહેવાય છે કે,—વેશધારકનટ પોતે પુરૂષ છતાં સ્ત્રીનો વેશ લઇ પોતાને નારી જાતિમાંજ બોલે તથા સમજે છે. અને લીધેલા વેશથી પોતે પોતાનાં પુરૂષ રૂપને પરોક્ષ-જુદુ કલ્પે છે.

**૧૪ પ્રશ્ન**—ચૈતન્યના એક દેશમાં માયા કહી છે. જો એમ હોય તો સર્વત્ર વ્યાપકપણું અને અદ્વૈતપણું બ્રહ્મનું શી રીતે સંભવે? વળી માયાને અનંત કહી તેનું પણ શું કારણ? ઉત્તર—બ્રહ્મથી અભિન્ન માયા છે (માયાથી અભિન્ન બ્રહ્મ નહીં કહેવાય.) આકાશ છે તેના એક દેશમાં હું છું, કેમકે જેટલું આકાશ છે તેટલું હું દોડી શકતો નથી; તેમ જેટલી પ્રકૃતિ છે તેટલે દોડી શકતો નથી, તેથી અનંત છે. પ્રકૃતિથી થયલું આકાશ છે તેટલે નથી દોડી શકતો તો પ્રકૃતિ સુધી નહીં દોડી શકે તેમાં કહેવાનું શું છે!! ઘટ છે તે મૃત્તિકાના એક દેશમાં છે પણ મૃત્તિકાથી અભિન્ન છે.

**૧૫ પ્રશ્ન**—પુરૂષ પ્રયત્ન સબળ કેમ, અને પ્રારબ્ધ કેમ નહીં? ઊ—પ્રારબ્ધ એવું શું છે. કાલનું-પૂર્વજન્મનું જે પ્રયત્ન છે તેજ આજે આ જન્મમાં પ્રારબ્ધ નામથી કહેવાયું છે. અને હાલ કરો છો તે પ્રય-

ત્નજ કહેવાય તે સંચિતમાં જઇ ભાવિમાં પ્રારબ્ધજ કહેવાય. વાસી પ્રયત્ન તે પ્રારબ્ધ કહેવાયું, અને તાજું તે પ્રયત્ન.

**૧૬ પ્રશ્ન**—અતઃપર જન્મ મરણ થશે નહીં, **એવી** પ્રતીતિ શા ઉપરથી થઈ શકે? ઉત્તર—વર્તમાન દેહમાં જે જન્મ થયો પ્રતીત થાય છે તે, એ જન્મજ થયો નથી, એવી દ્રષ્ટિ–પ્રતીતિ યથાર્થ થાય ત્યારે ભવિષ્ય જન્મ પણ નહીં થાય.

**૧૭ પ્રશ્ન**—ઉપાધિને છોડવાની ઉર્મી ચાલી આવતી છતાં વિશેષ વિશેષ ઉપાધિ વળગતી જાય છે તેનું શું કારણ? ઉ.—આ ઘરમાં બેઠા છીએ ત્યાં મચ્છરો કરડે છે. ત્યાં બેઠા રહીએ તો વધારે વધારે કરડે, એ પણ સંભવિત છે. પણ તે ચાંચડ મચ્છરાદિ ઉપાધિવાળું ઘર છોડીને બહાર નિકળી પડીએ તો તે ભય મટ્યો.

**૧૮ પ્રશ્ન**—બહાર પણ મચ્છરાદિ હોય છે તો ત્યાં પણ કરડે છે, અને ઘર કરતાં પણ વખતે વધારે દુઃખ આપે છે? ઊ—એમ બને તો પ્રારબ્ધનો ભોગ સમજવો. પણ પ્રયત્ને કરીને તે પ્રારબ્ધરૂપ યત્નને હટાવવું; એટલે તે ઠેકાણેથી પણ જ્યાં મચ્છરો નહીં હોય ત્યાં જવું. અને બહાર નિકળ્યા એટલે તેમ કરવું અત્યંત સુલભ છે.

**૧૯ પ્રશ્ન**—એમ થવામાં પુરી ઇચ્છા છતાં તેમ થતું નથી (બહાર નિકળાતું નથી) તેનું કારણ પ્રારબ્ધ વગર બીજું શું? ઊ—પુરી ઇચ્છા થઇ હોય–તીવ્ર વૃત્તિ થઈ હોય તો નીકળાય છેજ. કચાસથી અથવા આસક્તિ હોય તોજ નહીં છોડાય. પ્રયત્ન કરે તો તેને બધું શક્ય છે. રોગ થયો તે પ્રારબ્ધથીજ મટવાનો હશે ત્યારે મટશે, એનો વિચારજ યોગ્ય હોતે તો ઔષધાદિ વૈદશાસ્ત્રનું શું કામ હતું? પણ પ્રત્યનજ મુખ્ય છે તે કરીશું તો થશે.

**૨૦ પ્રશ્ન**—જ્ઞાનનો વિષય બ્રહ્મ છે કેમકે વૃત્તિથી જણાય છે, તો પછી અતીંદ્રિય કેમ કહેવાય? ઉત્તર—ચેતન છે તે ચેતનનો વિષય નહીં હોઇ શકે. **सवेत्ति वेद्यंनच तस्यास्तिवेत्ता** ॥ વેદ્ય જે જગદાદિ તથા અવિદ્યાજન્ય અંતઃકરણની ઉપાધિ જે વૃત્તિ છે તેને તે જાણે છે. તે જાણનારને કોઇ જાણતું નથી. વૃત્તિનો વિષય આત્મા નથી. વૃત્તિ તો અંતરમુખ થઇ આવર્ણનો ભંગ કરે છે.

**૨૧ પ્રશ્ન**—ઇશ્વરમાં અજ્ઞાન છે કે નહી? ઊ—માયા સબળને ઇશ્વર કહે છે. તે ઇશ્વરના સ્વાધીનમાં માયા છે; અને તે માયારૂપ અવિ•

ધાના સ્વાધીનમાં જીવો છે. માયા ઇશ્વરને આશ્રિત હોવાથી તેને બોધ કરી શક્તી નથી, અને એ માયાના સ્વાધિનમાં પડેલા જીવોને તે બોધ કરે છે. *

**૨૨ પ્રશ્ન**—જીવ તેના વશમાં શામાટે પડયો કે બંધાય છે? ઊ—ફળની તૃષ્ણાથી પોતાનું સ્વરૂપ ભુલી જવાને લીધે. અને ઇશ્વર સર્વ દ્રશ્યને મિથ્યા જાણી તેમાં અસંગપણે સ્વરૂપને જાણી કાંઇ પણ કૃત્યનાં ફળની આશા રાખતો નથી તેથી બંધાતો નથી.

પોતાનાં સમ શાંત સ્વરૂપનાં જ્ઞાનથી જ્યારે સ્થૂળ સૂક્ષ્મ વાસના ક્ષય થાય છે, ત્યારે તે ઇશ્વર સાથે અભેદ થાય છે. ત્યારે ઇશ્વરના જ્ઞાનમયત્વ સર્વજ્ઞત્વાદિ ગુણોનો આવિર્ભાવ એનામાં થવા માંડે છે. પણ તે સિધ્ધિ આદિ તરફ લક્ષ આપતો નથી. તે તો પોતાનું કર્તવ્ય જે એકાગ્રતાપૂર્વક પોતાનાં સ્વરૂપમાં નિશ્ચળ સ્થિતી થવાનું પ્રયત્ન, તે કર્યોજ જાય છે. કેમકે ભ્રાંતિથી પ્રતીત થતા પોતાના મિથ્યા અહંને મૃગત્રષ્ણાનાં જળવત્ યથાયોગ્ય જાણી તે અહંકારનો તો એણે ઘડસ્ફોટ કરી નાખ્યો છે, એટલે મિથ્યા (નથીજ) એમ જાણી લીધું છે.

**૨૩ પ્રશ્ન**—અંતરમાં હું હું એવું શું છે. એ હું શાથી થાય છે. જ્ઞાન અજ્ઞાન કોને થાય છે? ઊ—જડ એટલે માયા અને ચેતનનું મિશ્રણ છે તે હું હું છે. પોતાનાં સત્યરૂપનું ભાન ભુલી જવાથી પ્રથકપણે હું પ્રતીત થાય છે. એવા એ હુંનેજ જ્ઞાન અજ્ઞાન થવાપણું છે. વૃત્તિરૂપ માયામાં ચેતનનો ભાસ જે ચિદાભાસ—ચૈતન્યની સત્તા વૃત્યારૂઢ થવાથી અહં સ્ફુરે છે. માયારૂપ એકલું જડ કાંઇ કરી શકતું નથી, તેમ એકલું ચૈતન્ય પણ કાંઇ કરી શકતું નથી.

**૨૪ પ્રશ્ન**—ચૈતન્યમાં જડ—માયા શી રીતે રહી શકે છે. દીવસ રાત્રી ભેળાં નહીં રહે. સમસર્વત્ર વ્યાપક ચેતનમાં માયા કયાં રહી. જો રહી છે તો દ્વૈત થયું. તેનું શી રીતે? ઊ—માયા કારણરૂપે એકલી રહી શકતી નથી. તે એકલી તો સામાન્ય ચૈતન્યરૂપ કહેવાય છે તે અભેદરૂપ છે. તે ચૈતન્યના યોગે કાર્ય જે જગદાદિરૂપે થાય છે, ત્યારે જડ પ્રતીત થાય છે. કારણરૂપે જડ પ્રતીત થતી નથી. તેમ, એનાં બધાં કાર્ય છે તે જીવરૂપ, તે એકલાં જડ કે એકલાં ચેતન નહીં. તે જીવ જ્યારે જડ અને ચેતનનું પ્રથકકરણ કરી જુવે છે ત્યારે મિશ્રણરૂપ હું રેહેતું નથી, અને સમ શાંત પોતાનું સ્વરૂપ જુવે છે—જાણે છે.

---

* શ્રી મન્નુસિહાચાર્યજીથી. સં. ૧૯૪૩ ભાદ્ર. વદ ૧૪. શુક્રે રાત્રે

૨૫ પ્રશ્ન—જગતની ઉત્પત્તિ શી રીતે થઇ ? ઉા—સમુદ્રમાં તણાઇ જતો મનુષ્ય એવી રીતે બુમ પાડતો સાંભળ્યો નથી, કે આ સમુદ્ર ક્યારનો શી રીતે શામાટે થયો. પણ તેતો એવીજ બુમ પાડવાનો કે, મને કાઢો–મને કાઢો. તેમ, જે સંસાર સમુદ્રમાંથી ત્રાસ પામેલાને છુટવાની ઇચ્છા હોય છે એવો મુમુક્ષુ, જગત શી રીતે થયું, શામાટે થયું, ઇત્યાદિ વથા શંકા કરી કાળ ક્ષેપ કરતો નથી. તેને તો હું કોણ છું, અને આ ભવાટવિ દુઃખ શી રીતે છુટે, એજ વિચાર હોવો સંભવે છે: પછી તે પોતાનો વિચાર કરે છે તો પોતામાંથીજ તેને ઉત્પત્તિ લય વગેરે ક્રમ પ્રતીત થઇ દ્રશ્યનું મિથ્યાત્વ દ્રઢ સમજાઇ સ્વરૂપે સ્થિત થાય છે. કેમકે કાળ વાદીએ જગતની ઉત્પત્તિ કાળથી કહી; સ્વભાવ વાદીએ સ્વભાવથી, કર્મવાદીએ કર્મથી, માયાવાદીએ માયાથી, ઇશ્વર વાદીએ ઇશ્વરથી, કોઇએ દ્રષ્ટિ પડી કે તેની સાથે ઉત્પત્તિ એટલે દ્રષ્ટિ સૃષ્ટિવાદથી, કોઇએ બ્રહ્મથી, ઇત્યાદિ અનેક પ્રકારે ઉત્પત્તિ કહી છે. તે માત્ર અધ્યારોપ કરીને કહી. કેમકે અધ્યારોપ વગર અપવાદ બને નહીં. એટલે બહુ કાળના અધ્યાસથી જગત દેખાય છે તેને, :"છેજ નહી" એમ એકદમ કહેતાં સમ જાય નહીં. માટે પ્રથમ તેને કોઇપણ રીતે આરોપ કરી કહેવામાં આવે છે, કે પછી તેનું લય ચિંતન સેહેજ થઇ શકે. જેમકે દારૂનો હાથી વાંકો હોય કે ચુંકો હોય–ગમે તેમ કીધો હોય અને ગમે તેણે કીધો હોય, પણ તેને સળગાવી મુકવાનું કામ છે. કોણે, શી રીતે, શાથી, ક્યારે કીધા વિશેની શંકા–તર્ક કરવાનું પ્રયોજન નથી. કારણ કે શંકાપર શંકા થયા કરવાની. કેવળ નિઃશંક થઇ પોતાની પ્રતીતિ થયા વગર શાંતિ નહીં થાય. "આ રીતે જગત ઉત્પન્ન થયું" એ શંકાનાં સમાધાનથી પણ શું ! તે ઉપર પાછી શંકા થતીજ રહેવાની. માટે જે સમાધાન આપે તે બરાબર છે કે નહીં, તેની ખાત્રી થવાના કાંઇ સાધન પોતાની પાસે નથી ત્યાં સુધી, કહેનાર કહેશે પણ તેમાં જ્યાં શંકા થઇ કે અટકી રહી તેનું મનન કર્યા કરશે, અને સમાધાન અપાઈ રહ્યું કે તુરત પેલો અટકયો છે તેજ શંકા પાછી કરશે. જેથી સમાધાન આપનારનું બધું કહેલું ઉડી ગયું. માટે હું કોણ છું તેનો નિશ્ચય કીધા વગર શંકા કરવાથી યથાર્થ પ્રતીતિ થાય નહીં અને શંકાનો વધારો થાય. માટે સ્વરૂપનો નિશ્ચય કરીને પછી કદી કઇ શંકા થાય તો તેનું સમાધાન, શ્રવણ કરેથી, થવાને વિલંબ ન થાય. તેનો નિશ્ચય કીધો કે ફરી તે શંકા સ્ફુરશે નહીં.

* ૨૬ પ્રશ્ન—હુકમ વિના પાત્રું પણ હાલતું નથી, એમાં હેતુ શું?

* બ્રહ્મચારી શ્રીમત્ મોહન સ્વરૂપથી સં. ૧૯૪૪ કા. શુ. ૧૪ રવીએ

ઊ.—અંતરમાંથી હુકમ થયો ત્યારે ઘેરથી ઉઠી કથામાં આવ્યા; અને હુકમ થશે કે ઉઠીને ઘેર જશો. હુકમ સ્ફુરશે ત્યારે નોકરીપર, મુંબાઇ યાત્રા વગેરે જશો, ખાશો, પીશો, અનેક કામ કરશો. કોઇ કહે, હમણાં હું ડાળુ તોડી લાવું છું, એમ કહી ઉઠયો અને ભાંગી લાવ્યો. એ અંતરાત્માના હુકમથી થયું. એમ છતાં લોક ઉંચે આંગળી બતાવી બોલે છે તે વગર સમજણે કહે છે. છતાં તેમાં હેતુ એ સમજવાનો છે કે, અનુભવ થાય ત્યારે સમજાય છે તે અનુભવનું પદ ઊંચું છે.

૨૭ પ્રશ્ન—વેપારમાં ખોટ જવાથી કહે છે કે, ઇશ્વરની અકૃપા થઇ તો તેને એવો હુકમ કેમ થયો? ઉત્તર—અકૃપા થઇ એમ નહીં કહેતાં કૃપા થઇ એમ શા માટે નથી કહેતા? ખોટ જવાથી સંસારના દુખથી કંટાળો થઇ નિવૃત્તિ થઇ જન્મ મરણથી છોડાવવાને પોતા તરફ ખેંચી લેવા માટેજ એ ખોટ આણી, તો સારૂંજ થયું—કૃપા કરી. ઇશ્વર અન્યાયી નથી, તેનામાં વિષમતા દોષ ન લાવો. સાધુ મહાત્મા કહે છે કે, જે નિવૃત્તિ પરાયણ થયા તે સુખી અને ધન્ય છે. ઇશ્વર સર્વને પોત પોતાનાં કર્મનું ફળ આપે છે.

+ (૭૩)-પ્રશ્ન—જ્ઞાનીને ઉપદેશ કરવાપણું રહે છે કે નહીં? ઊ.—"જ્યાં જેવા ત્યાં તેવા થઇ રહ્યા, આનંદ મુર્તિ અપાર." જ્યારે ઘરમાં એકલા બેસે ત્યારે ઘર જેવું જડ છે તેવા જડ થઇને બેસી રહે. કોઈ આવીને કાંઇ પુછે ત્યારે તેની સાથે તેવા બની જવાબ આપે. કોઇ પગે લાગ્યું તો જાણે કે આ એક વિચિત્રતા સ્વરૂપમાં ખડી થઇ; તે વખતે તેવીજ ભ્રાંતિ રૂપ વિચિત્રતા "જયગુરૂ અથવા જેશ્રીકૃષ્ણ અથવા જયજય" કહી સામું નમન અથવા આશીરવાદ દર્શક ચિન્હ દરશાવશે. તાત્પર્ય કે જે ઠેકાણે જેવું ખડું થઇ ભાસે તે ઠેકાણે તેવા થઈ રહે છે. કેમકે તેની વૃત્તિઓ તો સ્વરૂપાકાર બની રહેલી હોય છે. તેથી સામાની જેવી વૃત્તિ ઉદય થાય તેવી જ્ઞાનીમાંથી ઉદય થઇ સામાની વૃત્તિને આકર્ષે, અને પોતાના જેવી કરવા માંડે, અને પાછી સ્વરૂપમાં લય ભાવને પામે. અર્થાત્ તેની વૃત્તિને ખેંચીને મૃદુ વાણીથી તેને પણ આત્મ લક્ષ કરાવવા યત્ન કરે (શંકાનુ સમાધાન આપી પાછી સ્વરૂપાકાર વૃત્તિ કરી શાંત રહે.)

જીવ ચૈતન્ય, ઇશ્વર ચૈતન્ય, માયા ચૈતન્ય, માયા, માયા અને ચેતનનો ભેદ, અને ચૈતન્ય; એ છ અનાદિ મનાય છે, અને તે જુદા જુદા સ્વભાવવાળું છે એ રીતે માનનારૂં સમ્યું તો તે છએ નહી.

---

+ શ્રીમન્નૃસિંહથી

## (અથ સ્મરણી બીજી શરૂ થાય છે.) ૐ નમોનમઃ શ્રી ॥

૧ પ્રશ્ન—આનંદઘન બ્રહ્મ ચેતનરૂપ મહોદધિમાં એ માયા–કલેશની ઉત્પન કરનારી કયાંથી આવી ? –ઊ.–અનાદિ કલ્પિત છે, તે જુદા સ્વભાવવાળી છે. માયા વડે માયાજ તરે છે. તે પણ પછી નહિંવત્. તે કલ્પના ઉડી ગઇ તો રહ્યું એ ચૈતન્યજ. માયા–અવિદ્યારૂપ સ્ત્રી વિના તરાતું નથી.–એટલે સુરતા સ્વરૂપે લગાડયા વિના તરાતું નથી. તેવી જ્ઞાનરૂપ વૃત્તિ છે તે સ્ત્રી સ્થાનાપન્ન સમજો. વિષયાકાર વૃત્તિ રહેવાથી કામનું મુળ બળતું નથી. માટે તેવી સાધ્વિ સ્ત્રી સાથે હોય તો તે (**अस्त्र+स्त्री**) તરીરૂપ હોવાથી તર કરે છે. પછી જ્યારે એક બે અને વધારે વાર સ્ત્રી મરી જાય ત્યારે જેમ ખૂબ કંટાળો–તિરસ્કાર ઉપજે છે ત્યારે અભાવ થાય છે અને નિરાળો થવા (એકાકી–નિરૂપાધિ થવા) ઇચ્છા કરે છે; તેથી સ્ત્રી તારનારી છે. તેમ, હરિગુરૂમય વૃત્તિરૂપ સ્ત્રી દુઃખરૂપ સંસાર જાળથી બચાવી તારે છે.

પ્રશ્ન—અંતકાળ કયો ? ઉત્તર—જે વખતે અડગ દ્રઢ અપરોક્ષ બ્રહ્માત્મૈકયજ્ઞાન થાય છે તેજ ખરો અંતકાળ છે. કેમકે તે વખતેજ મિથ્યા અહં સ્ફુર્ણની અવધિ. પછી તે આ જગતમાં વ્યવહાર કરે તે મિથ્યા–નહીંવત માનીને અણુછતો વિહરે છે. જે જોયું, સાંભળ્યું કે વિચાર્યું, તે તેટલીજવાર; તેમાં રચીપચી હોય તેવી જ્ઞાનીની વૃત્તિ ભાસે, પણ તે થયું કે ટપ શૂન્યવત જ્ઞાનીની વૃત્તિ થાય છે. જોવું છે શું જે !! નવું શું છે ?! એક આત્માજ સર્વત્ર છે તેજ હું છું. જડ અને ચૈતન્ય તો જે રીતે આ દેહ છે તેવાંજ પંચ ભૂતનાં સર્વ રમકડાં છે. તેમાં નવું શું છે ? અવિનાશી એક આત્માજ છે તો તે તરફ જોવું, તેતો પોતે છેજ. એવા અનુભવ અને અભ્યાસથી દ્રષ્ટિ–વૃત્તિ થાકીને વશ થાય છે.

૨. પ્રશ્ન—ગર્જના કરે છે પણ વર્ષતા નથી. (ગાજે પણ વરશે નહી) તે શું ? ઊ—મોઢેથી લોકોને ગર્જના કરીને કહ્યા કરે છે કે, વૈરાગ્ય ધરો. પણ પોતામાં અનેક પ્રકારની આસક્તિ લાગેલીજ હોય છે. એવા શાંતિ શું પ્રાપ્ત કરશે ?! કોઇ જીજ્ઞાસુ ત્રણ તાપ–અધ્યાત્મ અધિભૂતાદિથી બળેલો પુરૂષ શાંતિ માટે આવે તેને એકદમ કહીએ કે, વૈરાગ ધારણ કરી છોડી દો સંસાર, તો જો કે એ વાક્ય છે તો જળના બુંદ જેવું, છતાં તેને હોળીના તાપ જેવું લાગશે. કેમકે ખૂબ તાપ પડે છે તેમાં પ્રથમજ વરસાદના છાંટા પડે છે તેથી જેમ બમણો ઉબાળો મારી વધારે અકળામણ–ગભરાટ પેદા થાય છે તેમ પેલાને થાય છે. પણ ધીરે

ધીરે વરસાદ પડતો રહે તો જમીન પલળી અંદરથી જળ પ્રવેશી ભીની થાય ત્યારે થંડક થાય, તેમ શનૈઃ શનૈઃ તેને સમજાવી રસમય કરે તો શાંતિનું ભાન થવા સંભવ છે. ઇશાનની વીજ થઇ તો જાણવું કે, એ મેઘ પડવાની નિશાની છે. તેને કહે છે કે, જો ભાઇ! સ્ત્રી પુત્રાદિ મરતાં સુધી ત્યાગવાંજ એવું કશું નથી. વિષય ઉપરથી પ્રીતિ–આસક્તિ ઉઠાવી લઇ અભાવ વૃત્તિએ જો. એ રીતે જોવું (તે ઇશાની વીજ માફક) તે આનંદ વૃષ્ટિનું ચિન્હ છે. એ ગાજશે તો વરસશેજ. બાવા થશો તોજ શાંતિ થશે, એ વાક્ય કાંઇ વૃષ્ટિનુ ચિન્હ નથી. એતો અમથી–ખોટી વીજળી–નકામા ઝબકારા જેવું છે. વૃત્તિમાંથી શોકનું કારણ આ–અમુક છે તે કાઢો, એમ ઉંડો ઉતરી બોલ્યો તો જાણવું કે એ વૃષ્ટિનું ચિન્હ છે.

અનાદિ અને પોતાને આશ્રિત એવી કલ્પિત માયાને જ્ઞાતાએ કાંઇ નહીંવત્ મિથ્યા જાણી તે સ્વસ્ત્રીરૂપ માયાનો વાણીરૂપ ચોટલો યુક્તિથી (શાસ્ત્ર પુરાણ સ્મૃતિ વગેરે રૂપે) ગુંથ્યો. તેને લાંબો ગુંથી તેમાં ગુલાબ મોગરા ચંપેલી સાહેલી વગેરે ચિત્રવિચિત્ર અને તરેહતરેહની સુંદર સુવાસિત ખુશબોવાળાં પુષ્પો ગુંથ્યાં. અર્થાત્, સકામકર્મરૂપ યજ્ઞ, જપ, તપ, દાન, વગેરે પુણ્ય ક્રિયા કરવાથી સુંદર સ્ત્રી પુત્ર દ્રવ્ય વાડી ગાડી લાડી સ્વર્ગ વૈકુંઠાદિ વૈભવ સુખ મળશે એવી લાલચોરૂપ પુષ્પો ગુંથ્યાં. તે મિથ્યા સુગંધમાં મોહ પામી તેની ઇચ્છા કરી તે વાસના બદ્ધ બની તેવાં સકામ કર્મ કરી સ્વર્ગાદિ લેવા ગયો, તો કદાપિ તેનાં તેવાં સકામ પુરૂશાર્થને લીધે તે સ્વર્ગાદિ મળે છે. પરંતુ તે ક્ષણિક અને દુઃખનુંજ હેતુ હોવાથી દુઃખજ વ્હોરે છે. તે સ્વર્ગાદિ સુખ ભોગવી ખાઇ પરવારી પાછો ભવાટવિનાં દુઃખમાંજ આવી પડે છે. પરંતુ એ માયા મિથ્યા મોહરૂપ છે એમ સમજી કાંઇજ લેવા નહીં ઇચ્છે અને માયા ભેળો છતાં સઉ ગુંથણીનો ભેદ સમજીને અળગો–અસંગ નિસ્પૃહ રહે, તો તે મુક્તજ જાણવો.

**પ્રશ્ન ૩ જો.**—દ્વૈતમાં સુખ ભળેલું છે તે શી રીતે લેવું? (દ્વૈત તો ક્લેશ યુક્ત ભાસે છે તેમાંથી). ?

**ઉત્તર.**—સેરડીને પીલીને તેનો તમામ રસ લઇ લઇએ છીએ, અને કુંચા કાઢી નાંખીએ છીએ. તેમ વિવેક વિચારથી સારરૂપ આનંદ ખેંચી લઇ ક્લેશ કુંચા ફેંકી દેવા.

**પ્રશ્ન ૪**—વાત કરવી એજ પ્રથમ ભ્રાંતિરૂપ છે. તેવી વાત કરવા રૂપ ભ્રાંતિજ પ્રથમ તો ગુરૂ નાખે છે, તો તે નિર્ભ્રાન્તપણું શી રીતે પ્રાપ્ત કરશે ?-ઉ.-ગુરૂ પ્રથમ તો વધારે ભ્રાંતિ નાખશે અને ભ્રાંતિનાં–ભ્રાંતિરૂપ

દ્રષ્ટાંતો આપશે. સંસારનો અધ્યાસ જન્માંતરોથી પડેલો હોવાથી તેમાંનાંજ દ્રષ્ટાંતો આપી તે ભ્રાંતિથીજ ભ્રાંતિને ખસેડશે. હીરાથીજ હીરો વેધાય છે તેમ ભ્રાંતિથી ભ્રાંતિ કાપે છે. જેણે ભ્રાંતિવડે ભ્રાંતિ (પોતાની) કાપી છે અને પોતે નિર્ભ્રાન્ત થયા છે તેજ બીજાની ભ્રાંતિઓ કાપી શકશે. પણ જેણે તેમ કીધું નથી અને ભ્રાંતિમાંજ આથડે છે તે તો ઉલટી વધારે ભ્રાંતિ બીજાને નાખશે. અને કહેશે કે, ભાઇ ! એ તો કોઇને ઉતરે નહીં, એ તો બધી સમુદ્રપારની વાતો, વગેરે. પણ અનુભવ તો આ છે, બીજી જે વિચિત્રતા ભાસે તે તો આભાસ માત્ર છે. તેમાં પણ આતો એમજ છે, એવું સ્પષ્ટ નહીં કહે; અને પોતાની અજ્ઞાનતા છુપાવવાને સ્વાર્થને લીધે "આઘું મહાપદ છે" એમ ઠોકયા કરે છે, તેથી આરતવાનને રસ મળતો નથી, તેમજ તેવા તે ગુરૂનો પણ દ્રવ્ય સંબંધી ધારેલો સ્વાર્થ થતો નથી.

**પ્રશ્ન ૫.**—અનુભવી ફાવે એમ કરે, એ શું ?-ઊ.-અનુભવીને કાંઇ શોક ભ્રાંતિ નથી, તેથી એક પદાર્થ ગયો તો બીજો લાવી ભોગવટો કરે. તેનાથી શોકનો જે ભાગ હોય તે અંગિકાર નહિં કરે. કેમકે તે જાણે છે કે હું તો સચ્ચિદાનંદ સ્વરૂપ છું, અને માયા તો મારી છે ને મારે આશ્રિત છે, ને એક ખુણે પડી છે, તેના કલેશ તે અંગિકાર નથી કરતા. બીજાઓને કલેશ હશે તો તેથી તેને કંઇ શોક લાભ કે હાનિ નથી. કેમકે તે જાણે છે કે, મારી માયા છે તે છોને (ભલે) ફરી ચરી ખાતી. મારે આશ્રિત થશે તેને સચ્ચિદાનંદ સ્વરૂપનો લક્ષ આપીશ. તેને તે માયા નહીં વળગશે. **मामेवये प्रपद्यंते मायामेतां तरंतिते** ॥ એ રીતે અનુભવી જ્ઞાની તો ફાવે તેમ કરે છે. પણ પછી તેની વૃત્તિઓ થાકી જાય છે. મૃત્યુ થશે, વળી જન્મ થશે, એવી ભ્રાંતિઓજ તેને રહેતી નથી. અર્થાત્ ગમે તેમ થવાનું હશે તેમ થશે-મારૂંજ સચ્ચિદાનંદ સ્વરૂપ દશે દિશાએ પરિપૂર્ણ છે તેમાં શું થવાનું કે શું જવાનું હોય ? જેમ છે તેમ સિદ્ધજ છે. એમ મુદ્દાપર રહી આનંદમય વરતે છે. ગમે તેમ થશે તે ચિષેની ભ્રાંતિ આગળથી કાંઇ ધારતાજ નથી. સ્વચ્છ જળમાં પરપોટો થયો તે વિલાઇ ગયેથી તેજ પાછો થશે એમ કાંઇ નથી. પછી બીજો થયો તો શું થયું. જે થશે તે સ્વરૂપમાંજ, અને વિલાશે તે પણ સ્વરૂપમાંજ, ભિન્ન કાંઇ નથી. તેથી અદ્વૈત નિજ પદે રહી આનંદ સુખનો ભોગવટો લે છે. ભ્રાંતિથી કલેશ માનતા નથી.

માયા અને ચૈતન્યને અનાદિ કહે છે. જુવો, કે, જન્મ્યા ત્યારથી ચૈતન્ય ભેળી દેહરૂપમાયા સાથેજ છેને. અને તે પહેલાં આપણું ચૈતન્ય

ઘન સ્વરૂપ જે પૂર્ણ છે તે ભેળુંજ આ પંચભૂતરૂપ વિરાટ ચાલ્યું રહ્યું છેને. પરંતુ તે જડ માયારૂપ દેહ શું કરી શકે વારૂ ? ! કંઇ નહીં, પણ યોગ ભેગા થવાથી અનેક વિચિત્રતા (અજ્ઞાનને) ભાસે છે. એમ જાણીને સર્વ ક્લેશ ભ્રાંતિથી રહિત જે સદા આનંદમય રહે છે તેને જગત કહે છે કે, આતો અવતારી પુરૂષ છે, વગેરે. એવા:તે વિદ્યાના સુખમાં આસક્તિ કરતા નથી, અને અવિદ્યાના ક્લેશ તો અંગિકાર કરતાજ નથી. સ્વરૂપમાં તો વિદ્યા અવિદ્યાનાં સુખ દુઃખ છેજ નહીં.

**પ્રશ્ન ૬.**—બ્રહ્મ, પરમાત્મા, વગેરે શબ્દો છે તે શું, શા માટે યોજ્યા ? ઊ.–નિર્વાણ તત્સત્ સ્વરૂપમાં કાંઈ શબ્દ નથી, કોઇ વાણી નથી, સંકલ્પ નથી. તેથી જે વિવેચન કરવું, બોલવું બબડવું તે બધું વાસ્તવે કાંઇ નથી; પણ ધાડ દ્રઢ થઇ ગયલી ભ્રાંતિયોને ખસેડવાને પરમાત્મા, સચ્ચિદાનંદ, બ્રહ્મ, વગેરે શબ્દો ઠરાવી અર્થો ઉપર લક્ષ કરાવ્યો. તે પરમ આનંદ સુખ થવા માટેજ શબ્દ, અર્થ, વગેરે યુક્તિઓ કરી ગયા છે. આજે હવે બીજું કાંઈ કહીએ અને તેનો બુદ્ધિ ચાતુર્ય વગેરેથી અર્થ ઠરાવીએ તો તેમ ચાલ્યું જાય. વાસ્તવે અનુભવ કરી સ્વરૂપ જાણ્યું તો શબ્દ અક્ષર અર્થ મન વાણી શરીર સંકલ્પ વગેરે સઉ તેની પાછળ (માયાભેળું માયાનું કાર્ય મિથ્યારૂપે) પડયું રહેશે. અગ્નિ અને ઉષ્ણતા અભિન્ન હોય છે, તેમ શક્તિ અને શક્તિપતિ અભિન્ન છે. તેમ, માયા એવું બીજું જુદું કશું નિકળે તેમ નથી. એમ કહી કરીને અદ્વૈતપદે દ્રઢતા કરાવી. છેજ બધું આપણામાંજ, ત્યાં જવાનું શું અને કયાં ? ! એ રીતે શોકની નિવૃત્તિ કરાવી. તે આનંદઘન તત્વ સ્વરૂપનો અનુભવ થતાં બીજી ભ્રાંતિ કે શોક તેને ઉપજે નહીં, એ તો સિદ્ધ છે, પણ ઉલટા ગાંસડે ગાંસડા આનંદ બીજાને આપે છે–અરે, કાલાવાલા કરીને લઇ જવા સુચવે છે, કે ભાઈ લઇ જાવ. કેમકે અખુટ છે. એવા અખૂટ આનંદ ભંડારી દાતા અનુભવી તેને ફાવે તેમ કરે તેથી તેને કાંઇજ નથી. અનુભવ એકલોજ છે. તેથી અદ્વૈતપદમાં સ્થિતી કરી દ્વૈત વડે થતું સુખ અસંગ બન્યા રહી લેવું.

**૭ પ્રશ્નઃ**—વિદેહ મુકત અને જીવન્મુકતમાં ફેર શું ? તેનું યથાર્થ વિવેચન કરો–**ઉત્તર**—અંતરથી અને બહારથી બેહુ તરફથી નિવૃત્ત હોય તે, વિદેહમુક્ત છે અને અંતરથી નિવૃત્ત હોય પણ બહારથી વિવૃત્ત ભાસે તે, જીવન્મુક્ત છે. હઠથી થનારા વિદેહમુક્તને ભેદ દ્રષ્ટિ ભયથી મુળ દુઃખરૂપ જગત ભાસ્યું તેથી વૈરાગથી દુઃખરૂપ જાણીને તે ભયથી એ તરફ લક્ષ કરતા નથી, અને અંતર વૃત્તિએ રહે છે. અને જીવન્મુક્ત પુરૂષ એમ

જાણેજ છે કે, જગત ભ્રાન્તિ સ્વરૂપથી વિલક્ષણ ભાસે છે તે મારૂં સ્વરૂપ છે, તો પછી આંખ મીચી તો શું અને ઉઘાડી તો શું. જ્યાં જોઉં ત્યાં મારૂં બ્રહ્માત્મૈક્ય જ્ઞાન સ્વરૂપજ છે. તેથી તેની પણ તે મોજ લે છે. તેમાં જે સુખ ભાસે છે તે પોતાનુંજ અનુસ્યુત સુખ સર્વત્ર વિચિત્રતામાં છે, તે પોતાના અખુટ બ્રહ્માનંદ ભંડોળમાંથી કિંચિત માત્ર તેમાં ભાસે છે; એમ જાણે છે. પછી ધીમે ધીમે તેને એમ થાય છે કે, એમાં શું લેવું છે! તેમ એ સુખ લેવાથી હાની પણ શું છે! એમ વિચારી બહારના વૃત્તિના વેગને આકર્ષણ કરતા નથી, અને અંતરના દૃઢ નિશ્ચયને ડગાવતા નથી. અર્થાત્ કલ્પિત પ્રારબ્ધ પુરૂષાર્થને આધીન કલ્પિત પરમાણુજન્ય શરીર વર્તિ સુખ લેવામાં ( આગ્રહ અનાગ્રહ રહિત ) નિસ્પૃહ રહે છે અને સ્વરૂપે અડગ સ્થિત રહે છે. તે વિદેહમુક્ત જેવાજ છે. અનુભવ સુખનો લાભ તો બેહુને સરખો છે.

જન્મ મરણાદિ શંકાઓથી ભય પામેલો કોઇ પુરૂષ વૈરાગ ગ્રહણ કરી યોગ નિમિત્ત અથવા સ્વરૂપાનુભવ નિમિત્ત કષ્ટ વેઠી મન સહિત ઉપસ્થાદિ સર્વ ઇંદ્રીઓને શીથીલ કરે છે. પછી તત્વાનુભવ થયો તો શીથીલ થયલા અવયવોએ કરી કલ્પિત સુખોનો ભોગવટો કરવા અશક્ત થાય છે. જેથી બાહ્યવૃત્તિએ પ્રતીત થતું જગત તેને કોઇ પણ પ્રકારે આનંદ દાઈ હોય એમ જણાતું નથી. જેથી તેનું અંતર નિવૃત્ત થયું છે એવું બાહ્ય પણ નિવૃત્ત હોવું સંભવે છે. તેથી તેઓ કેવળ નિવૃત્ત અથવા કૃત્યાકૃત્ય રહિત થઇ જડવત ભાસે છે. ( એ વિદેહમુક્તની વ્યાખ્યા કહી ). દ્રશ્યની પ્રતીતિ તો બેહુને સંભવે છે. પણ એમાંથી સુખ લેવાનાં સાધનો જીવન્મુક્ત પાસે છે, અને વિદેહમુક્ત પાસે નથી. વિદેહમુક્તે સાધન ગુમાવીને સાધ્ય સિદ્ધ કીધું છે; અને જીવન્મુક્તે સાધન સહીત સાધ્ય સિદ્ધ કીધું છે. મતલબ કે, ચાર અંતઃકરણ અને દસ ઇંદ્રી આદિના સમુદાયવાન કલ્પિત શરીરરૂપ સાધનવડે સ્વરૂપાનુભવ કરવા સમર્થ થાય છે. તે કલ્પિત સાધનો વિદેહ મુક્તનાં કેવળ નહીં જેવાં થાય છે, અને જીવન્મુક્તનાં અણછતાં કાયમ રહી સ્વરૂપાનુભવ થાય છે, જેથી કલ્પિત સુખનો અણછતે ભોગવટો કરવો સંભવે છે. અર્થાત્ વિદેહ મુક્ત બળથી અને જીવન્મુક્ત કળથી કામ લે છે. જેમ, આંધળો અને દેખતો બેઉને, આજુબાજુ અન્ય પદાર્થોનું ગડબડ થતું અસ્તિત્વ હોય તે જાણવું તો સંભવે છે, પણ નેત્રવાન-દેખતો આંખવડે આનંદ લે છે, અને આંધળો તે આનંદ નથી લેતો. અંતરવૃત્તિએ અનુભવ સુખ તો બેઉનું સરખું છે.

આંધળા તુલ્ય વિદેહ મુક્તની શ્રેષ્ટતા બતાવવામાં આવે છે.—અંધને નિર્ભયપણું વધારે છે. ચોર વગેરે ભયને તે દેખતો નથી તેથી તેને પણ જાણે કોઇ દેખતું નથી. તે કોઇને દેખતો નથી તે નિર્ભય રહે છે. દેખતાને તુરત ભય થશે. ભય અણછતો છે, તો તેવો પણ છે તો તેને સંભવે છે. જેવાં અણછતાં સુખનો ભોગવટો જીવન્મુક્ત દેખતાને સંભવે છે તેવા અણછતા ભયનો પણ, સાધનોવડે, સંભવ છે.

દેખતા તુલ્ય જીવન્મુક્તની શ્રેષ્ઠતા કહેવાય છે :—

આજુબાજુના પદાર્થોનાં અસ્તિત્વનું જાણવાપણું બેઉને સમાન છે. તે જે જાણવાપણું છે તેના અણછતા ભયોની ઉત્પત્તિ દેખતો જાણે છે, અને પેલા અંધને જાણવાનો ઓછો સંભવ છે. તેથીજ તે ભયોને તત્કાળ જાણવાપણાંનો જેને સભવ છે તેને તેથી મુક્ત થવાને તત્કાળ ઇલાજ કરવાનો પણ સંભવ છે. અને તે અંધને જેમ ભય અને તે જાણવાપણાનો સંભવ મોડો (વિલંબે) છે તેમ તે ભયથી મુક્ત થવાનો પણ મોડો સંભવ છે.

જેણે એક વખત પણ અમુક પદાર્થોનો ખરો અનુભવ નથી કરી લીધો ત્યાં સુધી તેને શંકા અને ઇચ્છા થવાનો સંભવ છે. જગતનાં પ્રાણી પદાર્થ સ્ત્રી પુત્રાદિનાં સુખ દુઃખ કેવાં અને કેટલાં વેઠવાં પડે છે તેનો અનુભવ તો થયો નથી, પણ માત્ર તે સ્ત્રી આદિનાં સુખની ઇચ્છા વિદેહ મુક્તને કદાચ સ્ફુરે એટલે એમ થાય કે, જગત મિથ્યા છે પણ મિથ્યા સુખ પણ (સ્ત્રી વગેરેનું) કેવું હશે; જો એમ થયું તો વંઠ્યો. જીવન્મુક્ત જેણે મિથ્યા જગતનાં મિથ્યાં સુખ દુઃખનો અનુભવ કરી લીધો છે તેને તેમ થવાનો સંભવ નથી

તાત્પર્ય કે, પ્રથમ જીવન્મુક્ત દશાને પામ્યા પછી સેહેજે સેહેજે વિદેહમુક્ત દશાને પમાય, એટલે બળાત્કારથી-હઠથી નહીં, પણ અનુભવની અત્યંત દ્રઢતાથી સેહેજેજ થવાય તો તે અત્યંત શ્રેષ્ઠ છે.

૮ પ્રશ્ન—કંચન અને કામિનીનો ત્યાગ કરવો, એથી કાંઇ વધારે શ્રેષ્ઠ છે?

ઉત્તર—હા. યાજ્ઞવલ્ક્ય પ્રત્યે ગાર્ગીએ એજ પ્રશ્ન પુછેલો તેને ઉત્તર અપાયલો કે,—એ તો હઠથી પણ થઇ શકે છે. એ તો સ્થૂળ ત્યાગ કરવાનું તે હઠથી કરે તેમાં કાંઈ પુરૂષાર્થ કહી શકાય નહીં, પણ એવું સૂક્ષ્મ અને કારણને ત્યાગ કરવું જોઇએ. એક સ્ત્રી જન્મથીજ કુંવારી રહી તે સાઠ વર્ષની થઈ. બ્રહ્મચર્ય દિક્ષામાંજ તે ૬૦ વરસે માંદી થઇ ત્યારે વૈદને લાવ્યા. પડદો રાખી હાથે દોરી બાંધીને વઇદના હાથમાં

આપી તે વેદે ઝાલી તે સાથે પેલીને થંડક વળી, તેવો સંકલ્પ સ્ફુર્યો કે હાથે દોરી બાંધેલી પુરૂષે પકડી તેટલાજ સ્પર્શથી મને આટલી ઠારક થઇ, તો જે સ્ત્રીઓ રાત્રિ દિવસ પુરૂષ પાસે રહી સ્પર્શ કરતી હશે તેને કેટલી શાંતિ વળતી હશે. તરત દેહ છુટી ગયો. વેશ્યાનો જન્મ થયો. તાત્પર્ય કે, એવી સૂક્ષ્મ જે વાસના છે તેને ત્યાગવી જોઈએ. હવે કારણના ત્યાગ સંબંધમાં કહે છે. એક બ્રહ્મનિષ્ટ મુનિ હતા. તેને બ્રહ્મા, વિષ્ણુ, શંકર, દેવ, દેવી, વગેરે આવીને કહે, હમારા લોકમાં ચાલો. મુનિ પુછેછે કે, તમારે ત્યાં અખંડ સુખ છે? સર્વ કહે, ના. અમુક કાળે પણ પાછા ફરવું તો પડેજ. ત્યારે મુની કહે, પધારો, મારે જરૂર નથી. મારે અખંડ બ્રહ્મ સુખજ ઠીક છે. તે મુનિને પાછળથી એવું અભિમાન સ્ફુર્યું કે, મને બધા દેવતાએ આટલો બધો આગ્રહ કીધો છતાં નિસ્પૃહ રહી હુંજ એક ગયો નહીં; બીજા તો ઘણા તૈયાર થઇ જાય. એ દરમ્યાન દેહ છુટી ગયો. તાત્પર્ય કે, એવા જ્ઞાનીને પણ એવું સૂક્ષ્મ અહં–અભિમાન વખતે સ્ફુરે છે. માટે તે પણ સમાવીને સમત્વ પ્રાપ્ત થઇ રહેવું.

**૯ પ્રશ્ન.**—એવું દ્રઢ જ્ઞાન છતાં તે મુનિને એવું કેમ સ્ફુર્યું? ઉ૦— એટલી અપૂર્ણતા હોવાથી. માટે એ ઉપર દ્રઢ પુરૂષાર્થ કરી વિદેહ સ્થિતી-સ્થિતપ્રજ્ઞ દશા દ્રઢ કરવાની જરૂર છે.

બે જણ દ્વારકાની યાત્રા ગયા. તેમાં એક તો પાલખીમાં બેસી ઠેઠ ચાલ્યો ગયો. અને બીજો પગે ચાલીને બધું જોતો રસ્તે આવતાં તીર્થાદિ કરતો કરતો ગયો. બેઉ ગયા તો એકજ સ્થળે. અને પછી પાછા આવ્યા ત્યારે સ્નેહી સંબંધી મળવા આવ્યાં, તેઓ રસ્તે શું શું જોયું, ક્યાં ક્યાં તીર્થોમાં યાત્રા કરી, વગેરે પુછે છે. પેલો ઠેઠ ચાલ્યો જનાર તો કહેશે કે મને ખબર નથી; પણ શ્રોત્રિય નિષ્ટ રૂપ ચાલીને જોતો ગયલો છે તે બધું કહેશે, કે રસ્તે અમુક તીર્થો આવેલાં અને ત્યાં આ રીતે કીધું હતું વગેરે. તેમ, ક્રમે કરીને ધીમેથી રીતસર [illegible]વી ઉત્તમ સ્થિતીએ પોહોંચનાર પોતાની દરેક ક્રમરૂપ વિશ્રાંતિમાં શું શું સુખ દુઃખ અનુભવાયાં હતાં તે કહી શકશે.

ખાટલો માકડને આશ્રય આપે છે તેથી તેનેજ માર પડે છે, માકડને કોઇ પાયા નથી મારતું. તેમ, કામ ક્રોધાદિ માકડને આ સ્થૂળ સૂક્ષ્મ શરીરરૂપ ખાટલો આશ્રય આપે છે તેથી તેનેજ દુઃખ સહન કરવારૂપ માર પડે છે.

**૧૦ પ્રશ્ન**—કંચન કામિનીની જ્ઞાતાએ નિંદા શામાટે કરી છે?

**ઉત્તર**—તે જ્ઞાતાને તેનાથી થયલાં દુઃખ અનુભવમાં આવ્યાથી તેવું

કહી ગયા. સ્ત્રી હોય તો તેને માટે દ્રવ્ય મેળવવાનાં કષ્ટ, પ્રજા થયાં પછી તો અનેક ગણું વધ્યું, તે સાથે પરણાવવાના કષ્ટ, મરે જીવે તો દુ:ખ; વળી સ્ત્રી પ્રતિકુળ હોય તો ક્લેશમાં સંતપ્ત બન્યા રહેવાનું, એ બધું જાણીને મુમુક્ષુ દશામાં આવી નિત્યાનિત્ય વિચારી કહી ગયા. જે મહાત્માને સ્ત્રી પુરૂષની ભ્રાંતિ નથી, જેને આસક્તિ નથી, અસંગપદે રહે છે તેને તે આવે તો હર્ષ નથી અને જાય તો શોક નથી.

મીઠું, મોતી, અને કરા, એ ત્રણે સમુદ્રથીજ થાય છે; પણ ઉત્તમ અધિકારી જે કરા જેવા છે, તે કરા જેમ સૂર્યના તાપથીજ ઓગળી જાય છે, એટલે સૂર્ય હજાર યોજન દૂર છે અને કરા તેનાથી એટલે બધે છેટે છે, છતાં તે કરા પિગળી જાય છે (ફક્ત તે સૂર્યના તાપથીજ), તેમ, તે સંતનાં પુસ્તકો વાંચીનેજ બ્રહ્મ જળરૂપ થઇ જાય છે. મોતી તો હંસ મળે ત્યારેજ તેના પેટમાં જઇ ઓગળે છે, તેમ, મધ્યમાધિકારીને સમર્થ સદ્‌ગુરૂ સંત મળે છે તેની કૃપા થાય છે ત્યારે તે ગુરૂની સેવા શ્રવણાદિથી ગુરૂમય બની જતાં બ્રહ્મ જળરૂપ બને છે. અને મીઠું તો જળમાં મળે ત્યારેજ ઓગળે છે. તેમ કનિષ્ટ અધિકારી જ્યારે ગુરૂની સેવા પરાયણ રહે છે ત્યારે ગુરૂકૃપા થાય છે પણ મંદબુદ્ધિ-ક્ષારરૂપ હોવાથી હૃદય ભેદાઇ અસર થતી નથી ત્યારે કૃપાળુ ગુરૂ તેને હઠયોગ રાજયોગની રીત સમજાવી જ્ઞાન આપવા યત્ન કરે છે, તેમાં પણ જડવત રહી જાય છે તો ગુરૂ પોતાનાં યોગબળથી તેની બુદ્ધિમાંથી વિકાર કાઢી નાખી યુક્તિથી બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરાવે છે.

પોતાને મરવાને ઝીણી છરી બસ છે, પણ સામા બળવાન અનેકને મારવાને ઘણાં શસ્ત્રોની જરૂર છે. કોઇક તો માત્ર હીરાકણી ચુંસીને મરે છે. તેમ, એક અપરોક્ષ મહા વાક્યનો ઉપદેશ માત્ર પોતાને તેવું જ્ઞાન થવા માટે બસ છે પણ અનેક લોકની શંકાનાં સમાધાન કરવા માટે તો અનેક શાસ્ત્ર, વેદ, પુરાણ, સ્મૃતિ, સૂત્ર, ગીતા, વગેરેનાં રહસ્ય જાણવાની જરૂર છે. ત્યારેજ તે આચાર્ય પદે શોભે છે. મરવા પડેલો માણસ, અંતે જોરમાં શ્વાસ વહી (ઘણું થઇને) મરે છે; તેમ, જેનાં અતર્કી શાંત અંતઃકરણ થવાનાં હોય એવા ઉત્તમ મુમુક્ષુને ઘણા ઉત્કૃષ્ટ તર્કો થઇ થઇને શમી જાય છે. કોઇ પુરૂષ ધાવન કરી આંબાપરથી કેરી લેવાને ધસ્યો રહે છે તેની નજર ઉંચે કેરી તરફ હોય છે, એવામાં પાછળથી આવી કોઇએ ડોકી કાપી નાંખી તો ફરી જન્મ લેશે ત્યાં તેજ સ્ફુરશે, કેમકે તેનું ધાવન કાયમ છે. તેમ જ્ઞાન સંપાદન કરતાં મરશે તો ફરી જન્મી તેજ પ્રવૃત્તિ સેવી જ્ઞાન સંપાદન કરશે.

**૧૧ પ્રશ્ન**—જ્ઞાનીએ ઘાડ સુષુપ્તિવત્ મૌન રાખી રહેવું જોઇએ. જો એમ હોય તો જ્ઞાની શામાટે બોલે છે ?

**ઉત્તર**—નિજપદ વિશે જે બોલવું છે તે, બોલવું કહેવાય નહીં, તે મૌન્યજ છે. સંસારના વાદ વિવાદ ગપાષ્ટકો સંબંધી બોલ્યા કરવાપણું તેનામાં ન હોવાથી તે મુંગા કહેવાય છે. તે જે બોલે છે તે બ્રહ્મ નિરૂપણજ હોવાથી તેવું બોલેલું બોલવામાં નથી. તે તો સદા આનંદ પ્રાપ્તજ છે. વૃત્તિઓનો બહારનો વેગ જો પુરૂષાર્થથી સમી જાય તો તે વૃત્તિ અંતરમાં સમે છે.

* **૧૨ પ્રશ્ન**—અધિકારી સાધક મુમુક્ષુએ સર્વ પ્રકારે જગતમાં શી રીતે વિચરવું-રહેવું ? **ઉત્તર**—સામા પ્રતીત થતાં પ્રાણી પદાર્થાદિમાં અવગુણ અથવા દોષ તરફ નજર ન રાખતાં તેમાં જે ગુણ હોય તે ગ્રહણ કરવા; અને પરમાર્થ દ્રષ્ટિએ શુભ ખુશબો પ્રસારવી. તે કેવી રીતે કોની માફક, તે વિશે દ્રષ્ટાંત કહેવાય છે.

૧—અગર કાષ્ટ-સુખેડ છે તેને મનુષ્ય બહુ કષ્ટ આપે છે. કાપે છે, વેહેરે છે, છોલે છે, ઓરસીઆપર ઘસે છે, અને અગ્નિપર નાખી બાળે છે, છતાં તે તો પોતાની સુંદર ખુશબો આપે છે. તેનું તન બાળી નાખતાં પણ તે પોતાની સજ્જનતા—પાત્રતાને નહીં છોડતાં ખુશબો ફેલાવી સમીપનાં સર્વને સુખનું ભાન કરાવે છે.

૨. સુવર્ણ—હેમને જમીનમાંથી ખોદી લાવી તાપમાં નાખી રસ કરી રેજાંમાં નાખી ઢાલકા પાડી ખુબ ટીપે છે. તે માર ખમે છે, પછી જતરડામાં ઘાલી ખેંચે છે. અનેકવાર બાળે છે તેમ તેમ પોતા માંહેલો વિકાર બાળી પોતે વધારે શુદ્ધરૂપે બની વધારે કીમત ઉપજાવી આપે છે. વળી તેના ઘાટ બનાવવા વારંવાર અગ્નિમાં નાંખે છે, ઘડે છે.—ટીપે છે. ત્યારે તો વળી પેહેરનારને ઘણી શોભા આપી તેનું હૃદય અને મુખ પ્રફુલ્લિત પ્રસન્ન કરે છે. દુષ્કાળાદિ આફતના વખતે તે ઘરેણું ઢેડા જેવા નીચને ત્યાં કેદમાં (તેની પેટીમાં) પડીને પણ સુખ-ઇષ્ટ લાભ આપી તેવા અવગુણ કરનાર દુઃખ કષ્ટ આપનારને પણ ઠારે છે.

૩.—દુધ છે તે શુદ્ધ પવિત્ર છે તેને તમે વટાળો—એટલે તે દુધમાં છાસનું ટીપું પાડો તોપણ દહીં બની સુંદર મધુર સ્વાદ આપે છે. તેને જેમ વધારે વરોળો—રગદોળો તેમ વરોળાઈ અથડાઇને પણ માખણ આપે છે.

* સમર્થ અનુભવિ પ્રાચીન મહામુનિ તુલ્ય કોઇ મહાત્માની પ્રસાદી રૂપે બ્ર. મોહન સ્વરૂપથી. સંવત ૧૯૭૮ અખાડ શુદ ૩ વાર રવીએ.

તેને પણ અગ્નિપર તાવી નાખો તો વિષ્ણુતેજ-ઘી રૂપ અમૃત બની ઉત્તમ મધુર સ્વાદ સાથે તુષ્ટિ પુષ્ટિ પ્રદાન કરે છે.

૪—ગાયને પગ બાંધીને દોહન કરો છો, તે છતાં બળ, તેજ, વીર્ય, તુષ્ટિ, પુષ્ટિ, આપનારૂં અમૃત જેવું દુધ આપે છે.

૫—કસ્તુરી. ઓરસીઆપર સુખેડ નીચે નાંખી જેમ ઘુંટો, ઘસો, રગડો તેમ અનેક પ્રાણીને સુગંધ આપી આનંદિત કરે છે. ખાવાથી વાયુને હટાવી બળ વગેરે આપે છે.

૬—આંબો. એ વૃક્ષને પથરા મારો, ઝુડો, કાપો, મુળમાં બેસી પીશાબ ઝાડો કરો અગર પાણી સીંચો, એને ગાળ દો, નિંદા કરો અથવા સ્તુતિ કરો, તો પણ એ તો શીતળ છાયાં, અમૃતફળ (કેરી), પત્રો, ખુશબો આપે છે. અને મરી પડીને પણ શરીરરૂપ ઝાડનાં લાકડાં બળી શીત મટાવે છે, રસોઇ થઇ ક્ષુધા મીટી ત્રપ્તિ થાય છે.

૭—તલ. એને ઘાણીમાં ઘાલીને પીલે છે છતાં જાતે પીલાઇને તેલ આપે છે. તે તેલ થયા પછી પણ ભજીઆં પતેડીઆં સુંહીયાં વગેરેમાં બાળે છે. તે દુઃખ વેહીને પણ ભજીયાં ભાજીના સુંદર ઇચ્છિત સ્વાદ આપી ખુશી કરે છે.

૮—શેરડી. જાતે પીલાય છે ને બીજાને મધુર રસ આપે છે.. તેને પણ કઢામાં ખૂબ ખદખદાવી બાળે છે તેમ ગોળ, ખાંડ, શાકર બની મિષ્ટતા આપી પ્રસન્ન કરે છે.

એ રીતે જ્ઞાનવાન મુક્ત મહાપુરૂષની સ્વભાવ સિદ્ધ સ્થિતી હોય છે. તેઓ જગતને પરોપકાર દ્વારા પોતે કષ્ટ સહીને પણ વિવેક વૈરાગ્ય પૂર્વક જ્ઞાન આપી ભવ ભયથી મુક્ત કરી પરમ શાંતિ આપનારા છે. **परोपकारायसतां विभूतय:** ॥ અને અધિકારી મુમુક્ષુએ તેવા મુક્ત મહાત્માના સહવાસમાં રહી, સેવા સુશ્રૂષા (નિરભિમાનપણે) કરી, નિરંતર ઉક્ત સદ્‌ગુણોને પોતાનામાં દાખલ કરતા જઇ સુદ્રઢ સ્થાપિત બનાવી દઇ, તે સત્પુરૂષના જેવા સ્વભાવ સિદ્ધ સ્થિતીવાળા થવાય ત્યાંસુધી પુરૂષાર્થ (પ્રયત્ન) કરતાં રહેવું.

**૧૩ પ્રશ્ન**—એવા દૈવી પરોપકારી મુક્ત અને મુમુક્ષુની સ્થિતી વિશે જે રીતે દ્રષ્ટાંતોથી યથાસ્થિત સંતોષ પૂર્વક આપે સમાધાન આપી વૃત્તિમાં અતીવ પ્રસન્નતાનું ભાન કરાવ્યું, તેરીતે એથી ઉલટા જે મૂર્ખ અથવા રાગ દ્વેષવાળા આસુરી અજ્ઞાજનોની સ્વભાવ સિદ્ધ સ્થિતી વિશે પણ કાંઇ

દ્રષ્ટાંત હોય તો કૃપા કરી કહેવા શ્રમ લેશો. જેથી તેના દુર્ગુણોથી બચવા પ્રયત્ન કરવું ઠીક પડે ?

ઉત્તર ૧.—બીલાડી. એ કેવી છે કે, પેસાબાર લોહીને માટે, શુક-પોપટ જે કે મધુર રામ નામના ઉચ્ચારથી શોભા આપનાર મધુર ભાષણ કરનાર રમ્ય પ્રાણી છે તે કંઇ પણ ઇજા દુઃખ આપતો નથી તે છતાં તે નિરપરાધીને ડોકી પકડી મરડી ના ખેછે. તે કંઇ તે પોપટના વચનને પરખતી નથી. તે તો અવગુણ કરનારીજ છે.

૨.—ચિત્રો, વાઘ અમસ્થો રમત ગમતમાં નિર્દોષ રમ્ય એવાં મૃગલાંને પકડી મરડી મારે છે, પણ તેના પેટમાં કસ્તુરી હોય છે તેની તેને ખબર નથી. એ રીતે અવગુણ કર્તાજ છે.

૩.—જળો. તળાવ વગેરેનાં પાણીમાં થાય છે. દરદ ઉપર એવી જળો મુકાય છે તે નબળું લોહી ચુંસી લે છે. ભેંસપણ અધમણ દુધ આપતી હોય અને તેનાથી તેના બચ્ચાં તથા બીજાં સંત સાધુ બાળકો અહરથો પોષાય—તૃપ્ત થાય છે તે તરફ કશો વિચાર ન કરતાં ભેંસને આંચળે વળગે છે તેથી તે આંચળ રદ—નિરર્થક થાય છે. તે આંચળ દુધ આપી શકતું નથી. એ રીતે એવા આસુરી મૂર્ખ લોકના સ્વભાવ હોય છે. તેથી તેવા દુર્જનના સંગતિથી દૂર રહેવા બને ત્યાં સુધી મુમુક્ષુએ સાવધાનતા રાખવી. અને કદાપિ સંબંધમાં આવવું પડેતો તેના દુર્ગુણ આપણામાં દાખલ નહીં થવા પામે તે માટે અસંગ પણે જરૂર જેટલો વખત રહી ખસી જવું.

જ્ઞાન ગોટલી વાવીને તેનું રક્ષણ થવા શુદ્ધ વિચાર અથવા અભ્યાસ વૈરાગ્યરૂપ પાણી સીંચતા રહેવાનું છે. પીલો ફુટે ત્યારે તો જરૂર વાડ કરવી કે, કામ ક્રોધ લોભ મોહ વગેરે ભવારણ્યનાં રાની ઢોર, બકરાં, તે ખાઈ જવા ન પામે. તે ક્ષમા, દયા, ધીરજ, અહિંસા, શાંતિ, એવાં સાધનો મેળવી તેની વાડ કરવી. તે પીલો વૃદ્ધિ પામતો પામતો ખીલી ફુલી મોટો આંબો થઇ થડ ઘાલે અને સુંદર મધુર અમૃત ફળો આપવા માંડે છે ત્યારે સુખ લેવાય છે. થડ ઘાલ્યા પછી તે આમ્ર વૃક્ષને વાડની જરૂર રહેતી નથી. તેમ, દ્રઢ અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય જ્ઞાન થયા પછી દુર્ગુણો ગમે તેવા હોય તે આપણામાં પ્રવેશી શકતા નથી. તેજ મચરડાઇ—ઉલટાઇ જાય છે. સદ્દગુણોજ સ્વભાવ સિદ્ધ બની રહે છે.

**धारातीर्थे धरणिपतयो योगिनां ज्ञानतीर्थे ॥**
**विद्या तीर्थे जगति विबुधा दान तीर्थे धनाढ्याः ॥**

गंगा तीर्थे मलिन मनसो साधवो सत्य तीर्थे ॥
लज्जा तीर्थे कुलयुवतयः पातकान् क्षालयंति ॥ १ ॥

રાજાઓ ખડગની ધારાથી પાપ ધોઇ નાખે છે, અર્થાત્ ક્ષત્રીનો વર્ણ ધર્મ યુદ્ધ હોવાથી પ્રજાનું સંરક્ષણ કરવામાં ઉદ્યુક્ત રહી શિરને સાટે સ્વધર્મ પાલન કરી નિષ્પાપ થાય છે. યોગીઓ જ્ઞાન તીર્થથી-જ્ઞાન વિચાર અભ્યાસથી પવિત્ર થાય છે, પંડિતો વિદ્યાથી, શ્રીમંત લોક દાનથી, મલીન મનવાળા ગંગા તીર્થમાં સ્નાન પાન વગેરેથી, સાધુઓ સત્યથી, કુળવાન સ્ત્રીઓ લજ્જાથી પવિત્ર થાય છે.

* ૧૪. પ્રશ્ન-ચતુષ્ટય સાધન સંપન્ન થતાં બહુ વિલંબ લાગે (વિવેક વૈરાગ્ય શમદમાદિ સિદ્ધ કરવાં જોઇએ તે કરતાં લાંબો કાળ વહી જાય) અને ઉત્કટ ઇચ્છા તો એવી થઇ રહી છે કે, સર્વોત્કૃષ્ટ પરમાનંદ સુખની પ્રાપ્તિ મને જલદીથી થાય. કેમકે વિષયાદિનાં અન્ય સર્વ સુખ તો મિથ્યા અને ભ્રાંતિ જન્ય આભાસ માત્ર અત્યલ્પ તુચ્છ છે એમ શાસ્ત્રો સંતો કહે છે, તો તે પ્રત્યક્ષ પ્રતીતિ શી રીતે થાય; કારણ કે વિષયનાં આનંદ સુખતો પ્રત્યક્ષ જણાય છે, તેથી ઉતાવળે-જલદીથી તે પરમ સુખ મળવાનો કોઇજ રસ્તો બીજો ન હોય તો, એ વિષય સુખોજ ઉત્તમ છે એમ સમજી તે કાયમ રાખીએ. ?

ઉત્તર-તે આત્માનંદરૂપ પરમસુખની પ્રતીતિ થવા સારૂ ક્રમ દર્શાવે છે.

પદ્માસન (સિદ્ધાસન અથવા સ્વસ્તિકાસન) વાળી ટટ્ટાર દ્રઢ બેસવું. પ્રથમતો દૂર કોઇ એક પદાર્થ ઉપર (અધઃનીચે) દ્રષ્ટિ સ્થિર કરવી. તે સ્થિરતાથી થોડી ઘણીવારે તે પદાર્થ અદ્રસ્ય થઇ જશે. ત્યારે વૃત્તિ તરત વિવૃત થશે. તે પાછી તેજ પદાર્થ ઉપર ઠેરવવી (સ્થિર કરવી) નહીં; પણ તે પદાર્થ જેવો અદ્રસ્ય થયલો છે તેવીજ સ્થિતી રાખી રહેવું. એમ કરતાં નાસિકાગ્રે આવી ઠરશે. ત્યાં સ્થિર થતી છતી પછી ત્યાંથી ઊર્ધ્વ-ઊંચે દ્રષ્ટિ કરી ભ્રૂમધ્યમાં (ત્રિકુટીમાં) એકાગ્રતા કરવી. તે એવી રીતે કે, ચોટલીની એક લટમાં એક મણકો (રૂદ્રાક્ષ, તુલસી, સ્ફટિક અથવા ગમે તેવો) બાંધીને તે કપાળેથી લટકતો ભ્રૂમધ્ય સુધી લટકતો રાખવો, તે ઉપર વૃત્તિ ઠરાવવી. તે જેમ જેમ અભ્યાસથી ધીમે ધીમે ઠરતી જાય તેમ તેમ મણકાને, માથાં ઉપરથી પેલી લટ ખેંચી જરા જરા ઊંચો લેતા જવો, અને એકાગ્રતા સ્થિર કરવી.

---

* સદ્ગુરૂ પરમાત્મસ્વરૂપ શ્રીમન્નૃસિંહાચાર્યથી. સં. ૧૯૩૫ આશો વદ ૮ રાત્રે.

તેમજ આંખના બે તરફના બે ખુણા તરફથી પણ વૃત્તિની એકાગ્રતા સ્થિર થવા દ્રષ્ટિ ઠેરવવા અભ્યાસ રાખવો. એ રીતે કલાક અથવા અડધો કલાક—ઘણીવાર સુધી પદ્માસને બેસવાથી ઊંઘ આવે નહિ અથવા ઢળી પડાય નહિ માટે આસન સિદ્ધ કરવું. એવી રીતે એકાગ્રતાના દ્રઢ અભ્યાસ થી સુષુપ્તિવત્ સ્થિતી થઇ જશે. પછી કોઇવાર કાંઇ ભૂત અથવા ભવિષ્ય જોવું કે જાણવું હોય તો તે પ્રકારે સંકલ્પ રાખીને એ (ઉક્ત) રીતે સુષુપ્તિવત્ સ્થિતી કરી દીધી તો તેમાં સ્વપ્નની માફક પ્રત્યક્ષ જેવો ભાસ પડશે–સર્વ માલમ પડશે. અને એવા દ્રઢ અભ્યાસથી જાગ્રતમાં પણ સુષુપ્તિવત્ સ્થિતી રહેશે. એને કૈવલ્યપદ સ્થિતી સમજો.

એને વિષે એક ચમત્કાર, એટલે, મેસ્મેરાઇઝનો પ્રકાશ થઇ શકે છે તે કહે છે. આપણાથી કમી બુદ્ધિનો હોય (તે સાથે કદાપિ શરીરે પણ આપણાથી કમ શક્તિવાળો હોય તો વધારે સારૂં, તેમ ન હોય તોપણ બુદ્ધિ તો કંઇ કમી હોવી જોઇએ, તેવાં બાળકને પ્રથમ અજમાયશ માટે અથવા પોતીકું બીજું કોઇ માણસ હોય) તેને સામું બેસાડવું. તેના બેહુ હાથના બેહુ અંગુઠા આપણા બેહુ હાથે (એક એક અંગુઠાને એક એક હાથે) સામું બેસીને પકડવા; અને તેની સામું એક સરખી દ્રષ્ટિએ જોઇ રહેવું, તે વખતે મનમાં એવો સંકલ્પ રાખવો કે, એ માણસ પંદર મીનીટ, અડધો કલાક અગર એક બે કે ચાર કલાક સુધી સુષુપ્ત (ઊંઘમાં) રહે પછી થોડી ઘણી વારે જયારે તેની આંખપર ભાર આવે, કે તરત તેને કહેવું કે તું સુઇજા. તેને સુવાડવો, પણ તેની સામેથી આપણે દ્રષ્ટિ ખસેડવી નહીં. તે આંખ મીચીને ઊંઘી ગયો છતાં તેની સામે આપણી દ્રષ્ટિતો કાયમજ રાખી, આપણા બેહુ હાથની તર્જની (અંગુઠા પાસેની આંગળી) વડે ભ્રૂમધ્ય ઉપરથી (જમીન પર એટલે ત્રિકુટી ઉપર) આંગળીનો સ્પર્શ થાય નહીં એવી રીતે જરા ઊંચેથી–ઉપરથી એમ ગોળ ચકર–વળ દેતા હોઇએ તેમ ફેરવીને પાસીઝ (Passes) કરવા. એટલે ખુલ્લા હાથે–પોહોળા હાથે જમણા ડાબા હાથના અંગુઠા સાથે (મધ્યેથી) ચાવતા હોય તેમ નીચા હાથ (તેના શરીર ઉપરથી ઉતરતા) લેવા. તે [illegible] સુધી લે[illegible] રીતે [illegible]" કરવા તે છેક ઊંચા જાય ત્યા સુધી ઉતરતાજ લેવા કરવા; પાછા ઊંચા નહીં લેવા, કેમકે ઊંચા લેવાથી જાગે. જેટલો વખત ઊંઘે એવો સંકલ્પ હોય તેટલો વખત પુરો થયેથી તેની મેળે ઉઠશે; છતાં વેહેલો ઉઠાડવો હોય તો પાછા પાસીઝ ઉપરથી લેવા, એટલે ઉઠશે. એ રીતે તે માણસને ૧૫–૨૦ દીવસ કરીએ, પછી ઊંઘમાં તેને કહીએ કે, ભાઇ ! તમારે આ

રીતે વર્તવું, અમુક નિષિદ્ધાચરણ કરવું નહિં; તો પછી તે ઊંઘમાં હુવો બોલશે કે, હા, એમ કરીશ–વરતીશ, અથવા, વારૂ–ઠીક, વગેરે. એ પ્રતિજ્ઞારૂપ જે એ બોલવાનો તેનું તેને ભાન તો નહીં રહેશે, પરંતુ પછીથી તો તે જેમ બોલ્યો–કબુલ કીધું તેમજ કરશે. પ્રાણાંત સુધી તે કરશે નહીં. સ્ત્રીને કહ્યું હોય કે પાતિવ્રત ધર્મથી રહેવું, તો તેમજ તે કરશે. પુત્રાદિને કહો કે, સત્પુરૂષોનો સંગ સેવી બ્રહ્મનિષ્ટ ભક્ત અથવા યોગી થજે; તો તેવોજ થશે. એ રીતે એક સિદ્ધિ અથવા ચમત્કાર માત્ર અભ્યાસનો છે. જેથી આપણો અભ્યાસ વધે અને સામાને પણ સ્થિરતા–સુખ થાય, એમ બેહુને લાભ થાય.

એમ અભ્યાસથી આપણને સુષુપ્તિ થાય તો તેમાં સૂક્ષ્મ શરીર તો રહે છે, તેથી જે સંકલ્પ લઇને–જે જાણવા ઇચ્છીને નિદ્રામાં પેઠા હોઇએ, તે સ્વપ્નવત જણાય. અને અભ્યાસે કરીને જાગ્રતમાં સુષુપ્તિવત્ થવાય, એટલે જગતનું મિથ્યાત્વ દ્રઢ થયું, જગતનું મિથ્યાત્વ યથાર્થ સમજાતાં પરમાનંદ પ્રાપ્તિ–સુખનો અનુભવ થયો.

બીજી રીતે એમ છે કે, વૃત્તિનો પ્રવાહ (વેગ) જે બહિર પ્રદેશે ચાલે છે તેને પાછો વાળી-કળથી આટોપી લઇ અંતરમુખ કરવો–અંતરમાં તે પ્રવાહ વાળવો. અર્થાત્ બાહ્યવેગ–પ્રવાહ ઉંચકી લઇ (બાહ્ય સર્વ અદ્રશ્ય થયલું જોઇ વૃત્તિનો વેગ ઉલટાવીને) અંતરમુખ કરવો. એમ તાત્કાલિક અભ્યાસે થાય, પણ ચિરકાળ તેમ રહે નહીં. અગર તે રીતે દ્રઢ અભ્યાસે કરીને સિદ્ધ થાય તેમાં જેટલો વખત લાગે તેટલોજ વખત ક્રમે કરીને ઉપર પ્રમાણે કરે તો તેને પણ લાગે. એમાં વેહેલો તો તેમાં પણ વેહેલો સ્થિત થાય, તે કરતાં ક્રમે કરીને ચઢાય તે વિશેષ યોગ્ય છે.

વાસનાલિંગરૂપ બીજકથી સ્થૂળ શરીરરૂપ છોડવો થયો. તે છોડવાને પાછાં અનેક બીજકો (ડીંડવાં–બીઆં) આવે છે. પણ જે વાસના બીજથી એ પ્રારબ્ધ શરીર છોડવો થયો છે તે વાસનારૂપ બીજકને દહન કરવું; તો તે છોડવો અને તે સાથે લટકતાં હશે તે બીઆં બધું કરમાઈ સુકાઈ જશે. મતલબ કે, તે નવાં આવેલાં બીઆંને પૃથ્વીપર પડવાં દેવાં નહિં અને મૂળ બીજને દહન કરવું, તો તે બધાં વાસના બીજ સહિત મૂળ બીજ સહિત છોડ (ઝાડ) બળી જશે. એટલે અહંમમભાવપૂર્વક કર્તૃત્વ ભોક્તૃત્વ બુદ્ધિ નહીં રાખતાં અસંગપણે વર્તવું, જેથી નવાં બીજ અવિદ્યા ભુમિપર પડી નવા અંકુર કાઢવા સમર્થ થઈ શકે નહીં, અને અસંગ શસ્ત્રથી છેદાઇ જ્ઞાનાગ્નિમાં બળી જાય. અથવા પૃથ્વીરૂપ કોઇપણ

પદાર્થ ઉપર આસક્તિ રાખી ત્યાં વૃત્તિરૂપ વાસના બીજ ચોંટાડી નહિં રાખવું; અને મૂળ પ્રારબ્ધ શરીર છોડ જે વાસના બીજનો થયલો છે તે બીજને મૂળ સહિત દહન કરવું, તો પ્રારબ્ધ છોડ તેવી સ્થિતીમાં રહેવાનો હશે ત્યાંસુધી રહી સુકાઇ અંતને પામશે. અને તે શરીર છોડ ઉપર થયલાં–લટકતાં જે બીજાં અનેક બીજરૂપ વાસના–વૃત્તિ છે, તે વૃત્તિને નિરાલંબ કરી દેવી–આકાશરૂપ કરી દેવી, એટલે દહન કરવી. એ રીતે નિરાલંબ વૃત્તિરૂપ ધ્યાન જેને સહજ સમાધિ પણ કહી શકાય છે તેવી નિરાલંબ વૃત્તિ સ્થિર્તાથી પાપ સંસ્કારો બળી જઇ પરમ આનંદ પ્રાપ્ત થાય છે. તેને જન્મ મર્ણ કશું નથી, કેવળ તત્સત્ ચિદાનંદ બ્રહ્મૈવાહમ્ અખંડ સુખરૂપ છું એમ જાણી મુક્ત થાય છે. એજ પરમ આનંદ. **साकाष्ठा सा परागतिः ॥**

લિંગ સ્થાનનો અધિપતિ બ્રહ્મા, કેમકે તેની શક્તિથી પ્રજાની ઉત્પતિ થાય છે. નાભિસ્થાનના અધિપતિ વિષ્ણુ છે; કેમકે તે ઠેકાણે અન્નનો રસ પચન થઇ, આખાં શરીરમાં રગે રગમાં પસરી પોષણુ થાય છે, તેથી તેની શક્તિ પાલનની હોઇ એ રીતે પાલન થાય છે. અને હૃદય સ્થાનનો અધિપતિ રૂદ્ર (શંકર) છે. તેની શક્તિથી સંહાર થાય છે. કેમકે વાત પિત્ત કફનું ઠેકાણું હૃદય–છાતીએ છે. ત્યાં એવી કંઇ પણ ઉપાધિ વ્યાધિ થઇ નાશ પામે છે. એજ રીતે જેવી વ્યષ્ટિ છે તેવીજ સમષ્ટિ છે. એ રીતે સમર્થ ઋષિ મુનિ સમાધિમાં જોઇ, વિચાર તર્ક કરી અગાધ બુદ્ધિ વાપરી લખી ગયા છે. તેથી આપણે એ રીતે થાય તેમ પ્રતીતિ કરવી. કેમકે સર્વ કંઇ બધું કલ્પના વિના બીજું કંઇ નથી. સંકલ્પથી જગત છે. જેવો સંકલ્પ સ્ફુરે તેવું ભાસે. રામ, કૃષ્ણ, નૃસિંહ, દત્તાત્રય, વગેરે જેવો જેવો સંકલ્પ કાર્ય વશાત્ સ્ફુરે તેવું તાદ્રશ ભાસે. વાસ્તવે તો સંકલ્પ રહિત અખંડ નિર્વિકાર ચિદાકાશ બ્રહ્મૈવ સત્ છે, **सोऽहमस्म्यहं** એજ સિદ્ધ–નિશ્ચિત છે.

એક ખાડી (ઉકરડા) ઉપર એક કુતરી વીઆઈ. તેને ચાર પાંચ બચ્ચાં થયલાં તે દરરોજ દરેક ક્ષણે જે કોઇ જાય આવે તેને જોઇ, પગ જરા ખખડે કે ભસવા મંડે, અને ગાભરી બની જાય. પણ કોઇ અકસ્માતથી બચ્ચાં મરી ગયાં. ત્યાર પછી નરમ પડી બેસી રહી. તેમ–સુરતા રૂપ એક કુતરી છે. તે આ શરીર રૂપ ઉકરડામાં વીઆઇ છે. તેનાં શીળ, સંતોષ, દયા, ક્ષમા, સુવિચાર, વગેરે બચ્ચાં થયાં છે. તેનું રક્ષણ થવા આમ તેમ જોતી રહે છે કે રખેને કોઇ મારાં બચ્ચાંને લઇ જશે. એ રીતે

આકુળ વ્યાકુળ વ્યગ્ર બની રહે છે. પણ સઘળાં બચ્ચાં રૂપ ઉપાધિ રહિત બ્રહ્માકાર પોતે એકલી થઇ રહે, ત્યારે સુખ રૂપે ઠરીને બેસે છે.

અનળ પક્ષી આકાશમાંજ રહે છે. તે હજારો ગાઉ ઉંચું ઉડે અને ત્યાંથી પૃથ્વીપર જ્યાં હાથીઓ હોય ત્યાંજ સુરતા રાખી ટપ આવી દસ વીસ હાથીને લઇ ઉડે. તેની પાંખ અથવા કંઇ અંગ પૃથ્વીને અડકે નહીં. તે નરમાદાનો સંગમ પણ આકાશમાંજ થઇ, ઇંડું સેવે છે તે એક સુરતાથીજ સેવે છે. તે ઈંડું ફાટી મોટું પક્ષી જન્મે છે. તેનામાં પૃથ્વીપરથી દસવીસ હાથીને લઇ ઉડવાનું સામર્થ્ય હોય છે. તેમ,–તાત્પર્ય કે, અનળ પક્ષીની સુરતા જેવી દ્રઢ–સચોટ છે અને સ્થિતી આકાશે હોય છે તેમ, ઉત્તમ અધિકારીએ બ્રહ્માત્મૈકય તત્વમાં સુરતા સ્થાપી રાખી ઉચ્ચતમ પદે જે દ્રઢ અપરોક્ષ અનુભવ છે ત્યાં ચિદાકાશમાં સ્થિતી રાખવી. * "આપ મુવા તબ ડુબ ગઇ દુનીઆં." અર્થાત્ આપણે ત્યાં લગી આ સર્વ પ્રતીતિ. આપણી બહિર વહન કરતી વૃત્તિ સમાઇ તો સર્વ સમાયું. જાણપણાંમાંજ દુખ છે. સાક્ષી દ્રષ્ટાપદે રહી (આત્મ તત્વને જાણી) તે જાણને પણ (સાક્ષ્ય માત્રનો અભાવ અનુભવી) અખંડ શાંત પરબ્રહ્મ સ્વરૂપમાં તદ્રુપ કરી દઇ શાંત–મૌન અથવા અજાણ થવામાં અભય સુખ છે.

૧૫. પ્રશ્ન—જગત મિથ્યા શી રીતે; મને મિથ્યા કેમ જણાતું નથી? સૂર્ય ચંદ્ર પર્વત શેહેર પશુ પક્ષી વૃક્ષ જનસમુદાય વગેરે દ્રશ્ય સ્પષ્ટ દેખાય છે છતાં મિથ્યા કેવી રીતે?

ઉત્તર—ત્રણ ભૂમિકા સુધી તો અધિકારી મુમુક્ષુ કહેવાય છે તે ત્રણ સુધી જાગ્રત અવસ્થા રહે છે, તેમાં જગત સત્ય ભાસે છે. તેમાં શુભ ઇચ્છા, સુવિચારણા, તનુમાનસા, વગેરે ફળ થાય છે. એટલે નિત્યાનિત્ય વિવેક, વૈરાગ્ય, છ સંપત્તિ, મુમુક્ષુતા, એ ચાર સાધન સંપન્ન તે અધિકારી થાય છે. તેમાં ન્યુનાંશે તે સાધનવાળો જે મોક્ષની મંદ ઇચ્છાવાળો પુરૂષ છે તે વિષયોમાં પણ પ્રીતિ રાખી, મારો મોક્ષ થાય તો સારૂં, એમ ઇચ્છી તેને માટે સ્હેજસાજશ્રમ લેનારો જે મુમુક્ષુ છે તે પ્રથમ ભૂમિકાવાન છે.

પ્રથમના–ઉપલા કરતાં વધુ અંશે સાધન સંપન્ન, જેને વિષયોમાં પણ થોડી થોડી પ્રીતિ છે અને મોક્ષની વિશેષે ઇચ્છા છે, એવો વારંવાર વિચાર કરતો રહેનાર છે તે મધ્યમ અધિકારી મુમુક્ષુ છે, તે બીજી ભૂમિકાવાન છે.

---

* સુષુમ્ના માર્ગ ખુલ્લો કરી વંકનાળથી બ્રહ્મરંધ્રમાં સ્થિત કરવા વિશે વધારે ખુલાસે વિસ્તારથી કહેલું તે, નોટબુકનાં ૨૦ પાનાં ૩૯ થી ૪૧માં છે. ગ્રંથમાં વધુ વિસ્તારના ભયથી લખ્યું નથી.

વિષયોને વિષે અત્યંત વૈરાગ્યવાન હોઇને, એક મોક્ષનેજ ઇષ્ટ સમજી બ્રહ્મલોક સુધીનાં સુખને કાકવિષ્ટાવત જાણનારો જે ઉત્તમ મુમુક્ષુ છે તે ત્રીજી ભુમિકાવાન છે.

ઉપલા ત્રણેને જાગ્રત અવસ્થા છે. તે ત્રણે જણા શ્રવણના અધિકારી છે. પ્રથમ ભુમિકાવાળો શ્રવણ કરે છે. બીજી વાળો શ્રવણ અને સાથે મનન પણ કરે છે. ત્રીજી વાળો શ્રવણ અને મનન સાથે નિદિધ્યાસન પણ કરતો રહે છે. તેનાથી તે ચોથી ભુમિકાપર આવે છે ત્યારે તેને જગત સ્વપ્ન જેવું ભાસે છે. તેથી જગતને જુઠું પ્રાતિભાસિક કહી, મિથ્યા છે એમ પ્રતિપાદન કરે છે. સર્વ જગત તે ( ચોથીવાળા )નેજ સ્વપ્ન તુલ્ય–મિથ્યા ભાસે છે. બીજા અજ્ઞાની તથા ત્રણ ભુમિકા સુધી ચઢનારને જગત (તેના જેવું) સ્વપ્ન તુલ્ય જણાતું નથી, તેથી તે બધાને સત્ય જેવું દેખાય છે. જગતના વિષયોનું સ્ફુરણું ઉદય થયું જણાય કે ચોથીવાળો તેને હસી કાઢે છે, એટલે ઉપેક્ષા કરી કાઢે છે કે, તું તે શું છે ?! કાંઇ નથી–ભ્રાંતિ માત્ર તું તો છે; અને બીજું ઉદય થવા જાય તેવું ઉગતુંજ હસી કાઢી ડાબી દે છે. અને તે વર્તમાનકાળ રૂપ મધ્યસ્થ એકાગ્રતામાં સુખનો અનુભવ કરતો રહી જગતને સ્વપ્નવત્ મિથ્યા જુવે છે. અને સજાતીય વૃત્તિનો પ્રવાહ અંતરમુખ કરી એકાગ્રતાથી આત્માનંદનો ભોગવટો લે છે. એવો એ અધ્યાસ દ્રઢ થતો જાય છે તેમ તેમ તે ધીમે ધીમે સુષુપ્તિવત્ સ્થિતીમાં ઉતરી પડે છે.–આવે છે, ત્યારે આ જગત બીલકુલ તેને ભાસતું નથી. જગતનો અત્યંતાભાવ તેને થઇ જાય છે. પછી કોઇ તેને બુમ પાડીને ખાવાનું આપે છે અથવા પોતાની મેળે (કંઇ ભાનમા આવી) ખાય પીએ છે, બોલે છે; તો પણ તે, જેમ ઊંઘતાને ઉઠાડીએ અને તે ખાય, પીએ, વાત કરે છે, તેનું ભાન તેને રહેતું નથી અને પાછો ઊંઘી જાય છે, તેની માફક છે. પછી ઉઠે ત્યારે પેલા ઊંઘતાને પુછીએ કે, કેમ, આજે શું જમ્યા હતા ? તો કહેશે કે, મને ખબર નથી. તેમ, તે પાંચમી ભુમિકામાં આરૂઢ યોગી વ્યવહાર કરતો છતો, ઊંઘની લ્હેરમાંજ કરે છે અર્થાત્ બ્રહ્માનંદની ખુમારીમાંજ કરે છે તેથી તેને તેનું ભાન નથી. એ રીતે ક્રમે કરી પાંચમી ભુમિકામાં આવે છે. ચોથીમાં સમાધિનું અથવા આત્માનું જે સુખ છે તે એને થાય છે, અને જીવન્મુક્તિનાં સુખમાં પ્રવેશ કરે છે; અને વ્યવહારને પણ સ્વપ્નવત જાણી સ્વપ્નમાં કરતો હોય તે રીતે કરે છે. ક્રમે કરીને ચઢતાં પાંચમીમાં ગયો ત્યારે સમાધિ સુખમાં–એકાગ્રતામાં રહે છે. તે પોતાની મેળે અગર

બીજા કોઇથી (સમાધિમાંથી ઉત્થાન કાળને વિશે-ભાનમાં આવી) વ્યવહાર કરે છે. પછી આગળ વધતો-ચઢતો ચઢતો છઠીમાં આવે છે, ત્યારે પોતાની મેળે ઉઠતો નથી, પણ બીજું કોઇ તેને ભાનમાં આણી ખવાડે, પીવાડે, લઇ જાય, વગેરે કરે છે. તેને કોઇ ખવાડે ત્યારે પ્રાણ પોતાની આકર્ષણ શક્તિ વડે, મુખમાં મુકાયલું અન્નાદિ હોય તેનો કંઇ રસ, જેટલો કંઇ લેવાય તેટલો લે છે, અને બાકીનું બહાર જાય છે. તેથી તેનો દેહ ટકી રહે છે. એથી પણ આગળ વધી ચઢતે ચઢતે સાતમીમાં જતાં તે બીજા કોઇથી પણ ઉઠતો નથી, અને નિરંતર બ્રહ્માનંદમાંજ નિમગ્ન રહે છે. ત્યારે દેહ લાંબો વખત ટકતો નથી, તેથી અંતે પ્રાણ બહિર્ગમન નહીં કરતાં સ્વરૂપમાં-અંદરજ અભેદપણે બ્રહ્મતત્વમાં સમાઇ જાય છે.

એ રીતે અજ્ઞાની અને ત્રણ ભુમિકા સુધી આવેલાને જક્ત મિથ્યા નથી ભાસતું. ક્રમે કરી ચઢતાં ચોથીમાં આવેલા મહાત્મા જગતને સ્વપ્ન તુલ્ય જોઈ જાણીને તે રીતે પ્રતિપાદન કરે છે, તે અધિકારી માટે યથાર્થ છે.

૧૬. પ્રશ્ન—વિષ્ણુ બાવા બ્રહ્મચારી સુરત આવ્યા હશે તે પ્રસંગે મહાત્મા સાધુ શ્રેષ્ઠ શ્રીમત્ ગોવિંદરામજી મહારાજે તેમના પ્રત્યે પ્રશ્ન કીધો હતો કે, સારમાં સાર શું છે? ત્યારે વિષ્ણુ બાવાએ ઉત્તર આપ્યો કે, સારમાં સાર **રામ** નામ છે. ત્યારે પુનઃ ગોવિંદરામે પુછ્યું કે,—

૧૭. પ્રશ્ન—નામ હૈં સોતો માયિક હૈં (નામતો માયીક છે)?

ઉત્તર—માયીક છે તેથીંજ એનો જોરસો અને જોર ખૂબ છે. હીરે હીરો જેમ વેધાય છે તેમ માયાથીજ માયા ખસે છે-કપાય છે- હટે છે.

૧૮. પ્રશ્ન—મહારાજ! ઓ કુચ અનુભવમેં પ્રત્યક્ષ આવે એસા બતાદો?, ઉત્તર—તું લુચ્ચા હેં, એટલું બોલા જબ તુમારા મનમાં કૈસા લગતા હેં?! દેખો, એ શબ્દજ છે; બીજું કંઇ નથી, છતાં શબ્દનું કેટલું જોર છે. તેમ, રામ નામનું એટલું જોર-સામર્થ્ય છે કે, તમામ પાપને બાળી નિષ્પાપ (નિર્મળ) કરે છે. માયા સેં માયા હટતી હેં. પરોક્ષ પ્રતીતિપણ જુવો,—ધ્રુવની સાવકી માતાએ, એટલોજ શબ્દ કહ્યો કે,-મારે પેટે જન્મ લે, પછી તારા બાપના ખોળામાં બેસ. તે ઉપરથી ધ્રુ-ને (શબ્દના જોરથી-પ્રહારથી) જે લાગ્યું તેથી ગયો અને અચળ પદ મેળવ્યું. એ રીતે શબ્દનું પ્રત્યક્ષ અને પરોક્ષ કેટલું સામર્થ્ય છે તે જોઇ લો. માટેજ રામ નામ સારમાં સાર અથવા શ્રેષ્ઠ છે.

૧૯ **પ્રશ્ન**—મન છે તે અમન થયું; એમ ક્યારે જાણવું? ઊ—મનનાં સર્વ લક્ષણો (સંકલ્પ વિકલ્પાદિ) જે અંગિકાર નથી કરતો તેના ઉપરથીજ સમજાય છે, એટલે તેનો ચેહેરોજ વરતાય છે.–મુખમુદ્રા કહી આપે છે. અવિદ્યાજન્ય દુર્ગુણો જતા રહ્યા તો તે મન અમન થયું, એમ જાણવું.

સંસારના વિષયો–પ્રાણી પદાર્થો ઉપર સંકલ્પ વિકલ્પાદિ રૂપ અનેક તર્ક કરતાં ચાલ્યા જવું, એ મિથ્યા તર્ક હોવાથી, તે સંકલ્પાત્મક જે વૃત્તિ છે તેનું નામ મન સમજો, અને આત્મતત્વ સ્વરૂપ નિર્ણય માટે જે નિરૂપણ–કથન–વિકલ્પ વગેરે છે તે કથનરૂપ અથવા વિકલ્પ સંકલ્પ રૂપ ગણાતું નહીં હોવાથી અમન સમજો.

વૃત્તિનું ચંચળપણું છે તેજ મન. (તેમાં ન્યુનાધિક ચંચળત્વ રૂપ જે નિશ્ચય વૃત્તિ, ચિંત્વન વૃત્તિ, અહંભાવ વૃત્તિ, છે તેને લીધે તેનાં ચાર નામ (કાર્યવશાત્) કલ્પેલાં છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.) અને વૃત્તિની સ્થિરતા છે તે અમન. ક્લેશની નિવૃત્તિ, એજ પરમ આનંદની પ્રાપ્તિ.

કોઈ મહાપુરૂષને મળવા અથવા દર્શનાર્થે નિકળ્યા. તેમનાં ઘર (આશ્રમ) સમીપ આવ્યા નથી ત્યાં સુધી સંકલ્પ વિકલ્પ થવનો સંભવ. આશ્રમ નજરે પડ્યો કે સંકલ્પાત્મક વૃત્તિ સમવા લાગે છે. ઘરમાં જઇ ઇષ્ટ ગુરૂને મળીને બેઠા પછી સંકલ્પ વિકલ્પ હર્ષ શોક ચિંતા વગેરે સર્વ વિચારો વિરામ પામી જાય છે.–નિઃસંકલ્પ થવાય છે. તેમ, પરમાત્મા શ્રીહરિ ગુરૂનાં દરશનાર્થે–પ્રભુને ભેટવા (મળવા) શ્રધ્ધા પ્રેમ સંપન્ન બની ચાલ્યા. સાધન વગેરે કર્તવ્યરૂપ જે માર્ગ છે તે રસ્તે ચાલ્યા જતાં અનેક શંકા–તર્કવિતર્ક–વિચારો રૂપ સંકલ્પ વિકલ્પ થયા કરવા સંભવે છે, પણ અહંસ્ફુર્ણનું મિથ્યાત્વ ઊંડાણથી (યથાર્થ સમજ પૂર્વક) સમજવામાં આવવા રૂપ પ્રભુનો આશ્રમ નજરે પડતાં સંકલ્પો સમવા માંડે છે. ભૂતાકાશ ભેદીને ચિત્તાકાશ ચીરી નાખી ઘરમાં પેસી અનંત અખંડ ચિદાનંદઘન (ઘનસ્યામ પ્રભુ શ્રીકૃષ્ણ, રામ, ગુરૂ, દત્તાત્રિ, આત્મા, બ્રહ્મ, પરમાત્મા, વગેરે નામ જે પ્રભુનાં કહેવાય છે તે અભેદ તત્વરૂપ) ઇષ્ટ પ્રભુ પાસે જઇ બેઠા–ઠર્યા પછી ભય, ભેદ, ભ્રાંતિ, હર્ષ, શોક, ચિંતા, વગેરે સર્વ સંકલ્પ જાળ અથવા જ્વાળ સમાઇ જાય છે; અને સામી દ્રષ્ટિ મેળવી ઐક્યત્વ અનુભવામૃત રસાસ્વાદન કરતાં સંકલ્પ માત્રનો અત્યંત અભાવ થઈ જાય છે. કેમકે સામું જોતાંજ અહંસ્ફુર્ણ હોય છે તે (મળવા આવનાર અભિમાની) પેલા અપાર મહોદધિરૂપ આત્મતત્વમા ખેંચાઇ જઈ (નદી સમુદ્રયોગ–ગંગા સાગર સંગમની માફક) અભેદ ભાવને પામી

રહે છે. નિરાલંબ, નિર્ગુણ, નિ:સંકલ્પ, સચ્ચિદાનંદ શાંત બ્રહ્મરૂપ બની રહે છે. એજ સંપૂર્ણપણે અમનસ્ક સ્થિતી જાણવી.

શ્રીગુરૂ વસિષ્ટ મહામુનિ, ભગવાન શ્રી કૃષ્ણ, ઉપનિષદાદિ સત્શાસ્ત્ર વગેરે ડિંડિમરૂપ પોકાર કરી યથાર્થનિશ્ચય–સત્ય સમજણ આપે છે કે,– હે અધિકારી વીર ભક્તરાજ, મુમુક્ષુ, હરિગુરૂ સંતના બાળક, અથવા પ્રેમ પૂર્વક શ્રદ્ધાથી સદ્દગુરૂ પરમાત્માની ભેટ ઇચ્છનાર મહાશય ! તું બધાં ખટા ટોપ, વિચાર, સંકલ્પ જાળ, ભેદ, ભય, ભ્રાંતિ, શંકા વગેરે ભાંગી તોડી બાળી પ્રજાળી મુકી, એક નિશ્ચય કર. શું નિશ્ચય તે કહે છે —

૧. આ શ્રી હરિગુરૂ પરમાત્માજ સર્વ વિશ્વરૂપે શોભી રહ્યા છે. તે પ્રભુજ, આ દ્રશ્ય, તે, તું, હું, વગેરે રૂપે એકલા જ્ઞાન સ્વરૂપ પોતેજ છે. હું એવું બીજુ કાંઈ નથી. ભિન્ન કોઇ હું છેજ નહીં. એટલે હે પરમેશ્વર પ્રભો ! તુંજ છે. એવો નિશ્ચય કર; કયાંતો—

૨. જડ એવું પ્રકૃતિનું કાર્ય જગતરૂપ દ્રશ્યમાં ફકત એક ચૈતન્યની સત્તાજ પ્રકાશી રહી છે તે ચૈતન્ય જ્ઞાનરૂપ—આત્મારૂપ—આત્મા છે, તેજ હું છું, નાની મોટી જીવ ઇશ્વરાદિની કલ્પિત ઉપાધી બાદ કરતાં સત્ વસ્તુ જ્ઞાનરૂપતો હુંજ તે બ્રહ્માત્મૈક્ય તત્વ છું. બીજું કોઇજ અસ્તિત્વ નથી–છેજ નહીં. અર્થાત્ સર્વત્ર સર્વરૂપ સર્વમય તત્સત્ હુંજ છું. તાત્પર્ય કે, ક્યાં તો એમ દ્રઢ કર, કે–હું કાંઇ નથી; આ એક પરમાત્માજ પૂર્ણ છે. અથવા એમ દ્રઢાવ, કે, હુંજ આ સર્વ બ્રહ્મરૂપ પૂર્ણ છું. મારાથી અન્ય કશું છેજ નહીં. અગર એ રીતે દ્રઢ નિશ્ચય કર,–

૩. કે હું એ નથી, ને કાંઇએ નથી. જેમ છે તેમજ (નામરૂપ કલ્પના રહિત) આ બ્રહ્મરૂપ છે. અખંડ સમ સત્ છે તેમ છેજ. તે જે છે તે છે. તેમાં હું તું વગેરે કલ્પનાનો અવકાશજ નથી. ઉપલા ત્રણ માંહેલા એક નિશ્ચય ઉપર દ્રઢ આસન વાળી ઠરી બેઠો છે તેનું મન અમનપણાને પામ્યું જાણવું. કિં બહુના !

૨૦ થી ૨૩ પ્રશ્ન—શ્રાદ્ધ એટલે શું ? તે શા માટે કરવું, અર્થાત્ તેનાથી ફળ શું ? પિત્રુને તે પહોંચે છે કે શી રીતે તથા શ્રાદ્ધ કેટલા પ્રકારનાં છે ? ઉત્તર—ચંદ્રના ઊર્ધ્વ ભાગે પિત્રુલોક છે. આઠ વસુ, રૂદ્ર, અને સૂર્ય, એ બધા એજંટો છે તે, પુત્રાદિ તરફથી પિત્રુને ઉદ્દેશીને જે દાન, બ્રહ્મભોજન, તર્પણ શ્રાદ્ધ, વગેરે થયું અપાયું કરાયું હોય, તે પોંહોચાડે છે पितॄनुद्दिश्य श्रद्धया यत् दीयते तत् श्राद्धं ॥ જે પિતરો

મુકત કોટિમાં ગયલા હોય તે ઉત્તમ ગતિવાળા, સ્વર્ગે અથવા મનુષ્યમાં શ્રીમાનને ત્યાં જે ગયલા તે મધ્યમ, અને પશુ પક્ષી વગેરેની હલકી યોનિમાં ગયલા હોય છે તે અધમ કોટિના, એ બધાને શ્રેય પોંચે છે. મની ઓરડર જેનાપર કીધો હોય તે શખસ નહીં મળે તો મોકલનાર ઉપર પાછો આવે છે, તેમ, મુકત થઇ ગયલા હોય તો તેનું શ્રેય પાછું આપનાર પાસે આવે છે. અતિ ધનાઢ્ય હોય તેપણ બીજું ધન આવે છે તો ફેંકી નથી દેતા, તેમ, જેઓ સ્વર્ગ વગેરે લોકાંતરમાં ગયા હોય તે પણ શ્રાદ્ધ દાન, તર્પણાદિનું જે શ્રેય સુખ આવે છે તો તે સ્વિકારી ખુશ થાય છે; અને પુત્રાદિને આશિર્વાદ આપે છે, તેથી તે ધન ધાન્ય પુત્ર પૌત્રથી સુખી રહે છે. સાધારણ સંપત્તિવાળા હોય તેઓતો ધન મળવાથી ખુશી થાયજ, તેમ, મધ્યમ વર્ગનાને શ્રેય મળવાથી વધારે સુખી થઇ ઉંચી ગતિએ જાય છે તેથી તેઓ આશિર્વાદ આપે છે. કનિષ્ટને શ્રેય સુમ મળેથી ઉન્નતિ પામી આશિર્વાદ આપે છે.

પુત્ર, પૌત્ર, અને પ્રપૌત્ર, એ ત્રણ જણા મીલકતના ત્રસ્ટી (એજંટો) છે. તેઓ મીલકત લઇને વૃદ્ધ પિતા, દાદા, પ્રદાદાને માટે શ્રાદ્ધ દાન તર્પણાદિ નહિં કરે તો રૂણી–કરજદાર રહે છે. તેઓની પાછળ તેમની પ્રજા તેવીજ થાય છે. **पुर्वान्हे देव कार्य कुर्यात परान्हे पितृ कार्य**. પ્રથમ પ્રહરમાં દેવાર્ચન, સંધ્યા જપ તપાદિ કરવું, બીજા પ્રહરમાં પિતૃ કાર્ય કરવું (શ્રાદ્ધાદિ). આપણા પ્રદાદા મનુનો લેખ છે તે માનવોજ પડશે. **आयंतु नः पितरः** પિતરો આવો, એવો શ્રાદ્ધમાં બોલાવવાનો મંત્ર છે, તેથી બ્રાહ્મણાદિમાં પ્રવેશીને આવે છે. જવ પવિત્ર છે અને તલ છે તે યમ રાજાને પ્રીય છે, તે વડે શ્રાદ્ધ તર્પણ કરાય છે, બાપને જે વસ્તુ પ્રીય હોય તે બ્રાહ્મણને ખવાડવું.

માળી એક સુંદર બગીચો રાખે છે તેનો લાભ તેને તો મળે છેજ, પણ તેમાંના સર્વ પુષ્પાદિની ખુશબો બીજા અનેક જનાર આવનારને મળે છે. માખીઓ જે મકરંદ રસ ચુસે છે તેને મળે છે, વાયુને, ભ્રમરોને, વગેરે ઘણાને લાભ થાય છે, તેથી સુગંધ કંઇ ઘટી જતી નથી; તે પુષ્પાદિ પદાર્થ તો બન્યાજ રહે છે. તેમ, શ્રાદ્ધ, દાન, બ્રહ્મભોજનાદિ થવાથી અનેકને સુવાસ લાભ મળે છે તેથી પિતર માટે કંઇ ઘટતી નથી. શ્રાદ્ધ માટે બ્રા. કેવો જોઇએ ? તે કહે છે. તપસ્વિ, વિદ્વાન્, જે કાળો ન હોય એવો, કાણો લુલો વગેરે કોઇ અંગે ખંડિત નહીં હોય તેવો જોઇએ.

પીર બબરચી, ભીસ્તી, અને ખર, એ ચારેની જગાએ કામ આવનારો બ્રા. નહીં જોઇએ. અર્થાત, ચાંલ્લો કરે ત્યારે પીર બની જાય; રસોઇ

કરે ત્યારે બબરચી બને; શેઠ હુકમ કરે કે પાણી લાવ, તે વખતે તરત તે બ્રા. પાણી લાવી શેઠને આપે—એમ ભીસ્તીનું કામ કરે; અને કપડાં ઘાઘરાના પોટલાં ઉઠાવી માથે મુકી ભાર વહી ચાલે, એવો ખર—ગર્દભ જેવો બ્રા. નહીં લેવો. એવા બ્રાહ્મણમાં પિત્રુ પ્રવેશતા નથી.

એક ખેડુતને શ્રાદ્ધ કરવા ઇચ્છા થઈ. બ્રા. કહે હું બોલું તેમ બોલજે, કરૂં તેમ કરજે. ખેડુત કહે ઠીક છે. નદીપર ગયા. બ્રા. કહે નાહી લે. ત્યારે ખેડુત કહે, નાહી લે. બ્રા. કહે ચાલ પછી ખોભલા ભર. ખેડુત કહે, ચાલ પછી ખોભલા ભર. બ્રા. કહે, વાર નહીં કર, સરાધડી કરવી કેની. ખેડુ કહે, વાર નહીં કર, સરાધડી કરવી કેની. બ્રા. ચીઢવાઇને બોલ્યો કે, અરે મુરખ! એમ કરી દંડો માર્યો. તરત ખેડુતે સામો માર્યો. ચાલ્યું કામ. દે ધડાધડ, દે ધડાધડ, ચાલ્યું. કંમર તુટી ગઇ. ઘેર ગયા. પટલાણી કહે, આ શું! ખેડુત કહે, સરાધડી કરી, બળી—હવે નહીં કરૂં. તે પછી બ્રાહ્મણીને સીધું આપવા ગઇ. બ્રાહ્મણને મારેલો તેથી બ્રાહ્મણીએ તે પટલાણીને હોકી. મતલબ કે, હાલ આજકાલ ગોર જજમાન આવી દબના છે. માટે તેવા ન થતાં શાસ્ત્રની આજ્ઞા હોય તેમ યથાશક્તિ કરવું.

નિત્ય શ્રાદ્ધ કરવાનું ન બને તો નૈમિત્તિક (તીથીએ) કરવું. ત્રીજું જે વૃદ્ધિ શ્રાદ્ધ છે તે પુત્ર પૌત્રાદિ વૃદ્ધિ માટે થાય છે. ચોથું કામ્ય શ્રાદ્ધ છે, એટલે મને પણ મારા પુત્ર પૌત્રાદિથી શ્રાદ્ધ લાભ મળો, એવી કામનાથી કરવામાં આવે તે; અને પાંચમું તીર્થ શ્રાદ્ધ છે તે તીર્થો ઉપર (યાત્રામાં) કરાય છે તે. એ રીતે પાંચ પ્રકારનાં શ્રાદ્ધ થાય છે.

(જેવું ઉક્ત વ્યાખ્યાન કાશીના મંડળેશ્વર સ્વામિ શ્રીમત્ પરમાત્માનંદજીએ આપ્યું છે તેવું મંડળેશ્વર મહાત્મા વ્યાખ્યાનવાચસ્પતિ શ્રીમદાત્મ સ્વરૂપજીએ શ્રાદ્ધ સંબંધમાં વિસ્તૃત વ્યાખ્યાન આપેલું તે વિશે પૂર્વાર્દ્ધમાં, જરૂર લાગે તો, જોઇ લેવું. સારભૂત તાત્પર્ય સરખુંજ છે.)

**૨૪ પ્રશ્ન**—જ્ઞાનનું સ્વરૂપ શું? ઊ.-વૃત્તિ બહાર નિકળીને સામા આવેલા પદાર્થ તરફ જતાં તુરત તે પદાર્થને આકારે—તે પ્રાણી પદાર્થની જેવી આકૃતિ હોય તેજ આકારે બરાબર થઇ જાય છે તે, (જ્ઞાનનું સ્વરૂપ). પરંતુ વાસ્તવ દ્રષ્ટિથી તો એ કાંઇ ખરૂં જ્ઞાન નથી, પણ દ્રશ્ય જગત તરફથી પાછી હઠી અંતરમાં સર્વ વ્યાપક ચિદાનંદ બ્રહ્મ તરફ વૃત્તિ દોડી જઇ બ્રહ્માકાર થઈ રહે, તો તેજ યથાર્થ જ્ઞાન છે.

**૨૫ પ્રશ્ન**—બ્રહ્મ તો નિરાકાર હોવાથી મન વાણીનો વિષય નથી. **यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह** ॥ તો બ્રહ્માકારા વૃત્તિ થાય

શી રીતે ? ઉા.—અવિદ્યારૂપ કચરો બ્રહ્મમાં પડયો છે. અંધારૂં જેમ મકાનને આશ્રયે રહેલું છે, અને મકાનનેજ વિષય કરે છે; તેમ અનંત વ્યાપક બ્રહ્મમાં અવિદ્યા કલ્પાઇ છે. તે બ્રહ્મને આશ્રયે રહી બ્રહ્મનેજ વિષય કરે છે. તે અવિદ્યાનું કાર્ય વૃત્તિ છે. તે સાત્વિકી વૃત્તિ, ચેતનના આભાસ યુકત હુઇ—ચેતન સાથે મળીને અંતરમાં એકાગ્ર થઇ અવિદ્યાને હણે (હઠાવે છે); અને પોતે પણ બ્રહ્મમાં લય થાય છેઃ—બ્રહ્મરૂપ થાય છે; એજ બ્રહ્માકારા વૃત્તિ થઇ સમજવી. ત્યાં દ્રષ્ટાંત, કે. વિભીષણ રાક્ષસ અને રામ મનુષ્ય રૂપે, એ રીતે વિજાતીય અને સજાતીય બે મળી જવાથી રાવણનો નાશ થયો. પ્રલ્હાદ રાક્ષસ અને તેના ઉપદેશક ગુરૂ નારદ દેવર્ષિ અથવા ઇષ્ટ શ્રીહરિ, બે એક થવાથી હિરણ્યકશિપુ હણાયો. કુહાડીઓનું ગાડું ભરાઇને જતું જોઇ વનનાં વૃક્ષો ભય પામ્યાં. ત્યાં એક વૃદ્ધ વૃક્ષ બોલ્યું કે, ભય ન પામશો. ભલે એવા સો ગાડાં ભરાઇને જાય. એ બધી વિજાતીય (લોખંડ) છે. જ્યાં સુધી એક કુહાડીને પણ આપણું સજાતીય (કાષ્ટ–હાથો) મળ્યું નથી ત્યાં સુધી કાંઇ થવાનું નથી. પછી એક કુવાડીને મજબુત લાકડાંનો હાથો ઘલાવવા સુથારની પાસે આણી તેણે છોલીને ઘાલી આપ્યો, ત્યારે તે વૃક્ષે કહ્યું કે, હવે આપણો અંત આવશે કેમકે વિજાતિ તે કુહાડી સાથે આપણું સજાતી લાકડું મળી ગયું છે. તેમ, વૃત્તિ જે કે પ્રકૃતિ અવિદ્યાનું કાર્ય છે તે જડ છે તે ચેતન સાથે મળી જઇ અંતર પ્રદેશમાં જ્યાં અવિદ્યાનો નાશ કરવા ગઇ, કે વૃત્તિ નિરોધ થતાં અવિદ્યા ઉડી જાય છે. પ્રકાશ થતાં અંધારૂં ગેબ થઇ જાય છે તદ્વત્. બ્રહ્મમાં અવિદ્યારૂપ કચરો છે એમ જે કહ્યું તે કલ્પિત અવિદ્યા છે. વાસ્તવે બ્રહ્મ અસંગ નિર્લેપ સ્વચ્છ શુદ્ધ જ્ઞાનઘન આનંદરૂપ છે તેમાં કોઇ કલ્પનાનો અવકાશ–જગા નથી. અનેક જન્મોથી દ્રઢ થઈ રહેલો સંસાર હોવાથી તે ભ્રાંતિને ખસેડવાને, અનેક યુક્તિથી સમજાવવા ખાતર સંત શાસ્ત્રોને એ રીતે માયા–અવિદ્યા વગેરે કલ્પીને કહેવું પડે છે. તે યથાર્થ સમજાયા પછી તે આરોપેલું ઉડાવી મુકે છે. **दंतिनी दारु विकारे.**

પ્રવૃત્તિ અને નિવૃત્તિ, એ બેહુ વિરોધી છે. જો પ્રવૃત્તિ સ્વિકારો છો તો નિવૃત્તિ નથી બનતી; અને નિવૃત્તિ સેવો—પકડો તો પ્રવૃતિ નથી બનતી. એમ છે છતાં એક પ્રવૃત્તિ એવી છે કે તે નિવૃત્તિરૂપજ છે; તે પરમાત્મા પ્રત્યે ધાવન કરવારૂપ પ્રવૃત્તિ છે. ગમે તેવા અપવિત્ર હો, દિશા વગેરે જઇ આવેલા હો, અસ્પર્શ્યનો સ્પર્શ થયો હોય, વગેરે, તોપણ જળથી સ્નાનપાન કરવાથી પવિત્ર થવાય છ. એમ જળ સર્વને પવિત્ર

કરે છે; પણ જળને કોણ પવિત્ર કરે!? તેમ જ્ઞાન છે તે અત્યંત પવિત્ર છે, **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते** ॥ આ લોકમાં જ્ઞાન જેવું પવિત્ર બીજું કાંઇજ નથી. તાપ તડકામાં તપેલો માણસ નદીમાં ગોતું (ડુબકી) મારે છે તો શાંત શીતળ બની જાય છે; તેમ, અધ્યાત્મ અધિભૂતાદિ ત્રણ તાપથી તપેલો મનુષ્ય આત્મતીર્થમાં ગોતું મારતાં (ઐક્ય થતાં) શાંતિનો અનુભવ કરે છે. થાકીને લોથ પોથ બની કંટાળીને આવેલાને સ્ત્રી પુત્ર ધન ધામ વગેરે કશું વ્હાલું નથી લાગતું. કારકુન ચોપડા લઇ હિસાબ બતાવવા આવે તો તે બધું રહેવા દઇ,–પડતું મુકી (છોડીને) તે તો સુષુપ્તિમાં ચાલ્યો જાય છે કેમકે ત્યાં વિશ્રાંતિ–સુખ છે. એ આત્મતત્વને પામવા વર્ણાશ્રમોચિત સર્વ કર્મ નિષ્કામ બુદ્ધિથી કરીને, સત્સંગ સેવન પૂર્વક શ્રવણ મનનદ્વારા બ્રહ્માકારા વૃત્તિ કરી આત્માને-મનને શુદ્ધ કરો. જીવત્વથી જે પ્રવૃતિ થાય છે તે સંસારના વિષયોની આસકિત દુઃખરૂપ છે. જીવત્વને છોડીને પ્રભુ તરફની કરાયલી પ્રવૃતિ સુખરૂપ–નિવૃત્તિરૂપ છે,

**પ્રશ્ન** ૨૬—પરમાત્માની પારમાર્થિક સત્તા છે, સ્વપ્નની પ્રાતિભાસિક સત્તા છે, ને જાગ્રતની વ્યાવહારિક સત્તા છે, તો એક અખંડ પૂર્ણ તે પારમાર્થિક સત્તામાં એ બે સત્તા (પ્રાતિ. વ્યાવ.) કયાંથી આવી?

ઉત્તરઃ—**सत्तासत्ता भवत्** ॥ રજ્જુ છે તેજ, દંડ, સર્પ, જળધારા, કાટ, વગેરે રૂપે પ્રતીત થઇ છે. બીજું નવું કંઈ તેમાં આવ્યું નથી તેમ, પરમાત્માની જે પારમાર્થિક સત્તા છે તેજ વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તા રૂપે ભાસી છે, સત્ છે તેજ અસત્ દેખાઇ રહ્યું–ભાસ્યું છે, જળ છે તેજ, લેહેર, તરંગ, પરપોટા, ફીણ, બરફ, વગેરે રૂપે સ્વાભાવિક ભાસે છે.

૨૭ **પ્રશ્નઃ**–ભગવાને યોગિને જ્ઞાનીથી પણ અધિક **ज्ञानिभ्योपि मतोधिकः** એ ગીતાનાં વાકયથી કહયો છે, તેમાં હેતુ શું છે?

ઉત્તર—એ વાકયમાં જ્ઞાની શબ્દ છે તે પરોક્ષજ્ઞાનીને માટે છે. માત્ર વિદ્યા ભણેલો એવોજ, પણ અનુભવ વગરનો તે સમજવો, અપરોક્ષજ્ઞાની અનુભવી હોય તે નહીં. કેમકે તે અપરોક્ષ અનુભવીનો તો યોગ સિદ્ધજ છે, એટલે આત્મયોગી બનીજ રહયો છે તેથી તેવો તે યથાર્થ યોગી છેજ.

અભ્યાસક યોગી આધાર ચક્ર (ગણેશ)થી અંતરમાં માનસી પૂજા વંદન ધ્યાન કરતો બ્રહ્મરંધ્રે સહસ્રદલ પદ્મ સુધી જાય છે તેથી સુષુમ્ના નાડીના માર્ગમાં પડેલો કચરો સાફ થઇ જાય છે. ત્યારે સર્વત્ર પૂર્ણ અભેદ ચિદાકાશરૂપ થવા બ્રહ્માત્મૈક્ય દ્રષ્ટિ માટે પ્રયત્ન કરી શકે છે. +

---

+ પ્રશ્ન ૨૦ થી ૨૭ના ઉત્તર મં. સ્વા. શ્રીમત્ પરમાત્માનંદજીથી.

મે૩-**પ્રશ્ન**—સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ યાગાદિ કરવા, અમુક પુણ્ય પાપાદિ કર્મ કરવાથી અમુક સુખ દુઃખ પ્રાપ્ત થાય છે, અમુક દેવતા વગેરેની ઉપાસના અમુક પ્રકારેજ થઇ શકે, વગેરે વેદશાસ્ત્રાદિમાં કહી તેના વિધિ નિષેધ દર્શાવ્યા છે. અને ઉપનિષદાદિ વેદાંત ભાગમાં જગતનું સર્વાંશે મિથ્યાત્વજ સિદ્ધ કરી અદ્વૈત પદે સ્થિતિ કરવા ઉપદેશ કીધો છે. ત્યારે એકજ વેદ એક ઠેકાણે અનેક પ્રકારનાં કર્મની ગુંચવણવાળાં અરણ્ય બતાવી તેમાં ભ્રમણ કરાવે છે, તેજ વેદ જ્ઞાનનો ઉપદેશ કરતાં જગતનું મિથ્યાત્વ કહી તે બધું ઉડાવી દે છે, ત્યારે સાચું શું માનવું? કર્મ ઉપાસના, ઉપર નીચેના લોક, વગેરે વિશેની વાત સાચી માનવી કે જગત છેજ નહીં–થયુંજ નથી, એ જ્ઞાનની અંતિમ કોટી સાચી માનવી. જો જગતનું મિથ્યાત્વજ યથાર્થ હોય તો કર્મ ઉપાસના વિશેના અનેક પ્રકારના વિધિ નિષેધ, શ્રમ લઇ, વેદ ભગવાને શામાટે સવિસ્તાર વર્ણવ્યા?

**ઉત્તર**—વેદના ત્રણ કાંડ છે. કર્મ, ઉપાસના, અને જ્ઞાન. તેમાં એક કાંડની વાત બીજા કાંડમાં મળતી આવતી નથી. જેમ, દીવાની, ફોજદારી, અને મુલકી, એ ત્રણ ખાતા છે તે જુદાં જુદાં છે, પણ ત્રણેની સરકાર એકજ છે. દીવાની બાબતની ફરીઆદ ફોજદરીવાળો નહીં સાંભળે; અને મુલ્કીની ફરીઆદ દીવાની કે ફોજદારી કોરટ નહીં સાંભળે; જેને લાયક જે ફરીઆદ હોય તેનો નિર્ણય–ઇનસાફ ખુલાસો તેજ ખાતાં તરફથી, તે ખાતાંના કાયદા પ્રમાણેજ થાય છે. તે સિવિલ કોડ, ક્રિમિનલ કોડ અને રેવન્યુ કોડ (કાયદા) જુદાજ હોય છે. તેજ પ્રમાણે કર્મ-કાંડ સંબંધી પ્રશ્ન અથવા ફરીઆદનો નિર્ણય કર્મકાંડનાજ કાયદા મુજબ થવા તે ભાગનેજ જોવો જોઇએ. તેનો સંબંધ, ઉપાસના અગર જ્ઞાન કાંડના વેદાદિ શાસ્ત્રના ઉપલા અથવા શિરો ભાગ સાથે, નહિં સંભવે. જેમ, અમુક યજ્ઞમાં કેવા કુંડ કરવા, અમુક જપમાં કેવો વિધિ છે, અમુક દાન ધ્યાનાદિમાં કેવા, શું શું અને શી રીતનાં કર્તવ્યો છે, અમુક પાઠ કરવામાં સમય વિધિ વગેરે શું છે, એવા કર્મકાંડના પ્રશ્નોનો કર્મકાંડના ગ્રંથ ભાગમાંજ ખુલાસો મળે છે. જ્ઞાનનો ગ્રંથભાગ જેમાં જગતનો અત્યંત અભાવ સિદ્ધ હોઇને ચિદેકરસ આત્મતત્વજ અખંડ પૂર્ણ છે, એવા મનવાણીથી પર-અચિંત્ય સ્વયંપ્રકાશ અનુભવસ્વરૂપ ચિન્માત્ર સત્તાનોજ ઉપદેશ છે ત્યાં કર્મ અથવા ઉપાસનાના કર્તવ્યાદિ વિધિનો ખુલાસો કેવી રીતે સંભવે? નહીંજ હોઈ શકે, તેમ એવાં તે જ્ઞાનમાં તે કેવી રીતે બને? રાત્રી હોય ત્યાં સૂર્યોદયનો પ્રકાશ નહીંજ હોય, તેમ સૂર્ય હોય ત્યાં રાત્રી નહીંજ હોય.

અધિકારીના ભેદથી, જેને જે રૂચે અથવા જેનો જેવો અધિકાર હોય તેને માટે તે ક્રમ સ્વિકારી તે ક્રમથી ઉચ્ચપદે લાવવાના હેતુથી અર્થાત્ અંતમાં જ્ઞાન સંપન્ન કરી અદ્વૈતપદે સ્થિતિ કરાવવાના આશયથીજ વેદ ભગવાને ત્રણ પગથિયાંની સીડી (દાદર) કીધો છે. તેથી જે અધિકારીને માટે જે અનુકુળ અથવા યોગ્ય હોય તેને માટે તેજ કર્તવ્ય સ્વિકારી ક્રમથી આગળ વધે તો અંતે ગુરૂ ઇશ્વરની કૃપા મેળવી અભેદ અદ્વૈત બ્રહ્માત્મૈક્ય પદમાં સ્થિતિ કરી અભય પ્રાપ્ત થાય છે.

એવી અંતિમ સ્થિતિ પ્રાપ્ત કરવાને દુર્ગુણીનો સંગ છોડવો, પણ સત્સંગ ન છોડવો. કેમકે સાધુ સંગ સતત રહેવાથી શ્રવણ મનન નિદિધ્યાસ થતા રહી પરમ પદમાં સ્થિતિ થતાં શાશ્વત્તિ શાંતિ અનુભવાશે.

ઇશ્વર કહે છે કે, જગતમેંજ કીધું અને તેમાં હૂંજ વસી રહેલો છું. જગત રૂપે પણ હુંજ છું, બીજું કંઇ છેજ નહિં. (**हरिरेव जगत् जगदेव हरिः**) તે છતાં જીવ પોતે જુદો પડીને દ્વૈતપણું માને છે, એજ ભુલ છે. અને તેનું કારણ, અજ્ઞાન કેફને લીધેજ એમ માને છે. જાર કર્મ કરનારી સ્ત્રી પોતાના પતિ ઉપર જોઇએ તેટલો પ્રેમ દેખાડે છતાં તેણીનું ચિત્તતો જાર ઉપરજ લાગેલું રહે છે. તેમ મુખથી નકામો **शिवोहं** કહે છે પણ જીવપણું તો મટયું નથી (જેમ સ્વામીપર મિથ્યા-બનાવટી પ્રેમ બતાવે છે પણ જારબુદ્ધિ મટી નથી અર્થાત્ પતિવ્રતા નથી થઇ). માત્ર શિખ્યો હોય-સાંભળ્યું હોય તેમ બોલે છે. **शिवोहं** કહે છે, પણ તે બોધ નથી, શાસ્ત્રકારાએ કહે છે. કાગડો જેમ બધામાં મુખ ઘાલે છે, તેવો જીવ છે, તે જીવ અને શિવનાં જુદાપણામાં અને અદ્વૈતમાં બેહુમાં ટાપસી (સાક્ષી) પુરે છે. પરંતુ સર્વ વેદશાસ્ત્રો, સંતો, સત્પુરૂષો, ભગવાન વસિષ્ઠ, શ્રીકૃષ્ણ, શ્રીરામ, વગેરેનો અનુભવસિદ્ધ એજ નિશ્ચય સિદ્ધાંત છે કે **ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥** અને તે ગિરિ શ્રૃંગરૂપ અંતિમ ઉચ્ચતમ પદે લાવી મુકવાનાજ આશયથી અધિકારી પરત્વે ભિન્ન ભિન્ન રૂચિ હોવાને લીધે ત્રણ કાંડરૂપ પગથિયાં કીધાં છે. પુરુષાર્થ કરતો રહી ક્રમથી જે જીજ્ઞાસુ ઉપર ચઢે છે તે અંતમાં તેજ અંતિમ શિખરે જઇ વિરાજે છે. અર્થાત્ તત્સત્ ચિદાનંદ બ્રહ્માત્મૈક્ય સુખ સ્વરૂપમાં અભેદત્વે સ્થિત થાય છે. *

* આ છેલ્લો મેરૂનો પ્રશ્ન છે તેનો ઉત્તર નર્મદાતટેકરન્યાળી ક્ષેત્રસ્થ સમર્થ શ્રો. બ્ર. શ્રી શંકર મૂર્તિ સ્વામિ શ્રી ટોકગ્રામજીથી મળેલો તે છે.

ॐ श्री सद्गुरवे परमात्मने नमो नमः ॐ॥

# અથશ્રી પ્રશ્નોત્તર શ્રેષ્ઠ પુષ્પમાલા (મહતી)

**૧. પ્રશ્ન**—કેટલાકને સત્સંગ અને અનુભવ સુખમાં વિશેષ પ્રીતિ (આસક્તિ) છતાં વૃત્તિ વ્યવહારમાં વહે છે. અર્થાત્ સત્સંગ અને આત્મ સુખમાં અત્યંત પ્રીતિ યુક્ત હુવો ત્યાં બાઝે છે, અને પાછું વ્યવહારમાં વહન (વેહેવું) થાય છે એનું શું કારણ?

* **ઉત્તર**—મુત્રવિષ્ટા ઉપર બેસીને રસ લેનારી માખીને મધનો ઘડો મળી આવવાથી તે પર બેઠી, ને એક પગ મધમાં ઠરાવ્યો–ગોઠવ્યો. પછી બીજો પગ ઠરાવ્યો. અને પાછી (આગલા–પૂર્વના અભ્યાસ અને આસક્તિને લીધે) વિષ્ટાનો રસ લેવા ત્યાં જઇ બેઠી, અને વળી પાછી મધના ઉપર જઇ બેઠી, ને તે (મધનો) રસ લે છે. તે જ્યારે પવનનો સપાટો આવે, ને પાંખ તે મધમાં દટાઇ જાય (ગડાઇ જાય) ત્યારે વિષ્ટાનો રસ લેતી અટકે, ને ઉત્તમ સુખમાંજ રહે— તેમ— વૃત્તિ જે છે તેને, સંસારના વિષયોરૂપ વિષ્ટાપર બેસી વિષયોનાં સુખ (તે રસ) લેવાનો જન્માંતરોનો અભ્યાસ પડેલો છે, તેમજ તે વિષયોમાં આસક્તિ બાઝેલી છે. તેથી, ઉત્તમ ઉજ્વળ સંસ્કાર બળથી સત્સંગ રૂપ મધનો ઘડો મળી આવતાં તેપર બેસે છે. પરંતુ પેલા મલીન રાજસ તામસ સંસ્કારોના આકર્ષણથી પાછી વિષયોમાં દોડી જાય છે. વળી પાછી ઉજ્વળ સંસ્કારના ધક્કાથી વેગ મળતાં પેલા સત્સંગ મધુની સ્મૃતિ થવાથી, તેમજ તે મધુની શ્રેષ્ઠતા જોઇ જાણીને, પાછી ત્યાં આવી તે સુખ લે છે. વળી જાય છે, વળી આવે છે. પણ જ્યારે, ઇશ્વરનો અનુગ્રહ, સદ્ગુરૂની કૃપા, અને પોતાનાં શુભ કર્મફળ રૂપ પવનના બળવાન સપાટાથી અથવા એ ત્રણમાંથી એક અંગરે એ સ્વરૂપ પવનનો સપાટો લાગી પાંખ તે સત્સંગ મધુમાં ગડાઇ–દટાઇ જતાં–વિષયવિષ્ટાના સ્વાદપર દ્રઢ વૈરાગ્ય-ઉપરામ થવાથી બુદ્ધિ વૃત્તિ બ્રહ્માનંદ રૂપ મધમાં દટાઇ, તો તે વ્યવહાર તરફ વેહેતી અટકે વિષયમાં દોડી જતી અટકે અને એ સત્સંગ અહર્નિશ સેવી, બ્રહ્માત્મૈક અનુભવથી નિત્ય તૃપ્તિ પ્રાપ્તકરી, વૃત્તિનું વૃત્તિત્વ ગળાઇ જતાં સ્વય બ્રહ્મરૂપ બની રહે છે.

---

* બ્રહ્મનિષ્ઠ સ્વામિ બ્રહ્માનંદજી–યોગિરાજ મહારાજ ( કુંભક કરી પેટ પર છોકરાને ઘણીવાર સુધી ગંમત ખાતર કુદાવતા હતા તે ) તરફથી મળેલો ઉત્તર.

એમ છે, પરંતુ વિપરીત સાધન કરે તો ઉલટી બગડે છે. ત્યાં દ્રષ્ટાંત, કે, એક પટેલ નવાં સફેત કડકડતાં કપડાં પેહેરી રાજાની સભામા જવા તયાર થયો, જતાં રસ્તામાં કંઈ ડાઘ નહી લાગે તે સમાલતો ચાલે છે, છતાં કોયલાનો ડાઘ લાગ્યો, તેથી ખૂબ ચીડાઇ જઇને કોયલા માત્રને ગામમાંથી કઢાવી નાંખવા મનમાં વિચાર્યું. એક તળાવ ખોદાવી ગામના બધા કોયલા મંગાવી તેમાં ઢગલો કરાવ્યો. સો મણ થયા, ત્યારે ૫૦૦ મણ સાબુ મંગાવી તેને ધોવા શરૂ કીધા. તેમ કરવાથી બધું કાળું પાણી વહ્યું જાય છે. ત્યાં બીજા ગામનો વૃદ્ધ સુજ્ઞ પટેલ આવી પ્હોંચ્યો, તેણે આ ઠાઠ જોઇ કહ્યું કે, આ શું ? ! તે વૃદ્ધ પટેલ કહે, અરે હું એ બધાને ચાર કલાકમાં શ્વેત (સફેત) કરી આપું. રાત્રે બધા કોયલામાં અગ્નિ લગાડી રાખ કરી નાંખી. તે જોઇ પેલો ગંડુ પટેલ પ્રસન્ન થયો. તાત્પર્ય કે, એવી રીતે વિપરીત સાધન નહી કરતાં સરળ અને યોગ્ય રીતે કરાય તો સુખરૂપ ઇષ્ટ ફલ પ્રકટાવે છે. તેમ, સર્વ બ્રહ્મરૂપ જુવે, અને વૃત્તિ પણ બ્રહ્મરૂપ જાણે–એક રસ અભેદ જુવે, તો પછી, જેમ કોયલા બધા અગ્નિમાં અગ્નિરૂપ થઇ રાખ બની જઇ કોયલાપણું ખોઇ બેસે છે, તેમ, વૃત્તિ પણ બ્રહ્મમાં તન્મય થઇ રહેતાં વૃત્તિત્વ ખોઈ બેસે છે–બ્રહ્મરૂપ થઇ રહે છે.

૨. પ્રશ્ન—માયા છે તે પરમેશ્વરની શક્તિ છે, તો તે પરમેશ્વરની સન્મુખ કરનારી છે કે વિમુખ કરનારી છે?

ઉત્તર—માયા, એ પરમેશ્વરની શક્તિ છે, એટલે સન્મુખ કરનારી તો છે, અર્થાત્ માતા છે. પણ માતાની જો મન રાખી શ્રદ્ધા પ્રેમથી સેવા કરીએ, તો માતા પ્રસન્ન થાય, અને પ્રસન્ન થાય તો પરમેશ્વર સન્મુખ કરે; અને માતાની સેવા ન કરીએ, ને માતાને વખોડીએ–વિરૂદ્ધ ચાલીએ તો વિમુખ કરે છે. જેનામાં નીચેના દુર્ગુણો હોય, તે સત્સંગ કરે તો પણ તેને તે ફળતો નથી. ચોરી, યારી, હિંસા એ કાયિક દોષો; નિંદા, જુઠું બોલવું, કઠોરતા, એ ત્રણ વાચિક દોષ; તૃષ્ણા, સ્ત્રી દ્રવ્યાદિનું ચિંતન, અન્યમાં તથા સંતોમાં દોષબુદ્ધિ કરવી–દૂષણ જોવાં, એ માનસિક દોષો, એ બધાં છોડે તો તેને સત્સંગ સત્વર ફળપ્રદ થાય છે.

૩ પ્રશ્ન—પરમેશ્વર શું ખાય છે, શું કરે છે, ક્યારે હસે છે, ને ક્યાં રહે છે?

ઉત્તર—પરમેશ્વર ચિંતાને ખાય છે, અને ચિંતા બધા લોકને ખાઇ જાય છે ( અથવા ગમ ખાય છે. ) એક રાજાએ વજીરને એવોજ સવાલ પૂછ્યો. વજીરથી જવાબ નહિં દેવાયો. તેથી બીજે દહાડે કહેવાનું માંગી લઇ,

ચિંતાગ્રસ્ત હુવો રસ્તે જતાં એક હોળ ખેડનાર વાત કરતો હતો તે કાન દઇ ઉભો રહી સાંભળી તેને પુછી લઇ વઝીરે બીજે દહાડે રાજાને કહ્યું. રાજાએ પુછ્યું કે કોણે કહ્યું? વઝીરે પેલા ખેડુતને બતાવ્યો. તરત તેને બોલાવી ગાદી પર બેસાડી, રાજા ચાકર બની બેઠો. રાજાએ તેને પુછયું કે પરમેશ્વર શું કરે છે? ખેડુત બોલ્યો કે તૃણુનો મેરૂ, અને મેરૂનો તૃણુ. **कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः ईश्वरः** ॥ જોઇલો, હે રાજન્! હું હોળ ખેડનાર તે રાજા છું, અને તમે રાજા, તે ચાકર થઇ બેઠા છો.

ગ્રહસ્થે પોતાની કમાઇ–રળતર–આયપતનો દશાંશ ધર્મમાર્ગે ખરચવા કાઢવો જોઇએ. તે પ્રમાણે કરવા ગર્ભમાં જીવ કોલ કરાર (કબુલત) કરે છે અરે એવી પીડા ભોગવે છે કે દુ:ખી થઇ એમ કહેવા લાગે છે કે, પ્રભો નવભાગ તમારા અને એક મ્હારો, પરંતું દયાળુ પ્રભુ કહે છે કે, ના ભાઇ નવ ત્હારે માટે રાખજે, ને એકજ મારાં નિમિત્તે કાઢજે તથા મુખ્ય પ્રતિજ્ઞા એવી કરે છે કે, હવે હે પ્રભો! હું જન્મ બંધનથી છુટવા સત્સંગ સેવી, આત્મજ્ઞાન સંપાદન કરી–મારૂં સત્ય સ્વરૂપ જાણીશ. પરંતુ બહાર આવી, નથી તે દશાંશ (કે વીશાંશ કે થોડો પણ ભાગ) ધર્માદા કાઢતો પણ બધુ ખાનપાન એશ આરામ મોજ શોખ વિષય વૈભવમાં ઉડાવી દે છે. અથવા સંગ્રહ કરે છે. તેમ, નથી કંઇ કદી સાધુ મહાત્માની સંગતી સેવી સાધન સંપન્ન થઇ, સ્વસ્વરૂપ જાણવા પ્રયત્ન કરતો. આવું જ્યારે ઇશ્વર જુવે છે, ત્યારે તે પ્રભુ હસે છે. પરમેશ્વર સર્વત્ર વસે છે-પૂર્ણ વ્યાપક છે. પણ વિશેષપણાંથી તો જેનાં હૃદયમાં પ્રભુ ઉપર શ્રદ્ધા પ્રેમ છે, સાધુ સંતને સેવે છે. એવા ભક્ત મહાત્માનાં હૃદયમાં પ્રભુ વસે છે- વિશેષે પ્રાદુર્ભૂત પ્રતીત થાય છે.

ગમે તેવો દુરાચારી મનુષ્ય નઠારી સંગતિથી અથવા કુબુદ્ધિથી નાસ્તિક બની જઇ પ્રભુને પણ કઠોર વાણીથી ગાલિપ્રદાન કરે છે છતાં તેનાં ઉપર ક્રોધાગ્નિ નહિ વર્ષાવતાં તે પરમ દયાળુ ઇશ્વર ગમ ખાય છે; અને જો કદાપિ તે પાપી માણસ પોતાનાં કૃત્ય માટે પસ્તાવો કરી પ્રભુને શર્ણ થઇ રહી ક્ષમા માગે છે તો તેને ક્ષમા આપી ભવપાર કરવા સુધીની કૃપા (તેનું હૃદય જોઇ જાણી તે પ્રમાણમાં) કરે છે, એટલો બધો પરમ દયાળુ છે.

૪ **પ્રશ્ન**—જ્ઞાની પુરૂષ જો બ્રહ્મરૂપ થયો, તો તે સર્વજ્ઞ શા માટે નહી, અને તેને બીજાં મનુષ્યાદિપ્રાણીનાં મનની ખબર કેમ પડતી નથી?

**ઉત્તર**—જીવ અલ્પજ્ઞ છે, અને ઇશ્વર સર્વજ્ઞ છે; પણ જ્ઞાની તો નિર્વિકાર નિર્વિકલ્પ બ્રહ્મરૂપ થવાથી તે, અલ્પજ્ઞ રહ્યો નહિં, તેમ સર્વજ્ઞ

પણ નથી. મહદાકાશની માફક નિરૂપાધિક એવું, જીવનું અને ઇશ્વરનું જે વાસ્તવ સત્ય સ્વરૂપ બ્રહ્મ છે. તે રૂપજ તે જ્ઞાની છે. ઘટાકાશવત્ જીવની, અને મહાકાશવત્ ઇશ્વરની ઉપાધિથી રહિત, તે પોતાનાં સ્વ સ્વ-રૂપે થયો છે. અલ્પજ્ઞ સર્વજ્ઞ પણું છે તે તો તત્ તત્ ઉપાધિને લઇ ને કહેવામાં આવે છે. જેમ, રાજાની તરવાર અને કઠીઆરાની કુહાડી બેઉ (હથીઆર-તેઓની ઉપાધી) છીનવી લઇને, રાજા અને કઠીઆરાને એક ઓરડામાં ગોંધીએ, તો તેઓ અન્ન ફળાદિજ ખાશે. બેઉ સરખા છે. શ્રુતિ પણ એજ કહી રહી છે કે, **દ્વા સુપર્ણા સયુજા સખાયા૦** જીવ અને ઇશ્વર બેઉ પક્ષી એક ઝાડ ઉપર બેઠા છે તેમાં જીવ, કર્મફળ ખાવામાં લોભાયો, અને ઇશ્વર નિરપેક્ષ રહી ફળમાં લોભાયા નહીં. રાજાની ઉપાધી મોટી છે. રાજ્યરૂપ ઉપાધિનાં ચિન્હરૂપ તરવાર છે તે, અને ગરીબની ઉપાધી (પોતાનાં નિર્વાહનાં સાધનરૂપ) માત્ર કુહાડી છે. તે બેઉ છીનવી લીધી એટલે બેઉ સરખાજ થયા તેમ, જીવ ઇશ્વરની ઉપાધી, જે અલ્પજ્ઞ-ત્વમાંનો અલ્પ, અને સર્વજ્ઞત્વમાંનો સર્વ, તે અલ્પ અને સર્વ બેઉથી રહિત, ... બેઉમાં સરખો છે તે બ્રહ્મરૂપ જ્ઞાની થયો છે. જે જ્ઞપ્તિરૂપ બ્રહ્મ તત્વમાં કોઇ ઉપાધિ નથી-બેઉ સરખા છે-સ્વરૂપેજ છે. તેથી જ્ઞાની જે કે ઉપાધિથી રહિત થયો છે તે અલ્પજ્ઞ કે સર્વજ્ઞ કંઇ પણ શું કામ હોય ? નહિજ હોય, એ સિદ્ધ થયું. વળી તે પોતાનાં મનનો સાક્ષી થઇને, મનને પણ ત્રિગુણાત્મકઅવિદ્યાનું કાર્ય એટલે મિથ્યા નામરૂપવાળું જાણી તે મનને અમનત્વભાવને પમાડી દેવાથી મનને પણ જાણવાની સ્પૃહા રહિત થયો; તો, જે પોતાના મનનીજ જાણવા બેદરકાર થયો તેને બીજાનાં મનની જાણવાની શી જરૂર પડી ? કશી નહી. અથવા પોતે જો કંઇ જાણી શકે તો તે મનરૂપ સાધનથી જાણે, પણ જ્ઞાનીતો મન મુકીને ચાલ્યો (મનરૂપ મીઠાંનો ગાંગડો બ્રહ્મરૂપ સમુદ્રમાં નાખી અમન બની બેઠો) તે બીજાનાં મનની ક્યાં સાધન વડે જાણી શકે ? તાત્પર્ય કે ઉપરોક્ત સર્વ કારણોથી જ્ઞાની બીજાનાં મનની જાણતો નથી.

**૫ પ્રશ્ન**— જ્ઞાનીને કંઈ સિદ્ધિ પ્રાપ્ત થાય છે ? જો નથી થતી, તો શા માટે ?

**ઉત્તર**-જ્યાં જોઇએ ત્યાં સિદ્ધિજ દેખાઇ રહી છે. ગર્ભમાં વીર્યનું સ્હેજ અલ્પ બિંદુ પડેલું તેના આપણે બધા આ ત્રણ મણનું શરીર લઇ બેઠા છીએ. એનાથી બીજી કેવી સિદ્ધિ ! વળી જુવો,-મળ મૂત્રથી ભરેલું મલીન એવું ગર્ભસ્થાન છે, તેમાંથી સમર્થ મહાત્મા, ભક્તો, શૂરવીરો,

જેવાં રત્નો* પેદા થાય છે, એનાથી મોટી બીજી શી સિદ્ધિ ? ! કેટલાંક બે ચાર સ્ત્રી પરણે છે, રાજા તો સેંકડો સ્ત્રી પરણે છે, છતાં પુત્ર થતો નથી, અને કેટલાક ફક્ત એકજ સ્ત્રી વાળાને અનેક પુત્રો થાય છે, એ કેવી સિદ્ધિ ! કુદરતની સિદ્ધિ ઘણી છે, કેટલી ગણ્યા કરશો ! કાંઇ વિશેષતાએ નહીં જોયલી ચીજ દેખાડવી, એને લોકો સિદ્ધિ કહે છે; પણ જ્ઞાનીને એવી શું જરૂર છે! જ્ઞાની એવી કોઇ માયિક સિદ્ધિની ઉપાધિને ઇચ્છતોજ નથી, અને જે ઇચ્છે છે તે જ્ઞાની નથી. વળી જુવો—અન્ન ખાય છે તેને જમણાજ નળમાં તથા જળ પીએ છે તે ડાબા નળમાં ઉતરે છે, રગેરગમાં રસ પ્રસરે છે, વગેરે સિદ્ધિઓ (કુદરતી) પ્રત્યક્ષજ છે. બાઇ ! કોઈ કુળવાન સજ્જન ગૃહસ્થ વેશ્યાને ત્યાં જઇ બેસે, તેના જેવું (જો જ્ઞાની સિદ્ધિ મેળવવા યત્ન કરે તો) છે. તાત્પર્ય કે જ્ઞાની સિદ્ધિ માગતોજ નથી—ચાહાતોજ નથી, છતાં આવે છે તો તેની સ્પૃહા રાખતો કે કરતો નથી, ઉપેક્ષા કરે છે.

૬ પ્રશ્ન—પ્રારબ્ધ મુખ્ય છે કે પુરૂષાર્થ મુખ્ય છે ?

**ઉત્તર**—ભગવાન શ્રી કૃષ્ણે શ્રીમુખે અરજુન પ્રત્યે શ્રીમદ્ભગવદ્ગીતાનો ઉપદેશ કીધો છે, તે શ્લોક બદ્ધ કરતાં ભગવાન વેદવ્યાસે એક ઠેકાણે પ્રારબ્ધને મુખ્ય કહ્યું છે; કે, લાભહાની, હાર જીત, સુખ દુઃખ, પ્રારબ્ધ પ્રમાણેજ મળે છે, માટે તે બેઉ શુભાશુભ દ્વંદ્વને સમ ગણીને વર્ણાશ્રમોચિત કર્મ કરનાર પાપભાગી થતો નથી. **સુખ દુઃખે સમેકૃત્વા** ૦ અને વળી પુનઃ એમ પણ કહ્યું છે કે, **ઈશ્વરઃ સર્વ ભૂતાનાં** ૦ ઇશ્વર સર્વ પ્રાણીમાત્રનાં હૃદયમાં રહે છે, અને તે જેમ પ્રેરે છે—કરાવે છે તેમ થાય છે. અને ભગવાન વસિષ્ટ મુનિએ પુરૂષાર્થને મુખ્ય કહ્યું છે. તે સર્વનું કહેવું યથાર્થ છે. પ્રારબ્ધ શરીરનું છે, આત્માનું નથી. લાભ અલાભ, જયપરાજય, સુખદુઃખ, જે થાય છે તે પ્રારબ્ધ પ્રમાણે શરીરને થાય છે. અને હું અસંગ નિર્વિકાર સચ્ચિદાનંદ આત્મા છું, એરીતે શરીરથી જુદા પડી દ્રષ્ટારૂપે સ્થિત થઇ સમજવું, અથવા સમજીને હેવું, એ પુરૂષાર્થ છે. પુરૂષાર્થ વિના એમ થાય નહીં.

---

*વાલ્મિક, હરિશ્ચંદ્ર, નળ, વિક્રમ, ભોજ, નૃસિંહ મેહેતા, મીરાં, સબરી, ગાર્ગી, નાથ, અનેક ઋષિ મુનિ, બભ્રુ વાહન, લવકુશ, માંધાતા, અંબરીષ, પ્રલ્હાદ, વ્યાસ, ભીષ્મ, જનાર્દન સ્વામિ, જ્ઞાનેશ્વર, પરાશર, વિશ્વામિત્ર, વિભીષણ, ઉદ્ધવ, આચાર્યવરો, વગેરે.

**ज्ञानाग्नि दग्ध कर्माणि भस्म सात् कुरुते ऽर्जुन ॥** જ્ઞાનથી તો કર્મો ભસ્મ થઇ જાય—બળી જાય છે, ત્યારે પ્રારબ્ધ કયાં રહ્યું? કેમકે વળી એજ રીતે પુનઃ કહ્યું છે કે, **सर्वं कर्माखिलंपार्थ ज्ञाने परि समाप्यते** જ્ઞાનથી સઘળાંજ કર્મ સમાપ્ત થાય છે. 'સર્વ કર્મ'' કહેવાથી પ્રારબ્ધ તેમાં આવી ગયું. પ્રારબ્ધ પણ એ રીતે જો દગ્ધ થતું હોત તો જ્ઞાનીનું જીવન જ્ઞાન થયા પછી, સંભવે નહીં. ત્યાં કહે છે કે, જ્ઞાનથી સંચિત અને ક્રિયમાણ કર્મો સઘળાં બળી જાય છે પણ પ્રારબ્ધ શેષ રહે છે તે દગ્ધ પટની માફક પ્રતીતિમાત્ર રહે છે. જ્ઞાનીની દ્રષ્ટિથી તો તે પણ નથીજ, પરંતુ અન્ય લોકોની દ્રષ્ટિથી તે પ્રતીત થાય છે. દગ્ધ પટ હોય તે જોવા માત્ર છે, ઓડવા લાયક હોતું નથી. સુખદુઃખ લાભઅલાભાદિ દેહને છે, તેથી તેનું પ્રારબ્ધ તેમાં મુખ્ય છે. હું દેહ દ્રશ્યાદિ નથી, પણ અસંગ ચિદાત્મા સ્વયં પ્રકાશ છું, એ જાણવામાં પુરૂષાર્થ મુખ્ય છે. અસંગ છું, એમ યથાર્થ સમજીને કહેતાંમાં–સમજતાંજ કર્મ બધાં બળી રહ્યાં; કેમકે જ્ઞાનથી કર્મ બળી જાય છે. અને ઇશ્વર જે પ્રેરણા કરે છે તે, જેવાં કર્મ હોય તે પ્રમાણે તે ફલ પ્રદાતા હોવાથી પ્રેરણા કરે છે.

હવે પ્રારબ્ધ જે શરીરનું છે, તે શરીરને આધારે છે, શરીર પૃથ્વિને આધારે છે, તેમ પુર્ષાર્થ પણ છે (કેમકે શરીર વડે તે પણ થાય છે). તે પૃથ્વી છે તે જળને આધારે છે, જળ તેજને, તેજ વાયુને, વાયુ આકાશને, આકાશ ગુણને, ગુણ પ્રકૃતિને, અને પ્રકૃતિજે માયા તે બ્રહ્મને આધારે છે. **मायां तु प्रकृतिं विद्यात मायिनं तु महेश्वरं** અને બ્રહ્મમાં તે માયા શશ શૃંગવત્ કલ્પિત છે, એટલે પ્રારબ્ધ પુરૂષાર્થ બેઉ ઉડી ગયાં, કાંઇ નથી; પરંતુ આધાર આધેય ભાવથી જોઇએ ત્યાં ઇશ્વરેચ્છા મુખ્ય છે.

૭ પ્રશ્ન—શાસ્ત્રાદિમાં વર્ણાશ્રમનાં લાંકડાં શા માટે ઘાલ્યાં છે, અને તે યોગ્ય છે કે નહીં?

ઉત્તર—પશુને ખુંટીએ બાંધે છે, કાંઇ બુદ્ધિવાળાં માણસને નથી બાંધતા. તેમ, પશુ જેવાં અજ્ઞાની મનુષ્યોને જ્ઞાન નહિં થાય તો વર્ણાશ્રમમાંતો ફસ્યા રહેકે, એ વિચારથી શાસ્ત્રકારે યુક્તિ પૂર્વક શ્રેણી બાંધી ઉન્નતિ કરવા સારૂ ક્રમ બતાવ્યો છે. વિષયાસક્ત મુઢ લોકો મયર્દા મુકી દઇ નીતિ તોડી સ્વચ્છંદે વધી જઇ સાધુજનોને પીડા કરવા પામે નહિ. પોતે નીયમીતે ચાલે–રહે– વસ્તે તો આરોગ્ય ઐશ્વર્યાદિ પામિ સુખી થાય,

સ્વર્ગની ઇચ્છાથી અથવા લૌકીક ભોગોની ઇચ્છાથી સકામ કર્મ કરતે કરતે નિષ્કામ કરતા થઇ ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાનના અધિકારી થાય, એવા ઉત્તમ હિતના આશયોથીજ વર્ણવ્યવસ્થા કરાઇ છે. તેનાં પગથિયાં ચઢતાં ચઢતાં અધિકાર પ્રાપ્ત થયેથી ઇશ્વરાનુગ્રહ થાય છે ત્યારે સદ્‌ગુરૂ કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે દ્રઢ અપરોક્ષ થાય છે તો તેનાજ તે વર્ણાશ્રમના પ્રતિબંધ તુટી જઇ મુક્ત થાય છે. વાસ્તવે વર્ણાશ્રમ, જેવા દેહને નથી, તેવો આત્માને નથી. કેમકે દેહ છે તે ભૌતિક છે, અને આત્મા અસંગ એકજ, એકરસ મન વાણીનો અવિષય, સ્વયંપ્રકાશ, શુદ્ધ બ્રહ્મરૂપ છે.

યથાર્થ અભેદ જ્ઞાન થતાં સુધીને માટે વર્ણાશ્રમ વ્યવસ્થા યોગ્ય છે.

૮ પ્રશ્ન—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થમાં પ્રથમ ધર્મ શા માટે ?

ઉત્તર—એ સ્વતંત્ર સાધન છે. બીજું અર્થ છે તે લોકીક સુખનું સાધન છે. કામ અને મોક્ષ, ફળરૂપ છે. તેમાં કામ છે તે વિષયોનાં સુખનો હેતુ છે, અને મોક્ષ છે તે પારમાર્થિક પરમ સુખનો હેતુ છે. વિષયસુખની કામના--સંકલ્પ છે તે કામ છે, અને નિર્વિષય--સંકલ્પ રહિત સ્થિતી છે તે મોક્ષ છે, તે શ્રદ્ધા પ્રેમ પૂર્વક યથાર્થ વેદવિહિત શુદ્ધ ધર્માચરણ કરવાથી મળે છે. નિવૃત્તિરૂપ ધર્મ પાયો છે તે મજબુત કરવા માટે પ્રવૃત્તિરૂપ ધર્મ પ્રથમ સેવવો ઉચિત છે. તે વેદવિહિત સ્નાન, સંધ્યા, દેવાર્ચન, અતિથી સત્કાર, સાધુ સેવા, વિશ્વદેવ, શ્રવણ, મનનાદિ કર્મ કરવાથી પાયો મજબુત થયેથી તેના ઉપર નિદિધ્યાસનરૂપ ઉત્તમ ઇમારત ભવ્ય અને સુંદર સુખદ ખડી કરી શકાશે. તે ઇમારતરૂપ બ્રહ્મરૂપ સ્થિતી થતાં તેમાં સુખપૂર્વક આનંદથી સુખ શૈયામાં પ્હોડી શકાશે. એવું એ ધર્મનું અંતિમ ફળ છે તે અજરામરત્વ પ્રાપ્ત કરે છે, માટે ધર્મ પ્રથમ છે. (ધર્મ વિશે ઇલાયદું પ્રકરણ લખવામાં આવેલું છે તેથી અત્રે વિસ્તાર કીધો નથી

૯ પ્રશ્ન—પ્હેલું બીજ કે પેહેલું વૃક્ષ ?

* ઉત્તર—એ (તમારો) પ્રશ્નજ નિરર્થક-ખોટો છે-સંભવતો નથી. બીજ છેજ નહી. જેને તમે બીજ કહો છો તે સૂક્ષ્મ વૃક્ષજ છે. એમાં (બીજ કહો છો તેમાં) મુળ, થડ અંકુર, પાન. પુષ્પ, ફળ, ડાળ, વગેરે છે તોજ તે સ્થૂળ ભાવને પામે છે. જો તેમાં એ બધુ ન હોય તો સ્થૂળ

ભાવને પામનારૂં ઝાડ થવું સંભવેજ નહિ. તેમાં એ બધું સૂક્ષ્મરૂપે રહેલું છે, તેજ પાછું કાળે કરીને, ક્રિયાથી અથવા સાધન સામગ્રી ( ભુમિ જળ ખાતર, હવા વગેરે ) મળતાં સ્થૂળ ભાવને પામે છે. તેમ, આ સર્વ વિશ્વ પ્રપંચ છે તે મનરૂપજ છે. એ મનમાંજ બધુ સૂક્ષ્મરૂપે રહેલ છે, તેજ આ સ્થૂળ પ્રપંચ રૂપે થઇ પ્રતીત થાય છે. તેથી મન છે એજ જગત છે.

૧૦ પ્રશ્ન—દરપણમાં જેમ નગરનું અથવા આપણું મનુષ્યાદિનું પ્રતિબિંબ પડે છે તે દરપણમાં–કાચમાં–દર્પણનાં સ્વરૂપમાં નથીજ. એતો ખરૂંજ છે, પણ નગર અગર મનુષ્યાદિ કંઇ પણ સાકાર આકૃત્તિ જુદી કંઇ વસ્તુ છે, તોજ પ્રતિબિંબરૂપે દરપણની સામું આવવાથી તેમાં ભાસે છે, તેમ આત્માને વિશે જગત જણાય છે તે, આત્માના સ્વરૂપમાં તો (દરપણ કાચ વસ્તુમાં પ્રતિબિંબ પેઠું નથી તેમ) કાંઇ નથી એ ઠીક છે, પરંતુ આત્માથી ભિન્ન કંઇ પણ જગત એવું કંઇ આકૃતિવાળું કેયે છે, ત્યારે તે આત્મામાં જણાય છે, તો પછી " આત્મરૂપ જગત છે, " એ કહેવું શી રીતે બનશે ?

% ઉત્તર—હા, જગત જુદું છે. (પ્રશ્ન) તે કયાં છે ? (ઉત્તર) આત્માને વિશે જગતની કલ્પના કરનારની મલીન બુદ્ધિમાં છે. ત્યા દ્રષ્ટાંત કાગળ ઉપર સુંદર શ્રીરાધા કૃષ્ણનું ચિત્ર છે. તે કાગળને પુછીએ કે, ભાઇ તારામાં ચિત્ર છે તેની શોભા અપૂર્વ છે. તો કાગળ કહેશે કે, બાવા મને કશી ખબર નથી; કે ચિત્ર તે વળી શું ચીજ, અને તે વળી મારામાં કેવું પછી કાળા પીળાલાલ રુપેરી રંગને પુછીએ કે, તમારામાં કંઇ ચિત્ર છે? તો તે રંગ પણ જાણતા નથી; કે, હમારમાં ચિત્ર કેવું હોય, અર્થાત્, નથીજ. પછી કલમને પુછીએ તો, કલમમાં પણ ચિત્ર નથી ત્યારે ચિત્ર કયાં છે ? ચીતારાની અથવા શિલ્પી કારીગરની બુદ્ધિમાં, તથા તેના જેવા કલ્પનારા બીજાની બુદ્ધિમાં છે. બીજું જુવો, સ્વપ્નમાં મોટું ઘર બાંધ્યું તે કાટ (ઇંટ, છો, લાકડાં, રંગ, રોગન, ચુનો પથરા, પત્રા, વગેરે સર્વ ) કયાંથી આણ્યો, અને રંગ ચુનો કેણે કીધો. એ બધુંજ (ઘરબાંધનાર, કડીઆ, સુથાર, મજુર, મજુરણો, રંગ, ચુનો, કાષ્ટ, પત્રાં વગેરે બધોકાટ) જેમ, વાસના માત્ર છે, તેમ, આ જગત વાસના માત્ર છે. કલ્પિત વસ્તુ અધિષ્ઠાનથી ભિન્ન સત્તાવાળી હોતીજ નથી. મત્સ્થાની સર્વભૂતાનિ નચાહં તેષ્વવસ્થિતઃ કંઇ રજ્જુ સર્પમાં નથી, તેમ હું આ જગતરૂપે

નથી. જેમ, તે સર્પરૂપે ભ્રાંતિથી ભાસનારી રજ્જુ છે. તેમ ભ્રાંતિથી જગતરૂપે જણાનારો હું જ (હરિ સ્વયં) છું. રજ્જુમાં જેમ સર્પ કલ્પિત-મિથ્યા ભાસે છે, તેમ જુનો વગેરે મારામાં કલ્પત છે. જગત પ્રવાહ અનાદિ છે. તે વૃત્તિમાં અનંત બ્રહ્માંડાદિ પ્રતીત થાય છે. **યથાપૂર્વમ કલ્પયત્.** પણ વૃત્તિમાં શોધીએ તો કાંઇ વળગેલું દેખાતું નથી-છેજ નહીં. અને આત્મા જે કે વૃત્તિનો પ્રકાશક છે, તે આત્મામાં શોધતાં વૃત્તિ નથી જણાતી-છેજ નહી. એ વૃત્તિતો આત્માની દમક-ચમક-ચમત્કાર છે. જેમ હીરાની દમક મારે છે, તેમ, આત્મા જે કે જેમનો તેમ અખંડ જ્ઞાનમય છે, તેની દમક-સ્ફુર્ણ-ચમત્કૃતિ-મહામાયા-આદ્યશક્તિ-મૂળપ્રકૃતિરૂપ એ વૃત્તિ છે. તે વૃત્તિજ આ અનંત જગદાદિ રૂપે પ્રતીત થાય છે (સ્વપ્નવત્)

**૧૧ પ્રશ્ન**—બ્રહ્માનો કલ્પ પુરો થયેથી બ્રહ્માની સુષુપ્તિમાં બ્રહ્માની સાથે સર્વ વિશ્વ લીન થઇ જાય છે. બ્રહ્માની સાથે લીન થઇ જનાર બ્રહ્મરૂપ-મુક્ત થઇ જાય છે, છતાં નવાં કલ્પમાં પાછી સૃષ્ટિ થાય છે શા માટે ?

**ઉત્તર**—જેમ કોરટમાં કામ ચાલે છે, પછી સાંજે કોરટ બંધ થાય છે, ત્યારે જે કામ જે કોઇ જે રીતે કરતું હોય તે, તે તેવીજ રીતે અધુરૂ રહી બંધ કરે છે અને ઘેર જાય છે. તે પાછું બીજે દીવસે કોરટ ઉઘડે ત્યારે જે કામ જે કરતાં હોય તે, તે રીતે, આવી કરવા બેસે છે. તેમ, જે જે જીવો જેવી જેવી વાસના યુક્ત હુવા બ્રહ્મા સાથે લીન થાય છે, તેવી તેવી તે વાસનાને લઇને તેવી રીતે પાછા નવા બ્રહ્માની સાથે અથવા તેજ બ્રહ્મા પાછા ઉંઘી ઉઠે ત્યારે તે જીવો ઉત્પન્ન થાય છે, અને પુર્વ પુર્વ વાસનાને અનુસાર વ્યવહાર કરે છે. ફક્ત જેટલા જીવ અભેદ બ્રહ્માત્મૈક્ય જ્ઞાન પામી લીન થયા છે તેટલાજ માત્ર બ્રહ્મરૂપ થઇ જવાથી પુનરાવૃત્તિને (ફરી જન્મને) પામતા નથી. વાસનાવાળા અજ્ઞાની જીવો પ્રકૃતિમાં લીન થાય છે, અને જ્ઞાની તો બ્રહ્મમાં અભેદત્વે લીન થાય છે.

**૧૨ પ્રશ્ન**—ત્યારે જેટલા જ્ઞાની મુક્ત થઇ પાછા જન્મતા નથી તેટલી ઘટ (ન્યુનતા) પડતી હશે ?

**ઉત્તર**—કુવામાંથી પાણી કાઢયા પછી કુવામાં પણ ઘટ પડવી જોઇએ, શું તે પડે છે કે ?! ના;— ત્યારે એ પાણી પાછું કયાંથી આવે છે ?

---

* મહાત્મા શ્રીમત્ વિષ્ણુ બાવા બ્રહ્મચારીથી અપાયલો ઉત્તર.
% સ્વામિસુખાનંદથી. (મુળથી રહેલી પા.૧૬૮ની ૪૨ નોટ અત્રે લીધી છે.)

જમીનમાંથી-ઝરણથી-કુદરતી રીતે-તેમજ, સમુદ્ર, નદી, કુવામાંથી અમે તેટલુ પાણી કાઢીએ (અથવા માંડે ઉમેરીએ) તો તેથી કાંઇ ઓછું કે વધતું નથી, તેમ તમારી શંકાને અવકાશ નથી.

**૧૩ પ્રશ્ન**—આ જગત માયા-પ્રકૃતિનું કાર્ય છે, છતાં ઇશ્વરે કીધું એમ કહેવાના આશયથી શ્રીકૃષ્ણે કહ્યું કે હું જગત રચું છું-અર્થાત મેં કીધું; તેનું શું કારણ?

**ઉત્તર**—કામદારો-દીવાન-કારકુનો કામ કરે છે, તે ઉપરી અધિકારીએ (રાજાએ) કીધું એમ કહેવાય છે, જેમ, એક રાજાનુ લશ્કર બીજા રાજાનાં લશ્કરને જીતે છે તોપણ તે રાજા પેલા રાજાને જીત્યો, એમ કહેવાય છે, તેમ, પ્રકૃતિથી જગત થયું, તે પ્રકૃતિ-માયા ઇશ્વરની હોવાથી ઇશ્વરે કીધું કહેવાય છે. વળી જેમ, ઇન્જીન ચાલે છે તેથી કંઇ સુતર કપડાં વણાતાં નથી, પણ તે સત્તા તો અગ્નીની છે. પરંતુ જો તે અગ્નિને તે રૂ, સુતર, કે વસ્ત્ર અડકાડીએ તો ઉલટું બળી જાય છે (વણાતું નથી) છતાં તે વસ્ત્ર અગ્નિની સત્તાથી થાય છે તેથી તેણે કીધા એમ કહેવાય છે, તેમ.

**૧૪ પ્રશ્ન**—શ્રુતિ કહે છે કે, પરમાત્મા-ઇશ્વરજ શુભ કર્મ કરાવે છે અને અશુભ કર્મ પણ કરાવે છે, તો એવી તે ઇશ્વરને શી જરૂર? અને એમજ હોય તો લોકો, ગમે તેમ વરતે, તેમાં તેને હરકત નથી કે શું?

**ઉત્તર**—કોઇ શેઠને ત્યાં રહેલા ગુમાસ્તા (નોકર)ને ત્યાં લગ્ન આવ્યાં. ત્યારે છોકરાના લગ્ન કરવા સારૂ શેઠે તેને રૂા. ૫૦૦) આપ્યા. કોઇએ તેને પુછ્યું કે, આ રૂા. ૫૦૦) ક્યાંથી લાવ્યાં? જવાબ દીધો કે, શેઠે આપ્યા. હવે એ વાત ખરીજ છે-શેઠેજ આપ્યા છે, પણ ચાંલ્લો કરીને નથી આપી દીધા. વરસ કે બે વરસની કરેલી નોકરીને પેટે આપેલા છે, તેમ-ઇશ્વરજ કર્મ કરાવે છે-તેની સત્તા સ્ફુર્તિથીજ થાય છે, એ ખરૂં છે, પણ જેવી તેનાં પુર્વકર્મ પ્રમાણે વાસના, અર્થાત અભિમાની જીવનાં કર્મ પ્રમાણે ફલ આપે છે-(ફલ પ્રદાતા હોવાથી).

**૧૫ પ્રશ્ન**—રામ નામનાં સ્મર્ણથી મોક્ષ થાય છે ખરો કે નહી?

**ઉત્તર**—સાક્ષાત મોક્ષ નહી, પરંપરાએ મોક્ષ થવાનો સંભવ છે.

**૧૬ પ્રશ્ન**—ત્યારે શું રામ નામ-ભગવત નામોચ્ચારથી મોક્ષ થવાનુ શાસ્ત્રો કહે છે તે ખોટું છે?

**ઉત્તર**—ના, ખરૂં છે, પણ જેમ, એક ખેડુતે કહ્યું કે, [illegible] જીવન એટલે, ઘઉં છે તે મારૂં જીવન છે. હવે કહો, [illegible] જીવન શી રીતે બને? જીવન તો પ્રાણ છે. પ્રાણ ગયા તો જીવન ગયું પરંતુ

પરંપરાથી એ તેનું કહેવું ખરૂં છે. હળથી જમીનખેડે છે, અન્ન વાવે છે. તે ઉગે છે, તે સ્વચ્છ કરી રાંધી ને ખાય છે, તેથી પ્રાણ ટકી રહે છે તેથી જીવે છે. એમ પરંપરાએ હળ તેનું જીવન છે. હળનું કાષ્ટ કંઇ તેનુ જીવન નથી—એટલે તે લાકડું કરડી ખાતો નથી. તેમ, રામ નામનું એકાગ્ર ચિત્તે સ્મર્ણ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, તેથી વૈરાગ્ય થાય છે ત્યારે વિષયોમાંથી રાગ જાય છે તેથી અખંડ જ્ઞાનરૂપ ઇશ્વર ઉપર પ્રીતિ થાય છે ત્યારે તે સદ્વસ્તુ જે રામ-આત્મારામ તેનું જ્ઞાન થાય છે, ત્યારે મોક્ષ થાય છે. **ज्ञानादेवहि मुक्तिस्यात ॥ ऋते ज्ञानान्नमुक्तिः** એવેદની શ્રુતિ સ્પષ્ટ કહેછેકે જ્ઞાન વગર મોક્ષનથી—જ્ઞાનથીજ મોક્ષથાય છે. જ્ઞાન છે તે મોક્ષ નું સાક્ષાત્કારણછે, અને રામનામ સ્મર્ણ—શુભ નિષ્કામ કર્મ ઉપાસના વગેરે પરંપરાએ કારણ છે,

બધાં પ્રાણીનાં ચિત્ત કોરા કાગળ જેવાં છે, કોરા કાગળ ના કટકા ઉપર પાંચ રૂપીઆ, ૧૦રૂપીયા, ૧૦૦, હજાર, લાખરૂપીઆ, વગેરે જેવી છાપ પડે છે તેટલી કીંમત મળેછે-ગણાય છે. તેને કોરા છેડવું નથી, કેમકે ચોરીશું તો ગુનેગાર ઠરશું એમ માને છે-તેમ, બધાંના (કોરાકાગળ જેવાં) ચિત્તપર, રામનામ સ્મર્ણની, હરકોઇ ઇષ્ટદેવની ઉપાસના પ્રેમ-ભક્તિ નિષ્ઠાની. ગમે તે શુભાશુભ કર્મની, કે બ્રહ્માત્મૈક્ય જ્ઞાનની, જેવી જેવી છાપ પડે છે, તે હિસાબે કીંમત અંકાય છે—ઉચ્ચતા સ્વિકારાય છે.

**૧૭ પ્રશ્ન**—માયાનું સ્વરૂપ શું ?

**ઉત્તર**—જે નથી છતાં અવિચારથી દેખાય, અને વિચારથી નથી દેખાતુ તે. **माया=मा=**નથી, અને **या=**જે. **न विद्यते या सा माया=**જે નથી-છે નહીં, તે માયા.

**૧૮ પ્રશ્ન**—એવી માયા તમે ક્યાં જોઇ ?

**ઉત્તર**—ક્ષાર ભુમિમાં મૃગતૃષ્ણાનાં જળ, નથી છતાં સાચુ જળવત દેખાય છે, પણ તે પીવાને તૃષા મરાડવા પાસે જતા જઇએ તો રવડીને થાકી જવાય, પણ જળ હોતુંજ નથી તે નહીજ મળે એમાં આશ્ચર્ય નથી. જો વિચારીને જોઇએ, તો મોહ અને આશાથી આગળ જવાનો તે સંબંધી શ્રમ કરીએજ નહીં (નથીજ—ભ્રાંતિ છે એમ જાણીને).

**૧૯ પ્રશ્ન**—માયા અસત્ છે છતાં અર્થ-કાર્ય કરી શકેછે, તે શી રીતે?

**ઉત્તર**—એક બાળકને કહ્યું કે પેલા વડ આગળ મને ભુત મળ્યો તે મોટો અને કાળો છે. તે વાત બાળકે પોતાનાં મનમાં સાચી માની દ્રઢ કીધું. એક દીવસ બીજા બાળક જોડે ત્યાં ગયો, અને યાદ આવ્યું કે

અહીં તો ભુત છે, તેથી તેને દ્રઢ થયલું તેવું ભયંકર ભુત પોતાના મેળે કલ્પી મરણ પામ્યો, તેથી અસત્ છતાં પણ આવી રીતે અર્થ—કાય કરી શકે છે.

**૨૦ પ્રશ્ન**—આ જગત છેજ નહી–થયુંજ નથી, એવો શ્રી યોગ વાસિષ્ટ, ગીતા, ઉપનિષદાદિનો સિદ્ધાંત છે, ત્યારે જો છેજ નહી, તો દેખાય છે કેમ?

* **ઉત્તર—મૃગજળ દેખાય છે તે, છેજ નહી છતાં કેમ દેખાય છે તેમ. ક્ષાર ભુમિ અને સુર્યનાં કીરણોના યોગથી મિથ્યા ભાસે છે–ત્યાં જળ** છેંજ નહી છતાં દેખાય છે, તેમ,

**૨૧ પ્રશ્ન**—કોને તે દેખાય છે?

**ઉત્તર—હરણ** વગેરે પશુ, બાળક, અજ્ઞાની મુઢ, એટલાંને તે મૃગજળ સાચું દેખાય છે. તેને સાચું સુખનું કારણ માની, તેમ આસકત થઈ, તેનું જળપાન કરવા વગેરે સુખ લેવાને દોડી દોડી તાપ તડકા વેઠી રખડી મરી કલેશ સહન કરે છે. તેમ, આ જગતરૂપ મૃગ-જળ, પશુ જેવાં અજ્ઞાની જનોને સાચું ભાસે છે, તેથી તેમાં સુખ લેવા આસકત થઇ ત્રિવિધ તાપનાં દુઃખ સહન કર્યા કરે છે, ને મરે છે અને જન્મે છે. સમજુ સુજ્ઞ જાણીતો મોટો પુરૂષ તેમાં સત્યત્વ બુદ્ધિ કરતો નથી. તેને પણ તે દેખાતો છે તેવુંને તેવુંજ, પણ તે જાણે છે કે, એ કાંઇ નથી, તેથી તે દોડી મરતો નથી. તેમ, વિદ્વાન (જ્ઞાની)જગતને તદ્દત મિથ્યા ભ્રાંતિ જાણીને આસકત બની દુખી થતો નથી.

**૨૨ પ્રશ્ન**—અધ્યારોપાપવાદ એટલેશું?—

**ઉ૦**—એક રાજાને સ્વપ્ન થયું, તેમાં એક રાક્ષસ આવ્યો, તે બધાને ખાતો આવ્યો અને રાજાને શોધતો આવી ખજાના પર જઈ બેઠો. એવું જોઈ રાજા ગાંડો થઈ ગયો. અને, કેમથશે—હવેશું થશે? એવો ચિત્ત ભ્રમ થઇગયો. સુદ્દઢ ભ્રાંતિ પડીગઇ. પ્રધાન, પ્રજા, પરદેશ, વગેરે લોકોમાં વાત ચાલી. તેવામાં એક દયાળુ સંતે તે વાત સંભળી, અને કહ્યુંકે, હું આવી સારા કરૂંછું. સંત આવ્યા, અને એક મનુષ્યને કહ્યુંકે હું જે કંઈ કહું તે, હાજી—હાજી કર્યાં કરજે; વધારે કંઇ ડહાપણ નહી કરતો. રાજા

---

* સ્વામિ શ્રીવાસુદેવાનંદજીથી. સંવત ૧૯૪૭ માર્ગશિર્ષ વદ ૧૧ શોમે–સુરત થી વડોદરે જતાં ટ્રેનમાં.

ને વચમાં રાખીને આસપાસ ચારપાંચ જણ બેઠા. સંતેવાત કરકરી, કે, આજથી પાંચમા દીવસ ઉપર રાત્રે ૧૨ વાગે એક મહા રાક્ષસ આ શેહેરમાં આવેલો. (રાજાની જાણીતી વાતઆવી તેથી રાજાએ કાનદીધા— સાંભળવા લક્ષઆપ્યો.) પછી તે રાક્ષસતો રાજાને ખાવાનેમાટે ખજાના પર જઈ બેઠો. બધું ધુળ ધાણી કરવા માડયું. હું એક પર્ણ કુટીમાં હતો ત્યાંથી આવીને વિચાર્યું કે, અરે ! આપણા રાજાને મારશે. હમને સાધુને કંઇ ભયનથી, તેથી ખજાના આગળ ગયો. અને હાથમાં અંજલી ભરી રાક્ષસપર નાખતાંજ તે બળીને ભસ્મ થઇ ગયો. જુઠીવાત માનતા હોવતો ચાલો રાજાજી! જુવો હવેત્યાં(તેરાક્ષસ)છે? ઉઠયા, રાજાને લઇ ગયા. જુવે છે તો, ત્યાં હતે જ ક્યારે કે હમણાં હોય!! રાજાએ જોયું કે, નથી—બળી ગયો. ત્યારે રાજાનું ચિત્ત ઠેકાણુ આવ્યું, ને ભ્રાંતિ ગઇ. તેમ, જીવરૂપ રાજાને જગતરૂપ ભ્રાંતિ થઇ. હવેતેને શીરીતે ખસેડવી, તેથી સંત —ગુરૂએ તેનો આરોપ કરી વિસ્તાર વર્ણનથી કલ્પના કરી કહી બતાવ્યું. પછી તેનો અપવાદ કીધો, ત્યારે શાંતિથઈ. રાક્ષસ કંઈ હતોનહીં, પણ ભ્રાંતી ખસેડવા ને અધ્યારોપ (કલ્પના)કરવો પડયો, ત્યારે પ્રથમ ખાત્રીથઇ; પછી(ભસ્મ કીધો, એશબ્દથી) અપવાદ કીધો. એરીતે જગતનો અધ્યારોપાપવાદ હમે કરીએછીએ—એમ મહાદેવે વસિષ્ઠમુનિની શંકાના ઉત્તરમાં કહેલુંહતું.

પ્રશ્ન ૨૩— બ્રહ્મા રજોગુણી છે ત્યારે તેની સૃષ્ટિ સત્વગુણ તમો ગુણવાળી પણ હોયછે, તેશામાટે?—ઉ.— દરેક વ્યકિતમાં એક ગુણનું પ્રાધાન્ય હોયછે તો બે ગુણ ગૌણ હોયજ. બ્રહ્માને વિશે રજો ગુણ પ્રાધાન્ય છે, પણ સત્વ તમ ગૌણ હોય છેજ. એકજ ગુણ કદી હોઈ ન શકે-વિષ્ણુ ને વિશે સત્વ પ્રાધાન્યછે તો રજ તમ ગૌણ છે. રૂદ્રમાં તમસ પ્રાધાન્ય મનાયછે તો સત્વરજ ગૌણ હોય છે. પછી તે કોઇમાં ન્યુનાધિક અંશે હોય, એ સ્વાભાવિકછે. પૃથ્વીમાં પૃથ્વી મુખ્યછે, પણ જળતેજ વાયુ આકાશ ગૌણ હોયછેજ. પૃથ્વીમાંથી જળ નિકળેછે,ગરમી છે,વાયુછે, પોલાણપણું છે. તેજ પ્રમાણે દરેક મુખ્યમાં અન્ય ગૌણ હોયછે. એ રીતે સઘળું વિશ્વ ત્રિગુણમયછે.

પ્રશ્ન. ૨૪— સર્વજગત સંવિત (ચૈતન્ય) મયજ છે, તો મુડદું કેમ ચેષ્ટા નથી કરતું?

ઉત્તર.— આપણા સંકલ્પથી સ્વપ્ન થયું, તેમાં અનેક પ્રાણી થાય છે, જીવેછે, મરેછે, જાયછે, તે બધું સંકલ્પ માત્રજછે— આપણું સંવિતછે.

તે સંવિત ચિદાકાશરૂપજ છે, તેજ રીતે બ્રહ્માના સંકલ્પથી આ સૃષ્ટિ થઈ-તે સંકલ્પનાંજ તરંગમે અને આ જગત છે. તે બ્રહ્માના સંકલ્પની રચના છે તેમાં જે જે નીતિ (તે સંકલ્પમાંજ) બંધાઈ છે, તે પ્રમાણે અમુક આટલોજ વખત જીવે; અમુક કાળે અમુક જગે દેહ છોડે, ઇત્યાદિ નીતિ બંધાયા પ્રમાણે તે સંકલ્પનાં પુતળાંનું થયું જાય છે. વાસ્તવમાં સંવિત રૂપજછે. મરવું જીવવું સર્વ સંકલ્પરૂપજછે.

**પ્રશ્ન ૨૫** — શશ શૃંગ અને વંધ્યાસુતવત્ આ જક્ત મિથ્યા છે, એમ કહ્યું. અને વળી ઝાંઝવાના જળ અને રજ્જુમાં સર્પ, સીપમાં રૂપું. એ બધું જે ભાસેછે, તેરીતે આ જક્ત મિથ્યા છે, એમ કહ્યું હવે પ્રથમનાં દ્રષ્ટાંતેતો બીલકુલ છેજ નહીં. એમથયું (જેમ,સસલાંનું સિંગડું અને વંઝાનો પુત્ર હોયજ નહીં તેવુંથયું.) અને બીજાં દ્રષ્ટાંતે કરીને તો ભાસેછે પણ મિથ્યાછે એમથયું.ત્યારે એનું શું કારણ — કઈ વાત માનવી?—ઊ— પ્રથમનાં દ્રષ્ટાંતે અજાતવાદરૂપે જે કહ્યું તે સત્ય કહ્યું —જક્ત છેજ નહીં તેનાં દ્રષ્ટાંત કહ્યાં. પણ તે જ્યારે અધિકારીને નહી સમજાયું અને બોલ્યોકે, મહારાજ ? આ દેખાયછે છતાં "છેજ નહી" એમ કેમ કહેવાય? ત્યારે વિવર્તવાદરૂપે કહ્યુંકે, જો દેખાય છે તે, જેમ ઝાંઝવાનાં જળ દેખાય છે તે વાસ્તવે છેજ નહીં, રજ્જુમાં સર્પ છેજનહીં સીપમાં રૂપું ભ્રાંતિથીજ દેખાય છે પણ છેજનહીં, એ રીતે વાસ્તવે નથી.

**પ્રશ્ન ૨૬**— બે સિદ્ધ પુરૂષો છે. તેમના સંકલ્પ સિદ્ધ થાયછે. હવે બ્રહ્મા જેકે સર્વથી શ્રેષ્ઠ સિદ્ધ પુરૂષ— સત્ય સંકલ્પ છે, તેણે આ સૃષ્ટિ છે તેને કદી તે એમ કહેશેકે, લયપામી જાવ, તો તે કદીનહીં બનશે. કેમકે તે બધા કરતાં અત્યંત વિશેષ સિદ્ધ સંકલ્પ તે બ્રહ્મા છે. પણ બે સિદ્ધમાંથી એક એમ કહેકે, આ વાડી છે ત્યાં નગર થાવ, અને બીજો કહેશેકે, આ વાડી વિશેષ ફળદ્રુપ થાવ(નગર નથાવ,તો કોનો સંકલ્પ સિદ્ધ થશે?-ઊ-જે વધારે તપસ્વી - વધારે પુરૂષાર્થી હશે તેના સંકલ્પ પ્રમાણે થશે.

**પ્રશ્ન૨૭**— શ્રી કૃષ્ણ કહેછેકે, સર્વને વિશે અંતર્યામિરૂપે હુંજ રહેલોછું. આખું શરીર મારું છે. સાધુ જનોને કષ્ટ પડેછે ત્યારે તેમનું રક્ષણ કરી અધર્મનો નાશ કરવા હુંજ લીલાતનુ ધારણ કરું છું. ત્યારે જો બધાં

શરીર પ્રભુનુંજ છે, અને તેમાં તે પ્રભુજ રહેલા છે, તો પ્રભુને સાધુ અને દુષ્ટ શા માટે હોય ? તેને તો પધરાજ મરેલા હોવા જોઇએ, અથવા તેણે એમ કરવુંજ શું કામ જોઇએ ! પ્રથમથીજ સઘળા સાધુ-સારાજ ઉત્પન્ન કરવા જોઇએ, તો પછી દુષ્ટના નાશ માટે લીલાતનુ નહીં લેવું પડે ?

ઉત્તર—શ્રીહરિ કહે છે કે—મારે વિષે ધર્મ, અધર્મ, સાધુ, અસાધુ એવું કંઇજ નથી. હું જન્મતો નથી, ને કર્મ કરતો નથી, પણ **परित्राणाय साधूनाम् विनाशाय च दुष्कृताम्** એવું જે કહ્યું તે કોની દ્રષ્ટિને લઇને કહ્યું છે તે સમજો. એ કથન અજ્ઞાનીની (તમારી) દ્રષ્ટિને લઇને છે; જ્ઞાનીની દ્રષ્ટિથી એ કહ્યુ નથી. જેમ દોરડી પડી હોય તે જોઇ સર્પ ભ્રમથી બાળક રડે છે ત્યારે તેનો બાપ "હત, હત" કહી હાથ ઠોકે છે, પછી બાળકને કહે છે. પછી બાળક સમજે છે ત્યારે પુછે છે કે સર્પ તો હતોજ નહીં ત્યારે બાપા તમે, હત હત કરીને હાથ તથા લાકડી શા માટે ઠોકેલાં બાપ હવે શું કહે ! ઉત્તર કહેછે કે, ભાઇ! તારોભય મટાડવા(ઠોકેલાં) તેમ તમે અને લોકો એવું કહ્યા કરોછો કે, પરમેશ્વર હમારૂં રક્ષણકરો, અમુક દુષ્ટ દુઃખદેછે તેનો નાશકરો. તેથી તે તમારા બધાના સંકલ્પથીજ લીલાતનુ પ્રકટ કરવું પડેછે. જેમ, જાગ્રતના દ્રઢ સંકલ્પથી સ્વપ્ન થાય છે. તેમાં જાગ્રતમાં સ્ત્રીનો કે વાઘનો દ્રઢ સંકલ્પ થયેલો હોય તે સ્વપ્નમાં સ્ત્રી અથવા વાઘ થઇને (તે સંકલ્પ) પ્રતીત થાય છે. એ તમારોજ સંકલ્પ છે. તેરીતે હું પ્રકટ થાઉંછું.

૨૮ પ્રશ્ન—ભક્ત-જ્ઞાનીની મુક્તિ થાય, અને બીજાની ન થાય એનું કારણ શું ?

ઉત્તર—આપણને ટાઢવાય છતાં ઘરમાં બેસી રહીએ, વળી વસ્ત્ર કે અગ્નિને પાસે રાખીએ પણ નહીં, અને બુમ પાડીએ કે પેલા બીજા લોકોને સૂર્ય તડકો દે છે, ને હમને નથી આપતો, તો શું એ મુર્ખતા નથી ? એવું કહેનારમાંજ દોષ છે, સુર્યનો દોષ નથી. સૂર્ય કિ સામો જાય ઘરથી બહાર નિકળે-તડકે જાય અથવા વસ્ત્ર લાવી ઓઢે, અગર અગ્નિનુ શરણુ લે, તો સૂર્ય તડકો દે છેજ, વસ્ત્ર ગરમી આપશેજ, અગ્નિ ટાઢ હોડશેજ તેમ, જે ઇશ્વર સામુ જાય-પ્રભુનો આશ્રય લે, શમ દમ વિવેક વૈરાગ્યાદિ સાધનરૂપ વસ્ત્ર ઓઢે તો (તેની ટાઢ જશેજ—અર્થાત્) જન્મ મર્ણમાં ભય ટળી શાંતિ થશેજ. સુર્ય કંઇ તેની સામે તેના ઘરમાં જાય

ટાઢ નહી કાઢે. સૂર્યને કોઈ વહાલુ અળખામણુ નથી. તેમ, ઇશ્વરને કોઈ પ્રીય કે અપ્રીય નથી. પુરૂષાર્થ કરીને સાધન સંપન્ન થઈ જે તેને શરણે જાય છે તેના ત્રણે તાપ મટાડે છે . વાસ્તવે તો ઇશ્વર, ગુરૂ કે શાસ્ત્ર, કોઇ મુક્તિ આપતુ નથી, પણ આત્મજ્ઞાનજ મુક્તિ આપે છે પણ તેને માટે ઇશ્વરની કૃપા થાય તો ગુરૂ અને શાસ્ત્ર દ્વારા તે પ્રાપ્ત થાય છે, માટે ઇશ્વરની કૃપા મેળવવા તેનું શર્ણું લેવું જરૂરનું છે.

૨૯ પ્રશ્ન—પગ અથવા હાથ ભાંગવા વગેરેથી હરકોઈ શારિરીક વ્યાધિને લીધે, અને મનની અનેક ચિંતા આદિથી, અર્થાત આધિથી અને વ્યાધિથી જે કંઈ દુઃખનું ભાન થાય છે તેને સુખ માનવુ કે દુઃખ માનવુ?

* ઉત્તર—સુખ અને દુખ બેઉ ઉપાધી છે. પોતાનાં સત્સ્વરૂપ–આત્મા ને વિષે એ કલ્પિત સુખ અને દુખ કાંઇ નથી. સ્વરૂપ તો (આપણુ) કેવળ અખંડ સુખરૂપજ છે. કોઈ અન્ય મનુષ્યાદિ પ્રાણીને એવુ કંઈ દુખ થતું જોઇને તેના ઉપર દયા દ્રષ્ટિથી (અથવા સ્નેહ ભાવથી) તેને સારૂં કરવા તેનું દુખ મટાડવા ઔષધોપચાર આપણે કરીએ છીએ, તેજ રીતે આપણા પગ હાથને સારા કરવા મલમપટા ઔષધ તથા ચિંતાને હઠાવી કાઢવા સારૂ વિવેક વૈરાગ્ય વગેરેના વિચારરૂપ ઉપદેશનો પ્રયોગ કરવો. બીજા મનુષ્યાદિને જેમ ઔષધ વગેરે કરી સુખનું ભાન કરાવવા પ્રવૃત્તિરૂપ પ્રયત્ન કરીએ તેરીતે (આપણાં મનાતાં) શરીરને કરવું સ્વરૂપે તો પોતે પરમાનંદમય છેજ; સુખ અને દુ:ખ મનનીજ કલ્પના છે સુખ માનવામાં આવ્યું હોય તેજ દુઃખનુ, અને દુખ માન્યુ હોયતે સુખનુ કારણ ઘણીવાર થાય છે.

પ્રશ્ન ૩૦— કાનમાં આંગળી ડાખી એકાંત બેસીને સ્થિર ચિત્તથી સાંભળીએ છીએ તો અંતરમાં સુસવાટાનો– ઘુઘરા વાગતા હોય તેવો વગેરે શબ્દ – નાદ સંભળાય છે, એ શું હશે? — ઊ– – આખા શરીરમાં રગેરગે (દરેક નાડીઓ – સ્નાયુઓ વગેરેમાં) લોહીનું ફરવું થાય છે ( circulation of blood ) તેનાથી સુસવાટા – અવાજ થાયછે. તે લોહીના વેગથી ફરવાના અવાજમાં શબ્દ શું હોય ? કાનમાં આંગળી ડાખી, પદ્માસનાદિથી બેસીને, એકાગ્રમન કરીને જુવો, એમ કહી ગુરૂ એવુ કર્તવ્ય સુચવે છે, તેનો આશય હેતુ માત્ર વૃત્તિને એકાગ્ર કરી જ્યાં સ્થિર રાખીને જેવું કલ્પીએ તેવું ભાસેછે; કેમકે વૃત્તિમાં રહેલો ચૈતન્યનો

જે પ્રકાશ છે તે એક સ્થળે એકઠો થઇ વિજળી જેવા ચમકારા વગેરે પ્રકાશાદિક ભાસે છે. તાત્પર્ય એજ કે, વૃતિને એકાગ્ર કરવાનું એક સાધન છે : એ લોહીનું ફરવું થાય તેથી શબ્દ—અવાજ—નાદ થાય તેમાં શું શબ્દ—એ શું શબ્દ કહેવો વારૂ ? ! પાણીનો વેગ જોરથી વહ્યો જાય તેનો જે ધ્વનિ થાય, તેમાં શું શબ્દ કહેવો ? ! તે પ્રમાણે છે. ( છતાં, ૐ અથવા સોઽહં એવો શબ્દ થાય છે, એમ કહીને તેમાં લક્ષ સ્થાપી રહી, પછી સો અને હંની સંધીમાં—વર્તમાન કાળમાં જ્યાં નિર્વિકલ્પ અવસ્થા છે તેમાં ધ્યાન—ચિત્ત રાખવાને ઉપદેશે છે તે માત્ર પોતાનો સત્ય નિર્વિકલ્પ વ્યાપક બ્રહ્મ સ્વરૂપમાં સ્થિતી થવાના અભ્યાસ રૂપ અહંગ્રહ ઉપાસનાનો ક્રમ દર્શાવવામાં આવે છે. )

+ વિચાર શક્તિ વડે આપણે વિચાર કરીએ છીએ. તે વિચાર શક્તિ—જ્ઞાનતંત્ર મગજમાં છે, જ્યારે પાંચે ભૂતોનાં તત્વો નબળાં પડી જાય છે ત્યારે વિચાર શક્તિ ઘટી જાય છે, અને વિચાર શૂન્ય થવાય છે, ત્યારે સનેપાત વગેરે થાય છે. જેવી રીતે આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી ઔષધી અન્ન વગેરેની ક્રમથી ઉત્પતિ કહી છે, તેજ ક્રમથી લય થાય છે. અર્થાત્ અન્નાદિનો પૃથ્વીમાં, પૃથ્વીનો જળમાં. જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં લય થાય છે. તે શું છે કે, જ્યારે શરદી ખૂબ થઇ જાય છે ત્યારે પૃથ્વી તત્વ તેમાં ગળી જાય છે. એમ પણ કહેવાય છે કે મગજ ( બ્રહ્માંડ ) માંથી અમૃત રસ ઝરપે છે તે બંધ પડી જાય તો, મહા પ્રલયમાં જેમ સઘળું જળમય થઇ રહે છે તેમ, શરદી વ્યાપી જાય છે અને દેહ છુટી જાય છે. પછી, જળમાં વડવાનળ અગ્નિ રહે છે તે પ્રકટ થઇ જળને શોષી લે છે તેમ, જોરમાં શ્વાસ વેહેવા માંડે છે. તે જોસ્સાથી નિકળતા અગ્નિના સુસવાટાની ઉષ્ણતાથી શોષણ થઇ જાય છે; અને શ્વાસવાયુ વહ્યો જાય છે. પછી, ધીમે રહીને પાછળથી જેમ રાજાની સ્વારી આવે છે તેમ, નાભીએથી સૂક્ષ્મ પ્રાણ વાયુની સ્વારી નિકળી આવે છે; તે વાયુના શ્વાસમાં સઉ શોષણ થઇ જઇ સૂક્ષ્મ પ્રાણ ફડુક દઇને ( ઝટવારમાં ) નિકળી જાય છે. તે

---

* ઉપલા બે પ્રશ્નના ઉત્તર શ્રીમત્ નૃસિંહાચાર્યથી અપાયલા, છે. + વિશેષ વિવેચનરૂપ ખુલાસો શ્રીમત્ નૃસિંહ ભગવાને કરેલો તથા આકાશથી આશું ચાલ્યું તે શું તે વિશે વ્યાખ્યાન રૂપ કથન કરેલું તે ઉપદેશામૃત પ્રવાહનું ચિત્ર પણ આ સ્થળેજ આલેખ્યું છે (અજ્ઞાનનું કારણ શું—ત્યાં સુધી.)

આકાશમાં કયાં જતો હશે, એ વિચિત્રતા શાસ્ત્ર અને ગુરૂ ગમ્ય છે. જ્ઞાનીના પ્રાણો ત્યાં અંતરમાંજ સમાઈ જાય છે. કેમકે તે અભેદ બ્રહ્મરૂપે થવાથી કોઇ વાસના તેની રહેલી ન હોવાથી તેના ભાવી જન્મનો અભાવ શ્રુતિ સિદ્ધ છે.

આકાશમાં વાયુ કયાં હશે? એ શોધવાની જરૂર નથી. જ્યાં પોલાણુ ત્યાં બધેજ વાયુ ભરેલો છે, તે સમરૂપે છે, તેને વિશેષ રૂપે જોવા જાણવા સારૂ પંખો હલાવતાં તરત માલમ પડે છે. નાભિમાં સૂક્ષ્મ પ્રાણનો અંકુર, અને મધ્યમાં બરાબર જોરમાં વહેતો લાગે છે, અને અંતમાં ઘણો સુક્ષ્મ હોય છે. તેમ, ઊંચે આકાશમાં ઊર્ધ્વ ભાગમાં સુક્ષ્મ, મધ્યમાં આ પ્રત્યક્ષ વિશેષ વહેતો જણાય, અને પૃથ્વી ખોદતાં તળીએ સુક્ષ્મ વાયુ હોય છે. એ આકાશમાં વાયુ જ્યારે નિસ્પંદ થઇ રહે છે, ત્યારે ઘન આકાશ રહે છે. એવાં ઘન આકાશવત્ વૃતિઓને કરવી. પછી કહે છે કે, એવાં ઘન આકાશથી આધું—"આકાશથી આધું ચાલવું," તે શું? અર્થાત્, એતો ભૂતાકાશ રૂપ આ જગત—દૃશ્ય સંસાર છે તે મનોમય જાણી, તે ચિત્તાકાશને ભેદી તેના સાક્ષી—પ્રકાશક ચૈતન્ય રૂપ ચિદાકાશમાં જઈ સમવું—શુદ્ધચૈતન્ય સ્વરૂપે તદ્રુપ થઈ અહંમમત રૂપ મનપણાને ઓગાળી નાખવું—તે સત્સ્વરૂપમાં ગળી જવું—અભેદપણાને પામી જવું. એજ શેષશાયી નારાયણ ભગવાન પોતેજ થયો. શેષ જે આકાશ છે તેમાં શયન કીધું એટલે ઘનરૂપે—પૂર્ણપણે વ્યાપ્ત છે એમ પરબ્રહ્મરૂપે પોતાને જાણી શાંત સુખરૂપે થઈ રહેવું તે.

આકાશથી પ્રથમજ ઉત્પન્ન થનાર વાયુ છે, તેથી વાયુને કેટલાક આદ્યપુરૂષ કહે છે. આકાશાદિ જગત ત્રિગુણાત્મક છે, તે મિશ્રણોના અનેક પ્રકારથી વિચિત્ર છે. જેમ લાલ અને શ્વેતરંગ મળવાથી, એક નવોજ એવો ગુલાબી રંગ થાય છે. તેમજ શ્વેત પીળો, લાલ લીલો, કાળો લાલ, લીલો પીળો વગેરે, અનેક એવા બેરંગના, ત્રણ રંગનાં, અને વધારે રંગનાં મિશ્રણથી અનેક તરેહ તરેહના વિચિત્ર રંગો થાય છે. તેમ, સત્વ અને તમ, સત્વ અને રજ, તમ અને રજ, સત્વ તમ અને રજ ઇત્યાદિ બેબેના અથવા ત્રણના ન્યુનાધિકઅંશે અનેક પ્રકારના યોગથી જુદી જુદી વિચિત્રતા ભાસે છે-કાબરચિતરૂં જગત ભાસે છે. બ્રહ્મ અખંડ અનાદિસિદ્ધ જ્યારનું છે ત્યારનું, એ યોગ અને અનંતશક્તિ—ત્રિગુણાત્મક પ્રકૃતિ વગેરે જે સ્વાભાવિક છે, તે પણ છે. કોઇ જગતની ઉત્પત્તિ અંગિકાર કરવાની નથી, અદ્વૈત બ્રહ્મજ છે.

આકાશથી આખુ ચાલવું એટલે અંતરાલયમાંજ—ભ્રાંતિજન્ય આ દૃશ્યમાંજ અથડામણ કરવું નહી. જેમ છે એમ જાણીને, એટલે સઘળી ભ્રાંતિને, મિથ્યા છે એમ ખાત્રી પૂર્વક, જાણીને પોતે નિજ સ્વરૂપે રહે, અને નિભ્રાન્તિ બની આકાશનાં અંતરાલયથી આઘો—આગળ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપમાં લય થઈ જાય, તેને એ અંતરાલયની ભ્રાંતિમાં ભટકવાનું છુટે—મટી જાય છે.

કોઈ અનંત બ્રહ્માંડ કહે છે, કોઇ ૨૧ કહે છે, કોઇ ૧૮ કહે છે, કોઇ ૭ અને કોઇ ૩ કહે છે. તે બધું ઠીક છે—બધું ખરૂં છે. અપાર અનંત અંતરાલયમાં જેવી કલ્પના કરો તેવી ભાસશે. આતસબાજી સળગાવી મુકવાને હાથી ઘોડા રથ વગેરે બનાવ્યાં. તેમાં હાથીની સુંઢ વાંકી કેમ છે, ને ઘોડાના પગ આવા કેમ છે, એવી નકામી દલીલોની જરૂર નથી; કેમકે ક્ષણ પછી બધું ઉડી જવાનુંજ છે. તેમ, જગતની ઉત્પત્તિ આમ કેમ કહી અને તેમ શા માટે કહી, તેમજ ૨૧ કેમ કહ્યાં અને ૧૪ કેમ ન કહ્યાં, એવા તર્કની જરૂર નથી. કેમકે જ્ઞાનાગ્નિ લાગતાં કશું રહેવાનું નથી. બધું મિથ્યા સમજવાથી ઉડી જવાનું છે, તો પછી નકામી મગજ મારી કરી શ્વાસાનો ખર્ચ શા માટે કરી નાખવો !? **वृत्तिमाँ दारू विकारे** ૦

**૩૧ પ્રશ્ન**—આપે કહ્યું કે તત્વો નબળાં પડી જવાથી મૃત્યુનો સંભવ છે, પણ કોઇને એકદમ બધાં તત્વો નબળાં પડી મરી જાય છે, ત્યારે અનુક્રમે ભુતોનો લય એને શી રીતે થયો કહેવાય?—ઉ૦—એકદમ ઝબક દઇને ભડકો થઇ ઉઠે છે ત્યારે મધ કે ઘી પાતળું થઈ જઈ ટપકી ગળી પડે છે, તેમ એવો અગ્નિનો જોસ્સો એકદમ થવાથી તુરત બધાં તત્વો નબળાં પડી જઈ તત્કાળ પ્રાણ જાય છે.

કર્મની ગતિ બહુ ગહન છે. તેથી ફળ-પ્રદાતાની સત્તા પ્રમાણે કોનાં કેવાં કર્મનું કેવું ફળ કઇ વખતે કેવી રીતે મળશે તે જાણવું શક્ય નથી, તેમ તેનાથી કંઇ લાભ નથી. પ્રત્યેક વ્યક્તિએ પોતાનાં અજરામર અખંડ જ્ઞાનમય આનંદઘન બ્રહ્માત્મૈક્યને અનુભવી તેમાં સમી જવું એજ ઇષ્ટ કર્તવ્ય છે.

**૩૨ પ્રશ્ન**—મુવેલાં સંબંધી પાછળ મુછ આપવાનું કારણ શું?

**ઉત્તર**—મુછ જે છે તે એક અભિમાન દર્શાવવાનું સ્થાન છે. અમુક વ્યક્તિ પોતાની મહત્તા-શ્રેષ્ઠતા બતાવવાને મુછ પર હાથ રાખી કહે છે કે, હું હતો તો આમ થયું, અથવા જોજે કાલે આવી રીતે

કરીને કેની. હું તને બતાવું ત્યારે ખરો, વગેરે. તેથી સુતક કાઢયું; એટલે સારી તક કાઢી લીધી. અર્થાત, માઠી તક જે અજ્ઞાનરૂપ અહંવૃત્તિ તેને કાઢી નાખી (મુછ મુંડાવી) અને વૈરાગ્યવાન થઈ બ્રહ્માનંદમાં મગ્ન થયું. ઉપરથી જે અહંવૃત્તિ—અભિમાન સુચક મુછ હતી તેને કાઢી નાખી, અને પરમાનંદ ભોગરૂપ સુતક—સારીતક—આનંદ જે નચે—તળીએ હતો તેને શોધી કાઢયો. અર્થાત્ અહંભાવને દુર કાઢી, તેની તળે અહં પહેલાંનો જે વર્તમાન કાળનો જ્ઞાતા—ચિન્માત્ર સત્તા છે તેમાં સમાવી તે સ્વરૂપના આનંદનો ભોગવટો લેવો, એ હેતુ છે.

૩૩ **પ્રશ્ન**—શાસ્ત્રમાં કોઈ ઠેકાણે કહ્યું છે કે, **અપુત્રસ્ય ગતિર્નાસ્તિ** એટલે પુત્ર વગરનાની ઉત્તમ ગતિ થતી નથી. એમાં શું હેતુ છે?

**ઉત્તર**—એ કથન તો યથાર્થ છે, પણ સ્થૂળ બુદ્ધિથી લોકો સમજતા હોય તેમ નથી. એનો આશય બહુ ઉત્તમ છે. બ્રહ્માત્મૈકયના યથાર્થ અનુભવરૂપ પુત્ર જ્યાં સુધી મનુષ્યને થાય નહીં, ત્યાં સુધી મોક્ષરૂપ સર્વોત્તમ ગતિ પણ પ્રાપ્ત થતી નથી. **ऋतेज्ञानान्नमुक्तिः ॥ ज्ञानादेव हि मुक्तिस्यात् ॥** અર્થાત, જ્ઞાન રૂપ પુત્ર થયા વગર મોક્ષ નથી. આ સંસારના ભૌતિક શરીરવાળા પુત્રો જે કે કેવળ સ્વાર્થ પરાયણ અને કચનીજ લાલસાવાળા હોય છે તેઓ શું ગતિ—મોક્ષ કરશે વારૂ?! બીજા કોઈ સુજ્ઞ પુત્રો હશે તો તે પિંડદાન કરશે તો તેથી તો બાપને જન્મ લેવો પડશે: અને કદાપિ બાપ જો જ્ઞાન સંપન્ન થઈ મોક્ષ પામ્યો હોય તો તે છોકરાને ગતિ કરવાની રહેતીજ નથી. વળી કુપુત્ર થાય તો એકોતેર પેઢી બોળે છે એમ કહેવાય છે. અર્થાત, જો એકોતેર હોય, તો શું બધા થઈ ગયલા (૭૧) શું બેસાડી મુકયા હશે!! કે, તેને બોળે! અને શામાં બોળે! નદીમાં કે દરીઆમાં?! પણ એ વાકય સત્ય છે, માત્ર સમજણ ઉલટી થઇ પડી છે. કુપુત્ર પોતાના બાપની એકોતેર પેઢીને ડુબાવે છે, એટલે, પોતાના બાપ પછીની (ઉત્તરની) જે પેઢી, તે પોતેજ, તે પોતેજ સંસાર સમુંદ્રમાં ડુબે. અજ્ઞાન અને જ્ઞાન (માયા, અવિદ્યારૂપ) બે પુત્ર છે. તેમાં સુપુત્ર જે જ્ઞાન છે તે ભેગા રહેવું, અને અજ્ઞાન રૂપ કુપુત્ર છે તે પણ છે તો આપણો તેથી નાશ તો તેનો થઇ શકતો નથી, ત્યારે તેનાથી દુર રહેવું, અથવા આપણાથી તેને દુર રાખવો, અર્થાત અજ્ઞાનની નિવૃત્તિ કરવી. કેમકે જ્ઞાન અને અજ્ઞાન બેઉ એક મહામાયાની શાખા સહજ સ્વાભાવિક અનાદિ છે તે ભલે રહે, પણ આપણે તો સ્વરૂપે રહેવું, પછી બેઉ પુત્રો ભલે તેમનાં કામ કર્યા કરે.

એમ સ્વરૂપે સ્થિત રહેનારને પુત્રોનું કશુંજ પ્રયોજન રહ્યું નહિ. સ્વયં સુખે રહો. તો પછી પુત્રો શું ગતિ કરવાના?! ગતિ—મોક્ષ તો બ્રહ્માત્મૈક્ય અનુભવ પુત્રથીજ સંભવે છે. શુકદેવ, નરસિંહ મેહેતા, ભીષ્મ, શંકરાચાર્ય, વગેરે સમર્થ અનુભવી મહાત્માને પુત્રો ક્યાં હતા! શું તેમની ગતિ નથી થઇ કે? અરે, તેવા મહાત્માઓનો તો કૈવલ્ય મોક્ષ થયો એટલુંજ નહિં પણ તેઓતો બીજા અનેકનો મોક્ષ કરી ગયા. માટે અનુભવ પુત્ર પ્રકટાવો, તો ગતિ થશેજ.

૩૪ પ્રશ્ન—અજ્ઞાનનું કારણ શું?

ઉત્તર—અજ્ઞાન થયુંજ નથી, તો પછી તેનું કારણ શું હોય! બ્રહ્મ છે ત્યારથીજ માયા—અજ્ઞાન છે અને તેથીજ માયાને સત્યા એવી પણ સંજ્ઞા આપી છે. એ સહજ સ્વાભાવિક શક્તિ છે. શક્તિ પતિથી શક્તિ ભિન્ન હોય નહિ. વાસ્તવેતો બ્રહ્મજ છે, અન્ય કંઇ નથી. **નેહનાનાસ્તિ કિંચન.** મન અથવા વૃત્તિ એનું શું? એવો જ્ઞાતાએ અંતરમાં પ્રથમ વિચાર કીધો. અને સમતાં સમતાં અંદર ઉતરતાં જોયું કે, આશ્ચર્ય, સ્હેજ ચમત્કાર-સ્ફુર્ણું—જરા સ્ફુરતું જાણે કે- આ—તે પાછું સમાવી દીધું તો કંઇ નથી. વાસના—સ્ફુર્ણું રહિત નિર્વિકલ્પ શાંત પદે સ્થિતી, એજ સુખ છે.

૩૫ પ્રશ્ન—અઢાર પુરાણ છે, તેના કર્તા વેદ વ્યાસ કહેવાય છે, છતાં વિષ્ણુ પુરાણમાં વિષ્ણુથીજ ઉત્પત્તિ અને તેજ સર્વોપરી દેવ છે એમ કહ્યું. ગણપતિ પુરાણમાં ગણપતિનેજ શ્રેષ્ઠત્વ આપ્યું. શિવ પુરાણમાં શિવનીજ શ્રેષ્ઠતા વર્ણવી, ભગવતી ભાગવતમાં દેવીનુંજ સર્વથી શ્રેષ્ઠત્વ બતાવ્યું. સુર્ય પુરાણમાં સુર્યનેજ સર્વનું કારણ કહ્યું. મત્સ કચ્છ વરાહ નારસિંહાદિ પુરાણોમાં તે તે દેવને મોટા-મુખ્ય વર્ણવ્યા. એનુ કારણ શુ? એકજ ઇશ્વર જો આ વિશ્વ સૃજનાર પાળક અને સંહાર કર્તા હોય તો આવી રીતે લોકોને ભ્રાંતિમાં નાખ્યા જેવું શા માટે કીધું?—શ્રી-ભાગવત, ભારત સર્વ પુરાણો, ઉપપુરાણો વગેરેનો તાત્પર્ય-પરિણામી અંતર ગર્ભિત ભાવ તો, વેદ ઉપનિષદ ગીતાના સિદ્ધાંતાનુસાર, એકજ સર્વાંતર્યામી સર્વ વ્યાપક પરમ પુરૂષ પરમાત્માને વિશે વાળી અદ્વૈત નિશ્ચય કરાવવાનો છે, દરેક પુરાણાદિમાં જે એકજ દેવ અથવા દેવીનું મહાત્મ્ય વર્ણવ્યુ છે તેથી એટલું તો સિદ્ધ થાય છેજ કે, જે તે એકજ છે. પણ તે ભિન્ન ભિન્ન વર્ણવવામાં હેતુ એજ જણાય છે કે, કોઇને જરરી ભાવતી હોય

તેને શ્રીખંડ કે બાસુદીથી ઇષ્ટ તૃપ્તિ થાય નહી. અને જેને શ્રીખંડ કે બાસુદી કે શીરો અગર કંસાર જે ભાવતું હોય તેને તેની ભાવતી વસ્તુ શિવાય બીજું કંઇ મળે તો ખાય નહી, તેથી ભૂખ્યો રહી પીડા પામે. અર્થાત્–તેમ, એક દેવની યથા રૂચિ ગમે તેની ઉપાસના કરી નીતિથી, વર્તન કરી ક્રમથી ચઢતે અધિકાર પ્રાપ્ત થતાં પરમાત્મ પુરૂષમાં પ્રીતિવાળો થશે, એવો સંભવ વિચારી તે રીતે વર્ણવ્યું. કેમકે હરિરેવ જગત જગદેવ હરિ: પ્રભુજ સર્વ વિશ્વરૂપે છે. બીજું કોઇ નથી, એ ઉચ્ચ ભૂમિકાનું જ્ઞાન એકદમ જેને સમજાતું નથી તેવા અનધિકારી વિષયા સકત લોકોને ભટકણ દુઃખથી બચાવી ધીમેધીમે ઉન્નતિ ક્રમ ઉપર લાવવા લોકોની ભિન્ન ભિન્ન રૂચી જોઇને, તેને અનુસરી બુદ્ધિનો ઉપયોગ કીધો છે. જે સ્થાને જે દેવ શ્રેષ્ઠ કહવા છે તે આત્મ દ્રષ્ટીએ લઇને કહ્યું છે. સમ સર્વત્ર વ્યાપક આત્માની દ્રષ્ટી અંગિકાર કીધા શિવાય ઉપાધિરૂપ શરીર જે કે ત્રણ ગુણમયજ હોય, તેમાં તો શ્રેષ્ઠત્વ સંભવતું નથી. વળી તે દેવોનાભક્ત માટે ધરેલાં પ્રતીત થતાં લીલાતનુઓ સંકલ્પમાત્ર–જ્ઞાનરૂપ હોય છે, છતાં તેમની સ્તુતિ કરાય છે તે સર્વરૂપે–બ્રહ્મરૂપે કરવામાં આવે છે, તે ઉપરથી પણ સ્પષ્ટ જણાશે કે આત્મ દ્રષ્ટીએજ કહ્યું છે. માત્ર મંદ અધિકારી વિષયો તરફ વહી ન જાય તેને માટે બહુ ગંભિર વિચારથી એ પુરાણાદિ કરવા રૂપ તે સમર્થ મહાત્મા ભગવાન વેદ વ્યાસનો શ્રમ સફળ છે.

૩૬ પ્રશ્ન—પુષ્ટિ માર્ગનાં અને બીજાં કેટલાંક મંદીરોમાં હોળીમાં રંગ ગુલાલથી હોળી ખેલવાના, હીંડોળા પારણા, બંગલા, બાગ, ફાગ, શેઠની, શૃંગાર, વગેરે ઠાઠમાઠ બહુ વધી પડેલું જણાય છે, તેથી શું નીતિના ભંગનો સંભવ નથી?

ઉત્તર.—બાળક છોકરાંને કવીનાઇનિ ખવાડતાં બહુ રડી તોફાન કરે છે, કેમકે કડવું લાગે છે તે બહુ દુઃખ–કંટાળો ઉપજાવે છે, ત્યારે શું કરવું! તાવ ઉડાવવા (આરોગ્ય લાવવા) ખવાડવું તો જોઇએજ. તેથી સમર્થ વલ્લભાચાર્ય જેવા મહાપુરૂષ આચાર્યવરે તેવા અજ્ઞાન બાળકરૂપ મનુષ્યોમાં પ્રેમ ભક્તિ પ્રકટાવવા સારૂ બહુ સરળ અને રૂચિપ્રદ સુખદ યુક્તિ કરી છે. ખાંડ ગળી લાગવાથી છોકરાં હોંશે ખાઇ જાય

છે તેથી ક્વીનાઇનને વચમાં છુપાવી-ખાલીને આસપાસ ખાંડની ચાસણીથી લપેટીને ગોળીઓ કરી તે બાળકને ખવાડતાં હોંસે હોંસે માંગીને ખાવા માંડી. અને તાવ ધીમે ધીમે જતાં. બાળક આરોગ્ય થવા માંડ્યુ. તેજ રીતે પાંચે વિષયોની ( શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધની ) લાલસાથી લપેટીને ગુપ્ત પ્રેમ લક્ષણા ભક્તિનો ઉપદેશ આપ્યો. તેથી બાળકો દોડી આવ્યાં. અને તે ચિત્તમાં ધારણ કરવા લાગ્યાં; તેથી ભગવત કથા ઉપર, ઇષ્ટ પ્રભુની સેવા પુજામાં, બ્રાહ્મણ ગુરૂ વગેરે ઉપર, પ્રેમ લાગવાથી અનીતિથી દૂર ખસતાં ખસતાં પ્રભુમાં-એકમાં આવી ઠરવા લાગ્યા, ત્યારે સુખી થયાં.

હાકોરજી-પ્રભુને માટે અમુક સામગ્રી કરવી છે, અમુક લાવવું છે, ઉપોશણ કરવાં છે, માળા ફેરવવી-ધ્યાન દાન સ્નાનાદિ કરવાં છે, વગેરેમાં અહર્નિશ રોકાયલા રહી, અમુક અંશે શમદમાદિ સાધન સંપત્તિ મેળવવા લાગ્યા. પરંતુ એટલે દરજ્જે સમજણવાળાં થઇને જે બાળકો વિષયાસકત બન્યા રહી ઉપલી ખાંડજ ખાઈ જાય અને ક્વીનાઇન પડ્યુ મુકે-થુંકી નાખે, તો તેને કમી થાય-સસણી થાય-તાવ છુટે નહી અને દુઃખ મટે નહી, તેમ ઉપલા દાડનેજ બાઝી પડે, ભકિત પ્રેમ શ્રદ્ધાને પોતાનામાં પેંસવાજ નહી દે, અનેઅવળે માર્ગે વહી જઇ વિષયોની મોજ મઝામાજ ફસાઈ રહે, તો તેના અધ્યાત્મ અધિભુતાદિ તાપ મટે નહી, માંદગી ઘટે નહીં, અને ભાવટવિ ભ્રમણ છુટે નહી. અશુભ અયોગ્ય કર્મો વધી જઇ જાદે દુખી થાય છે. તેમાં મૂળ સુજ્ઞ પરોપકારી આચાર્ય ભગવાનનો શું દોષ ? કાંઇજ નહી.

૩૭ પ્રશ્ન.—પ્રાણાયામ શી રીતે કરવો ? ( જેથી ઐહિક પારમાર્થિક ઉન્નતિ થઇ શકે ).

ઉત્તર—દરેક પ્રાણીના શ્વાસ અને પ્રશ્વાસ, જે અંદર આવે છે અને બહાર જાય છે, તે દરેક શ્વાસોશ્વાસમા જે અનેક પરમાણુઓ રહેલા છે, તે દરેક પરમાણુ ( Particle )માં પંચભુત, ચૈતન્ય, અને કલ્પના અથવા જ્ઞાન રહેલાં છે. જેવા ગુણ મિશ્રણનું જે પ્રાણી હોય તેવા પરમાણુઓ તેના શ્વાસોશ્વાસમાં રહેલા હોય છે. સાત્વિક હોય તો સાત્વિક હોય. રાજસ તામસ હોય તો તેવા હોય. તેની સંગત કરનારના શ્વાસો શ્વાસ દ્વારા-એક એકના શ્વાસો શ્વાસથી નિકળેલા પરમાણુ પરસ્પરના શ્વાસ સાથે મળી જઇ, તે મગજ ( Brain )માં જઇને ત્યાં

વે તેવું કામ કરવા માંડે છે. માટેજ સદા જ્ઞાની મહાત્માનોજ સંગ સેવ્ય ગણ્યો છે. જો સારા પુરૂષની સંગતી હોય તો તેના શ્વાસોશ્વાસના પરમાણુઓ આપણા શ્વાસદ્વારા મગજમાં જઈ આપણી બુદ્ધિને નિર્મળ કરે છે. અને નબળાની સંગતથી નબળા પરમાણુનો સગ્રહ થઈ તેવી (નબળી) બુદ્ધિ કરે છે. માટે સત્પુરૂષોની સંગતિથી ઉત્તમ પરમાણુનો સંગ્રહ કરવો—પોતાનામાં ભરવા, એને પુરક કહે છે. એવો પૂરક કરવો.

અને આપણી બુદ્ધિ—મગજમાં જે નબળા વિચારોના પરમાણુ હોય તેને કાઢી નાખવા, તેને રેચક કહે છે. એવો રેચક કરવો.

અને સારા પરમાણુનો, સત્સંગથી જે સંગ્રહ આપણે કીધો હોય તેને કુંભમાં જેમ જળ રોકી રાખ્યું હોય છે તેમ, રોક રાખી દૃઢ કરવો તેને કુંભક પ્રાણાયામ કહે છે. એ રીતે પૂરક કુંભક રેચક પ્રાણાયામથી કેવળ નિર્મળ ભ્રમછેદક આત્મસુખપ્રદ ઉત્તમ પરમાણુનું આપણી બુદ્ધિમાં સંસ્થાપન કરવાથી, આરોગ્ય બલ તેજ જ્ઞાન વૃદ્ધિ પામી મોક્ષપદ પ્રાપ્ત થાય છે.—ઐહિક પારમાર્થિક ઉભય હિત સધાય છે.

૩૮ પ્રશ્ન—એક વખતે મુનિ યાજ્ઞવલ્કય જ્યારે જનક રાજાની સભામાં આવ્યા ત્યારે હજારો મનુષ્ય જે ત્યાં બેઠાં હતાં તે ઉઠી ઉભાં થયાં—ઉત્થાન રૂપ સન્માન કીધું. તે જોઇ રાજા સામો જઈ પગે લાગી સત્કાર કરી લાવી સિંહાસને બેસાડી હાથ જોડી ઉભો રહી સવિનય પ્રશ્ન કરવા લાગ્યો કે, ભગવન્! આપનામાં એવું શું વિશેષ છે કે આપ એકને માટે બધા ઉભા થયા?

ઉત્તર—મુનિ કહે છે કે, અરે ભાઇ! મારામાં તો કાંઇ નથી, પણ એ ક્ષમાનું ફળ છે. ક્ષમાને લીધે આવી પ્રવૃતિ થઇ છે.

૩૯ પ્રશ્ન—જો જગત મિથ્યા છે, અને આત્મ જ્ઞાનથીજ મોક્ષ છે, તો સ્વર્ગકામો યજેત એમ શ્રુતિએ શા માટે કહ્યું? એવી લાલચથી તો ઉલટી જન્મ મર્ણની વૃદ્ધિ કરવા સુચવ્યું. ૧-ઉ.—એક બાળકને મટોડી જ્યાંથી ત્યાંથી લઇ ખોદી ખણી ખાવાની ટેવ પડી ગયેલી, તેથી ભયંકર

રોગના ભયથી તેને એક વિવેકી વૈદરાજ પાસે લઇ ગયા. તેણે જોયું કે એને ટેવ-અભ્યાસ પડી ગયો છે, તેથી મધુરાંની સ્વાદિષ્ટ સુખ મરોડી હતી તે લાવીને આપી કહ્યું કે, લે આ મરોડી ખા. તે ખાતાં તો સ્વાદ લાગી. ત્યારે વૈદે કહ્યું કે હવે પ્રતિજ્ઞા કર, કે બીજી કોઇપણ મરોડી ન ખાવી, પણ આ હું રોજ આપું તેજ ખાવી છોકરાને સારી લાગી તેથી ખુશીથી કબુલ કીધું. તેથી રોજ દાક્તર આપે છે, ને બાળક ખાય છે. એમ થોડા દહાડા જવા દઇ એક દહાડો દાક્તરે કહ્યું કે, મરાડી થઈ રહી છે તેથી હું તે દેશથી લઇ આવું છું-અગર મંગાવી આપુ છું. એમ ત્રણ દીવસ વહી ગયા. તેમાં તે બાળકની હાલત પિંડ રોગથી નબળી પડેલી જણાત હતી તે સુધરવા લાગી. છોકરાએ વિચાર્યું કે વૈદ કાકાતો ખરાબ લાગે છે. મરાડી ખરાડી ઉલટા મને દુખી કરશે નહીં ખાવાથી તો હું સુધરતો જાઉં છું. પછી ચોથે દહાડે વૈદ કહે, ખા. તે વખતે છોકરાએ ના કહી, ને ૧૦-૧૨ દીવસ જવા દીધા. અને તે દરમ્યાન બીજી દવા ખાધી, તેથી તે આરોગ્ય થયો. તેમ, જે વિષયના ભોગ વૈભવની જન્માંતરથી ટેવ પડેલી છે ને એકદમ છોડાવવા જાય તો તેને ખેદ થાય, અને માને નહીં.-તણાઇ તણાઇને તે તરફ ઝપલાવ્યા-દોડ્યા કરે. તેથી આવી યુક્તિથી ધીમે ધીમે છોડાવાય. વળી શાસ્ત્રમાં એમ પણ છે કે, સ્વ ( પોતાની ) ભાર્યા અત્યે ગમે તેટલું ચાહે ત્યારે ગમન કરવું, પણ પરદારા ગમન કદી કરવું નહીં. આ વાકયથી પરદારા ગમન કરતો એ વિષયમાં મનુષ્યને રોકયો-અટકાવ્યો. પછી પુનઃ ધીમે રહીને કહ્યું કે, ભાઇ! બાપનો કુવો કાંઇ બુડી મરવાને માટે નથી, એ કહેવત પ્રમાણે સ્ત્રી ત્હારી છે માટે કંઇ રાત દહાડો તેમાં દટાઇ રહેવાનું નથી. ઋતુ કાળને પ્રસંગેજ સ્ત્રી સહ ગમન કરવું, અમાસ, પૂર્ણિમા, અષ્ટમી, એકાદશી, સંક્રાંતિ, પર્વણી, શ્રાદ્ધના દિવસ, જયંતિ વગેરે દીવસો પણ વર્જ્ય છે-સ્ત્રી સહ ગમન કરવાનું નથી. જે એ શાસ્ત્રની આજ્ઞા નહીં માનશે તે, અમુક અમુક ભયંકર પાપનો ભાગી થઇ તેનું ફળ જે અનેક પ્રકારનાં દુઃખો છે તે ભોગવવાં પડશે. એ રીતે પ્રતિબંધ કીધો છે. સ્ત્રી છે તે આ લોક અને પરલોકનાં ધર્માર્થ વગેરે કામમાં સહભાગી થઇને શ્રેયસ પ્રાપ્ત કરાવનારી છે, માટે કાયદેસર (શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે) વ્યવહાર પ્રવૃત્તિ કરવી યોગ્ય છે. પછી બુદ્ધિ જેમ આગળ જ્ઞાન મેળવવા લાયક થઇ વધારે સમજણ પકડવા લાગી ત્યારે કહ્યું કે, સ્ત્રી-ગમન કેવલ દુઃખ છે સ્ત્રી અને ધન અનેક-હજારો જન્મોથી સંસાર

તાપ સહન કરતા આવ્યા છતાં હજી આ દિવ્ય મનુષ્ય જન્મમાં પણ ચેતશું નહિતો ભવાટવિ અગણ દુઃખ છુટે તેમ નથી. માટે સંસારનો મોહ છોડી વાનપ્રસ્થ સ્થિતીમાં રહી પછી સન્યાસ રૂપ ચતુર્થાશ્રમ સ્વિકારી આત્મજ્ઞાન પ્રાપ્ત કરી મુક્ત થવું, એજ આ શરીરથી અંતિમ શ્રેયસ્કર કર્તવ્ય છે.

આ રીતે મટોડી ખાનાર બાળકની માફક પડેલો અભ્યાસ છોડાવવાને, અજ્ઞાની વિષયતૃષ્ણાવાળા લોકોને તેમના અધિકાર ઉપર લક્ષ રાખી, શ્રુતિએ કહ્યું છે કે **स्वर्ग कामो यजेत** સ્વર્ગની કામનાવાળો યજ્ઞ (અગ્નિ હોત્ર, વિષ્ણુયાગ, મહારૂદ્ર વગેરે) કરે; તે ખોટુ નથી. ભાઇ! માતા છે તે યુક્તિથીજ બાળકનું હિત ઇચ્છી સુખ આપવા યત્ન કરે છે.

૪૦ પ્રશ્ન—સુષુપ્તિમાં વૃત્તિ લીન થવાથી સ્વરૂપાનંદ વરતી રહેછે, પણ અજ્ઞાનાવર્ણથી ભાન થતું નથી; અને તુર્યામાં તે આનંદનું ભાન થાયછે તે તુર્યાનુ સ્વરૂપશું ?–ઉ૦– મૃત્તિકાને એકઠી કરી કુંભાર પિંડો બનાવે છે, તેને ચાક પર ચઢાવી એ પડ બનાવી પછી ઘડો બનાવે છે. તે મૃતિકાજ છે. પિંડ, પડ, ઘડો એ મૃત્તિકાજ છે. **मृत्तिके त्येव सत्यं** એ પિંડ, પડ, ઘટ, છે તે મૃત્તિકાનીજ ત્રણ અવસ્થા છે. મૃતિકા શિવાય બીજું કાંઇ નથી. તેમ એક અદ્વૈત જ્ઞાનરૂપ આત્મ તત્વ છે તેજ આ જગત પ્રપંચ રૂપે ભાસે છે, તે જ્ઞાનમાત્ર મનોમય—ચિન્માત્ર છે, બીજું કશું નથી, એમ જાણવું–જોવું, અને તન્મય બન્યા રહેવું, એ તુર્યાવસ્થા.

૪૧ પ્રશ્ન—પિંડો, પડ, ઘટ, એ મૃત્તિકાનું પરિણામ થયું કેમ ન કહેવાય? ઉત્તર—મૃતિકામાં શું થયુ? મૃતિકાનુ પરિણામ શું થયું? મૃતિકા શું જતી રહી? અને શું તે ઘઉં કે તુલસી થઇ ગઈ? ના. તે તો મૃતિકાજ છે.

૪૨ પ્રશ્ન—ત્યારે પિંડ, પડ, ઘટ વગેરે રૂપે ભાસે છે તે? ઉતર–એનુંજ નામ ભ્રાંતિ, હોય કંઇ, ને ભાસે કાંઇ બીજુંજ, એનું નામ ભ્રાંતિ. મૃત્તિકામાં તો પિંડો કે ઘટ કંઇ નથી, એ તો મૃતિકાજ છે. તારી દૃષ્ટિમાં મૃતિકાથી ભિન્ન કાંઇ ભાસે તો તેજ ભ્રાન્તિ જાણવી.

---

×મહા સમર્થ કૃષ્ણાનંદ (કાળઆ) સ્વામિથી સંવત ૧૯૪૫ ફા. વદ ૧૦ મંગળે રાત્રે ઘેર અગાસીમાં.

**૪૩ પ્રશ્ન**—હે સ્વામિન્ ! સંકલ્પાદિની નિવૃત્તિ થઈ નિજ આત્મ સ્વરૂપમાં વૃત્તિ શાંતત્વને પામે છે, પણ વ્યવહાર તરફ સ્ફુરીને ઉત્થાન થઈ પછી કોઈ કોઇ વાર એ વૃત્તિમાં ભ્રાંતિના ભાસ પડે છે તેનુ શું કારણ ? અને તેવી ભ્રાન્તિની પ્રતીતિ ફરી નહી ઉઠે (થાય) એવો ઉપાય શું ?

**ઊ.**—ગુરૂ બે પ્રકારના હોય છે. (૧) પોંહોંચાડનારા તથા (૨) સમજાવ નારા. એકવાર એક રસ્તે લઇ જઇ પોંચાડી દીધા; પણ બીજા અનેક રસ્તા છે, તેમાં જંગલ, વિકટ માર્ગ, સુલભ સુખદ માર્ગ, વગેરે છે, તેની ખબર તો, એકજ રસ્તે ચાલ્યા ગયા એટલે પડી નહી, [illegible] જ્યારે તેમાં જંગલો, ગલી કુંચી વગેરે સેહેલા અને વિકટ માર્ગો જોવામાં આવે ત્યારે ભ્રાંતિ (ભુલવણી) પડી જાય છે. પણ તેજ ગુરૂ જો તે રસ્તાના જાણીતા હોઇને સાથે હોય, અથવા બીજા સમજાવનારા ગુરૂ સાથે હોય તો ભુલા નહી પડતાં, આવેલી—થયલી ભ્રાંતિને દુર કરતા અનેક ગલી કુંચી બતાવતા પોંચાડી દે; અને પછી જ્યારે જ્યારે પાછા રખડવા નિકળીએ, અને અજાણે રસ્તામાં કદી કંઇ ભ્રાંતિ પડી કે (તે ગુરૂ સાથે હોયતો) સમજાવે—બતાવે, તેથી નિર્ભ્રાન્ત—નિર્મળ—નિર્ભય રહી શકાય છે, તેમ, આત્માનો લક્ષ બતાવ્યો, પણ વૃત્તિ સંસારમાં ભટકવા લાગી, કે પાછી વિકટ માર્ગો—જંગલના અનેક માર્ગોથી અજાણી રહેલી હોવાથી ભુલી પડી, તે વખતે આત્મલક્ષ બતાવનાર (પોંચાડનાર) ગુરૂ તો પાસે હોય નહી, તેમ સમજાવનાર ગુરૂ (આત્મવેત્તા મહાત્મા) પણ કોઇ સાથે નહી હોય, એટલે તેથી ભુલવણી—ભ્રાંતિ થાય તેમાં આશ્ચર્ય નથી.

જો આત્મ લક્ષ થયો—પોંચાડનારે કૃપા કરી પોંચાડયાથી ત્યાં પોંચ્યા, કે ત્યાંજ ચોંટી જઇ પાછો આ જકત તરફ વૃતિ વળવા દઇ ભટકવા નહી નિકળે, તો ભુલા પડવાનો સંભવ પણ નથી. પણ અભ્યાસ વિના સ્હેજમાં એકદમ તેમ થવુ (સ્વરૂપેજ ચોંટી જવું) એતો ઉત્તમ સંસ્કાર અને ઇશ્વરની કૃપાથીજ બને છે. અને ફરી ભ્રાંતિ ઉદય નહી થવાનો ઉપાય એજ કે, હંમેશા સમજાવનાર ગુરૂ સાથે રાખવા; અર્થાત, નિરંતર સત્સમાગમ, શ્રવણ, મનન, નિદિધ્યાસ કર્યો કરવાં. તો પછી કદાપી કોઈ વાર કંઈ ભ્રાંતિ થઈ આવે, તો તે ગુરૂ સમજાવીને દુર કરે. અને અભ્યાસ દ્રઢ થવાથી પરમ શાંતિની દ્રઢતા અચલ પણાને પામી જશે, અને છેવટે વૃત્તિ રહિત સમરૂપે શાંત સુખમય થઈ રહેવાશે.

**૪૪ પ્રશ્ન**—વેદ ઇશ્વરકૃત શામાટે—ઋષિ અથવાં મનુષ્યકૃત કેમ નહીં ? ઊ. વેદમાં લખેલાં વાક્યો—મંત્રોથી, ઇશ્વરની સહી છે તેથી સ્પષ્ટ છે કે ઇશ્વર પ્રણીત છે.

**૪૫ પ્રશ્ન**—ઇશ્વરે કોઇને પ્રેરણા કરી અને શિખવ્યા, તેણે (વેદ) કીધા, એટલે મનુષ્યકૃત કેમ નહીં? ઊ—ઇશ્વરે શિખવ્યા, તો પછી તે ઇશ્વરકૃતજ તમારા કહેવાથીજ સિદ્ધ થઇ ચુક્યું. તે ઇશ્વરે શિખવ્યું એટલે પ્રથમ તેણેજ કહ્યું, એટલે મનુષ્યકૃત નથીજ.

**૪૬ પ્રશ્ન**—ઇશ્વરે વેદ શા માટે કીધા? ઉ. તમારે માટે. તમો દુરાચરણી નહિં થાવ, અને સારા માર્ગે શી રીતે ચાલવું તે બતાવીને તમને સુખી કરવાને માટે.

**૪૭ પ્રશ્ન**—પણ ઇશ્વિરે વેદ કરવાનું કારણ શું? બીજું કેમ નહિ કીધું? ઊ—તેની મોજ. તે પ્રભુની મરજી. બીજું જે કરતે તેમાં પણ તમારી એવીજ શંકા ઉભી રહેતે, કે, "એ શા માટે કીધું, બીજું કેમ નહીં કીધું, માટે" તેની મોજ. શું તમારા ચાકરથી તમને પુછાશે, કે "આવી પાઘડી તમે કેમ પેહેરી"? (જવાબ) ના. (પ્રશ્ન) કેમ? (જવાબ) તે પરાધીન છે, હમે તેના શેઠ છીએ, તેથી તેનો પુછવાનો હક નથી. બસ., તો પછી ઇશ્વિર છે તે આખા વિશ્વનો શેઠ—માલીક છે, તેણે એમ શા માટે કીધું, એવું પુછવાનો તમારો હક નથીજ.

**૪૮ પ્રશ્ન**—ભાષાઓ (સંસ્કૃત, મરાઠી, ગુજરાતી, અંગ્રેજી વગેરે) ઇશ્વરકૃત છે કે મનુષ્યકૃત છે?—ઊ—ઇશ્વરકૃત.

**૪૯ પ્રશ્ન**—શું બધીજ ભાષા ઇશ્વિરકૃત છે?—ઊ—હા. (હમે પુછીએ છીએ કે) મનુષ્ય જાતિની ભાષા કઇ? જવાબ દેવાતો નથી; કેમકે દેશી દેશની ભાષા છે. ભાઇ! દરેક ભાષાના મંત્રો છે, અને બીજ વગર વૃક્ષ થાયંજ નહિં, હવે મનુષ્યકૃત તમે (ભાષાને) માનતા હો, તો કહો, કઇ ભાષાને માટે કયા દેશમાં કયારે કમીટી-સભા મળીને તે કરી? જવાબ નથી દેવાતો

**૫૦ પ્રશ્ન**—હમને તમારી માફક જ્ઞાન કેમ થતું નથી?-ઊ,-માટીમાં કંઇ ચિકાસ હોયતો થોડી વારમાં ઘડો ગાગર કોડીઉં કે કોઠી બનાવી આઘું મુકી દેવાય; પણ તમે તો રેતી જેવા છો, એટલે હાથમાં લેતાંજ વેરાઇ વિખરાઇ જાવ ત્યાં હમે શું કરીએ.

**૫૧ પ્રશ્ન**—મુર્ખ લોકો પથ્થરની પુજા કરે છે તેનું શું કારણ? ઊ—મૂર્ખોને માટેજ તે છે, માટે તે કરે છે. વિદ્વાન મહાત્મા જ્ઞાનીને માટે તે નથી, તેથી તે નથી કરતા. શ્રદ્ધા ભક્તિ રહિત દુરાચરણી મનુષ્યો કરતાં તેઓ ઘણાજ સારા છે તેથી તમો માનો છો તેવા મૂર્ખ નથી, પણ ધન્યવાદને પાત્ર છે. उदाराः सर्व एवैते ज्ञानीत्वात्मैव मेमतं ॥

**૫૨ પ્રશ્ન—વેદમાં મૂર્તિ પુજાનું ક્યાં કહ્યું છે?—ઊ.—બહુ ઠેકાણે** લખ્યુ છે, શ્રુતિ, સ્મૃતિ ઇતિહાસ, પુરાણાદિમાં લખ્યું છે.

**૫૩ પ્રશ્ન**—શ્રુતિ કઈ મૂર્તિ પુજા કરવાનું કહે છે?—ઊ.—શ્રુતિ (જો) નથી કહેતી, તો, તે નિષેધ પણ ક્યાં કરે છે?! અને સ્મૃતિ પુરાણાદિમાં લખ્યું છે, તે, જો શ્રુતિએ નિષેધ કીધો હોય તો સ્મૃતિ શામાટે કહે!? નહીંજ કહી શકે. (અને તેમ છે, તો શ્રુતિએ નિષેધ કીધો નથી, એ ભાવ નિકળ્યોજ)

**૫૪ પ્રશ્ન**—કાળ ક્યાંથી, કેમ, ક્યારે અને કોણે ઉત્પન્ન કીધો? ઊ.—શુદ્ધ ચૈતન્ય સમ શાન્ત કૈવલ્ય છેજ. તેમાં જરા સ્પંદ થયું એટલે કાળ ગણાવા લાગ્યો-અર્થાત્-સ્પંદમાંથી (કાળ થયો). તે, સ્વાભાવિક સ્પંદ થયું તેથી (થયો). તે, જયારે સ્પંદ થયું ત્યારે થયો. તે, સ્પંદે કીધો. જ્યાં લગી સ્પંદ નથી થયું ત્યાં લગી કંઇ નથી. સ્પંદ થયું કે માયા, ઇશ્વર, સૃષ્ટિ, સૂર્યાદિ પ્રતીત થઇ કાળની કલ્પના થઇ છતાં મહાત્મા (યોગી જ્ઞાની) જેઓ નિસ્પંદ મન રાખી અસંગ સ્વરૂપે સ્થિતી રાખે છે તેને કંઇજ કાળ વગેરે નથી.

મગર, જંગલનાં મોટાં હરણો, વ્યાઘ્ર, વગેરે સામા આવતા હોય, અને આપણે છેક નજીક આવી પોંચ્યા હોઇએ, છતાં પણ જો ત્યાંજ નિસ્પંદ થઇને એટલે હાલ્યા ચાલ્યા શિવાય સ્થિર થઈ ઉભા રહ્યા, તો ઘડી બે ઘડી સુધી તેઓ પણ જોયા કરીને પાછાં ફરી ચાલ્યાં જાય અને આપણને છેડે નહીં. (સ્વામિ કૃષ્ણાનંદજી કહે છે કે, એવો મને મારી જાતે બે વાર પ્રત્યક્ષ અનુભવ થયો છે.)

બાળકને જનમ્યા પછી કાંઈ અક્કલ નથી હોતી. માત્ર જીવનને માટે ધાવવું (ખાવું) અને ઉંઘવું. તે શિવાય કાંઈ નહીં. પોતાનું શરીર મરવાનું કે રક્ષવાનું કશું ભાન નથી હોતું. પછીથી માતા તેને અક્કલ આપે છે—શિખવે છે, તેથી બાપ પાસે જતો થાય છે, બાપનાં શિક્ષણથી બીજા પાસે જતો થાય છે, માતાનાં શિક્ષણથી બહાર દિશા જાય છે. પિતાનાં શિક્ષણથી નિશાળે જાય છે, ગુરૂ તેને દુનીઆ પાસે જતો કરે છે; વ્યવહાર ગુજરાન વગેરેમાં પ્રવીણ કરે છે; અને બ્રહ્મા વિષ્ણુ મહેશ થઇ શકે ત્યાં સુધીની ગુરૂ અક્કલ આપે છે, તે બાળકમા સંસ્કાર બીજ છે તોજ તે

આપેલી—શિખવેલી અક્કલ તેની બુદ્ધિમાં સંસ્કાર પ્રમાણે ખીલે છે. બીજ નહીં હોય તો સિબેજ નહીં. મટોડીને આસરે પાણી રહેશે, પાત્ર વગર પાણી રહી નથી શકતું. પછી મટોટી સારી હશે તો પાણી પણ સારૂં રહી મિષ્ટતા પકડી સ્વાદ આપશે. તેમ, બાળકમાં મટોટીરૂપ બુદ્ધિ છે તોજ તેમાં સંસ્કાર રૂપ જળ રહે છે, અર્થાત્ બુદ્ધિમાં સંસ્કાર છે.

નિસ્પંદ સ્થિતીએ મનને ખડું—સ્થિર, ઉભું—અડગ કરી દીધું, તો મર્ણરૂપ કાળ પાછું ફરી ચાલ્યો જાય અને આત્મા બ્રહ્મરૂપ થઇ રહે. જ્યાં જરા સ્પંદ થયું (હાલ્યું) કે પ્રપંચ સ્ફુરી આવ્યો, કે સપડાયો. માટે નિસ્પંદ (નિઃસંકલ્પ) સમ સ્થિતી રાખવી, એજ અખંડ અભય બ્રહ્મ પદ છે.

૫૫ પ્રશ્ન-બાળક છ મહીનાનો થાય છે ત્યારે ગોસ્વામિ (ગોસાંઇ) મહારાજ તે બાળકના કાન ફુંકીને કંઠીનો પ્રસાદ આપે છે તેથી શું? એવડું બાળક શું સમજી ગયું? ઉત્તર—નાલચ્છેદ પેહેલાં ઉપદેશ આપવાનું લખ્યું છે તેથી શું?! એક બે દીવસનું બાળક શું સમજી ગયું?! બાળકનો જન્મ થયો કે તરત નાળચ્છેદ થયા વગર (સંસ્કાર વિધી જાણનારા સુગ્ન વિદ્વાનો) ઉપદેશ આપે છે તેના કરતાં શું છ માસનું બાળક ગયું?!! વળી બાળકના જન્મ પહેલાં ગર્ભાધાન સંસ્કાર કરે છે તેમાં શું? પણ ભાઈ! એ સંસ્કાર પડે છે તે ચોંટી જાય છે. તે રીતે તે પણ એક સંસ્કારજ થાય છે. માટે વલ્લભાચાર્ય ગોસ્વામિ મહારાજે બહુ સારૂં કીધું છે, કે અનેક વાણીઆ, ભાટીઆ, વગેરે પ્રાણીને ભક્તિએ લગાડી ઠેકાણે રાખ્યા છે; નહિં તો વહી જતે. તે છતાં પણ જે લોકો ઉલટે-અવળે રસ્તે જઇ હાથમાં દીવો લઇ મોહથી કુવામાં પડે તેમાં કોઇ શું કરે! તે વલ્લભાચાર્યજી મહારાજને તો ધન્યવાદજ સંભવે છે કેમકે જેમણે અનેકને ભવસાગરમાં ડુબતા બચાવ્યા છે.

પ્રશ્ન ૫૬— શિવને બિલ્વ કેમ ચઢે છે?—ઊ—સત્વ, રજ, તમ. એ ત્રણ ગુણો અભેદ રૂપે છે તેથી, તથા બિલ્વ છે તે વિષને શમાવે છે તેથી, તથા એનાં પુષ્પની ખુશબો ઘણી સારી છે તેથી.

૫૭ પ્રશ્ન—શંકરને વૃષભનું વાહન શા માટે? ઊ—એ (વૃષભ) ધર્મ રૂપ છે તેથી ધર્મ ઉપર પોતાની (ઇશ્વરની) સ્વારી છે એમ વિશ્વને પ્રત્યક્ષ જણાવી લોકોને સ્વધર્મે પ્રવર્તાવવાને. ગરૂડ છે તે વેદ રૂપ છે. તે વિષ્ણુનું વાહન છે. હંસ છે તે સદસત્ વિવેકવાળો છે. તે બ્રહ્માનું

વાહન છે, પૃથ્વીને ગરૂડરૂપ કહી છે, અને ધર્મને વૃષભરૂપ કહ્યો છે. બ્રહ્માને ગ્રહસ્થ કહ્યા છે, વિષ્ણુને સન્યાસી અને શિવને યોગી કહ્યા છે.

૫૮ પ્રશ્ન—શિવની પાસે ભૂત પિશાચ કેમ ?—ઊ—બ્રહ્માએ અને વિષ્ણુએ સારા સારા ચુંટી વીર્ણુને લઇ લીધા. પછી ભૂત પિશાચાદિ નબળા સબળા જ્ઞાની અજ્ઞાનીઓ જે રહ્યા તે શંકરે લીધા. કેમકે માલીક ઇશ્વર મોટાનો છુટકો નહીં, તેથી સંગ્રહ્યા. કેમકે તેઓ ક્યાં જાય !! એજ રીતે વિષ પિવાની પણ કોઇની હિંમત ચાલી નહીં. ત્યારે વિશ્વના ઇશ્વર માલીકની પ્રાર્થના કરવામાં આવી, કે પ્રભો ! જગત માર્યું જશે માંટે આપ સમર્થ છો તેં વિષ પીશો તો બચે. તેથી વિશ્વનાં રક્ષણને અર્થે માલીકનો કંઈ છુટકો નહિં, તેમજ સમર્થ હોવાથી પી લીધું.

૫૯ પ્રશ્ન—વિષ્ણુને તુલસી કેમ ચડેછે. ?—ઊ—જાલંધરની સ્ત્રી વૃંદાનું પતિવ્રત, કાંઈ કારણસર ભંગ કરવાની ખાસ જરૂર પડવાથી, તે ભંગ કરી વિષ્ણુ તેની સાથે આસક્ત થયા કહેવાય છે. તે વખતે તે સ્ત્રી પોતાના પતિ પાછળ સતી થઇ બળીને ભસ્મ થઇ છે. તેની ભસ્મમાં વિષ્ણુ, હે વૃંદે, હે વૃંદે ! એવો પોકાર કરી આલોટયા. તે વાત ફેલાતાં સરસ્વતિ અને ગૌરી આમળું અને તુલસી લઇને લક્ષ્મીને સાથે લઇ ત્યાં ત્રણે ભગવતિ દેવી આવ્યાં છે. શ્રીલક્ષ્મીજી તો રીસમાં રહ્યાં કે મારાથી શું એ શ્રેષ્ઠ કે તેનામાં આટલા બધા આસક્ત થયા. તેથી તમાસો જોવા આવ્યાં છે. પણ સરસ્વતિએ વિષ્ણુને પ્રીય છે એવું આમળું અને ગૌરીએ તુળસી, વિષ્ણુને સુંઘાડયાં. તેથી પિત્ત ઉતરી જઇ સાવધ થયા. પછી તુળસીનાં બીજ ત્યાં ભસ્મમાં નાંખ્યા. તે તુળસી ઉગી તેથી વૃંદા કહેવાઇ, તે વિષ્ણુને પ્રીયતમ હોવાથી ચઢે છે.

પ્રશ્ન ૬૦—શિવને ધંતુરો કેમ ચઢે છે ? ઉ. ધંતુરાનું મહાત્મ્ય અદભૂત છે. એ પુષ્પ વિષને શમાવે છે, એ ધંતુરામાં મોટા ગુણો રહ્યા છે. એને માટે તો ધંતુર પુષ્પ ચઢાવનારને મોક્ષ આપવા સારૂ એક તરફ મોક્ષ લઇને ખડા રહ્યા છે, એવું મહાત્મ્ય લખ્યું છે.

પ્રશ્ન ૬૧—શંકર ભસ્મ કેમ ધારણ કરે છે ? ઉ. જગતનાં વિષયાસક્ત જનોરૂપ બધાં બાળક છોકરાંઓને માયિક

વૈભવ આપી દઇ.-તેઓને માટે તે બધો ભોગ વૈભવ રાખી પોતે ભસ્મ ચોળે છે. દ્રવ્યાદિ વિભુતિ તેમને આપી, પોતે ભસ્મરૂપ વિભૂતિ વાપરે છે. એ ભસ્મમાં ઘણા ગુણો રહેલા છે. તેથી એ ધારણ કરવાનું અદ્ભુત મહાત્મ્ય લખ્યું છે. ભસ્મ જેના લલાટે છે એવા દેવી ભકત પાસે યમદુતો આવી શકતા નથી, તેથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન ૬૨- શંકર સ્મશાનમાં કેમ રહે છે? ઉ. પોતાની મોજ. ધણી અથવા રાજાને આપણે પુછી શકતા નથી, કે સાદું વસ્ત્ર કેમ પહેરો છો, અથવા અમુક જગા કે એજ શહેરમાં કેમ રહો છો. જ્યાં તેને નિર્વૃતિ સુખ લાગ્યું ત્યાં રહે છે, ફાવે તેવું પહેરે છે, એ તેની મોજ.

પ્રશ્ન ૬૩- જીવન્મુકિત અને વિદેહ મુકિતમાં ફેર છે કે નહીં? ઉ.—ફેર છે, અને ફેર નથી. એ તો જેમ હું તૃપ્ત થયો છું અને ભુખ્યો છું, એમ શયું! કૃષ્ણે કહ્યું કે સર્વનો કર્તા હું છું तस्य कर्तारं माम् विद्धि અને વળી કહ્યું કે, હું કંઇ કર્તા નથી. મને અસંગ અકર્તા જાણ. ज्ञानाग्नि सर्व कर्माणि भस्मसात् कुरुते તેથી હું અકર્તા છું. મારે વિશે કાંઈ નથી, અને મારામાં સર્વ છે. પરંતુ પ્રકિયામાં ફેર છે. જગત જ્યારે મિથ્યા દેખાય છે—છેજ નહિં તો પછી શ્રુતિએ જગતનો આરોપ શું કામ કીધો! અપવાદ કરવા માટેજ કીધો. પણ આરોપમાંજ (રચ્યું માનીને તેમાંજ) ફસી પડયા તેને શું કરીએ, જ્ઞાનથી મુલા અજ્ઞાન નાશ પામે છે. ને તુલા અજ્ઞાન દેહ રહે ત્યાં સુધી રહે છે. કેમકે ગપેગપ-હું આવ્યો, મેં ખાધું, વગેરે રહે છે. જ્ઞાનાગ્નિ સર્વ કર્મને ભસ્મ કરે છે તો પછી પ્રારબ્ધ કયાં રહ્યું? અર્થાત જીવન્મુકિત અને વિદેહ મુકિત એકજ છે પણ તુલા અજ્ઞાન રહે છે; દેહ પડેથી તે પણ નષ્ટ થતાં વિદેહ મુકિત કહેવાય છે. છોકરાંને માટે જખ મારીને બાપે રમકડાં આણુવાં પડે છે, પણ તે જોઇને બાપને કંઈ ખુશી થવા જેવું નથી. તે બાપના સામું તે રમકડું ધરીએ કે જુવો આ, કેવું સુંદર છે! તો તેને કાંઇ તેમાં ખુશી થવાનું નથી. તેમ આરોપ કરાય છે, એ ફેર. જીવન્મુકિત વિદેહ મુકિત વગેરે છોકરાં માટે રમકડાં છે, ગુરૂરૂપ જ્ઞાનીને માટે નથી.

૬૪ પ્રશ્ન–વેદાર્થનો બ્રહ્મા પણ પાર પામતા નથી, એમ કેમ કહ્યું ?

ઉત્તર–બ્રહ્મા વગેરે શામાંથી થયા? સબળ ઇશ્વરમાંથી થયા. તો તે સબળને પણ વેદ અલગ કાઢે છે (શુદ્ધ બ્રહ્મ બતાવીને), તો પછી બ્રહ્મા તો તે સબળથી છે તે શી રીતે પાર પામે! માટે બરાબર છે. વેદ જેને નેતિ નેતિ કરતા રહ્યા, તે નેતિ કરતાં જે અવશેષ રહ્યા તે બ્રહ્મ હું છું.

૬૫ પ્રશ્ન–કોઇપણ સંપ્રદાયના આચાર્ય અથવા જેને ગુરૂમાની માન આપવામાં આવ્યું હોય તેવા કોઈ ગુરૂ, સ્ત્રી દ્રવ્યાદિની આસક્તિ-મોહથી નીતિનો ભંગ કરી વિરૂદ્ધ આચરણે ચાલે છે એવું સુજ્ઞશિષ્યોને સ્પષ્ટ જણાયા છતાં શું તે ગુરૂને અનુસરવું ?–ઉ૦–વિરૂદ્ધ આચરણે ગુરૂ ચાલે છે એવું જણાય તો તેનો ત્યાગ કરવો. કેમકે પુરૂષમાં વેદાનુ-કુળ જે વિશેષ ધર્મ હતો, તેમાં ગુરૂભાવ હતો. તે ધર્મ ગયો તો પુરૂષ માત્ર કાંઇ ગુરૂ નથી.

૬૬ પ્રશ્ન દૃશ્ય સર્વ અવિદ્યાનું કાર્ય છે. બીજી સઘળી વૃત્તિઓ જે ઉપ્તન્ન થાય છે તે અવિદ્યાનું કાર્ય છે. તેજ રીતે બ્રહ્માકાર વૃત્તિ કરવી, એ પણ અવિદ્યાનુંજ કાર્ય છે, તો તે (બ્રહ્માકાર વૃત્તિ) કરવાથી શું મહત ફળ વિશેષ છે?–ઉ૦–"વંઝા પુત્ર જાય છે" એમ કહેવાથી વૃત્તિ તે આકાર કલ્પે છે. વાસ્તવે વંઝાપુત્ર તો નથીજ, પણ શબ્દનાં શ્રવણથી તેવી આકૃત્તિ કલ્પિ લે છે. તેમ, બ્રહ્માકાર વૃત્તિ પણ અવિદ્યાનું કાર્ય છે, છતાં સત્ ચિદાનંદ રૂપ વૃત્તિ થઇ જાય છે–બ્રહ્મરૂપ થઇ જાય છે; તેથી પુનરાવૃત્તિ રહિત મોક્ષરૂપ ફળ થાય છે. જેમ, કતકરેણું અથવા નિર્મળી છે તે પણ માટીનું કાર્ય છે, છતાં જળમાં નાખીએ તો માટીનાં કાર્યરૂપ કચરો-મેલને નીચે બેસાડી દઇ, જળને નિર્મળ કરી, પોતે પણ નીચે બેસી જાય છે, તેમ, હું બ્રહ્મ છું, એ વૃત્તિ પણ બીજી સઘળી રાજસ તામસ વૃત્તિ વાસના રૂપ કચરાને ડાબીદઈ-ખસેડી કાઢી નાખી પોતે પણ (તે બ્રહ્માત્મૈક્ય તત્વમાં) સમાઇ જાય છે.

કર્મ છે તે અવિદ્યાનું કાય છે તેનાથી અવિદ્યાની નિવૃત્તિ નહીં થાય. પણ જ્ઞાન તો ઉપ્તન્ન થતાંજ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ કરે છે. જ્ઞાન છે તે પણ અવિદ્યાનું કાર્ય ખરૂં, પણ તેનાથી અવિદ્યાની નિવૃત્તિ ન થાય, એમ નહીં કહેવું. વીંછી અનેક (સેંકડો) બચ્ચાં પ્રસવે–જણે છે, અને તેને પોતેજ તરત ખાઈ જાય છે. સૂર્યનો પ્રકાશ તથા દીપ થતાંજ અંધારાને ખાઇ જાય છે, તેમ જ્ઞાન થતાંજ અવિદ્યા

(અજ્ઞાન)નો નાશ કરે છે. અજ્ઞાનને ગળી જાય-ખાઇ જાય છે; અને તે વૃત્તિ જ્ઞાન પણ સમ શાન્ત અનંત પરમ જ્ઞાન તત્વમાં સમાઇ જાય છે.

૬૭ પ્રશ્ન–ब्रह्मैवाहम् એવું વારંવાર અનુસંધાન-વિચાર-એવી વૃત્તિ કર્યા કરવાની શી જરૂર છે? રાજાને પટ્ટાભિષેક કીધો, એટલે તે રાજા થયો છેજ. છતાં તેણે વારંવાર "હું રાજા છું, હું રાજા છું" એમ બોલ્યા અથવા ચિન્તવન કર્યા કરવાનું શું કામ છે? ઘટ છેજ, તે છતાં, આ ઘટ છે, આ ઘટ છે, એમ કહ્યા કરવાથી શું!!

ઉત્તર-સત્યવાત-ખરૂં છે. સર્વ સામગ્રી તઇઆર હોય, અર્થાત, પૂર્વજન્મમાં સાધન સિદ્ધ કરેલ હોય, અને અંતઃકરણ શુદ્ધ થઇ રહેલુજ નિમળ હોય, તો તેને ગુરૂના ઉપદેશ तत्वमसि, सोऽहं શ્રવણથી તરત આવર્ણ (અજ્ઞાન પડદો) ભંગ થઇ જ્ઞાન પ્રકાશ થઇ જાય છે. પરંતુ સઘળાને તેમ હોતું નથી, કવચિત કોઇ વિરલનેજ એમ થાય છે. તેથી તેવો પરિપકવ થયલો ન હોય તેને, પુર્વના દેહાદિના અભ્યાસનાં સ્ફુરણરૂપ દોષ-મળ, વારંવાર આવી નડે છે-વાદળાં આડ કરે છે. તેને ખસેડી વિખેરી નાખવાને, એટલે, ખોટા દેહાધ્યાસનું સંપુર્ણ રીતે ઉન્મુલન કરી નાખવા-ઉખેડી નાખવાને અને જ્ઞાનમય-બ્રહ્મમય સ્થિતી પ્રાપ્ત કરવારૂપ ખરા અભ્યાસને દ્રઢ સ્થાપવાને વારંવાર ब्रह्मैवाहम्, सोहं, शिवोहं, शुद्धोहं, એવું અનુસંધાન-વિચાર-ચિંતવન કર્તવ્ય છે. એમ કરતે કરતે દ્રઢ અપરોક્ષ થઇ જતાં આરૂઢ દશા પ્રાપ્ત થયે કાંઇ કર્તવ્ય રહેતું નથી.

હું પોતે બ્રહ્મજ છું, એ તો સ્વભાવ સિદ્ધ છે, પણ વચ્ચે જે જીવ ઇશ્વર જગતની ભ્રાંતિ પડી હતી તેને દૂર કરવાને માટેજ, હું બ્રહ્મ છું, એ વિચાર દ્રઢાવવાની વારંવાર જરૂર છે. રાજાનું, ઘટનું, વગેરે સ્થૂળ પદાર્થનું દ્રષ્ટાંત એમાં સંભવતુંજ નથી; કેમકે સ્વભાવ સિદ્ધ બ્રહ્મત્વ એતો અતિ સૂક્ષ્મ છે.

હીરો કેટલો અને કેવો પાણીદાર છે, તે વગેરે પરીક્ષા કરવાનું કામ શિખવાને ઝવેરી પાસે રહીને દ્રષ્ટિ અને બુદ્ધિની સૂક્ષ્મતા વગેરેની પરિપકવતા કરવાને લાંબા વખત સુધી અભ્યાસ કરવો પડે છે. સૂર્ય છે તે સામાન્ય રીતે સર્વને પ્રત્યક્ષ છે, છતાં તે કેવડો કેવો છે તે ખરૂં

સ્વરૂપ જાણવાને જ્યોતિષ વગેરેના અભ્યાસથી અમુક દીર્ઘ કાળે તે જાણી શકાય છે ભાઇ! આવા આવા સ્થુળને જાણવા સમજવાને લાંબો કાળ અભ્યાસની જરૂર છે, તો સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ બ્રહ્મતત્વને સમજવા કેટલો લાંબો વખત સુધી અભ્યાસની જરૂર છે, તે ગણિત વગેરે જાણનાર વિદ્વાનોએ ત્રિરાશીનો હિસાબગણી જોઇ પોતાની મેળેજ સિદ્ધ કરી લેવું. અર્થાત, એમાં અભ્યાસની જરૂર હોયજ, તેમાં આશ્ચર્ય નથી.

૬૮ પ્રશ્ન–સંચિત કર્મો બધાં બળી ગયાં ક્યારે જાણીએ?–ઉ૦–સંસારના ભોગ માત્ર ઉપરથી પ્રીતિ છુટી જાય, અને બ્રહ્મ લોક સુધીના વૈભવ સઘળામાં મોહ નહીં થાય–દૃશ્યમાત્ર માયિક મિથ્યા જાણી તે તરફ વૃત્તિ દોડેજ નહિં, ઉપરામ થઇ જાય, ત્યારે જાણવું કે સંચિત કર્મ સમૂહ બળી ગયો. સઘળાં પાપ બળી જઇ અંતઃકરણ શુદ્ધ થાય છે ત્યારેજ એવી વૃત્તિ થાય છે.

૬૯ પ્રશ્ન–ત્રિગુણાત્મક અવિદ્યા જન્મ મર્ણાદિ દુઃખનું મૂળ છે. તે મૂળ અવિદ્યાનો ઉચ્છેદ બ્રહ્માકાર વૃત્તિ કરવારૂપ અવિદ્યાથીજ થાય છે. એમ સદ્‌ગુરૂએ કહ્યું તે સાંભળી શિષ્યે પૂછ્યું કે, અવિદ્યા પોતે પોતાનો નાશ શાથી કરે છે?

ઉત્તરઃ–પરિણામે સુખરૂપ થવાને.–જેમ, કુવામાં પડીને મરવા ઇચ્છે છે તે શા માટે? સંસારમાં સ્ત્રી પુત્ર ધન રૂણ, રોગ, વગેરે સંકટો રૂપ દુઃખથી છુટવાને, અને પછી સુખ થશે એવી આશાથી. સતી પોતાના પતિ સાથે અગ્નિમાં બળી મરે છે તે શા માટે? પરિણામે સુખ મેળવવાના હેતુથીજ. શરીર પ્રાણના વિરોધી કુવો પાણી અને અગ્નિ છે, તેમ અવિદ્યાનો નાશ કરનારી અવિદ્યાની વિરોધી, બ્રહ્મકાર વૃત્તિ રૂપ અવિદ્યા છે. વળી જેમ, વીછુના ડંખ ઉપર સોમલ ઘસીને ચોપડવાથી ઝેર (વીછુનું) ઉતરી જાય છે. સર્પડંસ ઉપર આંકડાનું દુધ લગાડવાથી સર્પનું ઝેર ઉતરી જાય છે. સાબુ છે તે પણ મેલ છે, તેનાથી લુગડાંનો મેલ કપાઇ જાય છે. અર્થાત્ મેલથી મેલ કપાય છે, કાંટાથી કાંટો (પગમાં લાગ્યો-ભોંકાયો હોય તે) નિકળી જાય છે, તેમ બ્રહ્માકાર વૃત્તિથી બીજી રાજસ તામસ વૃત્તિ રૂપ અવિદ્યાનો ઉચ્છેદ થાય છે. તેજ રીતે મહાવાક્ય–ગીતા રહસ્યાદિ રૂપ વાક્પ્રવાહરૂપ અવિદ્યા મેલથી ભ્રાંતિ–અજ્ઞાનરૂપ અવિદ્યા દૂર થાય છે.

કતકરેણું–નિર્મળીથી જેમ, જળમાંનો મેલ કપાઈ જઇને જળ નિર્મળ થાય છે, અને મેલ બધો નીચે જઈ બેસે છે, પછી તે કતકરેણું પણ નીચે જાય છે, તેમ બ્રહ્માકાર વૃત્તિથી બીજી તમામ અવિદ્યાનો–અજ્ઞાન જન્ય વૃત્તિનો નાશ થઇ છેવટે તે વૃત્તિ પણ સમાઈ જાય છે.

જ્ઞાન થતાં સુધી બધાં વિહિત કર્મોને સાથે રાખવાની–કરવાની જરૂર; પણ જ્ઞાન થયા પછી બધાં કર્મની સમાપ્તિ થાય છે. કર્તવ્ય કંઇ રહેતું નથી. પ્રભુ શ્રી કૃષ્ણ કહે છે કે, **सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते: ॥**

**૭૦ પ્રશ્ન**—મનની વૃત્તિ શાંત કેમ નથી થતી ?–ઉ- મનની વૃત્તિ શાંત નહીં થવાનાં ઘણાં કારણો છે.

૧. આ જગતની અને તદન્તર્ગત તમારાં શરીરની અનિત્યતા-મિથ્યાત્વ યથાયોગ્ય સમજાયું ન હોય તો, તે સમજાય ત્યાં સુધી શાંત ન થાય.

૨. ઉપાસનાથી રહિત હોઇએ તો,

૩. સત્સંગની ખામી–ન્યુનતા હોય તો,

૪. ઐહિક ( આ લોકના વિષય જન્ય પદાર્થો, વિષયો, અથવા સ્થુળ માયિક વૈભવોના ) પદાર્થોમાં સુખમાની તેમાંની આસક્તિ છુટી ન હોય તો.

૫. પ્રારબ્ધ અને પુરૂષાર્થના સંસ્કારનું બળ નહીં હોય, અર્થાત્ સંસ્કાર બળવાન નહીં હોય તો, મનની વૃત્તિ શાંત થઇ શકતી નથી. ઉપલાં પાંચ કારણોમાં ક્યાં ક્યાં કારણથી તમારી વૃત્તિ શાંત નથી થતી, તે તમે તમારામાંજ તપાસી જોઇ જાણી લો.

**૭૧ પ્રશ્ન**—અજ્ઞાન છે તે ચેતનથી ભિન્ન છે કે અભિન્ન છે ? ભિન્ન કહો તો **नेहनानास्ति किंचन** એ શ્રુતિને બાધ આવે છે, એટલે અદ્વૈતને હાનિ પોંચે છે, તેથી તે બને નહીં અને જો અભિન્ન માનો તો, જડ અને ચેતન એકઠાં રહી ન શકે, તેથી તેમ પણ બને નહીં. એવું તે અજ્ઞાન સાવયવ છે કે નિરવયવ છે ? સાવયવ તો સંભવતુંજ નથી; અને નિરવયવ કહો તો નિરવયવથી આ દૃશ્ય સાવયવ પ્રપંચની ઉત્પત્તિ સંભવે નહીં, તેથી નિરવયવ પણ કહેતાં બનતું નથી ? ઉ–તેથી અજ્ઞાન અનિર્વચનીય ( કહી ન શકાય એવું ) છે. એ અજ્ઞાન અનાદિ ભાવ રૂપ છે. ત્રિકાલાબાધ્ય હોય તે સત્ છે. તે તો ચેતનજ છે. તેના જેવું તે અજ્ઞાન ભાવરૂપ ( નિત્ય ) નથી. પરંતુ અંધકાર અને પ્રકાશ "છે," એટલે ભાવરૂપ

કહેવાય; પણ પ્રકાશ આવતાં અંધકાર અભાવરૂપ થઇ જાય છે, તેમ અજ્ઞાન જતું રહે છે તેથી સાન્ત એટલે અંત વાળું છે.

૭૨ **પ્રશ્ન** એ અજ્ઞાન નિત્ય છે કે અનિત્ય?-ઊ૦ જ્ઞાનથી તેનો અંત થાય છે તેથી નિત્ય નથી; તેમ બ્રહ્મને આચ્છાદન કરીને રહેલું છે અને પ્રપંચનું કારણભૂત છે તેથી અનિત્ય પણ નહીં, તેમ ઉભય રૂપ પણ નથી; કેમકે અંધકાર અને પ્રકાશ બેઉ સાથે રહી શકતાં નથી—નિત્યત્વ અને અનિત્યત્વ બેઉ સાથે સંભવેજ નહીં તેથી અનિર્વચનીય છે.

૭૩ **પ્રશ્ન**-જ્ઞાન તે શું? (એક વૃદ્ધ પુરૂષે પુછેલું) ?-ઊ૦ "જમ વાની વખત થઇ છે ચાલો," એમ તમને કોઇએ આવી કહેતાંજ દાળ ભાત રોટલી શાકની અગર લાડુની આકૃતિ તમનેમનોમય દેખાઇ તેનું ભાન થયું, એ જ્ઞાન એ રાજસ છે. તમને કોઇએ ગાળ દીધી એવું સાંભળીને તેના પર દ્વેષ ભાવ પ્રકટવો, એ તામસ જ્ઞાન છે. અને तत्त्वमसि તું તે બ્રહ્મ છે. એવો સદ્‌ગુરૂનો ઉપદેશ સાંભળી દેહમાંથી અહંભાવ ખસેડી બ્રહ્માત્મ તત્વમાં અહંભાવનું ભાન થવું, એને સાત્વિક જ્ઞાન સમજો.

૭૪ **પ્રશ્ન**-એક સમર્થ મહાત્મા પાસે એક સુજ્ઞ વિવેકી મહાશય જઇ પગે લાગી બેસી નમ્ર ભાવે કહેવા લાગ્યા કે, ગુરો! હું એક આર્ય સમાજ સ્થિત વ્યક્તિ છું. કેટલીક શંકાની નિવૃત્તિ માટે આપને સમર્થ જાણી ચરણ સમીપ આવ્યો છું. કૃપા કરીને મને સંશય મુક્ત કરી નિર્ભ્રાન્ત કરશો. તે સાંભળી ગુરૂશ્રીની આજ્ઞા થતાં પ્રશ્ન કરવામાં આવ્યા કે,-મહાત્મન્! સમાજી બંધુઓ માને છે કે જીવ ઇશ્વર અને જગત્ અનાદિ છે. ઇશ્વર નિરાકાર હોવાથી જન્મ લઇ શકેજ નહીં. તેને જો રાવણ કંસાદિને મારવા હોય તો માત્ર સંકલ્પથીજ મારી શકે છે, તો પછી અવતાર શા માટે લે છે?

ઉત્તરઃ- ધન્ય છે, ભાઇ! બહુ સારૂ પુછ્યું. આ તમારા પ્રશ્નથી બીજા પણ સંશય ગ્રસ્ત જનોની શંકા નિર્મૂળ થવા સંભવ હોવાથી તેઓ ઉપર પણ તમે ઉપકાર કરનાર છો. સાંભળો **अजोनित्यः शाश्वतोऽयं पुराणो०** તથા **न जायते म्रीयते वा कदाचित्०** જીવ જન્મતો મરતો નથી પણ અજન્મા નિત્ય છે, છતાં અનેક વ્યક્તિ રૂપે આ જગતમાં જીવોને જન્મતા મરતા કહે છે. તેજ રીતે ઇશ્વર અજન્મા છતાં ભક્તોના રક્ષણ માટે અવતરે છે. **न तस्य प्रतिमा अस्ति०** એ પરમાત્માં પ્રત્યક્ષાદિ પ્રમાણોથી

જણાતો નથી, તેમ ઉપમાન પ્રમાણથી અર્થાત્ ફલાણા (અમુક) જેવો એમ પણ નથી તેથી પ્રતિમા એટલે જેની ઉપમા નથી, એ અર્થ છે. પ્રતિમાનો બીજો અર્થ મૂર્તિ એવો સમજવાનું નથી. તે નિરાકાર પરમાત્મા ઉપમાન પ્રમાણથી સિદ્ધ થતો નથી. વળી તમેજ કહો છો કે તે ઇશ્વરની અપાર શક્તિ છે તે વડે જગત્ ઉત્પન્ન કરે છે. ત્યારે તે પ્રભુમાં જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ છે તે સમર્થ ઇશ્વરમાં સાકાર અવતાર ધરવાની શક્તિ નથી, એમ કોઈ બુદ્ધિમાન તો કદિ કહી શકેજ નહિ. એટલી શક્તિ તે ઇશ્વરમાં ઓછી છે, એમ કહેશો તો તે સર્વ શક્તિમાન નહીં ઠરે.

અગ્નિ સમાન્ય રૂપે બધે વ્યાપક છે. પથરમાં સામાન્યત્વે વ્યાપક જે અગ્નિ છે તે કોઇને બાળી શકતો નથી; પણ વિશેષ રૂપે દિવો, દેવતા મસાલ, વગેરે રૂપે પ્રકટ થાય ત્યારેજ બાળી શકે છે અને રસોઇ વગેરે પણ થઈ શકે છે. તેમ, ઇશ્વિર વિશેષ રૂપે સાકાર પ્રકટે ત્યારેજ દુષ્ટોનો સંહાર અને ભક્તનું રક્ષણ થઇ શકે, સામાન્ય વ્યાપક રૂપે ન કરી શકે. દીવો, દેવતા, વગેરે જગતમાં પ્રકટે છે તે છતાં વ્યાપક અગ્નિ તો રહે છેજ—તે તો કાયમ છેજ—તેમ, રામ કૃષ્ણ નૃસિંહ, વામનાદિ વિશેષ રૂપે થયા છતાં વ્યાપક પરમાત્મા તો છે તેમજ છે.

પરમાત્માથી માયા પ્રકૃતિ, અને તેનાથી ત્રણ ગુણો થયા તેનું કાર્ય આકાશ થયું તે આકાશથી વાયુ તેજ અપ પૃથ્વી અંન્ન પાણી વગેરે થયું કહેવાય છે. તેથી આકાશ ઉત્પત્તિ વાળું તો થયુંજ, છતાં તે વ્યાપક તો છેજ: આકારવાળું છતાં સર્વ વ્યાપક તો છેજ. તેમ, ઇશ્વર સાકાર છતાં સર્વ વ્યાપક છેજ દુધમાં ઘૃત, સાકર જે સાકાર છે તે છતાં (દુધમાં) વ્યાપક છે, તેમ સાકાર ઇશ્વિર છતાં સર્વત્ર વ્યાપક છે. (એ વગેરે અવતાર લેવાનાં કારણ વિશે, દૃષ્ટાંત સહિત પૂર્વ ભક્તિ યોગ તથા માલામાં સવિસ્તર કહેવાઈ ગયું છે તે ત્યાં જોઇ લેવું)

૭૫ પ્રશ્ન—નામ અને જીવમાં ફેર શું?–ઉ૦—જનમ્યો ત્યારે કોઇ નામ રામ જીવ બીવ કશું હતું નહીં, પછી એક સંજ્ઞા કલ્પીને ઠોકી બેસાડી; અને માબાપ વગેરેએ કોઇ પુછે ત્યારે કહેવાને આગળ ધરવાને શિખવી દઢાવ્યું, કે ભાઇ! તારૂં નામ તો હરિ કૃષ્ણ અગર નારાયણ છે. પછી પોતે, તે નામનો અભ્યાસ વૃદ્ધિ પામતાં, માન્યું કે અમુક નામતો મારૂં છે, અને તે અમુક તે હુંજ છું. તેજ રીતે લોકો કહે કે જીવ છીએ, આતો જીવ છે.

શાસ્ત્રાદિ પણ ભેદમાં જીવ શબ્દથી કહે છે. તે સર્વનું સાંભળી પોતે વિચાર કરી જોયા શિવાય, હું જીવ છું, એવું મનથી ઠરાવી દીધું, પરંતુ એને તો કાંઇજ પ્રતીતિ નથી. જો વાસ્તવ સત્ સ્વરૂપને જેમ છે તેમ જાણે, અને કહે કે હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું, તો ભ્રાંતિ રહિત નિઃશંક થાય. એ રીતે જેમ એકલા બેઠા હોઇએ ત્યારે જાણીએ તો છીએજ કે હું અમુક નામવાળો નારાયણ કે રામકૃષ્ણ છું, પરંતુ, હું અમુક, હું અમુક છું, એમ કાંઇ બોલ્યા કરતા કે ગોખ્યા કરતા નથી. તેજ પ્રમાણે જાણ્યું કે સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ છું અને પછી અનુભવ કીધો, તે પછી વારંવાર તે રીતે બોલ્યા કરતાં કે બબડયા કરતા નથી, કેમકે एकमेवाद्वितीयं બ્રહ્મ પોતાને જાણ્યા પછી શું કહે અને બીજા કોને કહે !! તેથી શાંત મૌન ગ્રહીને મિથ્યા અહં વૃત્તિ સ્ફુર્ણને સમાવી બેસી રહે. વળી, જન્મ્યો ત્યારે વર્ણાશ્રમની ભ્રાંતિ, જે પાછળથી ઠસી દઢ થઇ જાય છે તે, કશું જાણતો ન હતો. પછી અવિદ્યાના આશ્રયી અજ્ઞાન માતાપિતા વગેરે જનોએ સંસ્કાર પાડીને ઠસાવી ઘાલ્યું કે આપણે તો બ્રાહ્મણ, આપણે તો વાણીઆ, વગેરે અને પોતે તે સાંભળી ખરૂં કરી દઢ માન્યું, તેથી પોતાની મેળે મનથી બંધાઇ જઇ અકળાયો. પણ જે વીર વિવેકી વિચારવાન મનુષ્યે વિચાર કરી પાછું ફરી–અંતરમાં ઉતરી તપાસી જોયું અને સિંહરૂપ બની ગર્જના કરી દૃષ્ટિ કરી, તો મૃગલાં રૂપ અભ્રવત્ ભ્રાંતિઓ જે મધ્યમાં ખડી થયલી તે સઘળી અદ્રશ્ય થઇ ગઇ. તાત્પર્ય કે પોતાનાં નિજ સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન પામી દઢ અપરોક્ષ અનુભવ કરી ભાવાભાવ દ્વૈતાદ્વૈત ભ્રાંતિરૂપ અભ્રને ખસેડી નાખી અસંગ ચિદાકાશ પરમશિવ સ્વરૂપે થશે ત્યારેજ પરમાનંદ સુખનો સંપૂર્ણ ભોગવટો મળશે, अस्तु.

૭૬ પ્રશ્ન–સદેવ આસીત્ પ્રથમ સત તત્વજ હતું, ત્યાં સામગ્રીતો કાંઇ હતી નહીં ત્યારે સંસાર કયાંથી બનાવ્યો ? વળી તે પ્રભુ પૂર્ણ અને આપ્ત કામ છે તેને શું જરૂર પડી ! પ્રયોજન વગર તો મૂઢ પણ કશી પ્રવૃત્તિ નથી કરતો, તો પ્રભુએ ઇષ્ટ સાધનતા જ્ઞાન વગર સૃષ્ટિ કેમ કરી ?

ઉ૦—કરોળીઓ પોતાનાં મુખમાંથી લાળ કાઢી લાંબા તાર કાઢે છે, અને પાછી ગળી જાય છે તે સામગ્રી વગરજ કરે છે. તેને કશું પ્રયોજન નથીઃ એ તેનો સ્વભાવજ છે; તેથી સ્વભાવિક કરે છે. તેમ, આ પ્રભુની તો અચિંત્ય શકિત છે, તેને કશું અશક્ય નથી તે ઊર્ણનાભિ ( કરોળીઓ–

માકડી )ની માફક પ્રયોજન નથી છતાં સ્વભાવીક કરે છે, ચક્રવર્તિ રાજા શિકાર ખેલવા જાય છે તેમાં પ્રયોજન કશું નથી. વ્યાયામ માટે જાય છે, એમ કહોને ઘેર બહુ રીતે કરી શકે છે, જોવા ખેલવા માટે કહેશો તો બાગ બગીચા પણ બહુ છે. તેજ રીતે સૃષ્ટિ રચના છે તે પ્રભુની પણ એક લીલા છે. તે ક્રિડા કરે છે, તેની મોજ છે. વિદ્વાન કથા કરે છે. તે હાથ નેત્રાદિની ચેષ્ટા કેમ કરે છે? કેમકે રહેવાતું નથી-સ્વાભાવિક ચેષ્ટા થાય છે. તે રીતે પ્રભુથી પણ રહેવાતું નથી; સ્વાભાવિક લીલા માત્રથી સૃષ્ટિ કરે છે. અને હરે છે. **एकोहं बहुस्याम्॥ अजामेका लाहित् शुक्ल कृष्णां॥** પેહેલાં પણ સંસાર હતોજ, આગળ પણ એવોજ હોવાનો. પેહેલાં સત હતુજ, હાલ પણ સત છેજ, અને પછી પણ સતજ છે પાણી હતુંજ, મધ્યમાં બરફ થયું છતાં જળજ છે ( તે બરફ એવું જુદું કાંઇ ન સમજો ) અને અંતે પણ જળજ છે, જ્ઞાની એમજ કહે છે કે, સૃષ્ટિ બ્રહ્મજ હતી, હાલ તે બ્રહ્મજ છે, અંતે પણ બ્રહ્મજ છે. ભ્રાંતિથી થતી ભિન્ન પ્રતીતિ છે તે જોનારની દૃષ્ટિમાં-બુદ્ધિમાં છે. વડનું બીજ એકજ છે તેના અંદર રહેલો સૂક્ષ્મભૂત વડ છે તેજ ફાલી ફુલી ખીલી પત્ર શાખાડાળી ફુલ ફળ વગેરે સ્થુળ રૂપે પ્રતીત થાય છે છતાં તે એક બીજ રૂપજ છે.

૭૭ પ્રશ્ન-આત્માથી અતિરિક્ત બીજું સર્વ અનિત્ય છે. આત્માજ પુર્ણ આનંદ છે, છતાં વિષયોના તુચ્છ આનંદમાં આનંદ કેમ મનાય છે? બાદશાહ છે છતાં વિષયરૂપ કોડી શા માટે ઇચ્છેછે ?-ઊ-પાઠશાળામાં ઘણા વિદ્યાર્થીઓ ભણે છે તેમાં એક વિદ્યાર્થીનો પિતા પોતાના પુત્રને જોવા આવ્યો તેણે બધાને ભણતા સાંભળ્યા તેમના અવાજ ભેળો પોતાના પુત્રનો પણ અવાજ તેમાં મળેલો સંભળાયો. તેથી જાણ્યું કે મારો પુત્ર પણ છે એ સામાન્ય જ્ઞાન થયું; વિશેષ જ્ઞાન નથી થયું; કારણ કે બીજા છોકરાઓના અવાજ-સ્વરનો પ્રતિબંધ નડે છે. તેમ, અનાદિ અવિદ્યાના પ્રતિબંધને લીધે પુર્ણ આનંદ જણાતો નથી. અર્થાત્ આત્માનું વિશેષ જ્ઞાન થતું નથી. બાપે ઘરમાંતો પાંચ લક્ષ મોહોર દાટેલી છે, છતાં ખબર ન હોવાથી કોડી માટે ભીખ માગે છે. અમુક જગાએ દાટેલી છે એમ જાણે, એટલે વિશેષ જ્ઞાન થાય, તો કંગાલપણું મટી જાય. તેમ, આત્માનું વિશેષ જ્ઞાન, એટલે, હું જીવ નથી, પણ સચ્ચિદાનંદ આત્માજ છું, એ રીતે થશે ત્યારે જીવત્વરૂપ કંગાલતા નષ્ટ થશે. બે ભાઈઓ છે તેમાંનો એક નાનો છે તે લખોટા ભમરડા ખેલે

છે તે જોઇ મોટો કહે છે કે, એ શું રમ્યા કરે છે. કેમકે પોતે મોટો યુવક હોવાથી રમવા જતાં શરમાય છે. તેમ, જ્ઞાન થયેથી વિષયોમાં ખેલ્યા કરવાની રમત છુટશે. એટલે પૂર્ણ પરમ આનંદ મળેથી વિષયાનંદને તુચ્છ જોઇને લેવાને શરમ લાગશે. અજ્ઞાન પ્રતિબંધને લીધે તે પરમાનંદ જણાતો નથી. ભીંતની પેલી તરફ મનુષ્ય બોલે છે તેથી સામાન્ય જ્ઞાન થાય છે કે આદમી છે; પણ તે અમુકજ છે, એવું વિશેષ જ્ઞાન થતું નથી. તેમ, ભીંતરૂપ અવિદ્યાનું આવર્ણ–પ્રતિબંધ ખસે તો તે પુર્ણ આનંદ સ્વરુપ આત્માનો સાક્ષાત્કાર થાય. અવિદ્યારૂપ પ્રતિબંધથી કિંચિત્ સામાન્ય આનંદનું ભાન થાય છે, વિશેષનું નથી થતું, કેમકે અવિદ્યા ભીંત આડી છે તે ખસેડો તો આનંદજ સઘન પરિપૂર્ણ છે.

૭૮ પ્રશ્ન–આત્મા અસંગ ચેતન છે, અને શરીર જડ છે, તે બેમાંથી તો એકને પણ દુઃખ થતું નથી, તો શિર દુખે છે, એમ કહીએ છીએ તે કોનું દુખે છે?

ઉત્તર–બે હાથે તાળી પાડી તેથી શબ્દ નિકળ્યો. તે કયા હાથનો અવાજ છે તે કહો? તે જેમ નથી કહી શકાતું તેમ એ વિશે છે. સૂર્ય સામે કાચ ધરવાથી કાચ પાછળ રહેલો કોયલો લાલ થઈ જાય છે અગર રૂઉ ઘાસ હોય તો તે સળગી ઉઠે છે. હવે એ અગ્નિ જે ઉત્પન્ન થયો તે સૂર્યે ઉત્પન્ન કીધો કે કાચે કીધો? એ કહેવાતું નથી. ઉપાધિના સંબંધથી થાય છે. તેમ, ચેતન અને જડના સંબંધથી સુખ દુઃખ ભોગવાય છે. તે ક્રમ પ્રમાણે ભોગવાય છે, એ જીવને સ્વ સ્વરૂપનું જ્ઞાન થાય તો, અસંગ પોતાને જાણવાથી શાંતિ થાય છે. સૂર્યનો પ્રકાશ તો એજ, પરંતુ વાદળાંનાં આવર્ણ આડાં આવવાથી તે દેખાતો નથી. વાયુના ઝપાટાથી વાદળાં ખસી જતાં પ્રકાશ (જે કાયમજ છે તેજ) પ્રત્યક્ષ થાય છે. તેમ, ગુરૂ ઉપદેશ રૂપ પવનના ઝપાટાથી અવિદ્યારૂપ વાદળાં હટી જતાં આત્મ સૂર્યનો પ્રકાશ અપરોક્ષ થશે.

૭૯ પ્રશ્ન–જે તમ પ્રધાન પ્રકૃતિથી પંચભૂત થયાં કહેવાય છે, તે પ્રકૃતિ શા માટે થઈ?

ઉત્તર.–પરમાત્માની ઇચ્છા. જીવોનાં કર્મ પરિપક્વ થયલાં જાણી તેઓને ફળ ભોગ આપવાને માટે. પરંતુ એવા પ્રશ્નની જરૂર નથી. દુકાન આગળથી જતાં કોઇકાનો ડાઘ લાગ્યો તે જોઈ બધી દુકાને દુકાને તે ડાઘ માટે પુછતા ફરીએ કે, ક્યાંથી લાગ્યો, કેમ લાગ્યો, એ શોધમાં

ભટક્યા કરવું, તથા તે કોયલો ક્યાં કાષ્ટનો, તે વૃક્ષ પ્રથમ ક્યાં ઉગેલું, તેણે કેટલી જમીન રોકેલી, તે કાષ્ટ શી રીતે, શામાં, અને શા માટે આવ્યું, એ બધી તજવીજ કરવા જાય તો મુર્ખાઇથી તણાયા કરે, આયુષ્ય વહી જાય, અને પાર નહીં આવે. માટે મહાત્મા કહે છે કે, સુજ્ઞ જનેતો એજ કર્તવ્ય છે કે, ઝટ તે ડાઘને ધોઇ નાખવો. બસ, થયું. બ્રહ્મની ઇચ્છા કેમ થઇ, તેતો તે જાણે, માલીક છે. માલીકની ઇચ્છા કેમ થઇ, એવું પુછવાને બીજાને હક નથી.

૮૦ પ્રશ્ન.—એક ગ્રહસ્થ B. A., M. A , L. L. B B. S. C., વગેરે લાંબાં પુંછડાંવાળો છતાં જરા વિવેક સંપન્ન હતો તેણે એક મહાત્મા પાસે જઇને પુછ્યું કે, મહારાજ ? મેં ગીતા વાંચી, યોગ વાસિષ્ટ ભાગવત પણ વાંચ્યાં. છતાં મને કંઇ શાન્તિ થઇ નહીં. માટે એવો કંઇ મંત્ર કે ઉપદેશ બતાવો કે જેથી શાનત થય. ?

ઉત્તર.—મહાત્મા બોલ્યા કે, ભાઇ ! શ્રીકૃષ્ણપ્રભુ, મહામુનિ વસિષ્ટ અને વ્યાસ ભગવાન જેવા મહા સમર્થ ઉપદેશક ઉપર તમને વિશ્વાસ ન આવ્યો, તો મારા કહેવાથી તમને વિશ્વાસ આવશે, એ શી રીતે માની શકાય ?! શ્રદ્ધા હોય તો એક રામ નામથી જ પાર જવાય છે. ત્યાં દ્રષ્ટાંત.—એક ગોવાળિયણ દહીં વેચવાને ગોકુલથી મથુરાં આવતી ત્યારે હોડીનો એક એક પૈસો આવતાં જતાં આપવો પડતો હતો. તે એક પંડિતની કથા ચાલતી હતી ત્યાં સાંભળવા ગઇ. ત્યાં સાંભળ્યું કે, રામ કૃષ્ણ નામથી પાર જવાય છે. ખરી શ્રદ્ધાથી—નિઃશંક બુદ્ધિએ તે વાત પકડી લીધી. વિચાર્યું કે બે પઇસા બચશે. તે તો રોજ દહીંની માટલી લઇ, રામ કૃષ્ણ સ્મર્ણ કરતી—બોલતી નદીમાં નિર્ભયતાથી ચાલી જાય છે અને પાર નિકળી જાય છે. એક દીવસ તે પંડિતને પોતાને ઘેર જમવા લઇ જવા તેડવા આવી, તેથી તેની સાથે ગયા. નદીપર લઇ ગઇ. હાથ પકડી બોલી કે, હવે ચાલ્યા આવો. પંડિત કહે, નદીમાં ક્યાં લઇ જાય છે. છાતી લગી પાણીમાં ગઇ અને કહે ચાલ્યા આવો. પંડિત કહે, બુડાવી મારવા ધાર્યું જણાય છે. તે બોલી કેમ ? રામ કૃષ્ણ નામથી પાર જવાય છે, એમ તમે કહેલું કેની ? પંડિત કહે તેતો પોથીમાંનું, અને તેનો લાભ નથી. તાત્પર્ય કે, નિર્મળ શ્રદ્ધાથીજ પાર પડાય છે. ગાયનાં આંચળમાં ઘણુંએ દુધ છે, પણ બગાઇ આંચળે વળગી બેસે છે તે તો લોહીજ પીએ છે. અને તેજ આંચળમાંથી વાછરડું તો દુધ પીએ છે. તેમ, સરેતા અથવા સોતા જેવા દ્વેષી—શ્રદ્ધાહીન શ્રોતા છે તેતો લોહી

પીએ છે-દોષ (ખામી) શોધતા ફરે છે. અને શ્રદ્ધાવાન શ્રોતા વાછરા જેવા છે તે (પુત્ર-શિષ્ય ભાવે) નમ્ર બની સપ્રેમ સાચી શ્રદ્ધાથી દુધ પીએ છે એટલે રહસ્ય સમજી અનુભવ કરે છે.

૮૧ પ્રશ્ન-હનુમાને સુવર્ણની લંકા બાળી હતી, એમ રામાયણમાં છે. ત્યાં શંકા થાય છે કે, અગ્નિ છે તે કાષ્ટને બાળી શકે, પણ સુવર્ણ અગ્નિમાં બળતું નથી; કેમકે, શાસ્ત્રમાં કહે છે કે, अग्नेरपत्यं सुवर्णं સુવર્ણ છે તે અગ્નિનું બાળક-અર્ભક છે તેથી પોતાનાં છોકરાંને અગ્નિ બાળે નહીં, તો પછી એવી લંકા શી રીતે બાળી?

ઊ.-હનુમાન અમૃત સંજીવની બુટી લેવા માટે જે પર્વત ઉપર ગયલા તે પર્વત પર સુવર્ણ ભસ્મ કરવાની વનસ્પતિ (બુટી) હતી તે બધી પુંછડે લપેટી આવેલા તેથી લંકાં સુનાની છતાં રાખ થઇ ગઇ હતી.

૮૨ પ્રશ્ન-અજ્ઞાનદ્વારા જગત સરજાયું કહેવાય છે તો તે અજ્ઞાન શાથી થયુ?

ઊ.-અજ્ઞાન અનાદિ છે. એજ માયા-પ્રકૃતિ છે. કાર્ય સહિત અજ્ઞાનની નિવૃત્તિ થવી તે મોક્ષ. અધિષ્ઠાનનાં જ્ઞાનથી કલ્પિતની નિવૃત્તિ છે. કેમક તે અનાદિ અજ્ઞાન જ્ઞાને કરીને અંત ( નાશ ) પામે છે તેથી સાંત છે.

૮૩ પ્રશ્ન-અજ્ઞાન અનાદિ કહો છો તે કલ્પિત નથી, તે શી રીતે જશે?

ઉત્તર-સાદિત્વથી જગતની કલ્પના છે તેવી અનાદિત્વથી અજ્ઞાનની પણ કલ્પનાજ છે, તેથી અજ્ઞાન જશે. તે કાર્ય કારણરૂપ બેઠુ જતાં સમતાં) બ્રહ્મજ છે. જીવ છે તે બ્રહ્મજ હતો અને છેજ. મલીનતા-જીવ ભાવ જવાથી બ્રહ્મજ છે. જો બ્રહ્મ નહીં હોતે તો કદી થાયજ નહીં. કાળીકામળ શ્વેત નથી થતી. પાણી ઉપરની લીલ-શેવાળ ખસેડી નાખતાં તળાએ નિર્મળ જળજ છે. તેમ, ચતુષ્ટય સાધનથી જીવભાવ ખસેડતાં બ્રહ્મજ છે. વળી શ્રતિપણ છે કે, સર્જીને તેમાં પ્રવેશ કીધો.

૮૪ પ્રશ્ન-જીવ ભાવ ભલે જ્ઞાન થવાથી ગયો, પણ, કદી પાછો જીવ ભાવ થઇ જાય તો?

ઉત્તર-ના. માખણ થયું કે ઘી થયું, તે પાછું દુધ કે છાસ થતું નથી; તેમ જેને અપરોક્ષ જ્ઞાન થયું તેતો મુક્ત થયો. **नसपुनरावर्तते.** એ તર્ક-શંકા છે તે શાસ્ત્રીય તર્ક નથી. જ્ઞાન થયા પછી પાછો જીવભાવ થતો નથી; જો થાય તો અપરોક્ષ જ્ઞાન થયુંજ નથી. માયાએ જીવભાવ મુક્ત

કરેલો તેને પાછળ નાખી અનંત બ્રહ્મ પદમાં ગયો, ત્યાં ગુણમયી માયા નથી. તેથી તે કંઇ કરી શકતી નથી એટલે ફરી જીવભાવ લાવી શકતી નથી. ત્યાં માયા રહી નહીં—અવિદ્યા (અજ્ઞાન)નો અભાવ છે તો કોણ જીવભાવ લાવી શકે (જીવકોણ બનાવે)? કોઇ નહીં. કાર્યરૂપે થયલીમાયા દુઃખ દેછે, કારણ રૂપે નથી દેતી. अज्ञानेनावृतंज्ञानं, तेन मुह्यंति जंतवः॥ માયાની આવર્ણ વિક્ષેપ શક્તિ છે તેને શ્રવણ મનનાદિએ કરી તોડી નાખી. જેવું પાંખ વગર પક્ષી ઉડી શકતું નથી. તેમ માયાની એ શક્તિ તુટી જવાથી કંઇજા કરી શકતી નથી. જ્ઞાની પુરૂષની માયા કદિ બની રહે, તોપણ તે પ્રતિબંધની હેતુ નથી. સર્પના ઝેરી દાંત પાડી નાખ્યા પછી ભલે પડ્યો રહે, તેનાથી કશું થવાનું નથી. જ્ઞાને તે માયાની બે શકિતરૂપ પાંખ તોડી નાખી તેથી તે માયા દુખ દઇ શકતી નથી. બન્યું—બાળક પુત્ર અગર પુત્રી નિર્વિઘ્ને ગમે તેની પાસે સુઇ જાય છે પણ યુવામાં વિકાર આવ્યા પછી તેમ સુઇ જાય તો તે દુઃખનું હેતુ છે, તેમ તત્વવેત્તા પાસે માયા પડી રહે તોપણ દુખની હેતુ થતી નથી. અજ્ઞાની કહે છે તેની માફક તે જ્ઞાની "જીવોહં" નહીં કહેશે.

સ્રષ્ટિ પેહેલાં માયા અવ્યક્ત હતી તે દુઃખદ નહીં હતી. સ્રષ્ટિ કાળે સંસારમાં તેજ માયા જે નામ રૂપાત્મકથી વ્યક્ત થઇ રહી છે તે વ્યક્તત્વ તોડી નાખ્યું. વેદોક્ત પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપ ધર્મ છે તે રૂપ બે પૈંડાંથી આ સંસાર ગાડું ચાલે છે મરીચી વગેરે ઋષિઓને પ્રવૃત્તિ ધર્મ ચલાવવા આજ્ઞા થઇ; અને સનત્કુમારાદિને નિવૃત્તિધર્મનો ઉપદેશ કરવા આજ્ઞા થઈ.સ્વર્ગ વૈકુંઠ, બ્રહ્મલોક, રાજ, વૈભવ, સ્ત્રી, પુત્ર, ધન, ધામ, બાગ, ફાગ, રંભા વગેરે રૂપ રમકડાં બાળક (અજ્ઞજનો)ને આપી રમતમાં નાખ્યાં, તેમાં મોહથી તે વિષયા સક્ત લોકરૂપ બાળકો ફસાઇ પડયાં તે ભોગ વિલાસરૂપ કીચડમાંથી તેમનો ઉદ્ધાર કરવો જોઇએ. તે કામ સનકાદિને સોંપ્યું. પ્રવૃત્તિરૂપ ધર્મ છે તે સંસારની વૃદ્ધિ કરનાર છે, અને નિવૃત્તિરૂપ ધર્મ છે તે સંસાર મોહનો ઉચ્છેદ કરનાર છે. તે **अथातो ब्रह्मजिज्ञासा** કરવા કહે છે. ચુંબક પથ્થર-ખડગ પાસે વાહાણ જાય છે તે તરફ ખેંચાઇ જઇ ખીલા છુટા પડી જવાથી ડુબે છે. પરંતુ કપતાન હુશીઆર હોયતો તે ચુંબક પાસે નહીં જવા દેતાં બચાવે છે. અર્થાત્ બ્રહ્મ જિજ્ઞાસાને માર્ગે લઇ જાય છે. પ્રવૃત્તિ માર્ગે માલ લઇ જઈ વેપાર કરતાં શુભાશુભ કર્મથી સ્વર્ગ નર્ક, રાજા, પશુ, દેવ, વગેરેમાં ફેરફાર કરે છે અને દુઃખી થતા રહે છે. સ્ત્રી નઠારીથી, પુત્રાદિથી દુખ,

ગરીબી, ધનવાન છતાં રોગી, વગેરે અનેક સંતાપથી દુખ સહેછે; તેમાં સુખ શોધેછે. નિદ્રામાં સુખ દીઠું, એજ નિવૃત્તિનો નમૂનો પ્રભુએ બતાવ્યો છે. જ્યાં (નિદ્રામાં) સ્ત્રી પુત્ર ધન મન માન ગાન હાન ભાન વગેરે બધું છોડી દીધું છે. એટલે સુષુપ્તિમાં તે કાંઇજ નથી ત્યાં સુખ દીઠું. બાપ દાદા પ્રદાદા વગેરે ચાલી ગયા એ વિચારી જોયું. દૃશ્ય બધું ખસતું દીઠું અને જાણ્યું કે બધું અનિત્ય છે, કાયમ-અખંડતો એક આત્મતત્વ છે તે નિત્ય છે, એમ સમજાયું. ગુરૂ શાસ્ત્ર સંતથી એ વિવેક દ્રઢ થયો, પછી બ્રહ્મ લોક સુધીના ભોગ કાકવિષ્ટાવત જાણ્યા. એ વૈરાગ્ય પ્રગટયો, ત્યારે અવિદ્યા તરફ વક્ર દ્રષ્ટિ કરી કહે છે કે, અનેક જન્મોથી તેં મને ખુબ નાચ નચાવ્યો. મારો આ નર જન્મ છે. હવે હું તને નચાવીશ. એમ કહી શમદમ તિતિક્ષા વગેરે કરે છે, ત્યારે સનકાદિ તેને ધન્યવાદ આપે છે. એ બે ધર્મ માટે ગીતામાં ઉપદેશ આપી કૃષ્ણ અર્જુન ચાલી ગયા. તે ઉપદેશનું રહસ્ય સમજી જે વીર મનુંષ્યે જીવ ભાવ જડમૂળથી ઉખેડી ફેંકી માર્યો અને નિજ બ્રહ્માત્મૈક્ય સ્વરૂપે સ્થિતી પામ્યો તેવાને જીવ ભાવ ફરી ઉદ્દતો નથી. તે દ્રઢ રીતે અપરોક્ષ થવાથી શિવોહં બ્રહ્મવાહં સોહંનીજ ભાવના પુર્વક તત્સત્પદે રમે છે,

ગંગોત્રીથી ગંગા નિકળી આવી સીધી વેગથી ચાલી જઇને સમુદ્રને મળી અને ત્યાં ગંગોત્રીથીજ ગંગાજળની એક અથવા અનેક સીસી ભરી દાટો મારી દોરી બાંધી લાવ્યા તે પણ જ્યાં ગંગાં સાગર છે ત્યાં સમુદ્રમાં નાંખી, તે પણ મળીતો છે સમુદ્રમાંજ. પણ સીસીને દોરીથી પાછી ખેંચી લઇ દાટો ખોલી જળ ચાખશોતો મધુર જળ જણાશે. સમુદ્રમાં એકરૂપ થઈ ગયલી પેલી વહી આવીમળી ગયલી ગંગાની માફક ખારૂં જળ નહીં લાગશે કેમકે નિરૂપાધિ છે. સીસીવાળી ગંગા ઉપાધિવાળી છે. તેમ, જીવો છે તે માયા રૂપ સીસીવાળા, વાસના રૂપ દોરીથી બંધાયલા, કર્મરૂપ દાટાવાળા છે. તેઓ સુષુપ્તિ, મર્ણ, મુર્છા વગેરે અવસ્થામાં બ્રહ્મ સમુદ્રમાં જઇ પડે, પરંતુ વાસના દોરી અને ઉપાધીથી અભેદ ભાવને પામતા નથી. જ્ઞાનીતો નિઃસંકલ્પ નિષ્કામ નિરૂપાધિ બની સીધા બ્રહ્મમાં જઇ સમાય છે તે પાછા આવતા નથી. જ્ઞાની કહે, એકોહં; અને અજ્ઞાની કહે, બહુસ્યામ્. તેશાથી? વાસના, માયા, કર્મથી. પણ જ્ઞાનીતો વાસના રહિત થયો તે એકી ભાવનેજ પામ્યો, એ સિદ્ધ છે.

૮૫ પ્રશ્ન–સંસારમાં રહીને જીવન્મુક્તિનું સુખ લેવાનું શારીતે બની શકે?

ઉત્તરઃ—જ્ઞાન થતાંજ મુક્ત તો થાય છે, તે વિદેહ મુક્ત થાય છે. તેનું પ્રારબ્ધ શરીરને ટકાવી રાખે છે, તેને અંત થતાં પુનઃ પુરો વિદેહ મુક્ત થાય છે. विमुक्तश्च विमुच्यते ( શ્રુતિ ) પણ જીવન્મુક્તિનું સુખ લેવાં વિદ્વત્સન્યાસનું વિધાન છે. તે નથી લઇ શકતા તો સંસારમાં જેટલી જેવી ઉપાધિ તેટલું જીવન્મુક્તિનું સુખ ઓછું લેવાય છે, પણ વિદેહ મુક્તિમાં વાંધો નથી. માત્ર જીવન્મુક્તિનું સુખ લેવા ખાતર સન્યાસ લેવાની જરૂર છે. છતાં પ્રારબ્ધ તેવું સબળ ન હોયતો સંસારમાં ન્યૂન ભાગે તે સુખનો અનુભવ લેતો હુવો વિદેહ મુક્તતો થશેજ.

બે જણાના પેટમાં રોગ છે. વઇદે દવા આપી તે બેહુના રોગતો મટાડયા; ત્યારે એક જણ સ્નાન પાન ભસ્મ કરી પવિત્ર બની ગુરૂ પાસે બેઠો છે, અને બીજો સ્નાન વગર બેઠો છે તેનાં અંગપર માખીઓ બણુ બણી રહી છે, તેનો પણ રોગતો ગયો છે, પણ સ્નાનાદિ કીધું નથી, તેથી માખીઓની ઉપાધિ શરીર વળગે છે, તેવો સંસારમાં રહેલો જ્ઞાની છે. નાહી ધોઇ પરવારી બેસનાર છે તે સન્યાસી (જ્ઞાની) છે.

૮૬ પ્રશ્ન-જગત તે શું હશે? ઉ.-માયા ઉપહિત ચૈતન્યનો સહજ ચમત્કાર.

૮૭પ્રશ્ન-ભજન તે શું? ઊ.-શુદ્ધ નિજ સ્વરૂપ જાણવાનો અથવા તત્વાનુભવ પ્રાપ્તિનો ઉદ્યમ.

૮૮-પ્રશ્ન-ભજન કોનું કરવું ? ઊ. સદ્ગુરૂ પરમાત્માનું.

૮૯--પ્રશ્ન ભજન કોણે કરવું ? ઊ. અજ્ઞાને.

૯૦-પ્રશ્ન પરમેશ્વર તે શું અને તે કયાં છે.? ઊ.-સમ સર્વત્ર વ્યાપક બ્રહ્મતત્વ. તે સર્વત્ર છે.

૯૧ પ્રશ્ન-જગતનો કર્તા છે કે નહીં ? છે તો કોણ અને તેની પ્રતીતિ શી? અને જો નથી તો તે શી રીતે ? ઊ.-જગતનો કર્તા નથી. પ્રશ્ન,-કેમ નથી ? ઊ.-સૃષ્ટિ અકારણ છે, અને અકારણ વસ્તુનો કર્તા હોયજ નહીં

૯૨ પ્રશ્ન-કારણ વિના કોઇપણ કાર્ય હોવું સંભવતું નથી, એ ન્યાયથી આ દ્રશ્ય જગત અને અદ્રશ્ય સંકલ્પાદિ જે ભાસે છે તે સર્વ અહિં અકારણ શા માટે ?

ઊત્તર—સૃષ્ટિને અકારણ એટલે કારણ વિનાની કહી; તો જેનું કારણ નથી તેનું કાર્ય પણ નથી. અર્થાત્ વાસ્તવે વંઝા સુતવત્ એટલે મિથ્યા છે જેમ એનું કારણ નથી તેમ એ કાર્ય પણ નથી. એવી એ અકારણ છે. તે નહીં છતાં પ્રતીત થઇ ભાસે છે માટેજ અકારણ કહી છે.

૯૩ પ્રશ્ન—વાસ્તવે મિથ્યા (વંઝા સુતવત) છે, અર્થાત્ (સત) નથીજ તો ભાસે છે કેમ. ?

ઉત્તર—પોતાનાં નિજ સચ્ચિદાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર નહીં હોવાને લીધે, અથવા પોતાનાં અજ્ઞાનથી, અથવા ભ્રાન્તિથી.

૯૪પ્રશ્ન—એ ભ્રાન્તિ કોને થઇ, અને તે શા માટે થઇ, કે જેથી નહીં તેમાં સદ્બુદ્ધિ થઇ, નિજરૂપનું અજ્ઞાન થઇ, ભાસે છે ?—ઊ—અવિદ્યા—(માયા) વિશિષ્ટ ચૈતન્યને ભ્રાંતિ થઇ અને તે શુદ્ધ ચેતન અને માયાના યોગથી માયાનું કાર્ય (સહજ યોગે પ્રતીત થતું) જે આ દશ્ય જગત તેમાં પોતાનું અસ્તિત્વ અથવા અહંમમ ભાવના, ભ્રાંતિ અથવા અજ્ઞાને કરીને થઇ જવાથી, નિજરૂપે-સત્ય સ્વસ્વરૂપે પોતે બ્રહ્મ છે તેનું અંજાણપણું થઇ ગયું; અને દેહોહં-ઇદમહં ઇત્યાદિ અજાણપણું હોવાથી એ ભ્રાન્તિ-રૂપ જગતમાંને જગતમાંજ જન્મ મરણાદિ કલેશરૂપ સમુદ્રમાં બુડેલો છતો પોતાનું નિજ સ્વરૂપ ભુલી જવાથી ભ્રાન્તિ થઇ.

૯૫ પ્રશ્ન—એ ભ્રાંતિ શી રીતે મટી જાય ?—ઊ૦ સદ્ગુરૂનો સમાગમ કરી તેમનાથી ઉપદિષ્ટ મહા વાકયો ઉપર દઢ શ્રદ્ધા રાખી ઉગ્રપુર્ષાર્થથી સર્વ દુર્ગુણોરૂપ આસુરી ભાવ માત્રને દૂર કરી દશ્યાદશ્યના ભાગ કરી તેમાં નિત્યાનિત્ય વિવેક કરી, અનિત્યના ત્યાગ રૂપ વૈરાગ્ય સંપન્ન બની, અનુભવના ઘરમાં જઇ, નિવૃત્તિ યુકત થઇ, સહજ સુખ શૈયામાં સુઇ જવાથી.

૯૬ પ્રશ્ન—અનુભવના ઘરમાં શી રીતે જવાય ? અને તે કેટલું દૂર છે? અને નિવૃત્તિ એવી ત્યાં કોણ છે, અને તે ભેળા શી રીતે થવાય, અને સેહેજ શૈયામાં શી રીતે સુઇ જવાય ?

ઊતર—(દેહને વિશે થઇ રહેલા જન્માંતરના તાદાત્મ્ય અધ્યાસથી તે) અહંમમત્વનું દઢ બંધન તોડી નાખવાથી અનુભવનાં ઘરમાં જવાય છે, તે અનુભવનું ઘર અત્યંત નિકટ છે. વૃત્તિનો બહારનો વેગ હોવાથી એનું નામ પ્રવૃત્તિ એવું કહેવાતું હતું. અને બહારને વેગે વધ્યા કરતી એવી વૃત્તિ છે તે જન્મ મરણાદિ કલેશ અથવા દુઃખની આપનારી છે. તેજ વૃત્તિ અહંમમત્વનું દઢ બંધન તુટી જતાંમાં ટપ પાછી વળી અંતર મુખ થઇ નિવૃત્તિ એવું નામ ધારણ કરે છે, અથવા શાન્તિ નામથી કહેવાય

છે તેજ નિવૃત્તિ જાણો; અને તે તો, અહંમમનું દ્રઢ બંધન તુટવાથી સેહેજે અનુભવનાં ઘરમાં જવાય છે. ત્યાંજ નિવાસ કરીને રહેલી એવી નિવૃત્તિ અથવા શાંતિ દેવી તુરત આવી વળગી પડે છે—પ્રાપ્ત થાય છે. અર્થાત્ અનુભવનાં ઘરમાં ગયા પછી નિવૃત્તિ રૂપ શાંતિને ઢુંડવી પડતી નથી. કેમકે તે સામીજ દોડી આવી બાઝી પડે છે. સહજ શૈયા જે અનંત સચ્ચિદાનંદ નિજ બ્રહ્મસ્વરૂપ છે તેમાં ભ્રાંતિ રૂપ પોતાનું મિથ્યા અસ્તિત્વ (હુંપણું) તદન બાળી નાખી એક રસ થઇ વહેવું. અર્થાત્ દ્વૈત અદ્વૈતની ભ્રાંતિ રહિત ધાડ સુષુપ્તિવત પરમાનંદ સ્વરૂપે થઇ રહેવાથી (સેહેજ સુખ શૈયામાં—સેહેજમાં સુઇ જવાય છે. )

૯૭ પ્રશ્ન—મોજ તે શી? અને મઝા તે શી ?ઊ.—બ્રહ્મવિદ્યા તે મોજ; અને બ્રહ્માનંદ સુખનો ભોગવટો કરવો તે મઝા છે.

૯૮ પ્રશ્ન—ઇશ્વર અને જીવનાં સ્વરૂપ શું ? અને વાસ્તવે શું? ઊ.—સર્વજ્ઞ અને અલ્પજ્ઞ અને વાસ્તવે ચૈતન્ય.

૯૯ પ્રશ્ન—વાણીએ શું ? અને તે શાથી ઉદય થાય છે ?

ઉત્તર પંચભૂતોનું સત્વ. અને યોગ સ્ફુર્ણથી ઉદય થાય છે.

૧૦૦ પ્રશ્ન—મનનું સ્વરૂપ શું ?

ઉત્તર—સર્વ મિથ્યા ભ્રાંતિરૂપ અસ્તિત્વને માનનાર જે સ્ફુર્ણ સંકલ્પ તે.

૧૦૧ પ્રશ્ન—દેખતું કોણ, અને આંધળું કોણ ?

ઉત્તર—જ્ઞાની, અને જગત.

૧૦૨ પ્રશ્ન—કર્મ બંધન તે શું ? અને તેનાથી મુક્ત તે શું ?

ઉત્તર—અહંમમ ભાવનું દ્રઢત્વ અને અહંમમ ભાવનું અદ્રઢત્વ.

૧૦૩ પ્રશ્ન—જ્ઞાની કોને કહેવો ઊ જેને તત્વાનુભવ છે તેને.

૧૦૪ પ્રશ્ન-માયા એ શું ? ચિદ્ શક્તિ (બ્રહ્મની).

૧૦૫પ્રશ્ન—ડાહ્યો કોણ ? ઉત્તર—આત્મજ્ઞાન સંપાદન કરવા પ્રયત્ન કરનાર.

૧૦૬પ્રશ્ન—પાપ અને પુણ્ય એટલે શું ?

ઉત્તર—કલેશની ઉત્પત્તિનો સંભવ આણવો તે પાપ; અને આનંદની ઉત્પત્તિનો સંભવ આણવો તે પુણ્ય.

૧૦૭ પ્રશ્ન—વાણી એ શું, તે વિશે વિસ્તારથી વિવેચન કરો ?

ઉત્તર—સમ સર્વત્ર પરમાત્મ તત્વ મનને વિશે જે વિચિત્રતા ભાસે છે તે વાણી. તર્કરૂપ યોગ્ય વિચાર કરતાં જણાયું કે, આદ્ય પુરૂષ થયા હશે તેણે વિચાર્યું કે, વાણી ઉઠયા પેહેલાં શું હોય; તો વાણી નહીં,

એટલે નિર્વાણ. ત્યાં લક્ષ રાખી કહ્યું કે, એજ નિર્વાણ સ્વરૂપ. જ્ઞાતા મૂળ પુરૂષોએ પોતાના અંતરમાંજ વિચાર કરીને ઠરીને જોયું તો શબ્દાતીત-વાણી રહિત તત્વ છે શબ્દ તો હવે ઉઠાડીએ ત્યારે ઉઠે. વગર શબ્દે તો સ્થંભવત સ્થિત અચળ તત્વ શબ્દાતીત છે. શબ્દ છે તે આકાશનો ગુણ છે, આકાશનું જેમ રૂપ કાંઇ નહીં તેવું શબ્દનું પણ દ્રષ્ટિથી જોવાય એવું રૂપ નથી. મગજ-ભેજાંમાં અતિ સૂક્ષ્મ જ્ઞાન તંતુ રહે છે તે વાણીના મૂળ ઉદય સ્થાનમાંથી સ્ફુરીને જે વિચિત્રતા ભસે છે તે વાણી. એ મગજમાંથી સ્ફુર્ણ રૂપે ઉદય થઇ એટલે વિચાર (જ્ઞાન) મગજમાં થઇ, નાભીએ ઉતરી કરી. તેના પીલા ફુટી, પરા પશ્યંતિ મધ્યમા એવા રૂપે સ્થુળત્વ પામતી કંઠે આવી ઘાટ બંધાઇ મુખદ્વારા વિખેરાઇ જાય. એ રીતે જે વહી એટલે ખરી ગઇ અથવા વિખરાઇ ગઇ તેથી વૈખરી એ નામથી વાણીને કહી. તે ઉદય નથી થઇ ત્યારે નિર્વાણજ છે. વૃત્તિઓ સ્ફુરે તેમાંથી વાણી રૂપે વિચિત્રતાને પામે છે. વૃત્તિઓને સ્થંભવત્ સ્થિર કરવામાં આવે તો પછી તે નિર્વાણ પદજ છે તેજ શબ્દાતીત એવું મન વાણીથી પર તત્વ છે. મૂળ જ્ઞાતા ઋષિ મુનિઓએ પ્રથમ પોતામાં ઉંડા ઉતરી અનુભવ કરી જોયું કે આતો કાંઇ નહીં-નિર્વાણ વસ્તુ તત્વ છે; પણ તેને કહેવું જોઇએ. ત્યારે સમજાવવા ખાતર વર્ણ-અક્ષર શબ્દાદિને કલ્પના કરી ગોઠવ્યા. અનુભવી તત્વજ્ઞ એવા પુરૂષો જેની વૃત્તિ બ્રહ્માકાર સ્થિર થઇ ગયલી હોય છે તેઓ તો જે બોલે છે તેમની વાણી, બ્રહ્માનંદ અનુભવથી રંગાયલી, નિકળે છે. તે વળીવળીને તે વાણીદ્વારા નિર્વાણને સમજાવી ( લક્ષ કરાવી ) પાછી મચરડાઇને ત્યાંજ વળે છે. કોઇ શબ્દનો ઘાટ ઘડાઇ ગળાં સુધી આવ્યો, પણ બ્રહ્માકાર સ્થંભવત વૃત્તિ થઈ હોય અને તે શબ્દને કહીએ કે, પાછો વળ, ભાઇ! તારૂં અહીં કાંઇ કામ નથી, તો પેલો શબ્દ જે ઘાટ બંધાઇ આવતો હોય તે પાછો વળી ગળી જઇ આકાશવત ક્યાંએ અદ્રશ્ય થઇ જાય છે. જેમ કોડીઉં, દીવેટ, દીવેલ, અને અગ્નિ, એ ચારના યોગથી દીવો બળે છે તેમ, બધા યોગ એકઠા થવાથી વાણી ઉદય પામે છે. પાંચે ભૂતોનું સત્વ સરખે ભાગે હોય ત્યારે વિચાર શક્તિ સારી રહે-સ્મર્ણ શક્તિ પણ સારી રહે છે. અને તે સારી હોય તો વાણી પણ સારી નિકળે છે. પણ એક વાઉનું સત્વ વધારે થઈ જાય, અને તેની વિરૂદ્ધનું અગ્નિનું સત્વ વધારવાનો ઉપાય ન થાય તો સ્થુળને પાયમાલ કરે; અથવા અગ્નિ સત્વ વધી જાય અને જળનું સત્વ નહીં વધારીએ, અર્થાત જે સત્વ વધી જાય તેના વિરૂદ્ધનું સત્વ વધારવાના ઉપાય ન થાય તો સ્થુળ પાય-

માલ કરી મુકે. આકાશમાં એટલે મગજમાં વાયુનાં સંકીર્ણ-સ્ફુર્ણથી પંચેના સત્વને યોગે વાણી ઉદય થાય-પ્રકાશે છે તે વિચિત્રતા ભાસે છે. વાસ્તવે "વાણી" જોતાં કલ્પના કરીને ઠરાવ કરીને નિશ્ચય પૂર્વક ગોઠવેલા શબ્દ અક્ષરનાં રૂપો છે, તે મિથ્યા છે. તે સંજ્ઞાનો વધુ વિસ્તાર થવા લખાણમાં અક્ષરાદિકી સંજ્ઞા-આકૃતિ ઠરાવી. તે મિથ્યા છતાં એ વાણી વડેજ તત્વમસિ આદિથી નિર્વાણુ તત્વનો લક્ષ કરાવાય છે.

૧૦૮ પ્રશ્ન-દઢ જ્ઞાન થયા પછી પણ વખતે વખતે વિચિત્ર વાસના સ્ફુરી ઉઠે છે તેનું શું કારણ ?—ઊ-પુરૂષાર્થમાં ખામી રહેવાથી. જે જે વાસનાનું સૂક્ષ્મ બીજ રહી જાય છે તો તે ફણગો વખતે વખતે સ્ફુરી આવે છે. જેમ, કોયલો અગ્નિ છે, પણ તે અંગારો છંટાઇ જવાથી અથવા કંઇ અધુરો રહી ઓલવાઇ જવાથી રાખ નહીં થઇ જાય તો તે કોયલો રહી તેના કાળા ડાઘ પડશેજ; પણ પાછો દેવતામાં પડી પડીને અગ્નિ રૂપ થઇ પોતાનું કોયલાપણું સમુળગું ખોઇ નાખી રાખ થશે ત્યારે તેનાથી કાળા ડાઘનો સંપૂર્ણરીતે અસંભવ. તેમ વૃત્તિઓ નાના પ્રકારના વાસના રૂપ બીજથી ફણગા ફુટી ફુટીને ફેલાય છે-સ્ફુરે છે, તેને વેદાંતનાં શ્રવણુ મનનાદિ પુરૂષાર્થથી છેદન કરતાજ રહી જ્ઞાન રૂપ અગ્નિથી વાસના બીજ બાળી નાખવું; તો ફરી કંઇ પણ અનિત્ય પદાર્થમાં આસક્તિ રહેશે નહીં, અને બ્રહ્માકાર વૃત્તિ બની રહેશે.

મેરૂ.-પ્રશ્ન-જેનામાં આકાશ પ્રાધાન્ય હોય અને ચાર ભૂત ન્યુનાધિક અંશે ગાૈણ હોય; તેજ રીતે વાયુ પ્રાધાન્ય હોઇ આકાશાદિ ચાર ગાૈણ હોય, એમ એક એક ભૂતપ્રાધાન્યવાળા શી રીતે ઓળખી શકાય ?

ઉત્તર-જેનામાં આકાશ પ્રાધાન્ય હોય છે તે કેવળ નિવૃત્ત અને બ્રહ્મરૂપ હોય છે. તેની વૃત્તિ આ દ્રશ્યાદિમાં લુબ્ધ-આસક્ત નથી હોતી. કોઇ અમુક વાત કહેવા માંડે, તેના બે ચાર શબ્દ નિકળે ત્યાંથીજ કહી દેશે કે બધું સમજાઇ ગયું. આકાશવત સ્વચ્છ નિર્વિકાર એવું નિર્મળ તેમનું ચિત્ત હોય છે.

જેનામાં વાયુ પ્રાધાન્ય હોય છે તેને એક વાર જે વાત કહી કે તરત તેનાં મગજમાં ઉતરી જાય છે, ફરી કહેવાની જરૂર રહેતી નથી. વાયુ જેમ સરરરર સપાટાબેર ચાલ્યો જાય છે, તેમ અમુક બાબત પર તર્ક કરતો ચાલ્યો જાય, અને વિચારો દોડાવે ખરો, પણ માનાપમાન અથવા હાનિલાભથી થોડો કાળ વૃત્તિમાં ખેદ અગર હર્ષ પ્રતીત થાય.

જેનામાં અગ્નિ પ્રાધાન્ય હોય છે તેને એક વાર કહીને ૫છી

પુછીએ તો કહેશે કે, એક વારમાં શું યાદ રહી ગયું કે ? બીજી વાર ફરીથી કહી જાવ તો હમણાં કહી બતાવું.

જેનામાં જળ પ્રાધાન્ય હોય તેને એકવાર કહીને પુછીએ તો કહેશે કે, લાડવો ખાવાનો છે કે શું ? બે ચાર વાર કહેવાય ત્યારે યાદ રહી શકે.

જેનામાં પૃથ્વી પ્રાધાન્ય છે, તેને ઘણી વખત કહ્યા છતાં યાદ નહી રહે, તે જડ જેવો હોય છે. હવે એ શી રીતે થાય છે તે વિચારીએ. પિતા વાયુ પ્રાધાન્ય હોય અને માતા અગ્નિ જળ અગર પૃથ્વી પ્રાધાન્ય હોય તો તેનાં પ્રમાણમાં મિશ્રણ યોગ પ્રમાણે પુત્ર થાય. વાયુ પ્રાધાન્ય અંશ વધારે હોય તો તેવો પુત્ર થાય. બેઉ વાયુ પ્રાધાન્ય હોય તો કેવળ વાયુ પ્રાધાન્ય પુત્ર થાય છે. શ્રીકૃષ્ણ કેવળ આકાશપ્રાધાન્ય હતા, અને રૂક્ષ્મિણી ઘણાં વિચિક્ષણ હતાં તે વાયુ પ્રાધાન્ય હતાં; તેથી પ્રદ્યુમ્નાદિ પુત્રો થયા તે કૃષ્ણ જેવા નહી. અને પૃથ્વી અથવા જળ અગ્નિ પ્રાધાન્ય વાળી સ્ત્રીથી જે પુત્રો તે પ્રદ્યુમ્ન જેવા નહીં એમ તર્ક વિચારથી સમજી લેવું. એ પ્રકારે કોઇ વ્યક્તિ નીચલી ભૂમિકામાં હોય છતાં પૂર્વના સત્સંસ્કાર યોગે સત્સંગ સેવી પુરૂષાર્થ કરે તો ક્રમથી ઉંચી ભૂમિકામા જઇ શકે છે. વિવેક વૈરાગ્યાદિ સંપન્ન થતાં, પ્રાણી પદાર્થ ઉપરની આસક્તિ ઉઠી જાય મનોનિગ્રહની દ્રઢતા થાય છે ત્યારે આનંદનો એક ઝરો છુટે છે, એટલે આનંદની એક ધારા જાણે ચાલતી રહે છે. તેવી સ્થિતીમાં કોઇને કાંઇ કહેવાઇ જાય અને તેજ પ્રમાણે થાય; અથવા વરસાદ આવતો હોય અને કહે કે હમણાં રહી જશે, અને રહી ગયો, તો લોક માને છે કે, એ કહે છે તેમજ થાય છે. પછી આવીને કોઇ કહે કે, મહારાજ ! તમારૂં વાકય નિકળ્યું તેમજ મને પણ થયું. એમ સાંભળીને અહં જો ફુલ્યો, એટલે મનમા એમ આવે કે, મારામાં સિદ્ધિ આવી ( હું સિદ્ધ બન્યો, ) તો સ્વાહાયનમઃ ( પછી વળી કાંઇ ન થાય. ) બીજો ચમત્કાર કાંઇ નથી, અહં મરી પડેલો તે જો પાછો ખડો થઇ જાય તો દુઃખના ભારા માથે આવી પડે છે. પરંતુ, અહં ઓગાળીને મુવો—નિરહંકાર પદ જે પ્રશમ શાંત બ્રહ્માત્મૈકય તત્વ છે તેમાં ગરી પડે તો પરમ આનંદઘન સુખાબ્ધિરૂપે બની રહેછે.

બ્રહ્મગાંઠ, ફુમતું, અથવા ધ્વજા રૂપે પ્રશ્ન—સેહેજ સમાધિનું સ્વરૂપ શું, અને તેનાથી લાભ શું ?

ઉત્તર—વિસ્તૃતપણું જે બહાર સ્ફુરવાપણું—ફુવારો ફુટે છે તેમ વૃત્તિનું બહિર ધાવન થનારૂં વેગ છે તેને સમેટી લઇ અંતરમુખ કરવી.

તે અંતર વૃત્તિને બ્રહ્માંડમાં એક ધુનવાળી–તારે તાર એક રસરૂ૫ કરવી. એનુંજ નામ સદા સેહેજ સમાધિ છે. એ સ્થિતીના અભ્યાસથી થોડી મુદતમાં સર્વ પ્રકારની આસક્તિ છુટી જશે, અને સચ્ચિદાનંદ બ્રહ્મમાંજ લગ્ન લાગ્યું રહેશે. પછી આ દ્રશ્યાદિ સંકલ્પ માત્રથી ઉપરામતા યુક્ત તેવી અંતર વૃત્તિ રાખવાથી દ્રઢ અપરોક્ષ થશે. તેમાંથી આનંદના મહોદધિરૂપ બ્રહ્મસમુદ્રમાંજ ઝાકમ ઝોળ બુડેલા થવાશે. એવી સમાધિવાળી સેહેજ સ્થિતીમાં જે કાંઇ વાત કરે, બોલે, સાંભળે, જાય, આવે, ખાય, પીએ, એ બધું કરે છતાં, જાણે તે કંઇ પણ આસક્તિ રહિત ખબર (ભાન) વગરનોજ હોય તેવો રહેશે. અર્થાત, વાત બધી સાંભળે પરંતુ પુછીએ કે; કેમ અમુકનું શું સમજવું ? તો કહેશે કે, મેં સાંભળ્યું નહીં, અગર ફરીથી કહો. ત્યારે વળી વૃત્તિઓને અંતરમાંથી ખેંચી બહાર તે વાત ઉપર અથવા પદાર્થ ઉપર લગાડે, ત્યારે તેનો ઉત્તર આપે; તો પણ તે અંતર વૃત્તિ છતેજ એક શાખા માત્રથી બાહ્યરવૃત્તિએ કહે છે. બધું કરતે છતે–વરતયા કરતાં છતાં અખંડ સેહેજ સમાધિ લાગી રહે. મિથ્યા મૃગજળ જેવો, નહિંવત્ એવો કલ્પિત ખોટો અહં છે તેને ઉભો રાખે તો તું અને તે વગેરે કલ્પના કરાય, પણ તે અહંનેજ ઉપર પ્રમાણે અંતર વૃત્તિએ નિવૃત્ત રહી બ્રહ્માબ્ધિમાં હોમે, તો પછી તું અને તે વગેરે કોણ કલ્પે (જ્યાં કલ્પનારો હુંજ પોતે હોમાઇને ગેબ થાય છે ત્યાં) ? !!

એ પ્રકારે અહોર્નિશ બ્રહ્મરૂપ મહા અગ્નિમાં અહંની આહુતિ અપાયા કરે–હોમ થતો રહે, તો તેવા ઘાડ અભ્યાસથી અહં કિંચિત્ પણ સ્ફુરવા પામે નહીં; અને મોભ પડી ભાંગે તો પછી ઘર ભાંગ્યુંજ જાણવું. તેમ, અવિદ્યા (અજ્ઞાન)થી સ્ફુરી ઉઠેલો ખોટો અહં બ્રહ્મમાં હોમાઇ જાય તો સ્થુળ સુક્ષ્માદિ દેહ ત્રય પણ કલ્પિત પ્રપંચ સહિત મૃતક જેવા થઇ પડે છે; ત્યારે બ્રહ્માનંદ સુખ સમુદ્રમાં સમત્વ પ્રાપ્ત થઇ વિચરે છે. એવા તે અસંગ મહાત્માના દેહને જોઇ કોઇ ગમે તેમ કહો કરો, તેથી તેને કશો પણ હર્ષ શોક થતો નથી. કેમકે ખોટું હું હોમતાં ખરું હું સમજાયાથી એટલે, હું તો સચ્ચિદાનંદ બ્રહ્મજ છું, એવો અનુભવ થવાથી તેનું અહં તત્ સત્ બ્રહ્મમાં દ્રઢ થયું છે; તેથી તે તો સ્વરૂપાનંદની મોજમાં મસ્ત રહે છે. *

**लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥ शिवमस्तु ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरिः ॐ तत्सत् ॥**

---

* આચાર્ય સંત શ્રીમન્નૃસિંહાચાર્યજી પ્રત્યે થયેલા પ્રશ્નોના ઉત્તર.

## ॐ श्री सद्गुरवे परमात्मने चिदानंदमयाय नमः

——;०:——

ચિન્મણિ–જ્ઞાનમણિ, ચિન્તામણિ, સ્પર્શમણિ, સ્ફટિકમણિ નીલમણિ, પ્રવાળ,ગજમુક્તા, સર્વ બાજુએથી સુંદર હીરા માણિક્ય મુક્તા આદિ રત્નોથી જડેલાં તુલસી કાષ્ટ, ચંદન, અને રૂદ્રાક્ષ મણિઓ, જગતરણ મણિ, ચિત્સુખમણિ, સુધારસ દ્રાવક મણિ, ચંદ્રકાન્ત તથા સૂર્યકાન્તમણિ, શાન્તિરસાયનમણિ, વગેરે અનેક પ્રકારના આનંદજનક મહામણિઓની સુવર્ણમાં ગાંઠેલી ગુંથેલીસુંદર મનોહર અતીવ રમણી ઉત્તમ પ્રકારની, અહંમમત્વનું ભાન ભુલાવી પરમ આનંદમય સ્થિતી કરી દેનારી–સુખપ્રદ સુગંધ પ્રસારનારી માણિક્યમણિ મુક્તાદિ મહારમ્ય રત્ન પુષ્પ માલા, જે મેરૂ સાથે ૧૦૯ મણિગણોની પાંચ તૈયાર છે તેમાંની ત્રીજીમાંથી નમુના રૂપે ફક્ત ૨૭ મણિ કાઢી લઇ અત્રે મુકવામાં આવે છે. એ લઘુ સ્મરણીના મણિઓ, જેવાં દ્રષ્ટાંત સિદ્ધાંતથી સુશોભિત છે તેવા, આખી બધી (પાંચે) માલાના છે; પરંતુ હાલ દ્રવ્ય સંકોચરૂપ પ્રતિકુળતાને લીધે ફક્ત ૨૭ની સ્મરણી કંઠમાં અગર કર કમલમાં પેહેરી રાખવા સુજ્ઞજનો માટે અત્રે મુકી છે.

ॐ श्री सद्गुरवे परमात्मने चिदानंद स्वरूपाय नमः ॥
ॐ द्यौः शान्ति रन्तरिक्षं शान्तिः पृथिवी शांतिरापः
शांति रोषधयः शांतिः सर्वं शांतिः शान्तिरेव शांतिः
सा मा शान्तिरेधि ॥ ॐ शांतिः शान्तिः शांतिर्ब्रह्म
शांतिः ॥ हरिः ॐ शांतिरस्तु ॥ शिवमस्तु ॥ ओम्

### અથ શ્રી મહામણિમાલા આરભ્યતે.

૧ – એક ખેડુત ઘણો શાંત સુજ્ઞ અને સરળ સ્વભાવનો હતો. તેની સ્ત્રી કલહપ્રીય હોવાથી ખેતરેથી રોજ ખેડુત કામથી પરવારી ને ઘેર આવે કે અનેક છીદ્રો શોધી ક્લેશ કરી બાપડાને સંતાપ

કર્યાં કરે, તેને ગાળો દઈ દુખીકરે, અને વખતે બેચાર મુક્કાપાક પણ આપી દેતી. ભાગવતની કથા થતી હતી ત્યાં મોહેલ્લાનાં બઈરાંને રોજ જતાં જોઈ, એક દીવસ તે બાઇએ તેમને પુછ્યું કે, બેનો ! કયાં તમે રોજ જાવ છો ! તેઓ કહે, હમે કથામાં સાંભળવા જઇએ છીએ. ઠીક. ત્યારે આજ તો હું પણ આવું છું, એમ કહી દાણા લઈ તે પણ ગઇ. કથાનો પ્રારંભ થતાંજ પતિવ્રતા સ્ત્રીનું મહાત્મ્ય કહેતાં વ્યાસે કહ્યું કે. સાડાત્રણ દીવસજ જો ખરી ભક્તિથી શ્રદ્ધા અને નિર્મળ પ્રેમવડે પતિની સેવાકરી તેને પ્રસન્ન કરે તો તેને ભગવાન હાજરા હજુર મળે છે, તો જે સ્ત્રી હંમેશ પતિ સેવા પરાયણ રહે તેનાં પુણ્યનો તો પાર નથી. બસ, આટલું સાંભળતાંજ પેલી સ્ત્રી તો ઉઠી અને ચાલવા માંડયું. બીજાં બૈરાંકહે, અરે બેન કેમ કેમ! કથા તો હજી થવાની છે, બેસો બેસો ને. પેલી બોલી, મેં (કથા) સાંભળી. ઘેર ગઇ, દ્રઢ નિશ્ચય કીધો અને સાચી શ્રદ્ધાપ્રેમથી ઉષ્ણ જળ તઈઆર કીધું. દાળભાત શાક તથા કંસાર તઇઆર કરી પાપડ સેકયા, અથાણું કાઢયું, અને સર્વ પ્રકારે તઇઆર થઇ પતિની વાટ જોતી બેઠી. સ્વામિ આવ્યા તેને ઉષ્ણ જળલાવી દીધું ચોળી ને સ્નાન કરાવ્યું, પુજા સંધ્યાની સામગ્રી સાહિત્ય સમીપ લાવી મુકયું અને આસન (પાટલો) ગોઠવી આપ્યું. ખેડુતતો આ નવુંજ અને ઉલટુંજ થયલું જોઈ આશ્ચર્યમાંજ ડુબ્યો, કે આજે આશું ! ગાળો કયાં ગઇ ! રોજ થંડુજળ સ્નાન માટે મળે, અને આજે ઉષ્ણ જળ શું ! આમાં કાંઇ કારણ છે. ખરે, મરવાનો, હવે મોત આવ્યું લાગે છે. પછી તો સુંદર સ્વાદિષ્ટ રસોઈ જોઈ વિચારે છે કે, મારી આખી ઉમ્મરમાં નહી, તેવું આજે આ છે શું! રોટલા કયાં છે! ખરે, એમાં ઝેરહશે તેથી મરવાના. પણ મારે મરવુંજ છે, એમ સમજી પ્રેમથી જમી ઉઠયો. એટલે તો સ્વચ્છતાથી પલંગ બીછાવ્યો, ત્યાં સુવાડીને પગ ચંપી કરવા બેઠી. પેલોભાઇ વિચારમાંજ પડયો છે કે, ખરે જરૂર મોત જ આવ્યું—સુખી થઇશું—છુટીશું. એવા વિચારમાં ઊંધી ગયો. પતિની આજ્ઞા વગર ઉઠાય નહીં, એવા દ્રઢ વિચારથી બેસી રહી. સવારે

પતિ ઉઠયો તે જુવે છે તો પગ ચાંપ્યાજ કરે છે. તે જોઇ બોલ્યો કે, અરે! તું છે! સ્ત્રી કહે, તમારી આજ્ઞા વગર ઉઠાય કેમ. ત્યારે બોલ્યો. ઉઠ ઉઠ, કામે લાગ. પછી ઉઠી, અને ખેતરે જવાને કોઇ માણુસ લાવી. સ્વામિને કહે, ખેતરે નથી જવું, ઘરમાં રહો. માણુસને રોજ ઠરાવી ખેતરનું કામ કરવા મોકલ્યો. એ સતે ખુબ તીવ્ર ઈચ્છા ભગવાનના દરશનની લાગી, તેથી સાડા ત્રણુ દીવસ દ્રઢ શ્રદ્ધા અને અત્યંત પ્રેમથી પતિની સેવા કરી. ચોથા દીવસના બપોર વીતી ગયા પણુ ભગવાન કંઇ આવ્યા નહિં. તેથી પોતાની અસલ પ્રકૃતિને વશ બનીને બોલી કે વ્યાસે મને ખોટું શા માટે સમજાવ્યું, માટે આ ડાંગ લઇને વ્યાસનું માથું ફોડી આવું છું, કે કેમ જુઠું કહ્યું. જુસ્સા ગુસ્સામાં ડાંગ હાથમાં લીધી અને જવાને તૈયાર થઈ. ભગવાન સર્વાંત-ર્યામિ છે તેણે જાણ્યું કે, આ જડસુ તો ચાલી, બ્રહ્મહત્યા થવાની, માટે ચાલ ભાઈ, પ્રભુ ત્યાં પ્રકટ થયા, દર્શન આપ્યું ત્યારે બેહદ ખુબ પ્રસન્ન થઇ. પ્રભુએ કહ્યું કે માગ. સ્ત્રીએ કહ્યું કે મારે ત્યાં આવીને રોજ રોટલો ખાઈ જજો. પ્રભુ કહે ઠીક. પ્રભુ અંતર્ધ્યાન થયા, ડાંગ બાઇએ ફેંકી દીધી, ગામમાં બધે વાત ચાલી, બાઈની તો માનતા ચાલવા લાગી, અને લોકોનો સમૂહ વ્યાસ પાસે શ્રવણુમાં ભેગો થતો હતો તે ઉલટીને બાઇને ત્યાં થવા લાગ્યો, સતી માતા તરીકે પૂજાવા લાગી, વ્યાસે પુછયું કે કેમ હવે કોઈ આવતું નથી? ખબર મળી કે, એક બાઈને ભગવાન મળ્યા (જે બાઇ એક દહાડો શ્રવણુમાં આવેલી અને જરાકજ કંઇ વાત સાંભળીને ચાલી ગયલી તેને), તેથી લોક તે તરફ ઉલટયા છે. વ્યાસ આશ્ચર્ય પામી તે બાઇને ત્યાં ગયા. ગુરૂજી પધાર્યા તે જોઇ બાઈએ બહુ માન આપ્યું અને બેસાડી પૂંજા કરી. વ્યાસે પુછયું કે, એ બધું શાથી? બાઈ કહે, મહારાજ! તમારાથીજ. વ્યાસે સઘળી હકીકત સાંભળી બાઇને કહ્યું કે, કાલે ભગવાન આવે તેને પુછજે કે મારી (વ્યાસની) સદગતિ કયારે થશે? ઠીક.

વ્યાસ પ્રસન્ન થતા આશ્ચર્ય પામી ગયા. બીજે દહાડે ભગવાન રોટલો ખાવા આવ્યા તેને ખાતાં પુછયું કે, પ્રભો! મારા ગુરૂ વ્યાસની ગતિ ક્યારે છે? ભગવાન કહે, આ તારાં ઘર સામે લીમડો છે એનાં જેટલાં પાત્રાં છે એટલાં વરસ વીતે ત્યારે. ઠીક. પ્રભુ ખાઈને ગયા, વ્યાસ જ્યારે જવાબ સાંભળવા આવ્યા ત્યારે સત્કાર કરી બેસાડી પૂજા કરી, પ્રભુએ કહેલો ઉત્તર વ્યાસને કહી સંભળાવ્યો. તે સાંભળતાંજ વ્યાસને તો મહા સંતાપ થયો, અને ભગવત દર્શનની તીવ્ર ઇચ્છા પ્રગટી, અને અતિશય ઈન્તેજારીથી મહા દુઃખથી વિહ્વળ બની જઈ, તે લીમડા સાથે માથું પટકી મરવા જતાં તે લીમડામાંથી તરત પ્રભુ પ્રકટીને દર્શન આપ્યાં, અને યથેષ્ટ સદ્ગતિ આપી,

તાત્પર્ય કે, જેમ તીવ્ર ઇચ્છા પ્રગટે તેમ, તે ઉલટાં પ્રારબ્ધાદિ કર્મને પણ ફેરવી નાંખે છે,

પુરૂષની બુદ્ધિરૂપ સ્ત્રી જો તમોગુણ પ્રાધાન્યવાળી હોય છે તો ચિંતા, શોક, ભય, કડુવાણીના પ્રહાર, અયોગ્ય તામસી વિચાર, વગેરેથી કલહ કરી હંમેશ દુઃખ આપે છે, પણ તેનામાં ગાણપણે રહેલા રજસ અને સત્વ ગુણમાંથી, કોઈ શુભ સંસ્કાર વશાત્ સત્વનું પ્રાબલ્ય ઝળકી ઉઠતાં તેને સત્સંગ થઈ જાય છે અને ત્યાં સદ્ગુરૂમુખથી तत्त्वमस्यादि મહાવાક્ય વગેરેનું થોડુંકજ શ્રવણ થતાં ચટકો લાગી જાય છે, તે ઉપરથી આત્મસાક્ષાત્કાર માટે તીવ્ર ઈચ્છા પ્રકટ થતાં—પરમાત્મદર્શનરૂપ ભગવાનનો મેળાપ કરવાની તીવ્ર ઇચ્છા ઝળકી ઉઠતાં, દ્રઢ પુરૂષાર્થથી જો દ્રઢતમ શ્રદ્ધા અને પ્રેમથી વિવેક વૈરાગ્ય શમદમ વગેરે સાધન સિદ્ધ કરવા મંડી પડે છે, તો અલ્પ સમયમાં તે પાર પડે છે—કાર્ય સિદ્ધિ મેળવે છે. અને બીજા અનેક લોક રોજ કથા સાંભળવા આવીને કલાકના કલાક અને વરસોના વરસો સુધી બેસીને સાંભળ્યા કરે છે, પણ તે સાંભળી પુરૂષાર્થ કરી શકતા નથી, તેમ તીવ્ર ઈચ્છા પણ તેમને હોતી નથી, તેનું કારણ કે

સંસાર જે ગળાં સુધી ગઠબી ગડબીને ભરેલો છે, એટલે વિષય વાસના, સ્ત્રી પુત્ર દ્રવ્યાદિનો મોહ અને આસક્તિ, મિથ્યાભિમાન, માન મોટાઇની અભિલાષા, વગેરે રૂપ રજસ-કચરો ચિત્તનાં પ્રત્યેક પરમાણુમાં જામી જઈ ભરાઇ રહ્યો છે તે બહાર કઢવો નથી. જેથી ક્ષમા દયા વિવેક વગેરે દૈવી સંપત્તિના અણુમાત્રને પણ પેસવાને જગાજ થતી નથી, તો તે વગર પછી તે બિચારા દયાપાત્ર સર્વ શ્રોતા શીરીતે પુરૂષાર્થ કરીશકે, અને તીવ્ર ઇચ્છા પ્રકટવાને રસ્તો રોકાઇ રહેલો હોવાથી તે પ્રકટે પણ કેવી રીતે !! અફશોષ ! એવા આયુષ્યનો અમુલ્યકાળ નિરાંતે ઊંઘમાં ઉંઘી રહી વ્યથા ગુમાવ્યા કરનારા બંધુજનો માટે. એવા સર્વ જેઓ પુરૂષાર્થ કરી શકતા નથી અને તીવ્ર ઇચ્છા પણ થતી નથી, તેઓ જેવાના તેવા આયુષ્યની અવધી સુધી રહી, જેવા આવ્યા તેવા (સંસાર કાદવ છુંદી ગુંદી ખુંદીનેજ) પાછા જાય છે-મરે છે.

શાસ્ત્રકારે નિયમ બાંધી ફરમાવ્યું છે કે બ્રહ્મચર્ય યથાયોગ્ય અને નિયત કાળ સુધી પાળવું. પછી ગૃહસ્થાશ્રમનું શાસ્ત્રાજ્ઞાનુસાર પાલન સેવન કરી, વાનપ્રસ્થ સ્થિતીમાં વિચરવું અને વિષયવાસના છોડવાનો એ અભ્યાસ પરિપકવ થતાં વૃત્તિ વૈરાગ્ય રંગથી રંગાઇ જાય-ઉપરામ થાય કે યથાકાળે સંન્યાસાશ્રમ સ્વિકારવો-તેવી અસંગ સ્થિતીમાં એકાંત સેવન કરી ભગવદાકાર વૃત્તિ કરી હરિરૂપ થઇ રહેવા પ્રયત્નશીલ થવું. છતાં પણ જો બ્રહ્મચારી અવસ્થામાં અથવા ગૃહસ્થ સ્થિતીમાં એકદમ તીવ્ર વૈરાગ્ય પ્રકટી ઉઠી ભભુકો લઈ ઉઠે તો, શ્રુતિ સ્પષ્ટ કહે છે કે જે દિવસે જે વખતે વૈરાગ્ય જાગી ઉઠે, તેજ વખતે ચાલી નિકળે.: એનું શું કારણ ? એજ, કે, તીવ્ર વૈરાગ્ય-તીવ્ર ઇચ્છા પ્રકટતાં કર્તવ્ય કરવાનું તે કરીજ લેવું. પછી તેમાં आश्रमादाश्रमं गच्छेत् આશ્રમના ક્રમથી ચઢવું, એ આજ્ઞા દબાઇ જાય તો તેને દબાઇ જવા દેવી. તીવ્ર ઇચ્છા રહિત-થંડા હીમ જેવા પ્રમાદી અથવા સંસારાસક્ત જનો માટે, ધીમે ધીમે વિષય છોડાવી નિવૃત્તિ પરાયણ કરવા પરત્વે, એ આજ્ઞા છે.

તીવ્ર ઈચ્છા પ્રકટી કે શુદ્ધ મનથી શ્રદ્ધા અને પ્રેમ દ્રઢતમ રાખીને તરત સાધન જે કર્તવ્ય હોય તે કરવા મંડી પડવું, તો ઇચ્છા સફળ થયા વગર રહેતી નથી. તીવ્ર ઇચ્છાનો અગ્નિ એવો જાજવલ્યમાન છે કે હજારો જન્મનાં અશુભ કર્મ સમૂહને ક્ષણ માત્રમાં બાળી નાંખે છે, અને જે ઈષ્ટ હોય તે અપરોક્ષ થાય છે.

૨—એક ભરવાડ પોતાની સ્ત્રીને આણું (તેડું) કરવાને પરણ્યા પછી પેહેલોજ સાસરે ગયો. ત્યાં આદરમાન ખુબ થયું. આડોસી પાડોસી સગાં સ્નેહી વગેરેને ત્યાં વારા ફરતી મિષ્ટાન્ન ભોજન માટે રોજ નિમંત્રણો થયા કરવાથી રોજ સ્વાદિષ્ટ મિષ્ટાન્ન મળ્યા કરે છે તથા રાત્રે ગાનતાન થયા કરે છે તે બધી મોજ મજામાં-રમત ગમતમાં પડી ગયો તેથી ઘેર જવાનું તો યાદ કરતોજ નથી, એટલુંજ નહિં, પણ શું કામ આવ્યો છે તેનું પણ ભાન ભુલી ગયો. ઘણા દહાડા થઈ ગયા ત્યારે ઘેરથી ખેપીઓ તેડવા આવ્યો, ત્યારે કાન ખુલ્યા અને ભાન આવ્યું, અને જતી વખતે આણું કીધું કે વહુને મોકલો. તે સાસરીઆં કહે કે, તમે આટલા બધા દહાડા થયા આવ્યા છો તેમાં આજ સુધી તો કશું મ્હું નહીં, અને હવે જતી વખતે આણું કરો છો, તે હવે શી રીતે હમે બધી તૈયારી કેટલીવારમાં કરીએ ? ! હવે હાલ તો આવ્યા તેવા પાછા જાવ. બીજીવાર આવજો. તે પણ બચારો હવે શું કરે. ખેપીઆ સાથે, જેવો આવેલો તેવો પાછો ગયો. અને ધારેલું કશું ન થયું.

તાત્પર્ય કે, जले विष्णु स्थले विष्णु, विष्णु पर्वत मस्तके ॥
ज्वाल माला कुले विष्णु, सर्वं विष्णुमयं जगत् ॥

એ રીતે જળમાં સ્થળમાં પર્વતનાં શિખરે અગ્નિ શિખામાં વિષ્ણુ છે, સઘળું જગત વિષ્ણુમય છે. તેમજ શ્રુતિ પણ કહે છે કે, एकोदेवः सर्वभूतेषु गूढः सर्व व्यापी सर्व भूतांतरात्मा ॥ कर्माध्यक्षो सर्व भूताधि वासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥ વળી ભગવાન પણ

એજ કહે છે કે, अहमात्मा गुडाकेश सर्वं भूताशय स्थितः વળી બીજું क्षेत्रज्ञं चापिमामविद्धि सर्व क्षेत्रेषु भारत ॥ પ્રાણી માત્રમાં હું જ આત્મા છું, અર્થાત્ સર્વનાં હુંપણાનો વિષય જે આત્મતત્વ છે તે હું છું. બધાં શરીર ક્ષેત્રમાં રહેલો ક્ષેત્રજ્ઞ (આત્મા) જે છે તે, હે અરજુન! મને જાણ; મતલબ કે સર્વ કોઈ ભગવત્સ્વરૂપ છે. પણ કર્તૃત્વ ભોકતૃત્વાદિ અભિમાનથી વિષયોમાં આસક્તિને લીધે પોતાનું ખરૂં સ્વરૂપ ભુલી જઈ જીવભાવ મનાઇ ગયો. અને દેહાભિમાન દ્રઢ થઇ જવાથી અહંમમત્વના દ્રઢ બંધનને લીધે અને રાજસી તામસી વાસનાઓ રૂપ બક-રાંનો રખેવાળ–રક્ષક–પાલક બની ગયો. તેથી ભરવાડ સંજ્ઞા અપાઈ. તે પોતાનાં સ્વાત્મ સ્વરૂપ રૂપ ઘેરથી, ધર્મરૂપ અથવા નિવૃત્તિ રૂપ અથવા આત્મ નિષ્ઠારૂપ સ્રીને તેડવાને સંસારરૂપ સાસરામાં આવ્યો. ત્યાં તે સ્રીને આણુ કરવાનું ભુલી જઈ, એટલે, વિવેક વૈરાગ્ય સંયમાદિ મેળવી સ્વાત્મજ્ઞાન પ્રાપ્ત કરી લેવાનું ભુલીને, (પોતાની સાળી પ્રવૃત્તિદેવીની યુક્તિ–મોહજાળ ફસાવટથી) ખાન પાન ગાન તાનમાં ગુલતાન બની રહી વિષ-યોની મોજમઝામાં પડી રહી–અડયા જડયા–મચ્યા પચ્યા રહી આયુષ્ય બધું વહી જવા દીધું. છેવટે જ્યારે શ્વેત બાલ થવા, કાન નેત્રાદિની શક્તિ મંદ થવી, વાતપિત્ત કફનો પ્રકોપ જે પ્રાણ પ્રયાણ વખતે થાય છે તે થવો, એ વીગેરે એપીઓ આવે, એટલે ટુંકમાં કહીએ તો મૃત્યુનો અવસાન કાળ આવી પહોંચે છે તે વખતે ગભરાય છે, અને બેબાકળો જેવો આકુળ વ્યાકુળ બની, ભગવત્ સ્મર્ણ કરવા–ધ્યાન ધારણા સંયમ સત્સંગ વિવેક વૈરાગ્ય મેળવવા કરવા અથવા ધર્મ પ્રાપ્ત કરવા–આત્મ નિષ્ઠા મેળવી લેવા ફાંફાં મારે છે, પણ વખત ભરાઇ ગયો ત્યાં શું કરે. આત્મ નિષ્ઠા મેળવવામાં વિવેક, વૈરાગ્ય, ધ્યાન ધારણા, સંયમ, સદ્‌ગુરૂની સુશ્રૂષા, હરિગુરૂ સંતો અતિથીની સેવા સત્કા-રાદિ સાધનો સિદ્ધ કરવાં જોઇએ, તે તૈયારી તો કશી કરી નથી, અને વિષય સેવનમાંજ કાળ વ્યતીત કરી નાંખ્યો. તેથી જેવો

આવ્યો તેવો પાછા જવું પડે છે. અર્થાત્ મનુષ્યતનુ જેવું મોક્ષ મેળવવાનું ઉત્તમ સાધન—ભવ સિંધુ તરી જવાનું નિર્ભય નાવ હાથ લાગ્યું તેમાં શું કર્તવ્ય કરવાનું છે તે ભુલી જઈ, આંખનું કાજળ પીઠે ઘસવા જેવું કરી, બાજી હારી ગયો તેથી ખાલી હાથે એકલાજ પાછા જવું પડે છે. તે વખતે પસ્તાવો કરેલો શું ઉપયોગનો! ફોગટ ફેરો ખાઇ, ફીકે મોઢે, મૃત્યુને તાબે થઇ જવું પડે છે.

માટે વિવેકી સુજ્ઞજનો! જો ભૂલ્યા હોવતો, આજથીજ—આક્ષણથીજ જાગ્રત થઇ જાવ, ઉઠી ઉભા થાવ, કર્તવ્ય શું છે તે યાદ કરો, વિષયોનો મોહ છોડો, તમે નહિં છોડશો તો અંતે છોડવો તો પડવાનો છેજ, કયાં તો વિષયો તમને છોડી જશે, માટે સમજીને તમેજ રાહ્યા થઇ જાવ, અને તમારૂં કર્તવ્ય સંભાળી આત્મ નિષ્ઠાને—ધર્મવૃત્તિને તમારી કરીલો. તો પછી કાળના કાળ મહાકાળ તમેજ બની જઇ નિરામય અભય જ્ઞાન ઘન પૂર્ણ સુખરૂપ અનંત બ્રહ્માત્મૈકય અમૃત શિવ ધામે સ્થિત થઇ અભેદ પણે મહારાજય પદે વિરાજશો—શોભશો.

૩—એક પંડિત હતા તે એક મોટા શ્રીમાન શેઠને ત્યાં જઇ કહે કે, શેઠજી! આ સંસારની ખટપટમાં અને દ્રવ્ય મેળવવાની તાલાવેલી—હાયવરાળમાં સાઠ થયાં, પણ આપ કદી ભાગવત સાંભળવા પરવારતા નથી. પણ હવે તો મેહેરબાની કરી સાંભળો, અને દેહ ધર્યાનું કંઇક સાર્થક કરી લો. શેઠ કહે, હા મહારાજ! કાલથી આવજો. બીજે દહાડે ગયા ત્યારે શેઠ કહે, ફુરસદ નથી, કાલે આવજો. અને એવીજ રીતે વર્ષ પાંચ સાત વહી ગયાં. પંડીત પણ તેનું હિત ઇચ્છી પછાડીજ લાગ્યા હતા, તે અંતાવસ્થાએ શેઠ પાસે આવ્યા ત્યારે શેઠ વીલ લખાવતા રહેલા. તેથી શેઠે કહ્યું, ફુરસદ નથી, કાલે જરૂર આવજો, સાંભળીશ. બીજે દહાડે પંડિત ગયા ત્યાં શેઠ તો પતી ગયલા. તેથી બધા સંબંધીજનો સ્મશાનમાં શેઠને લઇ ગયા ત્યાંતે પંડિત

પણ સાથે ભાગવત લઇને ગયા. સબને ત્યાં નાખ્યું, તેની સમીપ પંડીત પણ પાના પોથી ખોલી વાંચવા મંડયા. તે જોઇને લોકો બોલ્યા કે, મહારાજ! આ શું કરો છો! આ અહિંયાં! પંડિત કહે, ભાઇઓ! રોજ હું શેઠને કહેતો ત્યારે રોજ શેઠ કહેતા કે ફુરસદ નથી. હવે એને ફુરસદ છે—વગર તકરારે ચોખ્ખી આ ફુરસદ મળી છે, એમ જાણી હવે આજે (સાત આઠ વરસે મળેલી ફુરસદનો લાભ લઇ) વાંચી સંભળાવું છું. લોકો આ કટાક્ષ ભાવ સમજી ગયા. અને કેટલાક સેંકડે એક બે માત્ર સખત તાનો લગાડી, ભવ ભ્રમણથી છુટવા સારૂ સત્સંગ સેવી, સંસારાસક્તિ છોડી, ભવ પાર નિકળી જવા પ્રવૃત્ત થયા. માટે વખત ન ખુવો. જે વખત ગયો તે ગયો, રહયો તે સમાલી લો. શરીરને છોડી પ્રાણ કઇ વખતે ઉડી જશે તેનો કંઈ કોઈપાસે દસ્તાવેજ મળેલો નથી. એવું જાણીને પણ લોક મોહ નિદ્રામાં કેવી નિરાંતે ઊંઘેછે તે શું ઓછું આશ્ચર્ય છે!! માટે હે સુજ્ઞ સજ્જનો! જાગ્રત થાવ, કર્તવ્ય યાદ કરો, અને પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી ગંતવ્ય (સ્વસ્વરૂપ) સ્થાને અભેદત્વે જઇ વિરમો ૐ.

૪—જ્યારે તાવ વગેરે હરકોઈ મ્હોટો રોગ થાય છે ત્યારે તે રોગી માણસે વૈદરાજ પાસે જઇ રોગની ચિકિત્સા–પરીક્ષા કરાવી, વૈદ્ય જે યોગ્ય લાગે તે, રોગના સ્વરૂપને અનુસરી જે ઔષધ–દવા આપે તે ખાવું. અને જે જે વસ્તુ નહીં ખાવાનું તથા જે નહીં કરવાનું વૈદરાજ આજ્ઞા આપે, તે પ્રમાણે બરાબર પરેજી–કરી પાળવી એટલે તે સર્વ ત્યાગ કરવું. પરંતુ તે દવા લાંબા કાળ સુધી ખાય, અને પરેજી પાળેજ નહીં, તો ગમે તેટલી દવા ખાય તો પણ યથેષ્ટ ગુણ લાભ થતો નથી. ઔષધના સેવન સાથે પથ્ય પળાય તોજ રોગ ત્વરાથી હઠી જઇ આરોગ્ય પ્રાપ્ત થાય છે. તેમ, અધ્યાત્મ, અધિભુત, અને અધિદૈવ એવા ત્રણે તાપથી રીબાયા કરતાં–દુખી થતાં જન મંડળમાં જેને તે

રોગથી પીડા-વ્યથાથી મુક્ત થવાની ઇચ્છા હોય એવા મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યે શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ (વૈદરાજ) પાસે ફળ પુષ્પાદિ ભેટ લઈ જઈ, ચરણમાં અર્પિ નમ્ર ભાવે સાષ્ટાંગ પ્રણામ કરી ભવ રોગથી છુટવા પ્રાર્થના કરવી. પછી તેઓ જે ઔષધરૂપ હરિગુરૂસ્મરણ જપ કરવાનો મંત્ર, સંયમ, ધ્યાન, આસન ચિંતવન વગેરે બતાવે તે દવા લાવી તે ખાવી; અર્થાત તે રીતે સ્મરણ ધ્યાન પૂજા સંયમ વગેરે કરવું. પરંતુ સદ્ગુરૂ અને સચ્છાસ્ત્ર જે કામ નહીં કરવાનું ફરમાવે તે પ્રમાણે, વિષયાસક્ત બન્યા રહી કરાય નહીં-પરેજી પળાય નહીં અથવા શ્રદ્ધા પ્રેમ રાખે નહીં, વિવેક વૈરાગ્ય શમ દમાદિ પણ સેવન કરે નહીં, તો વર્ષોનાં વર્ષો સુધી માળા ફેરવ્યાજ કરે અથવા દવા ખાયા કરે તો ભવ રોગ જવાની આશા વ્યર્થ; અને અવિદ્યા વ્યાધિ ઉભોજ રહેવાથી જ્ઞાન થાય નહીં, અને આત્મસ્વરૂપનું જ્ઞાન થાય નહીં, તો શાંતિ શી રીતે થાય? પરંતુ સંકલ્પવિકલ્પની જાળ વધી જવાથી ખુબ ફાલી જઈ પથરાઈ રહે, તો વધારે ગુંચવાઈ જઈ ફસાઈ પડવાનો પણ સંભવ માટે શાસ્ત્ર અને સંત કહે છે કે, પરમાત્મ પ્રાપ્તિની ઇચ્છા હોયતો मनसि सुष्टु भावं रचय મનમાં શ્રેષ્ઠ-ઊચ્ચ ભાવનાઓને રચ "હું અસંગ ત્રિગુણાતીત, આનંદઘન, જ્ઞાનમય,, અખંડ અવિનાશી બ્રહ્માત્મૈક્ય પરમ શિવ સ્વરૂપ છું, મારાં શુદ્ધ આત્મસ્વરૂપમાં ભયભ્રાંતિ જગત જીવ ઇશ્વર હું તું તે આ વગેરે કલ્પનાનો ગંધ પણ નથી, અનંત ચીદાકાશ સ્વરૂપ છું" એવી ગુરૂ ઉપદિષ્ટ ઉત્તમાધિકારીના બોધ માટેની सोऽहं, शिवोऽहं, ओमहं, ब्रह्मैवाहं ઇત્યાદિ ભાવના દ્રઢ કર, તો પ્રભુસાથે અભેદ ભાવને પામશો, ત્યારે શાંતિ મળે अक्रोध वैराग्य जितेन्द्रियत्वं क्षमादया सर्वजन प्रियत्वं ॥ निर्लोभ दाता भय शोक हानि ज्ञानस्य चिन्हं दश लक्षणानि॥ એવા અક્રોધવૈરાગ્ય જીતેંદ્રિયપણું, ક્ષમા, દયા સર્વજન ઉપર પ્રેમ લોભરહિતપણું, ઉદારતા, ભય શોકરહિતપણું, એ દશ લક્ષણો જ્ઞાનનાં છે. એથી વિરૂદ્ધ ભાવોરૂપ દુર્ગુણોને ચિત્તમાંથી કાઢતા જઈ ત્યાં

જગા કરતા રહી, તે સ્થાને ઉપશા સદગુણોને સ્થાન આપતા જઈ સ્થિર પ્રતિષ્ઠા કરતા જવાના ધીમેધીમે અભ્યાસથી સર્વ વિકારો નિકળી જતાં ઉકતદેવી સેના ચિત્ત મહાલયમાં વિરાજશે તો અત્ર તત્ર સર્વત્ર શાંતિનોજ અનુભવ થશે; અને પછી સોહં શિવોહંની ઊચ્ચભાવના સતત ચાલુ રહેવાથી (તેના દ્રઢ અભ્યાસથી) પરમાત્મ તત્વમાં અભેદ ભાવે તદ્રૂપ હુવા શાશ્વતિ શાંતિ પૂર્વક વિશ્રાંતિ મળશે.

ક્રોધની પત્નિ હિંસા છે. તે બેહુને તિલાંજલિ આપી (ચિત્તરૂપ ઘરમાંથી કાઢી મુકી) વિવેકરૂપ વસુદેવને સ્થાન આપવું. તે પોતાની પત્નિ ક્ષમા અથવા ષટ્સંપત્તિ સમૂહ સાથે રહેશે તો જ્ઞાનગાધ રૂપ શ્રીકૃષ્ણ પ્રગટશે. ત્યારે અભયસહ શાંતિ મળશે. રાગની પત્નિ આસકિત છે, તેમને પણ સાથે વિદાય કરી દઈ. તેનું સ્થાન વૈરાગ્ય રૂપનંદજીને આપવું. તેઓ પોતાના પત્નિઓ યશોદા અને રોહાણી સાથે રહેશે. તેના રોહાણીથી બલભદ્રરૂપબ્રહ્મલોક સુધીના ભોગમાં નિસ્પૃહતારૂપ સમર્થ વીર પ્રકટશે, અને શ્રીકૃષ્ણને યશોદાજી પુત્ર ભાવે લાડ લડાવશે તે પ્રભુસાથે તે મોટાભાઈ તરીકે ખેલતા કરતા ભૂમંડળપર શોભશે. (વૈરાગ્ય થયા પછી જ્ઞાન થાય છે, એ આશયને લઇને મોટાભાઈની પદ્વિ આપી છે). વિવક વૈરાગ્ય મુખ્ય હોવાથી તે આવે-પોતાના થઇ જાય તો બીજા આઠ સદ્‌ગુણો તે બેમાં અંતર્ભાવ પામેલા હોવાથી, સ્વાભાવિક રીતે પ્રકટે છે. જયાં શ્રી કૃષ્ણ અને બળદેવ પધાર્યા કે ત્યા ઇંદ્રિયાનગ્રહ ક્ષમા દયા પ્રેમ વગેરેરૂપ પાંચે પાંડવો, દ્રૌપદી, ઉદ્ધવ અક્રૂર સુદામા વિદુર ભીષ્મ વગેરે મહા ભકતો પણ આવી મળે છે તેમ.

બાર પ્રકરના ગુરૂ વિદ્વાનો અનેસચ્છાસ્ત્રોથી કહેવામાં આવે છે.

૧ બાર વર્ષ કે બાર માસ પર્યંત તીર્થયાત્રા કરાવ્યા પછી (જ્યારે સુખ દુઃખાદિ શીતોષ્ણ વગેરે સહન કરી તેમાથી તથા ધન ધામ સ્ત્રીઓ બાગ બગીચા વાડી વગેરે જોઇ તેમાં મોહગ્રસ્ત નહી

થતાં નિશ્ચળ સ્થિર બુદ્ધિવાળો રહી તેમાંથી નિર્વિઘ્ને પસાર થઈને આવે પછી) ઉપદેશ આપે છે એવા ગુરૂને "ધાતુર્વાદી" ગુરૂ કહે છે.

૨ સુખડ–મળીઆગર ચંદનની આસપાસનાં (લીમડા બોરડી વડ પીપળા વગેરે ભિન્ન ભિન્ન) વૃક્ષોને પોતાના જેવાં સુગંધવાળાં કરે છે (હિંગનાં અને વાંસનાં વૃક્ષ શિવાયના બધાંને પોતાની સુગંધ આપે છે) વાંસના વૃક્ષો અનેક સ્થળે અંદર બહારથી ગાંઠા વાળા હોય છે તથી, તેમજ હિંગ પોતાની દુર્ગંધ છોડે તેવી નહીં હોવાથી, તે સુગંધ પોતામાં ગ્રહણ કરી શકતાં નથી તેમ ગાંઠાવાળા એટલે પેટમાં (પરામાં) કંઈ વાત હોય પશ્યંતિમાં કંઈ વાત હોય મધ્યમામાં કંઈ જુદીજ વાત હોય અને વૈખરી વાણીથી બોલે ત્યારે કંઇ બીજીજ વાત કહે એવા અનેક પ્રપંચ ગાંઠવાળા તથા સ્વભાવથી ખલ–દુર્જન એવા કે જેઓ પોતાનું મિથ્યાભિમાન ગમે તેવા મહાત્મા કે ઇશ્વર પાસે પણ છોડતા નથી અને જાણે નરાઝ ગળી હોયને તેવા અક્કડના અક્કડજ રહી પોતાની બરાઇનાંજ બણગાં–બ્યુગલ ફુંકવામાં બહાદુર બન્યા રહે છે એવા હીંગ જેવા ખલ જનો એ બે પ્રકારના મનુષ્યો કેવળ અનધિકારી હોવાથી ઉપદેશરૂપ સુગંધ ગ્રહણ કરી શકતાં નથી તેમાં ગુરૂનો શું દોષ ? ! કંઇનહીં. કેમકે તેઓ તો રાગ દ્વેષ રહિતપણે સર્વને સામાન્ય રીતે સુગંધ લાભ આપ્યાજ કરે છે પણ અનેક વિષયાસક્તિથી સંકલ્પજાળ ગુંથ્યાજ કરી તેમાં ફસાતા રહે છે એવા ખલ–પ્રપંચી લોક, તે ઉપદેશામૃતરૂપ સુગંધને પોતાના ચિત્તમાં પ્રવેશવાજ દેતા નથી. તાત્પર્ય કે (એવા ખલ શિવાય) સમાગમ કરનારા આસ પાસના શ્રદ્ધા પ્રેમ સંપન્ન ભકતોને ઉપદેશરૂપ સુગંધ આપી પોતાના જેવા સુગંધવાળા કરે છે, તેને 'ચંદન" ગુરૂ કહે છે.

૩. વિવેક વૈરાગ્યાદિ ચતુષ્ટય સાધન સંપન્ન અધિકારીને અથવા ઉત્તમ સંસ્કારવાળા શ્રદ્ધાવાનપ્રેમી સૂક્ષ્મબુદ્ધિવાળાને વિચાર પ્રાધાન્યથી એટલે બ્રહ્મવિચાર કરાવીને મહાવાકયનો ઉપદેશ કરે છે, તેને "વિચાર" ગુરૂ કહે છે.

૪. ખુબ સેવા (સુશ્રૂષા) કરવાથી પ્રસન્ન થાય ત્યારે ઉપદેશ કરવાનો અનુગ્રહ કરે છે, તેને "અનુગ્રહ" ગુરૂ કહે છે

૫. સ્પર્શમણિ એટલે પારસમણિના સ્પર્શથી લોહ જેવી કઠણ ધાતુ પણ સુવર્ણત્વને પામી જાય છે, તેમ સ્પર્શ માત્રથી ઉપદેશ કરે છે–જ્ઞાન પ્રકટાવે છે, તેને "પારસ" ગુરૂ કહે છે.

૬. સેવા, આજ્ઞાંકિતપણું, વિનય વગેરેથી પ્રસન્ન થયલ ગુરૂ, તે શિષ્ય ઉપર કૃપાપૂર્ણ દ્રષ્ટિથી જોતાંજ તેને જ્ઞાન પ્રકટે છે– હૃદયમાં અજ્ઞાન પડદો હોય તે ખસી–ફાટી જઈ પ્રકાશ થાય છે, એવા ગુરૂને "કૂર્મ" ગુરૂ અથવા "કૃપાપાત્ર" ગુરૂ કહે છે.

૭. ચંદ્ર અને ચકોરનો જેમ સંબંધ છે, એટલે ચંદ્ર ઉદય થઈ પ્રકાશતાંજ ચકોર તેની સામું જોઈ ચદ્રનું અમૃત પીતાં તન્મય બની રહે છે. અથવા ચદ્ર ઉદય થતાં કુમુદની (કુંપળીઓ) તળાવમાં ખીલે છે चंद्रश्चकोरयोरत्यंतरंच लक्षांतरे भानुजलेषुपद्मं ॥ द्विलक्षसोमो कुमुदोत्पलानि यो यस्यचित्ते न कदापिदूरे ॥ સૂર્ય અહીંથી લક્ષ યોજન દૂર છતાં ઉદય થતાંજ કમળો ખીલે છે અને ચંદ્ર બે લક્ષયોજન દૂર છતાં ઉદય થતાં કુંપળાઓ ખીલે છે, તેમ જેના ચિત્તમાં જે વસી રહેલું હોય છે તે કદી દૂર નથી. તે રીતે જેનું ચિત્ત ગુરૂમય થઈ રહે છે એવા ભકત ગુરૂને જોતાં જ્ઞાનસંપન્ન થાય છે–ખીલે છે–બુદ્ધિમાં પ્રકાશ થાય છે. આવા ગુરૂને "ચંદ્ર" ગુરૂ કહે છે. અથવા સામુ જોવાથીજ માત્ર, એટલે દ્રષ્ટિપાતથી (કૃપાકાર્યદ્વારા) ઉપદેશ કરે–જ્ઞાન સંપન્ન કરી દે છે, તેથી તેને "દર્પણ" ગુરૂ પણ કહે છે.

૮. એક પક્ષી એવું હોય છે કે, સમુદ્ર કિનારે પ્રસવ કરીને આહાર શોધવા જાય છે, તે છ મહિને પાછું આવે છે, તે દરમ્યાન પેલાં બચ્ચાંને ફક્ત યાદ કર્યા કરતું રહે છે તેથીજ તે ઉછરે છે. તેમ શિષ્ય ગમે ત્યાં હોય તોપણ તેને યાદ કરવાથી (સ્મૃતિ બીજ) તે શિષ્યને જ્ઞાન થાય છે તેને "સ્મૃતિ" ગુરૂ કહે છે.

૯. ગુરૂ પોતાના શિષ્યની પાસે આવી તેનાપર છાંયામાત્ર પાડવાથીજ અર્થાત પાસે જવાથી શિષ્યને જ્ઞાન થાય છે, તેવાને "છાયાનિધિ" ગુરૂ કહે છે.

૧૦. જેમ અમુક એવો કોઇ નાદ થવાથી લોઢું ત્રાંબુ વગેરે તમામ ધાતુઓ તરત સુવર્ણ બની જાય છે, તેમ, શબ્દના—નાદના શ્રવણમાત્રથી અજ્ઞાની જન, અધિકારી, અનધિકારી વગેરે સર્વ જ્ઞાન સંપન્ન થઇ જાય છે. એવાને "નાદનિધિ" ગુરૂ કહે છે.

૧૧. ક્રૌંચ પક્ષી આકાશમાં ઉડે છે તેની છાયા જેના શિર પર પડે છે, તે સાર્વભૌમ રાજા થાય છે, તેમ છાયામાત્રથી બ્રહ્મ જ્ઞાનરૂપ સાર્વભૌમ રાજ્ય મળે છે તેથી સર્વવ્યાપક પરમાત્મસ્વરૂપ તે સાર્વભૌમ રાજા બને છે. એવાને "ક્રૌંચ" ગુરૂ કહે છે.

૧૨. સૂર્યકાંત મણિમાંથી સૂર્યના કીરણ પડે છે તેથી કપાસ બળી જાય છે. તેમ, ઇચ્છા નહીં છતાં પણ મૂઢ, જ્ઞાની કે અજ્ઞાની, સર્વને વિદેહ મુક્તત્વ પ્રાપ્ત કરે છે. સૂર્યના તેવી કપાસને બાળવાની ઇચ્છા નથી હોતી, તેમ કપાસને બળવાની ઇચ્છા નથી હોતી, છતા તેનો યોગ તેમ કરે છે. તેવા એ ગુરૂ, જેનાં કૃપાકાર્ણ ગમેતેવા કપાસ જેવા અંતઃકરણવાળા ઉપર પડે છે, તેમાં જ્ઞાનાગ્નિ પ્રકટાવી તેને વિદેહ કૈવલ્ય પમાડે છે. એવા તે સર્વોત્કૃષ્ટ ગુરૂને "સૂર્યકાંત" ગુરૂ કહે છે.

હાલ તો પ્રથમના નં૦ ૪ સુધીના કદાપિ મળી આવે ખરા, પણ પછીના ઉચ્ચ કોટિના (ઉચ્ચતર અને ઉચ્ચત્તમ ભૂમિકાના) મળવા દુર્લભ છે. માટેજ પ્રત્યેક મોક્ષેચ્છુએ હરિગુરૂ સંતની શ્રદ્ધા અને પ્રેમથી સેવા કરી તેમના પ્રસન્નતા મેળવવા રૂપ પુરૂષાર્થથી ભવ પાર જવાનું છે. એમ જોઇ સુજ્ઞ જિજ્ઞાસુ જનોએ પ્રમાદ અને આલસ્યને વશ પડયા રહી મોહ નિંદ્રામાં ઊંઘ્યા કરવું ઉચિત નથી.

૬. એક ગામને પાદરે એક બાવાજી ખુબ ધુણી લગાવી પડયા રહે. તેનું વૈરાગ્યનું આડંબર અને ડોળ (ચાળા) જોઇ

લોકો આશ્ચર્યં ચકિત થતા, એટલુંજ નહિં પણ, (લોક) ઘરના અંગભૂત માતાપિતા પુત્ર પતિ પત્નિ વગેરે જેવાં અતિ સમીપનાં સગાંમાં વિશ્વાસ નહીં કરે, પણ બાવાજીનો તેથી અધિક ભરૂસો કરવા લાગ્યા. તેમાં એક ભોળો ભગત જાત્રા જવા નિકળ્યો ત્યારે પોતાની સાચવી રાખવા જેવી પુંજીમાં રૂા. ૫૦૦) હતા તે બાવાજીને સોંપવા ગયો. બાવાજી કહે છે કે હમતો ધનકું અડકતે–છુતે નહીં, લે જાવ, હમકું કયા મતલબ હૈં. ભગતે કાલાવાલા કર્યા. ત્યારે કહ્યું કે, તુમ તુમારે હાથસેં ગાડ જાવ. ઔર જબ પીછે આવો તબ વ્હાંસેં લે જાના. ભગતે તો હાથે વતી ધુણીને એક ખુણે તે દાટયા. ભગત ગયો. બીજે દહાડે બાવાએ તો ત્યાંથી રૂપીઆ કાઢી લઇ બીજે ઠેકાણે દાટયા. ભગત પાછો જાત્રાથી આવી માગવા ગયો તેને બાવો કહે છે કે, હમતો જાનતા નહીં હમારે તો રૂા. ૫૦૦ કૈસા ! તેરા રખા હોય ત્યાં દેખલે. ભગત તે જગે ખોદી જુવે ત્યાં શું હોય, ધૂળ ! નિરાશ થઈ ગયો તેણે પોતાના મિત્રને વાત કરી, તે હુંશ્યાર અને વિચક્ષણ હતો. તેણે કહ્યું કે, ગભરા નહીં. હું દશ હજારની થેલી લઈને જાઉં છું. ધીમે રહીને પછીથી તું આવીને તારા ૫૦૦)ની માંગણી કરજે પછી ચાકર ( દૂર રહી જોયા કરશે. તે તક જોઈને ) આવશે. તે કહેશે કે ભાઈ પરદેશથી આવી પોંચ્યા, માટે પાછા ચાલો. એ રીતે યુક્તિ રચીને તે દશ હજાર લઈ બાવા પાસે ગયો અને બોલ્યો કે, મેરા ભાઈ પરદેશ ગયા હૈં ઇસકા દશ હજાર હૈ હમ જાત્રા જાતે હૈં દુસરેકા ભરોસા નહીં, તેથી આપ રખો. બાવો કહે, હમ કયા કરેં, છોતે નહીં, તુમેરા લે જાવ. એટલામાં પેલા ભગતે આવી કહ્યું કે, મેરા ૫૦૦) લાવો. બાવો કહે, તુને રખા હોય વ્હાસેં લેજા. તેં રાખ્યા છે કયાં અને દેખતા હૈ કયાં ! દેખ દેખ ઓ જગા પર તેં દખ્યા હૈં એમ કરી બાવાએ દાટેલા ત્યાં બતાવ્યું. ત્યારે પેલો કાઢીને લઇ ચાલતોજ થયો. અને ચાકરને મોકલ્યો. તેણે આવી પેલા શેઠને કહ્યું કે, ચાલો શેઠ, ભાઈ આવી પોચ્યા તે તેડે છે. પેલો બોલ્યો કે, હેં ! ચાલો

ત્યારે હવે રૂપીઆ મુકવાની જરૂર નથી. બાવાએ જોયું કે દશ હજાર આવ્યા તેથી ગરબડ નહીં થવા દેવાના હેતુથી ૫૦૦ આપી દીધા તે પણ ગયા, અને આ રકમ પણ ગુમાવી.

તાત્પર્ય કે, આવા સાધુ હોય છે તેની ઉભય પ્રકારે ફજેતી છે. આ લોકમાં અને પરલોકમાં બેહુ જગતમાં જુતી (ખાસડાં) પડે છે. કબીરજી કહે છે કે:—

"એતો ફટ ફજેતી બે, દોનો જગ મેં જુતી બે.
ઉપર બહુત બના હૈં ખાસા, અંતર ગત હૈં ન્યારી બે,
બાવા હોકે ઐંદુ હોતા; એતો બહોત બુરાઈ બે,
કહત કબીર સુનો ભાઇ સાધુ, ઇનકોં રામ દુવાઇ બે,

સન્યાસી થઇને, સંસાર ભાર નાખી દઇને ફક્ત ૐકાર જપ કરતા રહી, બ્રહ્માત્મૈકય ચિંત્વન કર્યા કરવાનું છતાં, તેવો વેષ ધારી બનીને પૈસા ભેગા કરવામાં અનેક કળા કૌશલ્ય વાપરી મંડયો રહે, જંતર મંતર કરે, દવા દારૂ કરે, છોકરાં આપવાનાં ડોળ કરે, સ્ત્રીઓના ભોગ ઇચ્છે, જોશીબને, એ બધી દુકાનદારી છે. આવા સોંગ–વેશ–ઢોંગથી અંતે આ જગત્માં ફજેતી થાય છે, અપકીર્તિ થાય છે,–ખાસડાં પડે છે, અને પરલોકથી ભ્રષ્ટ થાય છે, તેથી અધઃપતન પામે છે. કબીરજી કહે. એ બહુજ બુરાઇ— ખરાબ છે, માટે સંસારનાં સ્ત્રી પુત્ર ધન ધામ વગેરે માયિક પ્રાણી પદાર્થમાં આસક્તિ બંધાઈ રહેલી હોય–મોહ છુટયો ન હોય તો તેણે સાધુ અથવા સન્યાસીનો વેષ બદલી નાહક સ્ત્રી પુત્રાદિને દુખી કરી પોતે દુખી થવું યોગ્ય નથી. વિવેકીએ તો એવું સાહસ નહીંજ કરવું

બદદાનતવાળો પ્રપંચી જુઠો લબાડ સાધુ અથવા હર કોઇ માણસ બુદ્ધિવાનની યુક્તિ આગળ ફાવી શકતો નથી અને ફસાઇ જતાં ફજેત થાય છે. માટે નિર્ભય રહી નિશ્ચિંત પણે–સુખે જીવવા–સુવા ઇચ્છનારે શુદ્ધ દાનતવાળા, સત્ય વક્તા અને આત્મ વત્ સર્વ ભૂતેષુ બધામાં પોતાનો આત્માજ છે એમ જોઇ

કોઈને દુઃખ દેવામાં પ્રવૃત્તિ નહીં કરનારા થવાની જરૂર છે. તેવો થયા પછી તે સદ્‌ગુણોની પરિપક્વાવસ્થા થયેથી સાધુ પદ્ધિને લાયક થશેજ; પછી તે ગમે તે વેષમાં રહો—ગમે તે આશ્રમમાં રહો, છતાં તેને સાધુ, યોગી, જ્ઞાની, સુજ્ઞ, વગેરે એવી સંજ્ઞા અપાય છે.

साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितोहिसः।। तथा स सन्यासी च योगीच ननिरग्निर्नचाक्रियाः।।એભગવદ્વચન સ્પષ્ટ છે. ભ. ગીતા. જુવો.

૭. વિશ્વામિત્ર ઋષિનું તપ ભંગ કરવા સારૂ ઇંદ્રેમેનકા અપ્સરાને મોકલી છે, તે વખતે ઇંદ્રે તેને કહ્યું છે કે, સ્ત્રી છે તે પુરૂષાર્થ હાનિ માટે છે, વિવાહ કરે, લગ્ન કરે ત્યારે વરો વરઘોડો મીજલસ વગેરેમાં ખરચ કરાય છે. પછી રૂતુ શાંતિ સંસ્કાર, સીમંતના સંસ્કાર અને તેમાં ખરચ (ગર્ભાધાન વગેરે સંસ્કાર પછી) પ્રસૂતિમાં, બાળકનાં જાત કર્મ વગેરે સંસ્કારમા, ઘરેણાં ગાંઠાં વસ્ત્રાદિમાં ખરચ કરાય છે. એ રીતે ધર્મ અર્થ કામ મોક્ષરૂપ ચારે પુરૂષાર્થની હાનિ કરનારી છે, માટે પુરૂષાર્થ હાનિ માટે (સ્ત્રી) કહ્યું છે. એ વિશ્વામિત્રને કામદેવ મળ્યો હતો, તે પુષ્પની લગામ ગુંથતો હતો. તેને વિશ્વામિત્રે પુછયું કે, આટલી મેહેનત શા માટે કરે છે? કામ બોલ્યો કે, હનુમાનજી, કાર્તિક સ્વામિ, અને શુકદેવજી, એ ત્રણ હાથમાં આવે તેવા નથી તેથી તેઓને માટે ગુંથું છું. આપના જેવા તો એક સાધારણ પુષ્પ માત્રથી દોડતા આવો તેવા છો, (પણ તે ત્રણ તેવા નથી.) લક્ષ્ય જે હોય તેના બે કકડા કરી નાખનાર યોદ્ધાઓ તો બહુ છે, પણ કામ તો બે કકડાને એક કરી દે છે. અર્થાત્, કામથી મોહિત સ્ત્રી અને પુરૂષ એકરૂપ—તલ્લીન—અભેદ જેવાં થઈ જાય છે.

તાત્પર્ય કે, માયિક પદાર્થ સ્ત્રી પુત્ર ધન ધરા વગેરેમાં અહંમમત્વનાં દ્રઢત્વ રહિત, આસક્તિ છેડીને અસંગ સાક્ષી ચિન્માત્ર દ્રષ્ટા આત્મપદે રહેવાય તો નિર્ભયતા અને શાંતિ આપણી બાજુમાં વિજયધ્વજા પકડી અચળ ખડી રહે છે.

એક મોટો શાહુકાર ૨૦-૨૫ લાખનો વેપારી બ્રાહ્મણ હતો. તેને નિયમ હતો તે પ્રમાણે ગામ બહાર એક શિવાલય હતું ત્યાં રોજ પૂજા કરવા જતો. એક દીવસ કોઇ મહાત્મા થાકી ગયલા હોવાથી ત્યાં આવી ચઢયા તેને જોઈ શેઠે ભિક્ષા ભોજન માટે બહુ આગ્રહથી નિમંત્રણ કીધું. સંતે તેને પુછવાથી કહ્યું કે, હું જાતનો બ્રાહ્મણ છું. અને ૨૦ થી ૩૦ હજાર સુધીનો ધંધો ચાલે છે. મારે એક છોકરો છે. મહાત્માએ ભિક્ષા લેવા આવવાનું કબુલ કીધું. શેઠ ગયા, અને વખત થયો ત્યારે પુત્રને તેડવા મોકલ્યો. તેને સંતે પુછયું કે, ત્હારે કેટલા ભાઇ છે? છોકરાએ કહ્યું કે, મહારાજ! હમે ચાર ભાઈઓ છીએ. હમારા પિતાનો ૨૦-૨૫ લાખનો વેપાર ચાલે છે. સંતે વિચાર્યું કે, શેઠ જુઠું બોલ્યો. હું શું લુટી લેવાનો હતો કે સંત પાસે જુઠું બોલી ગયો! માટે એવા મનુષ્યનું અન્ન નહિં લેવું જોઇએ. તેથી તે છોકરાને ના કહી. છોકરાએ ઘેર જઈ કહ્યું. હવે અહીંતો બધી તૈયારી થયલી તેથી શેઠ જાતે આવ્યો. સંત કહે, તું જુઠો છે, તું એક છોકરો અને ૨૦ થી ૩૦ હજારનું કહેતો હતો, અને તારો છોકરો ચાર પુત્ર અને ૨૦ થી ૨૫ લાખનું કહી ગયો. શેઠ કહે, પ્રભો! હું સત્ય કહેતો હતો. મારે ત્યાં પચીસ લાખનો તો શું પણ પચીસ કરોડનો વ્યાપાર હોય, પણ જેટલું મેં ખાધું અને દાન પુણ્યમાં આજ સુધી વાપર્યું હશે તેજ મારો વેપાર અને મારૂં દ્રવ્ય છે, એમ સમજીને તેજ રકમનો સુમાર મેં કહયો છે. ઘણુંએ બીજું પડયું હોય તે મારૂં શી રીતે કહી શકું?! તેજ રીતે છોકરા ભમે :એટલા છે, પરંતુ આજ્ઞાંકિત અને મારી સેવામાં શ્રદ્ધા પ્રેમથી ઉત્સાહ વાળો મારી પ્રકૃતિને અનુકુળ વર્તનારો પુત્ર તો એકજ છે, તેથી તે પણ મેં સત્ય કહ્યું છે. સંતે જોયું કે, વાહ! આતો જ્ઞાતા અત્યાન વિવેકી જણાય છે. પછી ખુશી થઈ ઉઠીને સાથે ગયા. અને ભિક્ષાથી પરવારી આસને આવ્યા. બાદ બીજે દહાડે તીર્થ યાત્રા માટે આગળ પ્રયાણ કરી ગયા. તાત્પાર્ય કે—“ હાથે તે સાથે ”

એ કહેવત પ્રમાણે ગરીબો, અનાથજનો, બાળકો, સ્ત્રી, વૃદ્ધ વગેરેને પરોપકારાર્થે તન મન ધનથી મદદ કરવામાં તથા સત્સમાગમમાં અને નિઃસંકલ્પ સ્થિતિમાં આત્મ ચિંતનરૂપ બ્રહ્માત્મૈક્યભાવના કરવામાં જે કાળ ગયો તેજ કાળ ખરો આયુષ્યનો સાર્થક સફળ સમજવો, તેમાં ગયલું દ્રવ્યજ ખરૂં વપરાયલું વ્યાપારમાં રોકાયલું-વાવેલું સમજવું, અને પિતાની પ્રકૃતિને અનુકુળ રહી તેમનું મન હંમેશ પ્રસન્ન રાખી, સત્સમાગમમાં અત્યંત પ્રીતિવાળો શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ બની ભવસાગર તરી જવાની ઇચ્છાવાળો વિવેક સંપન્ન સુજ્ઞ પુત્ર હોય તેજ ખરો પુત્ર સમજવો; માટે દરેક સુપુત્રે તેવા થઈ, પુત્ર ધર્મથી ચ્યુત (ભ્રષ્ટ-ગબડી પડેલા) નહીં થતાં સ્વધર્મે અડગ ઉભા રહી ઇહલોક પરલોકનું હિત સાધી પોતાનાં નિજસ્વરૂપનું દ્રઢ અપરોક્ષ થતાં સુધી સ્વકર્તવ્યથી ભ્રષ્ટ ન થતાં પુરૂષાર્થ કર્યા કરવું ઉચિત છે.

૯. શ્રવણ કીર્તનાદિ નવધા ભક્તિ છે તે સાધન ભક્તિ છે. અને આત્મસાક્ષાત્કાર થયા પછીની જે ભક્તિ છે તે સાધ્ય અથવા પરા ભક્તિ છે.

આ વિરાટ છે તેજ ઇશ્વરનું સમષ્ટિ સ્વરૂપ છે. દરેક વ્યષ્ટિરૂપ ઇશતનુઓનો સમુદાય છે તે સમષ્ટિ. એવા વિરાટરૂપ ઇશ્વરની સેવા કરો. પ્રાણીમાત્રનું હિત ઈચ્છો. ડુમસ અથવા મુંબાઇ કે ભાવનગર જઇ સમુદ્ર જોયો એટલે કહિયે છીએ કે સમુદ્રને મેં સારી રીતે જોયો; પણ તેથી શું આખો સંપૂર્ણ સમુદ્ર જોયો કે ?! બધો પૂરો સમુદ્ર કંઈ જોવાય નહીં. અને તેથી બધો જોયો નથી છતાં "બધો દરીયો જોયો" અથવા, "દરીઓ જોયો" એમ કહીએ છીએ, તેમ, ભરત ભૂમિમાં આપણાથી બને તેટલું સ્વદેશનું હિત ઈચ્છી તે કરવા પ્રવૃત્તિ કરવી, એજ સમષ્ટિ ઇશ્વરની ખરી પૂજા છે.

आत्मौपम्येन सर्वत्र समंपश्यति योऽर्जुन "
सुखं वा यदि वा दुःखं सयोगी परमोमतः ॥

એનું નામજ Nationality ભ્રાતૃભાવ ઐકયતા. हरि रेव-जगत् जगदेवहरि : ॥ એનું નામજ સમ્યગ્દર્શન અને એવું જોનારજ ખરો યોગી. યશોદાજીને બગાસું ખાતાં વિરાટ બતાવ્યું, અને અરજુનને યુદ્ધ પ્રસંગે વિશ્વરૂપ બતાવ્યું ત્યારે બરાબર વિશ્વાસ આવ્યો. એમ પ્રત્યક્ષથી ખાત્રી થઈ. તમે હૃદયનાથ—અંતર્યામિ—આત્મતત્ત્વ તરફ જુવો. એજ શુદ્ધ જ્ઞાન મૂર્તિ છે. એનુંજ આ સર્વ વિશ્વરૂપ છે. તેથી આ સર્વ મારૂંજ સ્વરૂપ છે એમ જાણી સર્વનું હિત ચાહો, શરીરથી બનતી મદદ કરો, ધન ધન્યાદિ પદાર્થોની જરૂર હોય તેવા દીન જનોને બને તે પ્રમાણમાં ધન વગેરે દાન આપી મદદ કરો.

૧૦ દ્વૈતવાદ છે તે ધર્મની બાલ્યાવસ્થા છે. નાનું બાળક કાલું કાલું બોલે, હસે, રમે, તેથી બહુ પ્યારૂં લાગે છે. તેમ દ્વૈતવાદમાં ભિન્ન જાણી ઈશ્વરની સેવા પૂજા વંદન કરવાનું છે. તેમાં પાંચે વિષયોના ભોગ, ઠોર પુરી ખુવો વગેરે પ્રસાદ; ગાન તાન વાદ્યંત્રો; શ્રૃંગાર બાગ બગીચા રોશની વગેરે શોભાથી ભરપૂર હોવાથી બધાને સુખરૂપ જણાય છે.

અદ્વૈતવાદમાં વ્યાકુળતા ચંચળતા નથી, વિષયોનો રસ ચુસવાનો નથી, તેથી નિરસ જેવું લાગે છે. હું બ્રહ્મરૂપ છું सोऽहं એ સ્થિતીમાં શાંત રહેવાનું અને જીવત્વનાં દેહાભિમાનથી સ્ફુરતાં અહંમમત્વ રહિત અનંત વ્યાપક વિષ્ણુરૂપ અસંગ બની રહેવાનું, તે અનેક જન્મોના દેહાભ્યાસને લીધે તથા વિષયોની આસક્તિ નહિં છુટવાથી બહુભારે—કઠણ—અશક્ય જેવું લાગે છે. તેથી પુણ્યપુંજ વિહીન સાધારણ માણસોને દ્વૈતવાદ સારો લાગે છે તેથી પ્રતીક ઉપાસના તેવા જન સમુદાય માટે ઠરાવી છે અને શ્રીમદ્-વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનું પ્રાકટ્ય એટલાજ માટે, અર્થાત્ એવા પામર વિષયી જીવોને, એવી યુક્તિથી, સંસારના વિષયોનો મોહ ક્રમેક્રમે મટાવી, ઉન્નતિક્રમપર ચઢાવવા સારૂજ તે કાળને અનુસરીને થયલું અને ખાસ શુદ્ધાદ્વૈતનોજ પોતાનો સિદ્ધાંત જ્ઞાતાહરિજનો-

ભકતો માટે સ્થાપીને, અન્ય સંસારાસક્ત લોકો માટે એજરૂપે પ્રતીકઉપાસનાનો પ્રચાર ચલાવ્યો. તે તેઓ માટે ઠીક છે. તે પેહેલી અવસ્થા છે. પરંતુ લોકો તેટલીજ હદમાં-તેટલામાંજ અટકી રહી આગળ વધતા નથી, એ આશ્ચર્ય છે.

પર્વતનું શિખર છે તે અદ્વૈતવાદ સમજો, પણ પર્વતે ચઢવા માંડતાં નીચેજ (પ્રથમ પગથીએજ) હઠ કરિને અથવા વિષય લોલુપતાથી બેસી પડે તે કદી પણ શિખરે જઇ તો નહીંજ શકે, પણ શિખરને જોઇ પણ નહીં શકે.

યુવાવસ્થામાં આવ્યા પછી બાલ્યાવસ્થાની નિંદા કરવી, એ ભુલ છે. તેમ અદ્વૈત સિદ્ધાંત સમજ્યા પછી તવાદનો તિરસ્કાર કરવો, એ પણ ભુલ છે. કેમકે બાળકોને માટે તો તે ઠીકજ છે. તેથી જ્ઞાતા જને નિંદા કરવી યોગ્ય નથી. મહાત્માની દ્રષ્ટીએ તે સર્વત્ર એક શ્રીહરિગુરૂજ સિદ્ધ છે તેથી તેમને તો નિંદા કરવા માટે અણુપણ જગ્યા નથી. બીજનો ચંદ્ર બતાવવાને બાળકને પ્રથમ અમુક ઝાડ બતાવવું પડશે, પછી અમુક શાખા, મોભ, ઝાંખરૂં, નળિઉં, વગેરે બતાવતે છેવટ યુક્તિથી તે બાળકનો લક્ષ ચંદ્રની સન્મુખ લઈજવાય છે. તાત્પર્ય કે, જે જેમ છે તે તેવા અધિકારી માટેતો યોગ્ય છે એમ કહેવુંજ પડશે, તેથી નિંદા ને માટે અવકાશજ નથી.

૧૧-મન ક્યાંથી થયું, કેમ થયું, ક્યારે થયું, એ મન કેમ મરે, ક્યારે મરે, વગેરે તર્ક કર્યા કરવાની જરૂર નથી. ખોટો કાળક્ષેપ ન કરો, કેમકે એવા તર્ક અને લવારા કરવાથી કશુંપણ પ્રયોજન સિદ્ધ થવાનું નથી. લુગડે ડાઘ લાગેલોછે એવું જે વખતે જણાયું કે તરત તેને જળથી ધોઈ નાખવો-ડાઘ કાઢીનાખવો, એજ સુજ્ઞનું તો કર્તવ્ય છે. તેમ, મન રૂપ ડાઘની પ્રતીતિ થઇ, તો તેને શુદ્ધ વિચારરૂપ જળથી ધોઇને તે સંકલ્પાત્મક મનરૂપ ડાઘ કાઢી નાખવો. વિચાર કરવાવડે મનોનાશ થાય છે. તે વિશે દ્રષ્ટાંત, કે,— જેમ, વીંછીના પેટમાં ઘણાં બચ્ચાં હોય છે તે, તે વીંછીનેજ પેટમાં રહીનેજ કોરી ખાય છે અને પછી બહાર નિકળે છે

એટલે વીંછણ અંતે મરણ પામે છે—સેહેજે પોતાની મેળેજ મરી રહે છે. તેમ, શુદ્ધ વિચારોરૂપ બચ્ચાંથીજ મન સેહેજે મરશે.

બાળક બારણેથી રમીને આવ્યું તેવું "મને ભુખ લાગી" એવી બુમ પાડતું આવ્યું. પરંતુ તે ઘરમાં આવીને બીજી રમતમાં લાગી જાય તો પછી માતા તેને જમવાને બુમ પાડતીજ રહે, છતાં આવતું નથી. તેમ, મન જે કે સંસાર તરફ લાગેલું હોય ત્યાંથી ઉખેડી—ખસેડીને ચિદાત્મા પ્રત્યે લગાડો—બઝાડો તો સંસારને ભુલી જાય અને સંસારના વિષયોની તૃષ્ણા—ક્ષુધા ભુખનાં દુઃખ પણ નડતાં નથી—તે પણ ભુલે છે. મનોનાશનો ઉપાય એ છે કે,—વૃત્તિને ઉઠતી રોકવી—ઉઠેલી જણાય કે ઝટ "હું તો વૃત્તિનો દ્રષ્ટા છું—અસંગ ચિન્માત્ર નિર્વિકલ્પ શુદ્ધ બ્રહ્મ તત્ત્વ છું—મારાં ત્રિગુણાતીત જ્ઞાનમય આનંદ સ્વરૂપમાં વૃત્તિ મન તન જગત્ સંસાર કે અન્ય કોઇ પણ કલ્પનાનો અવકાશજ નથી" એવા વિચારોથી તે ઉઠતી વૃત્તિ રોકી ઢાળી ઘાલવી એટલે બહિરને મુખે ઉઠે છે તેને ગરદન પકડી અંતર મુખ કરી આત્મતત્ત્વમાં મુડી ચાંપીદેવી.

૧૨. વાસના ક્ષયનો ઉપાય એ છે કે, "આ ( દ્રશ્યવગેરે ) કંઇ નથી," એવું યથાર્થ દ્રઢાવો—સુદ્રઢ નિશ્ચય પૂર્વક અનુભવો.

અધિષ્ઠાન આત્મા પૂર્ણ એકરસ વ્યાપક સચ્ચિદાનંદ ઘન તત્ત્વમાં ભ્રાંતિથી પ્રતીત થતું આ, એટલે દેહ, જગત્ વગેરે કાંઇજ નથી, રજ્જુમાં સર્પવત્, સીપમાં રજત વત્, મૃગજળ પ્રતીતિ વત્ મિથ્યા ભ્રાંતિજ છે, એવું બરાબર સમજાયું, તો પછી જે, કાંઇ નથી તેમાં મોહ થતો નથી. ને મોહ ન થાય તો સુખબુદ્ધિથી તેની ઇચ્છા થવારૂપ સૂક્ષ્મ વાસનાનો પણ અસંભવ. તાત્પર્ય કે, એવો દ્રઢ નિર્મલ વૈરાગ્ય થવો એજ વાસના ક્ષયનો હેતુ છે. ब्रह्मादि स्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ॥ यथैव काक विष्ठायां वैराग्यं तद्धि निर्मलं ॥ બ્રહ્મલોકથી તે સ્થાવરાંત સુધી સર્વ દ્રશ્ય ભાવના વિષયોમાં સંપૂર્ણ મિથ્યાત્વ બુદ્ધિથી કાગડાની વિષ્ટાવત્ જાણી મોહ નાહં થવો, એનુજ નામ નિર્મળ વૈરાગ્ય છે.

તાત્પર્ય કે, નિત્યાનિત્યનાં વિવેકથી અનિત્યને પડતું મુકી દઈ નિત્ય વસ્તુ આત્મ તત્વમાંજ નિરંતર સંલગ્ન રહેવાના શુદ્ધ વિચારો કરતા રહેવા રૂપ વિવેક સાધનથી મનોનાશ થાય છે, તેવીજ રીતે ઉક્ત રીત્યા શુદ્ધ વૈરાગ્યથી વાસના ક્ષય થાય છે.

૧૩ તત્વ જ્ઞાનનો ઉપાય એ છે કે,-ઉપર પ્રમાણેના યથાયોગ્ય મહાવાકયજન્ય જ્ઞાનના વિચારપૂર્વક બ્રહ્માત્મૈકય ભાવનાનો સતત સજાતીય પ્રવાહ ચલાવવો; અર્થાત્ હું જ પૂર્ણ જ્ઞાનમય વ્યાપક નિર્વિશેષ ત્રિગુણાતીત અખંડ ( સત્ ) જ્ઞાન સ્વરૂપ ( ચિદ્ ) આનંદઘન બ્રહ્મ છું, એવું પુનઃ પુનઃ ચિંત્વન કરતા રહી, વિશેષપણે પ્રતીત થતાં અહંમમત્વનાં સ્ફુરણને તત્સત્ બ્રહ્મમાં સમત્વને પમાડવું-સમી જવું, એ છે.

તત્વજ્ઞાન, મનોનાશ, અને વાસનાક્ષય, એ ત્રણેનો અભ્યાસ સાથેજ શી રીતે કરી શકાય, તે કહેવાય છે. કે, પ્રતીત થતું દેહાદિ દ્રશ્યજગત ભ્રાન્તિ જન્ય છે, અને તે મનમાંજ સ્ફુરેલું-કલ્પિત છે, અર્થાત્ વાસ્તવે એ કાંઈ નથી, પરંતુ एकमेवाद्वितीयं ब्रह्म नेहनानास्ति किंचन અધિષ્ઠાન માત્ર સત્ ચિદાનંદ એકરસ અનંત શુદ્ધ જ્ઞાન ઘન બ્રહ્મજ છે सोहम् તેજ હું છું, અને આ નાના પ્રકારે પ્રતીત થતું સર્વ કંઈજ નથી, એવા વિચારની દ્રઢતા ( અભ્યાસ રાખી ) કરતા જવી. તે કરવામાં પૂર્વના દેહાધ્યાસને લીધે કોઈ કોઈ પ્રસંગે જયારે બીજી કોઈ રાજસી તામસી વાસના સ્ફુરતી જણાય કે તરત સાવધ રહી તેને રોકી મારી હઠાવી ब्रह्मैवाहम् सोहम् शिवोहम् એવો સજાતીય પ્રવાહ ચલાવી તેને વેગ આપી વૃત્તિને અંતરમુખ કરતા જવું. એ રીતે ત્રણેનો સાથે અભ્યાસ થઇ શકે છે.

૧૪ સાકરને આંખથી નજરે જોયા કરો ત્યાં સુધી તેમાં કેવી મધુરતા છે તે ગળપણ-મિષ્ટતાનો અનુભવ થાયજ નહીં. તેજ રીતે મોઢેથી માત્ર શાકર શાકર જપ્યા-બોલ્યા કરવાથી પણ ન થાય. પણ શાકરનો ગાંગડો મુખમાં નાખતાંજ મધુરતા

કેવી છે તે મધુરતાનું સ્વરૂપ ધ્યાનમાં આવે. અને તે પણ તમેજ એકલા જાણી શકો. બીજા પાસે રહેલા અનેક મનુષ્યો જાણી શકશે નહીં. તમે તે જાણી શકશો ખરા, પણ વાણીદ્વારા મુખે કહી શકવાના નથી. કદાચ કહેવા પ્રયત્ન કરશો તો, માત્ર, મધુર છે, ગળી છે, મિઠ્ઠિ-મિષ્ટ છે, એવાજ શબ્દ વાપરશો. તેટલા-થીજ કંઇ બીજા જેઓ ચાખી-ખાઇ શક્યા નથી તેઓને કંઈ સમજાય-અનુભવ થાય તેમ નથી. વધારે સ્પષ્ટિકરણ કરવા તમે મુકાબલો કરતાં કદી કહેશો કે ગોળ જેવી, ખાંડ જેવી. કે મધ જેવી ગળી છે; પરંતુ જો કે તે ગોળ ખાંડ કે મધ જેવી ગળી નથી તેની મધુરતા તે બધાથી કંઇ જુદીજ વિલક્ષણ છે, છતાં હાલ બીજા તે હલકા પદાર્થ માત્ર ગળપણના અંશમાં અમુક અંશે મુકાબલે માની પણ લે, પરંતુ તે ગોળ ખાંડ કે મધ જેણે ચાખ્યુંજ ન હોય તેઓને તો તે વિશે સમજવું અશક્ય છેજ. એનિર્વિવાદ વાત છે.

વળી, એ સાકર રૂપ ગાંગડો નિરાકાર મધુર રસનોજ છે, અને સાકર રૂપે પ્રતીત થાય છે છતાં રસરૂપજ નિરાકારજ સ્વરૂપ છે, અને મુખમાં નાખતાં પાછો રસરૂપજ-નિરાકારજ બની રહે છે. છતાં એ સાકરરૂપે પ્રતીત થઇ નજરે દેખાય છે તોપણ મધુરતાનું સ્વરૂપ કંઇ જોઇ શકાય તેવું નથી, તે તો અનુભવથી જણાય-સમજી શકાય તેવું છે. એક ભક્ત કવિ (ધીરો) કહે છે કે, તરણાંઓથે ડુંગરરે ડુંગર કોઇ દેખે નહિ;

અજા જૂથમાહીં રે સિંહ રહી ગાજે સહી. ડુંગર ઉપર ખુબ ઘાસ ઉગે છે, તે ઘાસતૃણની ઓથે અધિષ્ઠાનરૂપે ડુંગર છે તેને કોઇ દેખતા નથી. ઉપર ઉગી નિકળી પથરાઈ રહેલાં તે આવર્ણરૂપ ઘાસનેજ જુવે છે. તેમ, અધિષ્ઠાન રૂપ નિત્ય પરમાત્મ વસ્તુને કોઇ જોતું નથી, પણતેઉપર અધ્યસ્ત-કલ્પિત જગતરૂપ અનિત્ય ઘાસને સહુ કોઇ જોઈ રહ્યા છે.

અજ, એટલે જન્મરહિત. તે તો એક પરમાત્માજ છે,

તેના આશ્રયે રહેલી શક્તિ તે અજા ( માયા—અવિદ્યા—પ્રકૃતિ ) છે. તે અજા—પ્રકૃતિનાં કાર્યરૂપ આ બધું દ્રશ્ય—સર્વ લોક છે; તે બધાં નામરૂપ છે તે સર્વ તે અજાનાં જૂથ ( ટોળાં ) છે. તેમાં એકજ સિંહ ગર્જના કરી રહ્યા છે અર્થાત્ અંતર્યામિ આત્મસિંહ સ્વયં પ્રકાશી રહ્યા છે. તે અસ્તિરૂપે છે—છે રૂપથી પ્રકાશે છે તે સત્ છે,—નિત્ય છે—અખંડ છે. સર્વમાં છેપણું તો કાયમજ છે. મુડદું પડયું હોય તોપણ તે "છે" (મુડદુંછે) તેને બાળીને રાખ કરી, તોપણ તે "છે" (રાખછે.) રાખ મૃત્તિકામાં મળીતો મટોડું છેજ, તે માટી જળમાં મળીતો જળ છેજ. તે સૂર્યઅગ્નિ આદિ તેજથી શોષાઈ જઇ તેજમાં મળે તોપણ તેજ છે. તેજ વાયુમાં મળે (વાયુથી અગ્નિ હોલવઈ જઇ સમીને વાયુમાં મળીજાયછે) તો વાયુછે. વાયુ આ વિશાળ મહા આકાશમાં મળે તો આકાશ છે. સર્વ બુદ્ધિઓ માત્રનો સમૂહ (એક ઢગલો) જેને સમષ્ટિ બુદ્ધિ અથવા મહત્તત્વ કહે છે તે બુદ્ધિના સમૂહ રૂપ એક મહાબુદ્ધિ—મહત્તત્વ છે તેને વિશે આકાશ મળે તો તે મહત્તત્વ છે. તે મહત્તત્વ અવ્યક્ત (પ્રકૃતિ-અજા)માં મળે તો તે પ્રકૃતિ છે; અને તે પ્રકૃતિ પરમતત્વ પરમાત્મા પુરૂષોત્તમમાં લીન થાય (મળે) તો તે અંતિમ અખંડ સત જ્ઞાનઘન બ્રહ્મ રૂપ પરમ તત્વ છેજ. सा काष्ठा सा परागतिः એજ છેવટ, એજ પરાગતિ છે.

કેટલાક કહે છે કે શૂન્ય છે. તોપણ "છે" તો કાયમજ છે. એટલે अस्ति નિત્યત્વ—સત્પણુ તો સર્વદા બનેલુંજ સિદ્ધ છે. તે શિવાય બીજું નથી તેજ શૂન્ય. અને જે છે તે છેજ, તેજ અખંડ—નિત્ય—સત્ય તત્વ છે. अद्भिः गात्राणि शुध्यंति मनः सत्येन शुध्यति.

જળથી શરીરનાં ગાત્રો શુદ્ધ થાય છે, અને સત્યથી મન શુદ્ધ થાય છે. તેથીજ મનની શુદ્ધિ કરવાને સત જે પરમાત્મા છે તેમાં મનને જોડવું—લગાડવું. ઉપર કહી આવ્યા તે પ્રમાણે

નિરાકાર રસરૂપ–મધુરતારૂપ છતાં સાકર રૂપે સાકાર (ગઠ્ઠા ગાંગડા રૂપે) પ્રતીત થાય છે તે આદિમાં અને અંતે રસ રૂપજ થાય છે અને મધ્યે સાકાર રૂપે ગાંગડા દેખાતાં છતાં વાસ્તવ દ્રષ્ટિવાળા તેને રસરૂપજ જાણે છે, તેજ પ્રમાણે रसोवैसः રસરૂપ પરમાત્મા અખંડ એક રસ જેવાના તેવાજ સ્વયંપ્રકાશ સિદ્ધ છે, તેજ સત્ય હોવાથી અધિકારને અનુસરીને નિરાકાર તત્વમાં અથવા સાકાર ભગવત્સ્વરૂપમાં મન લગાડી રાખી ક્રમે કરીને તત્સત્રૂપ થઈ રહેવું, એજ અંતિમ કર્તવ્ય છે. अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ॥अव्यक्त निधनान्येवतत्रका परिदेवना॥ आदावंतेचयन्नास्ति वर्तमानेपितत्तथा ॥

૧૫ વનસ્પતિ જો સમીપ હોય છે તો, નોળીઓ નિડરપણે કાળા એવા ઝેરી સર્પને પકડી યુદ્ધ કરે છે. સર્પના ડંસથી ગરમી વ્યાપે છે તોપણ તેને મારે છે, અને તરત તે ઇષ્ટ વનસ્પતિ–બુટ્ટી સુધી આવે છે એટલે બધું ઝેર ઉતરી જાય છે, અને શાંત થાય છે. (બુટ્ટી સમીપમાં નહીં હોય તો મારે નહીં) તે સર્પના મારીને કકડા કરી નાખે છે. તેમ,–વિશેષ અહંકાર છે તે સર્પ છે. મમત્વ રૂપ તેના ઝેરી દાંત છે. ગુરૂ શાસ્ત્ર શિક્ષિત સંસ્કારી મન છે તે નોળીઆ રૂપ છે, તે પેલા અહંકાર સર્પને મારી શકે છે. અર્થાત્ સંસાર સર્પ જોડે યુદ્ધ કરે છે, અને રોજ નિત્ય કર્મ કરવા રૂપ એટલે નિત્ય–અમૃત–પરમાત્મ બુદ્ધિનો સ્પર્શ કરવારૂપ–અભેદત્વ અનુભવવારૂપ બુટ્ટી સુંઘે છે, કે તાજો થઈ પાછો અભિમાનરૂપ સંસાર સર્પ જોડે ટક્કર લે છે અને મારીને કકડા કરી નાખે છે, અર્થાત્ તેને મૃગજળ વત્ આભાસ માત્ર ભ્રાંતિજન્ય મિથ્યા જાણી લઇ નિર્ભય થઇ રહે છે. એમ નિત્ય કર્મ કરવાથી વિઘ્ન વ્યાપતું નથી, એવી એ નિત્ય કર્મ રૂપ બુટ્ટી છે.

[illegible]ર્ય ૬॥ નિત્યકર્મ વગર તે ધારણ કીધું કહેવાય નહીં [illegible]રણ કરવાથીજ ધર્મ કહેવાય છે.

ઘરમાં રોજ કચરો વાળવામાં નહિં આવે તો ઢગલા થાય, અને પછી તેમાં મચ્છર માકડ જુ કાનખજુરા વીંછી વગેરે જંતુ પાકે, તેથી દુખી થઇ છેવટે નાશ પામવા સુધી પ્હોંચે. તેમ,- અંતઃકરણરૂપ ઘરને રોજ, નિત્યકર્મ કરવારૂપ કચરો કાઢીને, મલીન વિષય વાસના રહિત, સાફ સ્વચ્છ નિર્મળ રાખવામાં આવે તો અજ્ઞાનરૂપ મેલ કચરાના થર બાઝી ઢગલો થવા પામે નહીં. અને તેમ ન થાય તો તેમાં કામ ક્રોધ લોભ મોહ વગેરે જંતુ પાકવા પામે નહીં; ત્યારેજ પરિણામે મોક્ષ પર્યંત પોંહોચી શકે છે.

૧૬-(કુળવાનનું વચન રામબાણ જેવું છે, અને કુળહીનનું વચન રાવણનાં બાણ જેવું છે. રામનું બાણ જ્યાં મુકે ત્યાં વિજય કરીને આવે છે. રાવણનું બાણ આવે તેની સામું રામનું બાણ છુટે છે તો તે પેલાં રાવણનાં બાણને પણ રાવણનીજ સેનામાં પાછાં વાળે છે, અને તેનીજ સેનાનો નાશ કરે છે તે સાથે રામનું બાણ પણ તેની સેનાને હણે છે. કુળહીનનું વચન એવું છે કે, "જોયો જોયો, તું આવો છે તું તેવો છે" વગેરે. તેનાથી કલેશ વધે છે અને પોતાનુંજ હૃદય ક્રોધથી બાળે છે. કુળવાનનું વચન જુવો,-તે કહેશે કે, અરે ભાઈ, તમે તો આવા શ્રેષ્ઠ અને કુળવાન લાયક છો. તમારાં માતા પિતા કેવાં સારાં પરમ પવિત્ર હતાં, અથવા છે. તમે વિવેકી વિદ્વાન છો, તે છતાં આ કામ તમે કીધું તે શોભા આપતું નથી. એટલું કહેતાંજ પેલો નીચું જોઈ ગ્લાનિ પામી જાય છે. અને કુળહીનનાં ક્રોધ ભર્યાં નીચ વચનથી તો તે બમણો કુદે છે અને બધી દિશામાં ભડકાં લગાડી અનેકનાં ચિત્તમાં સંતાપાગ્નિ સળગાવી મુકે છે. માટેજ, એવો ક્રોધ મોહરૂપ કચરો વાળી ઝાડી સ્વચ્છ ચિત્ત રાખવાને હંમેશાં નિત્યકર્મ કર્તવ્ય છે.

૧૭-એક ગૃહસ્થને પૂર્વના શુભ સંસ્કાર વશાત્ સાધુનો સંગ કરતાં વૈરાગ્ય પ્રકટયો; અને એવી લેહે લાગી કે, બધું ખોટું છે, માત્ર નારાયણ ખરા છે, તેથી તેને મળવું. જ્યાં ત્યાં

જેને પુછે તેમાં જે જે મળ્યા તેમાં કોઈએ ડાકોર બતાવ્યું, તો કોઈએ દ્વારકાં, કોઈએ કાશી બતાવી તો કોઇએ પંઢરપુર કોઇએ રામેશ્વર, તો કોઇએ બદ્રીનાથ બતાવ્યું. તે પ્રમાણે બહાર ખુબ ભટકયો, પણ કશો પત્તો લાગ્યો નહીં. નારાયણ કંઈ મળ્યા નહિં તેથી નિરાશ થયો. જે વસ્તુ અંતર ઘરમાં છે તે છોડીને બહાર શોધવા જઇએ તે કયાંથી મળે!! પણ અંતઃકરણ નિષ્પાપ હોવાથી સાચો વૈરાગ્ય પ્રકટેલો જોઇ છેવટે પરમકૃપાળુ નારાયણે મચ્છનું રૂપ લઇ, સમુદ્રમાં એકવાર સોમવતીને દહાડે સ્નાન કરતો હતો તે વખતે, પાછળથી મોઢું ઊંચું કરી મનુષ્યવાણી પ્રકાશી કહ્યું કે, અરે ભાઇ! પાણી વગર મારા પ્રાણ જાય છે, કોઈ મારાં મુખમાં દયા કરી જરા પાણી રેડો. તે સાંભળી શેઠે પાછળ જોઈ કહ્યું કે, વાહરે વાહ! આ શું?! પાણીમાંજ તું છે. મુખને જરા નીચું કરે તો પાણીજ છે, પીવાય તેટલું પી લેને, વલખાં શિદ નાહક મારે છે. બીજું કોણ રેડે!? તું પાણીમાં થયું અને પાણીમાંજ છે. મુખને જરા નીચું કરવાનું છે. તે સાંભળી મચ્છ બોલ્યું કે, ત્યારે તું પણ બહાર શિદ વલખાં મારતો હુવો ભટકયા કરે છે? દ્રશ્ય તરફની બહિર વૃત્તિ છે તે પાછી ફેરવી અંતર મુખ કરીને જો. નારાયણ તારી પાસેજ તારાં અંતર ગ્રહમાંજ છે, મળી લે અને તારી ભુખ તૃષા ભાંગ–તૃપ્તિ પામ. બહાર શું છે?! તું પણ મુખ નીચું કર, તો પ્રત્યક્ષ છેજ, તેને મળી સુખી થા.

તાત્પર્ય કે,–જે વસ્તુની જરૂર હોય તે જયાં હોય અથવા જયાંથી મળી શકે ત્યાં શોધવાથીજ મળી શકે છે. પણ હોય ઘરમાં અને આપણે બારણાં દઇ બહાર શોધવા નિકળી પડીએ તો અનેક કલ્પ વહી જતાં પણ મળવા સંભવ નથી. પણ વિચાર કરી ઘરમાં જે વખતે શોધવા લાગશું તો યોગ્ય પ્રયત્નને અંતે અલ્પકાળમાં તેને મેળવી શકીશુંજ.

૧૮–એક શેઠને એક નાનો બાળક છોકરો હતો. બાળકના સ્વભાવ પ્રમાણે તે પુત્ર તોફાન કરતો અને રડતો

ત્યારે તેની માતા તેને ભય બતાવવા કહેતી કે જો-ભૂત, આ બાવો આવ્યો તે પકડી જશે. એવું કહીને તેની છાયાંજ તે બતાવતી હતી. આવા ખોટા સંસ્કાર નાખવાથી પરિણામ એ આવ્યું કે મોટો થતાં જ્યારે તે પુત્રને કંઈચીજ લેવા મોકલે કે તરત તે બોલતો કે, બા ! હું નહિં જાઊં, ભૂત છે, બાવો છે તે પકડી જાય. તેથી એવા ખોટા સંસ્કાર નાખ્યાનું ફળ માતા નેજ ભોગવવું પડે છે, તે એકે, જાતે ઉઠીને જ્યાં તે ચીજ મુકી હોય ત્યાં જઇ લાવવી પડે છે અને ભવિષ્યમાં એવા ખોટા ભયના સંસ્કારથી થતી હાનિ અટકાવા સારૂ માતા તે પોતાની ભુલ સુધારી પુત્રમાં પડેલા ભય સંસ્કાર ભુંસી નાંખવા કહે છે કે, ના, દિકરા, એતો હું અમથીજ કહેતી હતી. પરંતુ તેટલે થીજ કંઈ બાળક માનતો નહીં, તેથી વારંવાર પાછા નિર્ભયતાના સંસ્કાર વડે તે ખોટાને ભુંસવા શ્રમ કર્યા કરવો પડતો. અને લાંબે વખતે તે ભુંસાઇ શકતા. તેમ,-વિકારવાળા ભૌતિક જડ દેહમાં હું પણાંની બુદ્ધિ, તેમજ આ જગત વાસ્તવે કાંઇ નહિં છતાં તેમાં જે સત્યપણાની દ્રઢતા-નિત્યત્વ બુદ્ધિ થઈ ગઈ છે તે ખોટા સંસ્કાર ભુંસી નાખી, "એ કાંઇ નથી-કેવલ જ્ઞાન ઘન બ્રહ્મતત્વજ છે."-એવા નિર્ભયતાના સંસ્કાર દ્રઢાવવાને અભ્યાસની જરૂર છે. તે છાયાં ભુત-બાવાની ઠસી ગયલી ભ્રાંતિના સંસ્કાર ભુંસાતાં ભુસાતાં અમુક કાળે નિર્મૂળ થાય છે તેમ, એ દેહાધ્યાસથી મનાઈ ગયલું સંસારનું સાચાપણું પણ ब्रह्मैवाहम् नेहनानास्ति किंचन એવા સતત વિચાર પૂર્વક અભ્યાસથી નિર્મૂળ થાય છે.

૧૯-એક છોકરો પોતાનું મુખ દરપણમાં જોવા સારૂ તકતો લઇ તેને ઊંધો રાખી મુખ જોવા પ્રયત્ન કરી રહ્યો છે. મુખ નથી દેખાતું ત્યારે માતા આગળ ફરીઆદ કરવા જાય છે. માતા તેની આવી ઉલટી રીત જોઇ કહે છે કે, ભાઈ ! એમ ઊંધું દર્પણ ન રાખ, ચત્તું કર. તેમ, અંતરમાં, મુખ અર્થાત્ શ્રી અંતર્યામિ પ્રભુ અથવા સ્વ સ્વરૂપ, જોવાનું છતાં બહાર જુવે છે એટલે ઉલટું જુવે છે, તેને સંતરૂપ માતા કહે છે કે,

અંતરમાં જો, બહાર કંઇ નથી. ચિત્ત સ્થિર રાખી (ચંચળતા છોડી) શાંત પણે જો. બહિરવૃત્તિથી જોશે તો આત્મદર્શન કદી થાય તેમ નથી–તારૂં મુખ નહિં જણાય.

એક ગામમાં મુસલમાનનાં ૩૦ ઘર હતાં. રોજા કરવાના તે પણ ૩૦ તે સાથે બે ઈદ. તે ઉપરથી બધા મળીને કાજી પાસે આવ્યા અને તેમાંથી ઓછું કરવા અરજ કરી. ત્યારે કાજીએ પુછયું કે, તમે ત્રણવાર નિમાજ પઢો છો કે? બધાએ ના કહી. તે સાંભળી તરત કાજીએ હુકમ કીધો કે, જાવ, જાવ, નિમાજ પઢો. અને ત્રણવાર નિમાજનું લાકડું વધારી ઘાલી પાછા કાઢયા તે જોઇ બધા બોલ્યા કે, કમી કરાવવા આવ્યા ત્યાંતો વધારો થયો. બકરૂં કાઢવા જતાં ઊંટ પેસી ગયું, એ કહેવત જેવું થયું.

તાત્પર્ય કે, મનુષ્યો કર્તૃત્વ ભોકતૃત્વ બુદ્ધિથી સ્વર્ગાદિ ભોગની લાલસાવશ હુવા ફલાકાંક્ષાથી અનેક કર્મો, યજ્ઞ યાગ દાન સ્નાન માન પાન ગાન તાન ખાન પાન સેવા પૂજા તીર્થ યાત્રા વગેરે મોટાં આડંબર પૂર્વક કરી, લોકમાં માન મહત્તા સાથે કીર્તિ ઇચ્છે છે અને મેળવે છે. તેથી બમણા ત્રમણા બંધાતા જાય છે. કેટલાક એવાં કર્મ કરી મુક્ત થવા ચાહે છે. પણ કર્તૃત્વાભિમાનથી તેઓ કર્મ કરીને કર્મ કાઢવા જાય છે તેથી ઉલટાં કર્મભાર વધારતા આવે છે. પણ જે અહંમમત્વ છોડી નિષ્કર્મ પરમાત્મ પદમાં નમી સમી જવા પ્રયત્નરૂપ કર્મ કરી રહ્યા છે, તે મહાનુભાવ અસંગ મહા પુરૂષને કાંઈપણ કર્મ કર્તવ્ય શેષ રહેતુંજ નથી. અર્થાત્ એવા મરવાને ઇચ્છતા ધીર વિર સંતો સાચા મરવાથી એટલે જીવત્વનો અહંમરીને શિવ પદના અહંનો દ્રઢ નિશ્ચયવાળા થવાથી અર્થાત્ મરીને જીવવાથી જીવન્મુકત એવા તેમને કર્મ કશું કરવાનું રહેતુંજ નથી.

૨૦–धारणात् धर्मः પડતાને આશ્રય આપીને ધારણ કરી રાખે તે ધર્મ કહેવાય છે. તે આ લોક સંબંધીનાં અને પર લોક સંબંધીનાં બધાં કર્મરૂપ છે. તેનાં જાતિ આયુઃ અને ભોગ, એ ફળ છે.

વેદમાં વિધી કહ્યો માટેજ માનવું. તેનું શું કારણ-શા માટે એમ કરવાનું કહ્યું, એવી દલીલો કરવાની જરૂર નથી. આગળ બુદ્ધિ વધશે ત્યારે તેનાં કારણો સમજાશે,

વેદ શાસ્ત્ર સ્મૃતિ વગેરેમાં અનેક વિધિ કહ્યા છે, તે મુખ્યત્વે શરીરની આરોગ્યતા જળવાઇ તે દ્વારા મનોબળ અને આધ્યાત્મિક શક્તિ વધે, એ હેતુથી છે पट्टेनीलं जलंतक्रे गोशाला म्लेच्छमंदिरे ॥ काश्यां मधुकरी भिक्षा पवित्राणि युगे युगे વસ્ત્રમાં નીલતા, છાસ દુધમાં પાણી, મ્લેચ્છને ઘેર ગોશાળા હોય તે, અને કાશીમાં મધુકરીની ભિક્ષા, એ હરેક યુગમાં (સદા) પવિત્ર છે. એ રીતે કોઇ સંશયથી અટકી ન બેસે અને શરીર પ્રાણની રક્ષા થાય, એ હેતુથી વિધી દર્શાવી રસ્તા ખોલી આપ્યા છે. શરીરની આરોગ્યતા રૂપ પાયો મજબુત હશે તો ધર્મની ઇમારત સુદ્રઢ સુંદર અને વિસ્તૃત બની ટકશે.

હાથ ધોવાનો વિધી કેટલાક પ્રસંગોમાં કહ્યો છે; તે જે લોકો મદાંધતાથી માનતા ન હતા તેઓએ જોયું હશે કે, જ્યારે પ્લેગ વખતે દાકતરો, તે વ્યાધિવાળાની સારવારમાં જઈ તેનાં અંગને, કપડાંને, વાસણને, કે રોગીનો હાથ લાગેલાં અન્નાદિને જરા સ્પર્શ કરતા કે તરત, સાબુથી ખુબ ઘસીને હાથ ધોઇ નાખતા. કેમકે પ્લેગના સૂક્ષ્મ જંતુઓ કોઈ હાથે વળગી રહે તો જાતે દુ:ખી થાય. તેથી જંતુઓને વળગી નહીં રહેવા દેવા રૂપ કારણ સમજાયું ત્યારે ધ્યાનમાં આવ્યું. માટેજ વેદમાં કહેલું માનવું. પછી તે શા માટે એમ કહ્યું છે તે આગળ અધિકાર વધતાં સમજાશે.

લાડકવાયો પ્રીય પુત્ર છે. તેને પિતાએ આજ્ઞા કરી કે નિશાળે જાવ તે સાંભળી શાળામાં જતાં પુત્રને બહુ દુ:ખ લાગે છે. મરજી નથી તેથી નથી જતો તો બાપ તમાચો મારીને અથવા ધમકાવીને અગર ખાવાની કે પૈસા વગેરેની લાલચ આપી નિશાળે મોકલે છે. તેથી કદાપિ વધારે રડે છે; તોપણ પુખ્ત ઉમરે આવી B. A. L. L. B., અથવા L. M. & S. વગેરે

થઈને હજારો લાખો રૂપૈયા કમાઈ મોટેર ઘોડા ગાડી બગીચા વગેરેની મોજ મઝા ભોગવે છે ત્યારે પેલા બાળપણના બાપના તમાચાનું અગર લાલચોનું એટલે દુઃખ લગાડીને પણ નિશાળે મોકલવાનું કારણ સમજાય છે. કેમકે અધિકાર આવ્યો તેથી બુદ્ધિ વધવાથી અને તે દુઃખ ભોગનાં ફળરૂપ સુખ સંપત્તિ મળી છે તે જોઈને પૂર્વની પિતાની આજ્ઞા યાદ આણી, તેનું પરિણામી ફળ આ મને મળ્યું છે તે ધ્યાનમાં આવે છે. તેમ, વેદની આજ્ઞા જેજે વિહિત કર્મ કરવા ની થઈ હોય તે, શંકા વગર અને દલીલ કાઢયા વગર શ્રદ્ધા અને પ્રેમથી પાળનારને જ્યારે તેનું ઉચ્ચતમ ફળ બ્રહ્માનંદાસ્વાદનરૂપ મળે ત્યારે સ્હેજે સમજાય છે, એ નિર્વિવાદ છે.

કર્મ કરનારની રૂચી તે કર્મ કરવા પર થાય, એવા હેતુથી તેને રૂચી ઉપજાવવા ખાતર તે તે કર્મોનાં મોટાં મોટાં ફળ કહ્યાં છે. જો જગતનું મિથ્યાત્વ યથાર્થ સમજાયું હોય અને તેને અનુસરીને જો ખોટુંજ છે એમ માને, તો આ બધુંજ ખોટું છે, તૂં પણ (અભિમાની) ખોટોજ છે; બ્રહ્મ લોક સુધી દ્રશ્ય સર્વ ખોટું છે. તો દેહ દ્રશ્યમાંથી મોહ છોડી દઈ, તેજ નિશ્ચય પકડ-સજ્જડ દ્રઢ પકડ, અને સત્તત્વ આત્મામાં ગેબ થઈજા. અને જો સાચું જુવે છે અને દેહ સ્ત્રી પુત્ર ધન ધામ વગેરેમાં મોહ કરે છે—તેમાં સુખની કલ્પના કરી તેનાથી સુખ ઇચ્છે છે, તો વેદની જેવી આજ્ઞા હોય તેવાં નિત્ય નૈમિત્તિક વગેરે કર્મ જરૂર કર.

વઈદે ગોળી આપીને કહ્યું કે ઘી શાંકેર બેએ પૈસાભાર લેવાં, તેમાં આ ગોળી ખાવી. હવે આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જો ઘી શાંકેર નથી લેતો, તો માત્રા કંઇનું કંઇ શૂળ ઉપજાવેજ. તેમ, જો ઓછાં પ્રમાણમાં લે છે તો તેથી પણ ગરમી વગેરે કાંઈ વધારે દાખવે એવો સંભવ રહે. માટે વઇદરૂપ વેદ જેમ કરવા ફરમાવે તે આજ્ઞા માનવી ઉચિત છે. બાળકને શિક્ષણ આપ્યા વગર સમજાતું નથી, નિશાળે જવાની આજ્ઞા બાળકનાં કલ્યાણ માટેજ છે. તેમ, સ્નાન, સંધ્યા, માત પિતાની શુદ્ધ

મનથી સેવા અને આજ્ઞા પાલન, દેવ ઋષિ પિતૃ તર્પણ, વિશ્વદેવ, સદ્ગુરૂ સંત સાધુ બ્રાહ્મણની સમીપ નમ્રભાવ યુક્ત રહી સુશ્રૂષા કરવી, દેવાર્ચન, અતિથી સત્કાર, વગેરે, જપ, તપ, ધ્યાન, ધારણા, સંયમ, શ્રવણ, મનન, વગેરે કરવાની આજ્ઞા આપણે વેદરૂપ પિતાનાં બાળકો હોવાથી આપણાં કલ્યાણ માટેજ–આપણો જન્મ મર્ણરૂપ ભવ રોગ કાઢી નાખી સર્વોત્તમ સચ્ચિદાનંદમય આરોગ્ય આપવા માટેજ છે એમ ખાત્રી રાખી આજ્ઞા પાળતા રહી, આશ્રમના ક્રમથી વધતે વધતે અંતિમ અભેદ બ્રહ્માત્મૈક્ય પરમ ધામરૂપ શ્રેયસરૂપ ગિરિના ઉચ્ચતમ શિખરે સ્થિત થવાશે. ત્યારે તે ગિરિશ્રૃંગ ઉપર વસનાર એવા આપણને કાંઈ કર્તવ્ય રહેશેજ નહીં. કર્મ સર્વ નમસ્કાર અર્પિ આપણને છોડીને ચાલ્યાં જશે. એવી નૈષ્કર્મ્ય સિદ્ધિ પ્રાપ્ત થવાથી કૃત કૃત્ય થવાશે. અને શેષ આયુઃ હશે ત્યાં સુધી જીવન્મુક્તિનો અક્ષય આનંદનો ભોગવટો કરતા રહી દેહાંતે પરબ્રહ્મપદે અભેદત્વે સ્થિતીરૂપ નિર્વાણ પ્રાપ્ત થશે. तथास्तु ॥ नमः सिद्धं ॥ हरिः ॐ तत्सदेव.

૨૧–જે પ્રમાણે એક જગ્યે નાખેલાં ભાતનાં બીજ ઉગી નિકળી તરૂ થાય છે, ત્યારે તેને ત્યાંથી ઉખેડી બીજે ઠેકાણે રોપવામાં આવે છે. ત્યાં સંપૂર્ણ રીતે તઇઆર પરિપક્વ સ્થિતિએ આવી ભાતનાં કણુસાં ભરાય છે ત્યારે તે કાપી લઇ ભાત કઢાઇ, ખંડાઇ, ચોખા કરી રાંધીને ક્ષુધાને શાંત કરી તૃપ્તિ અનુભવાય છે. તેમ, વ્યવહારમાં લાગેલી વૃત્તિને વ્યવહારમાંથી ઉખેડી પરમાર્થમાં સ્થાપવી. એમાં કાંઇ ભારે શ્રમ નથી. માત્ર આમથી આમ ફરી બેસવુંજ છે. વૃત્તિ પરમાર્થમાં સ્થપાઇ કે પછી શ્રવણ મનન નિદિધ્યાસથી અપરોક્ષ જ્ઞાન થયા પછી નિઃસંકલ્પ સ્થિતી થઇ નિત્ય તૃપ્તિ અનુભવાય છે.

વળી, જેમ એક બાજુ તરફ જે રમકડે રમતું હોય, તે બાળકને બીજી બાજુએ ફેરવવું હોય તો વેવું રમકડું લઇને તે આપણી ધારેલી બાજુએ મુકી દેવું. એટલે તે બાળક એની

મેળેજ તે બાજુએ ફરી બેસશે. તેમ, આ વ્યવહારમાં અનુકુળ બુદ્ધિ છે તે પ્રતિકુળ કરી દઈ, પરમાર્થમાં અનુકુળ બુદ્ધિ કરવી. એમાં કાંઈ મેહેનત નથી. પણ અનેક કર્મો કરી યજ્ઞો કરીને સ્વર્ગાદિ લોકમાં જવાને અથવા બીજાં સૂક્ષ્મ અને સ્થૂળ શરીરો (તે કર્મના ફલ ભોગ માટે) ધરવાને યત્ન–મેહેનતની જરૂર રહે છે. વૃત્તિને આ સંસાર તરફની બાજુથી ફેરવીને આત્મ તત્વાભિમુખ કરવી, તેમાં મેહેનત નથી.

૨૨–અસંકલ્પ–નિઃસંકલ્પરૂપ શસ્ત્રથી સંકલ્પ જાળને કાપી નાખી, બીજો કોઈ સંકલ્પ અંકુર ઉગવા જાય–ડોકિયું કાઢે કે તરત તેને ખોદી ઉખેડી કાપીને જ્ઞાનરૂપ અગ્નિમાં હોમી દેો.

મનનુંજ મુંડન કરી નાખવાનું છે. કામ ક્રોધાદિરૂપ કેશના ગુચ્છ જે એ મનનાં શિર ઉપર છે તે મુંડી નાખો.

સોમલથી મૃત્યુ થાય છે, પણ તેજ સોમલ મારીને તેની ભસ્મ કરીને ખાવામાં આવે તો તે સોમલથી મરતો બચે છે, તેમ વૃત્તિ (મન)થીજ વિષય વાસનાના વિકારો મનમાં ઘાલી–ઘુસાડી દીધા છે, તે વૃત્તિ (મન)થીજ ધોઈ નાખો. જેમ, વરસાદથી કાદવ કીચડ થઇ રસ્તો ખરાબ થઇ જાય છે, અને વરસાદથીજ (જોરમાં વૃષ્ટિ પડવાથી) બધો કાદવ ધોવાઇને આરસી જેવી જમીન થાય છે, તેમ મનથીજ મનને શુદ્ધ કરો. અર્થાત્ શુભ વાસના–ઉત્તમ વિચારો વડે મલીન વાસનાને ધોઈ નાખો.

તમે ફક્ત એક યજ્ઞ કરવાનો સંકલ્પ કરો, પણ તે એક સંકલ્પના પેટમાં (ગર્ભમાં) હજારો સંકલ્પરૂપ બચ્ચાં રહ્યાં છે. બ્રાહ્મણો શોધી લાવવા, દ્રવ્ય જોઈએ, હોમવાની અનેક વસ્તુઓ તથા ભોજનની અનેક સામગ્રી જોઈએ, રક્ષક જોઇએ, પછી તે યજ્ઞ કરતાં વિઘ્ન થાય નહીં તે સંબંધમાં અનેક તર્ક વિતર્કોનાં ટોળાં અંતર પ્રદેશમાં ઠામઠામ ખડાંજ હોય. એ વગેરે અનેક પ્રકારના અનેક સંકલ્પોની પલટણ, પેલા મુખ્ય એકની પાછળ ખડી છે. તેનો મુખ્ય તાત્પર્ય એજ છે કે, સંકલ્પ રહિત સ્થિતિજ મુમુક્ષુની હિતુ છે.

૨૩–એક મહાત્મા કથા વાંચે છે ત્યાં ઘણા શ્રોતા આવે છે. કથામાં આવ્યું કે, બ્રહ્મહત્યા એવી છે કે રાત્રે પણ સુતા પછી છાતીપર આવી ચુંસી લે છે. તે સાંભળી એક શેઠને સંસ્કાર પડેલા. બે ત્રણ દિવસમાંજ કંઇ બીલાડી આવી બહુ બોટાચાટી કરવા કરતી હતી તેને મારતાંમાં તો મરી ગઈ. તેને કઢાવી નંખાવી તો ખરી, પણ રાત્રે જાણે છાતીપર આવી બ્રહ્મહત્યા ચઢી બેઠી હોય તેમ, દીવો ઓલવ્યા પછી, ભારે ભારે લાગ્યું; અને તે ભ્રાંતિ ઠસતી ગઇ. રોજ બ્રહ્મહત્યા છાતીપર બેસી ચુંસે છે એમ દ્રઢ થઈ ગયું. તેથી સુકાતો ચાલ્યો. દસબાર દહાડે બહુ ગળાઇ ગયેલો જોઇ ગુરૂએ પુછયું ત્યારે કહે છે કે, મહારાજ! આવી રીતે બીલાડી મરી ગયેલી તે બ્રહ્મહત્યા રોજ મને ચુંસે છે તેથી આમ સુકાઇ જાઉં છું.

ગુરૂએ કહ્યું કે, ઠીક, ત્યારે બ્રહ્મહત્યા મને આપી દે. મારામાં ઘણીએ બધી પડી છે તેમાં એ પણ એક પડશે, તે સાંભળી શેઠે પુછયું કે શું ખરચ થશે? ગુરૂ કહે, પચાસેક રૂપીઆ. કેમકે જો ખરચ નહીં કહે, તો શ્રદ્ધા બેસે નહીં. તેથી ગંગા કાંઠે જઇ કાંઈ હોમ, જપ, પૂજા, વગેરે કરાવી પચાસેક રૂપીઆ તેવાં દાન પુણ્યમાં ખરચાવી ગુરૂ કહે, ચાલો હવે સંકલ્પ કરીને મને આપી દો. શેઠે હાથમાં પાણી લઈ સંકલ્પ કીધો કે, બ્રહ્મહત્યા તમને આપી. ગુરૂએ પાણી પોતે હાથમાં સ્વિકારી કહ્યું કે, મેં લીધી. પછી ઘેર ગયા. રાત્રે શેઠ સુખે સુતો. પોતાનાં મનથીજ ભય–ભ્રાંતિ–શંકા જેવી પેંસાડી દીધેલી તેવી ખસેડી કાઢી ત્યારે શરીરે પુષ્ટ થવા લાગ્યો. શેઠને પુષ્ટ થયલો આરોગ્ય જોઈ થોડે દહાડે ગુરૂ કહે, ભાઇ! મારાં અનંત અપાર જ્ઞાનઘન અનંદમય બ્રહ્મ અગ્નિમાં હત્યા અને ભુત અને પાપ પુણ્ય બધાં ભસ્મી ભુત હુવાં બ્રહ્મરૂપ થઇ રહે છે. મારામાં કાંઇજ રહેતું નથી. જે આવે છે તે તદ્રૂપ બ્રહ્મેવ બની રહે છે.

તાત્પર્ય કે, એકજ અદ્વૈત જ્ઞાનમય તત્ત્વ પૂર્ણ એક રસ વ્યાપક ભરેલું છે તેમાં કલ્પિત જગત જે અધ્યસ્ત છે તે વિષયક બંધ મોક્ષ વગેરેની શંકા–કલ્પનાને માટે અવકાશજ ક્યાં છે ? ! મન પોતાની મેળેજ મળ પેદા કરે છે, અર્થાત્ રાજસી તામસી વૃત્તિઓ રૂપ મેલથી મેલું થાય છે. અને મનજ પોતાની મેળે પાછું તે મલિનતા–મેલને સાત્વિકવૃત્તિ રૂપ બ્રહ્માત્મૈક્ય જ્ઞાન રૂપ શુદ્ધ જળથી ધોઈ નાખે છે. मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥

૨૪–સ્વપ્નામાં મનજ અનંત સૃષ્ટિ રચીને તે રૂપ થઈ રહે છે, અને સુષુપ્તિમાં લીન થાય છે. પણ જાગ્યો કે ઝટ મન દોડ્યું. વ્યવહારમાં તત્તદ્વાસનાથી જ્યાં ત્યાં વળગે છે. કદાપિ સંપ્રજ્ઞાત સમાધિમાં જાય છે તો ત્યાં, જેટલીવાર સુધી નિરૂદ્ધ રહે તેટલીવાર સંકલ્પ નથી, પણ તેમાંથી ઉત્થાન કાળે, ગમે ત્યાં પૂર્વની વાસના સંસ્કારને લઈને તેમાં લાગી જાય છે. અસંપ્રજ્ઞાત સમાધિમાં પણ તેટલીજવાર નિરૂદ્ધ રહે છે; અને બહાર પડતાં–ઉત્થાન કાળે તરત દ્રશ્યમાં બાઝે. પરંતુ દેહાદિ પ્રપંચ માત્રને મિથ્યા જાણી લે, અને ચિન્માત્ર ભાવના દ્રઢ થાય, અર્થાત હું તો એક બ્રહ્મજ્ઞાન સ્વરૂપ આનંદઘન છું, અને આ સર્વ જે ભાસે છે તે કાંઈજ નથી, એવી નિરાવર્ણ દ્રષ્ટિ થઈ જાય, તો પછી તે રીતે મરી રહેલાં તેનાં, તે, મનથી કાંઈજ ભય નથી. નિરંતર અભય અખંડ વ્યાપક પૂર્ણ બ્રહ્મ રૂપજ છે.

જેટલુંરૂપ–દ્રશ્ય આકાર માત્ર છે તે સર્વ નામમય છે. ઘટની આકૃતિ છે, તે ઘટ એ બે અક્ષર નામમય છે. નામ માત્ર જેટલાં છે તે સર્વ ૐકારમયજ છે. અને ૐ કાર છે તે બ્રહ્મરૂપ છે, તોપછી રૂપ અને નામ સઘળું બ્રહ્મરૂપજ સિદ્ધ થયું, ત્યાં મનને મોહથી પ્રથક સમજવાનું છેજ ક્યાં ! !

ઉપલી બેહુ રીતે બ્રહ્માકાર વૃત્તિ સુદ્રઢ થયા પછી એટલે દ્રઢ અપરોક્ષ થયા પછી વગર સમાધિએ અને વગર સુષુપ્તિએ મનને કહિયે કે, જા, દોડ, હવે ક્યાં જાય છે તે જોઈએ છીએ.

આ પ્રમાણે અસંગ સાક્ષી દ્રષ્ટા પદે અડગ સ્થિત રહેનારને અખંડ સમાધિ લાગી જાણો; દ્રષ્ટિ તદ્દન બદલાઇ ગયલી—મન તેનું અમનભાવને પામી બ્રહ્મમય થઇ ગયલું તે હવે કયાં જશે! તત્વજ્ઞાન પૂર્વક યથાર્થ મનોનાશનું એ સ્વરૂપ છે.

૨૫—શુકલ પક્ષની દ્વિતીયાના ચંદ્રનું દર્શન કરવું છે. તે તો મહા આકાશમાં ઘણો સૂક્ષ્મ છે, કોઇ યુક્તિ ઉપાયથી જોનાર બતાવે તો જણાઇ શકે. જેણે જેયો છે તે તો પ્રત્યક્ષ જુવે છે અને ગર્જના કરી છાતી ઠોકીને કહે છે કે, આ રહ્યો—જુવો. પણ નજર પોચતી નથી. ત્યારે તે જ્ઞાતા પુરૂષે ચંદ્ર તેને બતાવવાનો અશય મનમાં રાખી, યુક્તિ વાપરી કહ્યું કે, પેલાં વિશાળ વૃક્ષની પશ્ચિમ તરફની શાખા ઊંચે આવી રહી છે તે જુવો. શાખા શા માટે બતાવી? પરિણામે ચંદ્રનું દરશન કરાવવાનાજ હેતુથી. શાખા બતાવી ત્યાં જ્યારે દ્રષ્ટિ ઠરી, ત્યારપછી કહ્યું કે, હવે તે શાખાની જમણી બાજુએ ઉર્ધ્વ—ઊંચેથી જુવો. ત્યાં દ્રષ્ટિ ઠરી કે પછી કહ્યું કે, હવે આકાશમાં અમુક તરફ આવી રીતે જુવો. આવો સૂક્ષ્મ આવી આકૃતિનો આવા પ્રકારનો ચંદ્ર તમને જણાશે, એમ કરી ચંદ્રનાં સ્વરૂપનું વર્ણન કીધું કે તે જોનારાની દ્રષ્ટિનો વિષય તે ચંદ્ર થયા પછી વર્ણન સાંભળ્યા પ્રમાણેજ તેનું સ્વરૂપ છે એવી ખાત્રી થઇ ત્યાં ઠરે, અને કૃત કૃત્ય થઇ સંતોષ પામે. એ રીતે યુક્તિથી બતાવેલા ક્રમ પ્રમાણે દ્રષ્ટિ ઠરાવતાં જ્યાં ચંદ્ર સાથે સંલગ્ન થાય છે, કે તેજ ક્ષણે પૂર્વની બધી યુક્તિઓ, સાધનો, જોવાનો શ્રમ અને પ્રયત્નરૂપ કર્મ (શાખા, વૃક્ષ, મોભ, જમણી બાજુ, ઊંચું નીચું, વગેરે સર્વ) પડયાં મુકી—છોડી દઇ, ઇષ્ટ પ્રાપ્તિથી આનંદ થતાં વૃત્તિ અથવા દ્રષ્ટિ ચંદ્રમાંજ સ્થિર થાય છે—કૃત કૃત્ય થાય છે. ચંદ્ર દર્શન માટે કર્તવ્ય સાધન અને શ્રમ હવે કાંઇ બાકી રહેતો નથી. તેમ,—તાત્પર્ય કે, વેદ ભગવાનેજ यतो वा इमानि भूतानि जायंते ॥ જેમાંથી આ પૃથિવ આપ તેજાદિ ભુતો થાય છે એમ કહીને અધ્યારોપ કરીને જગતની ઉત્પત્તિ કહી. શા હેતુથી કહી?

અંતે સચ્ચિદાનંદ બ્રહ્મતત્વનો લક્ષ કરાવવાનેજ માટે કહી. તેમાં મનુષ્યોમાં અધિકાર પ્રમાણે બ્રાહ્મણાદિ વર્ણ ઠરાવી તે ચારે વર્ણના ધર્મ કર્મ ઠરાવી નિયમો બાંધ્યા. વિધિ નિષેધ કહી કર્તવ્ય અકર્તવ્ય સમજાવ્યું. નિષ્કામ કર્મ, ઉપાસના ધ્યાન ધારણા એકાગ્રતા સંયમ વગેરે સાધનો સમજાવ્યાં. શામાટે ? આત્મલક્ષ કરાવવાનાજ હેતુથી. જગતની કલ્પના કરીને તેમાં ઇશ્વર પ્રીત્યર્થે કર્મ ઉપાસના વગેરે કરતાં તેનાથી ચિત્તની શુદ્ધિ થયેથી જ્ઞાન થતાં–આત્મ દર્શન થતાંજ સર્વ સાધનો, વિધિ નિષેધ, કર્તવ્ય અકર્તવ્ય વગેરે એની મેળેજ પડયાં રહેશે–છુટી જશે. તે વખતે વેદ મહારાજ તરત જગતનો અપવાદ કરે છે કે, नेह नानास्ति किंचन. આ અનેક રૂપે પ્રતીત થતું (જગત) કાંઇજ નથી. सर्वं खल्विदं ब्रह्म નિશ્ચય–ખરૂં કહી એતે–વાસ્તવે આ બધું બ્રહ્મ છે, અને હું પણ બ્રહ્મ છું. જેમ, ઘટ છે તે વાસ્તવે ઘટ નથી, મૃત્તિકાજ છે; કડાં કંઠી સાંકળાં વીંટી એ બધું કાંઇ નથી, સુવર્ણજ છે. તેમ, ભ્રાંતિ રહિત થતાં–સમ્યક્દ્રષ્ટિ થતાં સર્વત્ર આત્મ દર્શનજ કરે છે તેને કોઈપણ કર્તવ્ય શેષ રહેતું નથી.

ઘટ કયાં છે ? એ પ્રશ્નના જવાબમાં એક વિદ્વાન કહે છે કે, મૃત્તિકામાં છે; અને એક મહાશય કહે છે કે, પાણીઆરામાં છે. એ રીતે નામ રૂપથી ઘટને જોનારની દ્રષ્ટિમાં અને મૃત્તિકામાં નામ રૂપની કલ્પનાવાળો ઘટ અધ્યસ્ત (કલ્પિત–મિથ્યા) છે, એમ જોનારની દ્રષ્ટિમાં ફેર છે. તેમ, નામ રૂપવાળું આ જગત આત્મતત્વમાં કલ્પિત હોવાથી મિથ્યા છે. પરમાત્માજ જગતરૂપે પ્રકાશી રહ્યા છે. हरिरेव जगत जगदेव हरिः એ દષ્ટિજ અભયપ્રદ અને પરમ સુખની હેતુ છે. એવી અભેદ દષ્ટિવાળા જીવન્મુક્ત મહાત્માને કાંઇ કર્તવ્ય શેષ રહેતું નથી. अस्तु. हरिः ॐतत्सत्.

૨૬–એક શેઠનો પુત્ર હતો. તે શાળામાં ભણતો હતો. તેના ઉપર તેની માતાનો નિઃસીમ પ્રેમ હતો. એક દિવસ તે પુત્રને સખ્ત તાવ આવ્યો ત્યારે તેની માતાએ કડુ, કરીઆતુ, કોલમ, લીમ

ઠાની ગળો, કાળીજીરીનો ઉકાળો કરી પાવા માંડયો, કેમકે તાવને કાઢવાનો સરળ ઉપાય એ હતો. પણ કડવાટ જોઈ જાણીને છોકરાએ તે પીધો નહીં. માતાએ બહુ સમજાવ્યો કે, ભાઈ, એ પીધા વગર આવો ભયંકર તાવ જવાનો નથી; એ પીશે તો તાવથી મુક્ત થઇ તું સુખી થશે; પરંતુ તે છોકરો તો કડવું ઓસડ જોઈને "હા" કહેજ શાની !! નહીંજ પીધું. હવે માતાનાં મનમાં તેનું હિત કરવાનું તો હોયજ. તે તો એમજ ઇચ્છતાં કે ક્યારે પીએ, અને ક્યારે તાવ જાય. એવી માતાની તો ઘણીએ લાગણી, પણ ભાઈ જ્યાં ઓસડનું પાત્ર પાસેજ આવવા નહિં દે, ત્યાં શું કરે, ત્યાં માઇની ચિંતા શું કામ કરે ? છતાં માતા બહુજ દયાળુ હોય છે તે સાથે બુદ્ધિમતિ હતાં તેમણે યુક્તિ રચી.

નિશાળના ચાર પાંચ છોકરાઓ જે એ ભાઇના દોસ્ત-મિત્રો હતા તેમને પોતાની પાસે બોલાવ્યા. અને કહ્યું કે ભાઈઓ ! આ મારા મનુભાઇને આટલો બધો તાવ આવે છે તેની ખબર લેવા પણ આવતા નથી ? છોકરા કહે, તેથીજ નિશાળે આવતા નથી. માજી ! બહુ તાવ આવે છે કે ? માજી બોલ્યાં, હા ભાઈ, જાણે લોઢું ધીકે છે. ભાઈ, આજે તમે પાછા આવજો અને પાસે ( જરા દૂરથી ) બેસજો. હું પછી અજાણી થઇને ઘરમાંથી આવીને તમને પુછીશ કે, ભાઇઓ ! આ તમારી ચોટલી આટલી લાંબી શાથી વધી, તે ઉપાય મને કહેશો ? તે વખતે તમે મને કહેજો કે, કડુ કરીઆતુ, કોલમ, કાળીજીરીનો અઢી શેરનો ઉકાળો કેટલાક દહાડા સુધી પીધો ત્યારે આવી લાંબી ચોટલી થઈ છે. ઠીક, કહી છોકરા ગયા. ચાર વાગે નિશાળેથી છુટી પેલા સોબતી આવ્યા. મનુભાઈ તો માથે ઓઢીને પોઢીજ રહ્યા છે, ત્યાં પથારી પાસે બેઠા, એટલે માજી આવ્યાં ને પુછયું કે તમે તમારા ભાઈ બંધની ખબર લેવા આવ્યા હશો, બીજી વાતો કરતાં માજી બોલ્યાં કે, ભાઇઓ ! આ તમારી ચોટલી આવડી લાંબી શું કરવાથી થઇ ? એટલું સાંભળતાં પેલા

મનુભાઇની જિજ્ઞાસા ખીલવા માંડી, અને મોઢેથી લુગડું ખસેડી નાખ્યું. માતા જાણુતાંજ હતાં કે ભાઇને ચોટલી ખૂબ મોટી કરવાની ઉત્કટ જિજ્ઞાસા છે, અને તેના ઉપાય પુછયા કરતો હતો. તેથી માતાએ તેની રૂચિ–ઇચ્છા ઉપર લક્ષ રાખી આ યુક્તિ રચી હતી.

પેલા છોકરા બોલ્યા, માજી ! શું તમે નથી જાણતાં ? એ તો હમે કડું કરીઆતુ કોલમ ગળો જીરીનો ઉકાળો અઢી શેરનો ઘણા દહાડા સુધી પીધો ત્યારે આવી ફક્કડ લાંબી ચોટલી થઇ છે. એટલું કાને પડતાંજ તરત મનુભાઇ બેઠા થઇ બોલ્યા કે, હમણાં ને હમણાં એ કહે છે તે દવા લાવ, લાવ લાવ, હે માતા! જલદી લાવ. માતાએ તે તઇઆરજ રાખેલો હતો. થોડી વારમાં લાવી આપ્યો. તેને ઉપાડી કડવું કટાણું મુખ કરીને પણ બધો પી ગયો. હવે શા માટે પીધો ? તેની પોતાનીરૂચિ–ઇચ્છાની તૃપ્તિ થવાનું સાધન સમજીને અર્થાત્ ચોટલી વધવાની ઉમેદથી.

એ રીતે આઠેક દહાડા પીવાથી તાવ તો સમૂળગો ગયો, પણ ચોટલી વધવાને બદલે ઉલટી માથાંમાં તાળ પડી ગઇ અને હતા તેટલા વાળમાંથી પણ ગયા.

તાત્પર્ય કે–જન્મ મર્ણનાં ભ્રમણ રૂપ અજ્ઞાન જ્વર આવ્યો છે. કોને ? શ્રેષ્ઠના પુત્રને અર્થાત્ શ્રેષ્ઠ તો ફક્ત એકજ પરમતત્વ સચ્ચિદાનંદ પરમાત્મા છે તેના સંકલ્પ સ્ફુર્ણરૂપ ભ્રાંતિને વશ પડવાથી જીવત્વ પ્રાપ્ત અમુક વ્યક્તિ રૂપ જીવને દેહાધ્યાસની દ્રઢતાને લીધે.

એ ભ્રાંતિ રૂપ અજ્ઞાન તાપ જવો, એજ કર્તવ્ય છે. તેના ઉપાયને માટે વિવેક વૈરાગ્યાદિ સાધન બહુ કડવાં–કઠિણ લાગે છે. કેમકે જન્માંતરથી રાત દહાડો વિષયાસક્તિમાં રચી પચી રહેલો તેને છોડવાનું મન નહીંજ થાય, એ તે વળી કેમ બને ! !

વેદની શ્રુતિરૂપ માતા દરેક પુત્રનાં મનની રૂચિ-ઇચ્છાથી વાકેફ હોય છેજ. તેથી તે ઉપર ધ્યાન રાખી દરેકના જુદા

જુદા અધિકાર પ્રમાણે તેની ઇચ્છા પૂર્ણ થવાની લાલચ આપી, કર્મ, ઉપાસના, જ્ઞાન, ભક્તિ, યોગ, વગેરે રૂપ ઔષધ પાવાને આવી યુક્તિ રચે છે. અર્થાત્ યજ્ઞથી સ્વર્ગ મળે છે, ત્યાં સ્રીરત્ન અમૃત વગેરેના વૈભવ મળે છે, જ્ઞાનથી મોક્ષ મળે છે, ભક્તિથી ભગવાન મળે છે, યોગથી સમાધિ અને સિદ્ધિઓનો લાભ થાય છે. વગેરે ગુણોનાં ન્યુંનાધિકપણાંથી જુદા જુદા અધિકારવાળા ચાતુર્વર્ણ્ય તે તે પુત્રોની ઇચ્છાનુસાર, સંત મહાત્મા ઋષિ મુનિ રૂપ સાક્ષીઓથી ખાત્રી કરાવી, ભગવતિ શ્રુતિ માતા પુત્રોની (અધિકારી જનોની) રૂચિ પ્રમાણે ઓસડ આપી, પુત્રોનો ભ્રાંતિરૂપ તાવ ખસેડવા પ્રયત્ન કરે છે, અને તેઓને શાંતિનું ભાન કરાવે છે, તેથી પછી (વાળ જતા રહેવા રૂપ) સંસારનાં વિષય સુખો જે મળેલાં હોય, તે પણ જતાં રહી વૈરાગ્યથી એક અખંડ સ્વરૂપાકાર થઇ રહે છે. તેથી તાવ—અજ્ઞાન જ્વર જતો રહે છે. એજ ઉભય પક્ષની—મા દીકરાની કૃતાર્થતા અથવા કૃત કૃત્યતા છે. અર્થાત્ માતાનું કર્તવ્ય એ હતું કે કોઇ પણ યુક્તિ પ્રયુકિતથી ઔષધોપચાર આપી પાઇને પુત્રને સુખશાંતિ પ્રાપ્ત કરવી. અને પુત્રનું કર્તવ્ય એ હતું કે, દવા પીવારૂપ એટલે વિવેક વૈરાગ્યાદિ ધારણ કરવારૂપ સાધન સિધ્ધ કરીને ભ્રાંતિરૂપ જ્વર કાઢી નાખી નિર્ભ્રાન્ત નિરાવર્ણ પરમ સુખરૂપ થઈ રહેવું.

એવી ઉભય પક્ષની ઇચ્છા સિધ્ધ થવી, એજ તેઓની કૃતાર્થતા છે. વર્ણાશ્રમોચિત ધર્મ કર્મ બીલકુલજ જે કરતો નથી, અહર્નિશ દ્રવ્યના લોભથી તે મેળવવામાં લાગ્યો રહે છે, અને સ્રી ધન સ્વર્ગાદિસુખના અનેક પ્રકારના વિષયોમાં અત્યંત આસકત રહી મોક્ષનાં દ્વારરૂપ આ ઉત્તમ મનુષ્યજન્મ ગુમાવી દે છે એવા લોક પોતાની રૂચિ પ્રમાણે તે, બધા વિષયો પણ અમુક અમુક યજ્ઞ યાગ વ્રત તીર્થસેવન વગેરે તથા ભકિત ઉપાસનથી પણ મેળવી શકે છે, માટે તે જોઇએ તો તેને માટે પણ કર્મ—સકામ કર્મ, દેવની ઉપાસના કર્તવ્ય છે. એમ કહી શ્રુતિમાતા તે બાળકને રસ્તાપર લાવવા પ્રયત્ન કરે છે. પછી

સંસ્કાર વશાત્, સાધુ સંગથી, ઇશ્વરાનુગ્રહ પ્રસાદથી, અગર બીજી કોઈ રીતે જ્યારે સંસારનાં સ્ત્રી પુત્રાદિની ઉપાધિથી થતાં દુઃખોઅનુભવે છે, અનેક વ્યાધિ આધિથી શરીર મનની પીડાથી ખૂબ ગભરાય છે ત્યારે તે સર્વ દુઃખથી મુક્ત થવા ઇચ્છે છે. એ રીતે વિવેક વૈરાગ્યને થોડે થોડે પણ તેનાં ચિત્તમાં સ્થાન મળવાથી તેઓ એને સદ્ગુરૂ સંતના સંગમાં તાણી જઈ અંતે ઉત્તમાધિકારી બનાવી બ્રહ્મવિદ્યા પ્રાપ્તિદ્વારા સ્વયંસચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપે અભિન્નત્વ પમાડી છોડે છે.

૨૭–૨૯ અથવા કપાસ, અગ્નિ, અને તેલ, એ ત્રણે વિરોધી છે, છતાં ત્રણનો યોગ થવાથી જેમ પ્રકાશરૂપ કામ કરે છે, તેમ, સત્વ, રજ, તમ, એ ત્રણે ગુણો વિરોધી છે, તોપણ એક એકને પ્રવૃત્તિ કરાવવામાં હેતુભૂત છે.

> नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्य कर्मकृत् ॥
> कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजै र्गुणैः ॥

તે ગુણો કંઈ કંઇમાં પણ પ્રવૃત્તિ કરાવે છે. ક્ષણ પણ કોઈ કર્મ કર્યા વગર રહેતું નથી. તે પ્રવૃત્તિ શી રીતે કરે છે તે કહેવાય છે. પ્રથમ તો जानाति એટલે જાણે છે. પછી इच्छति તે મેળવવા ઇચ્છા કરે છે. પછી તેને માટે યત્ન કરે છે.

ઇષ્ટ સાધનતા જ્ઞાન વગર પ્રવૃત્તિ થતી નથી–સુખનો હેતુ જાણે તોજ પ્રવૃત્તિ કરે છે, બધાને એકજ સાધનમાં ઇષ્ટ જ્ઞાન હોય, એવું બની શકતું નથી. ભિન્ન ભિન્ન વિષયમાં સઉને રૂચિ હોય છે. તે બધાનું પ્રથક પ્રથક તો વર્ણન થઇ શકેજ નહિં, પંતુ તે સર્વનો સમાસ બે શબ્દમાં થાય છે. પ્રેયસ્ અને શ્રેયસ્

ઐહિક અને આમુષ્મિક સુખનાં સાધન, અર્થાત્, સ્ત્રી પુત્રો ધન ધાન્ય ગાડી વાડી લાડી માન મહત્તા વગેરે આ લોકનાં સુખ, તથ સ્વર્ગ વૈકુંઠ કૈલાશ ગોલોકાદિ પરલોકનાં સુખ છે તે સર્વ પ્રેયઃમાં ગણાય છે

પરમપદ પ્રાપ્તિ–બ્રહ્મમયત્વ–કૈવલ્ય મોક્ષનું સાધન છે તે શ્રેયઃ છે. યથાર્થ વિવેકીને તો સર્વ ઇચ્છા માત્ર હેય–ત્યાજ્ય છે. પરંતુ જો તે છેક છોડી ન શકાય તો મોક્ષમાં ઇચ્છા કરવી. इच्छाहि सर्वथा त्याज्य सचेत् कर्तुं न शक्यते ॥ मोक्षेएव सा कर्तव्या भवबंध विनाशिनी ॥

પ્રેયસ્નું ફળ જન્મ મર્ણની પ્રાપ્તિ, અને શ્રેયસ્નું ફળ જન્મ મર્ણથી મુકિત એટલે કલ્યાણ છે.

આ વિશ્વમાં પુરૂષ તો એક પરમાત્માજ છે; તે પ્રભુએ પોતાનો કિતાબ (Title) મનુષ્યને આપ્યો અર્થાત્ પુરૂષપદ આપ્યું, છતાં મનુષ્ય જન્મ લઈ પુરૂષ જો પોતે પરમાત્માને ન જાણે તો તેને આત્મહત્યારો (ચાંડાળ) કહયો છે पुमान् भवाब्धिं न तरेत् स आत्महा ॥ શરીરરૂપી મજબુત વહાણ મળ્યું સદ્ગુરૂ કર્ણધાર છે, અનુકુળ વાયુ છે, તો પછી વિલંબ શા માટે કરો છો! જાગ્રત થાવ, હે બંધુઓ! મોહ નિદ્રાથી જાગો. આહાર, મૈથુન, ભય, નિદ્રા વગેરે બીજું બધું તો જે પશુયોનિમાં પણ છે. તેનુંતેજ તમે કર્યા કરો અને આયુષ્ય ગુમાવી નાખો, તો તમે પશુથી પણ નીચ છો. બીજા જન્મો (અન્યયોની)માં જે કામ ન થઈ શકે તે કરવાની યોગ્યતાવાળુ આ મનુષ્યતનુ છે, છતાં પ્રમાદી બન્યા રહી પશુના પિત્રાઇ શા માટે થાવ છો!! અનેક યોની–જન્મોમાં ધક્કા ખાતાં ખાતાં મોક્ષના દરવાજામાં આવી પોંચ્યા છો તે છતાં હવે ભ્રષ્ટ થાવ–ચુકશો તો महती विनष्टि મોટી હાનિ. સમ અને વિષમ સર્ગમાં પરમાત્માને સમ જોઈને અમૃત થવું. એજ ખરૂં કર્તવ્ય છે તે કરી અમૃત થાવ. એ રીતે ઋષિમુનિ આદિ અનેક સત્પુરૂષો અને શાસ્ત્રોનો ગર્જનાથી જગાડતો ડિંડિમ છે.

શ્રેયસ્નાં સાધન, ભકિત યોગ, અને જ્ઞાન યોગ છે. બીજા ઉપાય નથી. તે ત્રણમાંથી ગમે તે એકનો આશ્રય કરો. શ્રી કૃષ્ણે ઉધ્ધવજીને ભાગવતમાં કહ્યું છે કે ડેલી દીપક ન્યાય પ્રમાણે ભકિત અને જ્ઞાનની વચમાં કર્મયોગ છે તેથી તે બહુને ઉપકારક છે.

कर्मणा बध्यते जंतु विद्ययाच विमुच्यते॥ અર્થાત્, પ્રાણીને કર્મથી બંધન થાય છે. અને જ્ઞાનથી મુક્ત થાય છે. એ ખરૂં છે. પરંતુ જે કર્મથી બંધન થાય છે તે નિષ્કામ કર્મ કરવાથી નહિં-નિષ્કામ કર્મ તો અંતઃકરણની શુદ્ધિ કરે છે કે જે ચિત્તશુદ્ધિ મોક્ષની હેતુભૂત છે; પરંતુ સકામ કર્મ છે તે બંધનના-ભવભ્રમણનાં હેતુ-કારણરૂપ છે. જેમ રજ (ધુળ) છે તે એકની એક છે, પણ વાસીદું વાળતાં ઉડે, તથા ઊંટ ગધેડાંનાં ચાલવાથી ઊડે છે તે ધુળના સ્પર્શથી સ્નાન કરવાની આજ્ઞા શાસ્ત્ર આપે છે. અને ગુરૂ પાદુકાની ધુળ, ગાયોનાં ચાલવાથી ઉડતી ધુળ, તથા બાળક ધુળમાં રમી તેનાં અંગની ધુળ આપણે દીલે સ્પર્શ થવાથી પુણ્ય પ્રદ છે. તેમ બધાં કર્મ કંઇ બંધનનાં હેતુ નથી. કામના રૂપ ઉપાધિથી બંધનનાં હેતુ થાય છે. સંકલ્પ-ઇચ્છા-કામનાથી વિનિર્મુક્ત થઇને આસક્તિ રહિત નિષ્કામ કર્મ કરે તો તે બંધનનાં હેતુભૂત નથી.

यज्ञार्था त्कर्मणो न्यत्र लोको यं कर्म बंधनः ॥
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥ વળીજુવો,
कर्मण्ये वाधि कारस्ते माफलेषु कदाचनः ॥
मा कर्म फल हेतु र्भू र्मा ते संगोस्त्व कर्मणि ॥ વળી જુવો,
कर्मणैवहि संसिद्धि मास्थिता जनकादकः ॥
लोक संग्रह मेवापि संपश्यन् कर्तुमर्हसि ॥ ભ૦ ગીતા૦*
शान्तोदान्त० એ શ્રુતિ કહે છે કે, શાંત, દાન્ત (ઇંદ્રી-

* શ્રીમદ્ભગવદ્ગીતા ઉપર સ્વામિ ચિદ્ઘનાનંદજીએ ભાષ્ય વગેરે અનેક સમર્થ ટીકાકારનાં વિચારોમાંથી સાર દોહન કરીને જે ટીકા કરી છે તે, વિષ્ણુરૂપ શ્રી જ્ઞાનેશ્વર મહારાજની ટીકા તથા શ્રી વિષ્ણુ બાવા બ્રહ્મચારીની ટીકા એ લક્ષપૂર્વક (એ શ્લોકો માટે) જોવી. અત્રે ગ્રંથનો વિસ્તાર વધી જવાના ભયથી લખવું ઉચિત ગણ્યું નથી.

ઓનું દમન કરી બધીને પોતાને વશ કરી હોય એવો), ઉપ-રામ થયલો એવો મુમુક્ષુ જ્ઞાનનો અધિકારી છે. તે જ્ઞાન માટે તેણે ગુરૂ પાસે જવું तद्विज्ञानार्थं सगरुमेवाभि गच्छेत् समित्पाणिः ॥ श्रोत्रियं ब्रह्मनिष्ठ ॥ જેને બ્રહ્મવિદ્યાનીજ જિજ્ઞાસા છે તેવા અધિકારીએ તે આત્મ જ્ઞાન લેવા માટે હાથમાં સમીધ પત્ર પુષ્પ શ્રી ફળાદિ ભેટ લઈને શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ પાસે વિનય અને શ્રદ્ધા પ્રેમ યુક્ત બનીને શરણે જવું. ત્યાં સેવામાં રહી શ્રવણ મનન નિદિધ્યાસન કરવું. વેદાંતનું શ્રવણ કરવું, સાંખ્યનું મનન અને પાતંજલનું નિદિધ્યાસન કરવું.

કેટલાક કહે છે કે. ગુરૂમુખે तत्वमसि મહા વાકયનાં એક વાર શ્રવણ માત્રથીજ અપરોક્ષ થાય છે. પણ બધાને માટે તેમ બનતું નથી. હજારો અથવા લાખોમાં કોઇ એક વ્યુત્પન્ન-પરિપક્વ પૂર્વ જન્મોમાં અભ્યાસ કરી આવેલો એવોજ શ્રવણ માત્રથી તત્કાળ સાક્ષાત્કાર કરી શકે છે. અન્ય સર્વને માટે તો શ્રવણ કરી મનન કરવાનું છે. તેમાં મનને કરણ કરવાનું છે. તેનાથી શું થાય છે. કે—

भिद्यते हृदय ग्रंथि छिद्यंते सर्व संशयाः ॥

क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

दृश्यते त्वग्रया बुध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

એ શ્રુતિ પણ એજ કહે છે કે, એકાગ્ર અને સૂક્ષ્મ બુદ્ધિથી મનન અને નિદિધ્યાસન કરવું. એમ કરવાંથીજ સૂક્ષ્મ દર્શી મહાત્માને અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે. તેનાં હૃદયની ગાંઠ ભેદાઇ જાય છે, સર્વ સંશયો છેદાઇ જાય છે, તેનાં કર્મો ક્ષીણ થઈ જાય છે.

तत्वमसि ઉપદેશનું શ્રવણ છે તે સહકારી છે અને મનન છે તે કરણ એટલે સાધન છે.

दशमस्त्वमासि—દશમો તું છે, એ શ્રવણથી અપરોક્ષ થાય છે તોપણ જેમ રત્ન આપણી પ્રત્યક્ષ થતાં છતાં તેનાં તત્વનું

સાક્ષાત્કાર થતું નથી, તેમ હું શીરીતે દશમો છું, એમ પોતે જાતે પાછો વિચાર કરી ખાત્રી કરી–તપાસી જુવે ત્યારે વિચારથી દ્રઢ અપરોક્ષ થાય છે; કેમકે શબ્દ શ્રવણ છે તે સહકારી છે અને મન કરણ છે. અને તેથીજ શ્વેતકેતુને નવ વાર ઉપદેશ કરવો જરૂર પડેલોકે, तत्त्वमसि श्वेतकेतो ! तत्त्वमसि श्वेतकेतो ! ઇત્યાદિ (ઉપનિષદ્ જુવો.) ત્યારે તેનાં મનનથી તેને सोऽहं એવું અપરોક્ષ જ્ઞાન થયું હતું. માટે તત્વ સાક્ષાત્કારની જિજ્ઞાસા હોય તેમણે શ્રદ્ધા પ્રેમથી ગુરૂ ઈશ્વરની ઉપાસના વગેરે નિષ્કામ કર્મદ્વારા ચિત્ત શુધ્ધિ કરી, ચતુષ્ટય સાધન સંપન્ન રહી, સદ્ગુરૂ શરણ પકડી, શ્રવણ મનનાદિથી અવિદ્યા પડળ દુર કરવા પુર્ષાર્થ કરી જીવત્વના જુઠાં અહં મમત્વને પોતાનાં સત્સ્વરૂપમાં હોમી દેવાં; તો ઇશ્વર કૃપાથી અભેદ સાક્ષાત્કાર થશેજ. ईश्वरानुग्रहादेव पुंसामद्वैत वासना ॥ સદ્ગુરૂ પરમાત્મા સર્વાન્તર્યામિ ઇશ્વરના અનુંગ્રહથીજ પુરૂષની અદ્વૈત વાસના–અભેદ બુદ્ધિ–સર્વત્ર હરિગુરૂમય દ્દષ્ટિ થાય છે. માટે હે સુજ્ઞજનો! કાંઈ બીજું ન બને તો कलौ केशव कीर्तनात् એ વચનને સમજીને, અર્થાત કલિમાં ભગવત્સ્મર્ણ ચિંત્વન અનન્યત્વે સપ્રેમ શ્રદ્ધાથી કરતા રહો. ઉપનિષદમાં પણ તે ૧૬ શબ્દનો મંત્ર અહર્નિશ જપ્યા કરનારને શ્રેયસ–કલ્યાણની પ્રાપ્તિ કહી છે. તે મંત્ર,– हरे राम हरे राम राम राम हरे हरे, हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे.એ મંત્રને નિર્મળ શ્રદ્ધા પૂર્વક પ્રેમથી, અન્ય વિષયવાસના (ઈચ્છા) છોડીને જપ કર્યા કરનાર ઉપર પરમાત્માની કૃપા થાયછે. તેથી શનૈઃ શનૈઃ તેનુ દેહાધ્યાસવાળું જીવત્વનું ભ્રાંતિજન્ય અહં મમત્વ ખપી જતાં અંતે પુરૂં પીગળી જઈ, પોતે સ્વયંસચ્ચિદાનંદ અનંત વ્યાપકપૂર્ણ પરબ્રહ્મ સ્વરૂપે અભેદભાવે અખંડ એકરસ બની રહે છે. अस्तु

મેરૂમણિ.–એક શેઠ બોટમાં બેઠા છે. બેસતાંજ કિનારા આગળ દસ હજારની વીંટી આંગળિમાંથી નિકળી પડી તે વખતે જે કારણ

આગળથી તે વીંટી નિકળી પડી તે બોટની કોરણને પકડી રાખી; અને વિચાર્યું કે અહીંથી પડી છે એમ કહીશું એટલે મળશે. બોટ ચાલી અને પ્રહર વીતી ગયો. બોટ પચીસ ગાઉ નિકળી ગઇ ત્યારે ધીમે રહીને શેઠ બોલ્યા કે, અલ્યા ખલાસી! અહીંથી મારી વીંટી પડી તે લાવે તો દસ રૂપીઆ ઇનામ આપું. ખલાસી ખુશી થયો, પણ પુછ્યું કે કયાં પડી છે? શેઠ કહે, અહીંથી પડી, એમ કરી સ્ટીમર (બોટ)નું કોરણનું લાકડું બતાવ્યું, જે કે શેઠે પકડી રાખેલું હતું; અને બોલ્યા કે, પ્રહર થયો. ખલાસી હાથ પછાડતો કહેવા લાગ્યો કે, પ્રહરમાં તો પચીસ ગાઉ આવ્યા. અહીંથી પડી તે લાકડાંને જોઇને શું કરૂં.!? તેમ, તાત્પર્ય કે,–શરીરરૂપ નૌકા કાળવાયુની ગતિને લીધે (જીર્ણ થતી) આગળ ચાલી જાય છે, એટલે આયુષ્ય વહ્યું જાય છે. અમુલ્ય રત્ન જે વીંટીમાં જડેલું છે એવી તે આત્મરત્ન વાળી અધ્યાત્મવિદ્યા જે સ્વરૂપસ્થિતી છે તે ખોઈ બેઠા, તેને શોધી કાઢવાને (બ્રહ્મવિદ્યા મેળવવાને) યુવાવસ્થા ખરો વખત છે. તે તો વિષય સેવન, આલસ્ય, પ્રમાદ, મોજ મઝામાં વહી જવા દઇએ, અને આગળ નિકળી જઇએ, પછી વૃધ્ધાવસ્થામાં તે મેળવવા વિચાર કરીએ; પણ પછીશું બને!! કઈ વખતે શું સાધન સિધ્ધ કરે?! વાસનાના થર ચિત્તપર ચઢી ગયલા તેને કેવી રીતે કાઢી ફાડી ફેંટી શકે! તેમ, ગુરૂપણ એવા મલીન ચિત્તવાળાને, સાધન સંપન્નતાથી ચિત્તશુધ્ધિ કરાવ્યા શિવાય કેવી રીતે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી શકે! દસતો શું પણ દસ લાખ આપતાં પણ વીંટી, વખત ચુકયા પછી, મળી શકે તેમ નથી. તેમ અલ્પકાળમાં અને અનુકુળ યોગ્યકાળ વહી ગયા પછી બ્રહ્મવિદ્યા પણ મળી શકે તેમ નથી.

नीर्वाण दीपे किं तैलदानं ॥ દીવો હોલાઇ ગયા પછી કોડીઆંમાં તેલ રેડવું શું કામનું! ચોર લોકો દ્રવ્યને ચોરી ગયા પછી સાવધાની શું કામની! તેમ, શરીર અને બુદ્ધિબળની યુવાવસ્થા વીતી ગયા પછી ગુપ્તવિદ્યાના ઉપદેશરૂપ તેલ નકામું છે. તેજ રીતે કામ

ક્રોધ લોભાદિ ચોર લોક, મનુષ્યની વિષયાસક્તિ, મુઢત્વ, અને આલસ્ય પ્રમાદાદિને લીધે, આયુષ્યકાળ ચોરી ગયા પછી જ્ઞાન મેળવવા સાવધાની બતાવેલી નકામી છે. માટે જાગ્રત થાવ, આલસ્ય છોડો. અને સત્સમાગમ કરી પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી લેવા કટિબદ્ધ બનો. ગયલો વખત ફરી હાથ લાગનાર નથીજ, તો પછી શામાટે વિષયની કેફ દ્રવ્યનોમદ અને અમલદારીના અમલમાં ખોટી બકવાદ કર્યાં કરો છતેલી બાજી હારી જાવ છો?! માનો તો તમારી મોજ, નહિ માનો તો પણ તમારી મોજ. લેખક તો, સંતો, સદ્ગુરૂ, શ્રીહરી, આચાર્યરત્નો, અને શ્રુતિ શાસ્ત્રોના ડિંડિમની નકલ માત્ર દરશાવેછે, અને ઇષ્ટ સંકેતાનુસાર પોતાનુ કર્તવ્ય કરી કૃતકૃત્ય થાય છે. तथास्तु ॥

ॐ द्यौः शान्ति रित्यादि पूर्ववत् ॥ शान्ति रस्तु हरिः ॐ तत्सत्

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् ।<br>
यः प्रयाति त्यजन् देहं स याति परमां गतिं ॥<br>
यामधीत्य प्रयाणेतु मद्भावायोपपद्यते ॥<br>
ॐ कार मग्रतः कृत्वा माम् नमस्कृत्य नारद ॥<br>
एकाग्र प्रयतो भूत्वा इमं मंत्र मुदीरयेत् ॥<br>
ॐ नमो भगवते वासुदेवाय इत्ययं ॥



॥ ॐ नमो नारायणायेति मंत्रः सर्वार्थ साधकः ॥ हरिः ॐ तत्सत्

# આ જ્ઞાનયજ્ઞ (બ્રહ્મયજ્ઞ—મહાયજ્ઞ) ની

# પૂર્ણાહુતિ.

જ્ઞાન સૂર્યોદયના મહાયજ્ઞનું કાર્ય તો બાલ્યાવસ્થાથીજ સદ્ગુરૂ પરમાત્માએ ગુરૂપદારૂઢ બની કરાવવાનું શરૂ કરેલું હતુંજ. અને રિટાયર થયા પછી ઉત્તર કાર્યરૂપ કર્તવ્ય પણ કરાવ્યું, એટલે, સઘળી નોટબુકોમાંથી દોહન કરાવી સત્વ સાર નવનીતભૂત જ્ઞાન સૂર્યોદય મહાગ્રંથ લખાવ્યો. અર્થાત્ મહાયજ્ઞ ( જ્ઞાનયજ્ઞ ) તો એ વખતેજ પૂર્ણ કરાવ્યો. પરંતુ જગતને તે મહાયજ્ઞનાં દર્શન પૂજન વંદન ભોજન વગેરેથી તૃપ્તિ પૂર્વક શ્રેયસ્ મેળવવાને ગ્રંથની પ્રસિદ્ધિ થવા રૂપ બહિર્યજ્ઞ અથવા પૂર્ણાહુતિ કરાવવાનું કામ પ્રભુની ઇચ્છાનુસાર ચાલ્યું. તેમાં પૂર્વાર્દ્ધ બહાર નિકળ્યો છે પણ પરાધિન બની મુંબાપુરિની રમત ગમતમાં પડયો છે, અને ઉત્તરાર્દ્ધ લેખક પાસે સુખશૈયામાં પોઢયો છે. તેની મધ્યમાં તક સાધી આ સંધિપ્રકાશ કટિબદ્ધ થઈ જગતરૂપ શ્રી હરિગુરૂની સેવા કરવા આગળ નિકળી આવ્યો. એ ગ્રંથરૂપ દિવ્ય યજ્ઞની પૂર્ણાહુતિ અત્રે થાય છે. સુજ્ઞ અધિકારી વિવેક સંપન્ન જનોનાં હિતને અર્થે આ ગ્રંથ પ્રસિદ્ધ થવા પર્યંતની પ્રવૃત્તિ, જે સર્વાન્તર્યામિ પરમેશ્વરની સત્તા સ્ફુર્તિપ્રદાનથી, લેખક વ્યક્તિરૂપ યંત્રદ્વારા, કરાયલી કહેવાય છે, તે (પ્રવૃત્તિ) રૂપ મહાયજ્ઞ (જ્ઞાનયજ્ઞ) ની પૂર્ણાહુતિરૂપે વક્તવ્ય વાકયસમૂહ હવે આ નીચે સપ્રેમ આલેખવામાં આવે છે.

શ્રી ભગવાને કહ્યું છે કે, હે ઉદ્ધવ! **ज्ञानविज्ञान संपन्नो भजमाम् भक्ति भावतः ॥** જ્ઞાન અને વિજ્ઞાન સંપન્ન થઇને ભક્તિભાવથી મને ભજ. ૯, ૧૧, ૫ અને ૩ મળીને કુલ્લે ૨૮ તત્વોમાં પરમાત્માજ ભર્યા છે. તે તત્વો કહે છે. પ્રકૃતિ, પુરૂષ, મહત્તત્વ, અહંકાર, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ; દસ ઇંદ્રિ અને મન; પાંચ સ્થૂળ ભૂતો (આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી); અને ત્રણ ગુણો (સત્વ, રજ, તમઃ) એ બધાં મળી ૨૮ તત્વોમાં પરમાત્માજ પૂર્ણ છે. એવાં **ज्ञान विज्ञान यज्ञेन** જ્ઞાન વિજ્ઞાનરૂપ યજ્ઞે કરીને **પરમાત્માને પૂજન કરવો, અથવા પ્રભુની પૂજા** કરવી. જેમ,

રસોઈ બધી છપ્પનભોગ–અન્નકોટ સામગ્રી તૈયાર કરી, તે જ્ઞાન; અને તેનો સ્વાદ લેવો–જમવું ખાવું અને તૃપ્ત થવું, તે વિજ્ઞાન; તેમ, જડચેતનનો વિવેક કરી, હું શુદ્ધ જ્ઞાનઘન બ્રહ્મસ્વરૂપ છું, અને દ્રશ્ય બધું જડ પ્રકૃતિનું કાર્ય છે, તે બધું હું દ્રષ્ટાચેતનનું દ્રશ્ય છે, એમ જાણવું તે જ્ઞાન છે; અને તે બ્રહ્માત્મૈક્યનો અનુભવ કરવો–તે સુખનું આસ્વાદન (ભોગવટો) કરવું તે વિજ્ઞાન છે.

એ મહાયજ્ઞ–જ્ઞાનયજ્ઞ કરવાને માટે અંતઃકરણ છે તે યજ્ઞભૂમિ છે. તેને શુદ્ધ કર્યાં પછી એટલે ઘાસપુંજો કચરો ઉખેડી કાઢી નાખ્યા પછી યજ્ઞકુંડ કરી યજ્ઞ થઇ શકે છે. તે ઘાસ કચરા સ્થાને અંતઃકરણમાં જે સંકલ્પ વિકલ્પ છે તે જાણો. તે વિકલ્પ સંશયાદિ કચરો કાઢી નાખી ભૂમિ શુદ્ધ કરવી જોઇએ. પછી શમ, દમ, ઉપરતિ રૂપ ત્રણ કુંડ સ્થાપવા. ક્ષર અને અક્ષર બે અરણી છે તેનું સંઘર્ષણ કરીને શ્રી ગુરૂના અનુગ્રહથી મંથન કરવું તેણે કરીને નિધૂમ એવો જ્ઞાન અગ્નિ પ્રકટે તે કુંડમાં નાખી, રજતમ ગુણરૂપ સમીધાદિની આહુતી આપવી; અને પછી સત્વગુણરૂપ ઘૃતની આહુતિ આપવી. પછી પૂર્ણાહુતિમાં પશુહોમ માટે વિદ્યા (જ્ઞાન) શસ્ત્ર લઈ સંકલ્પરૂપ પશુને મારીને હોમવો. તે સાથે કારણ (અવિદ્યા) સહિત જીવભાવની પણ પૂર્ણાહૂતિ દેવી. એવો યજ્ઞ કરવાથી મદ્રૂપતાને પામે છે (શ્રી હરિરૂપ થાય છે) એ રીતે પ્રભુએ ઉદ્ધવને કહ્યું છેઃ—

**श्रेयान्द्रव्य मयाद्यज्ञात् ज्ञानयज्ञः परंतप ॥**
**सर्वं कर्माखिलंपार्थ ज्ञानेपरि समाप्यते ॥** ગી. અ. ૪–૩૩

દ્રવ્યમય યજ્ઞ વગેરે બાર પ્રકારના યજ્ઞ છે તે બધામાં સહુથી શ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ છે. તે જ્ઞાન થયા પછી શ્રૌત સ્માર્ત લૌકિક વગેરે બધાંજ કર્મ કર્તવ્ય રહેતાં નથી. જેમ, ગામ જવા નિકળ્યા, તે ગામ પહોંચ્યા પછી ગમન (ચાલવાનું) બંધ થાય છે, તેમ, જ્ઞાન થયા પછી કર્મ કરવાના રહેતાં નથી. **सर्वं** અર્થાત્ ક્રિયમાણ કર્મ બધાં, અને **अखिलं** એટલે, બધાં સંચિત કર્મ નિર્મૂળ થાય છે–શુભાશુભ કર્મફળ બધાં નાશ પામે છે, અને નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થાય છે. જ્ઞાન છે તે મોક્ષરૂપ ફળ આપનાર છે. એવો જે જ્ઞાનયજ્ઞ છે તે કઠણ છે. માટે અધિકાર પ્રમાણે બની શકે તેવો કોઈ પણ યજ્ઞ કરવો.

**नमूलं यज्ञयोगे स्यात् याम्लि न सनातन ॥**

નિષ્કામ ભાવે બીજા યજ્ઞ કરે (મહારૂદ્ર, વિષ્ણુયાગ, ભાગવત સપ્તાહ, ગ્રહસ્થે નિત્ય કરવાના પંચ મહાયજ્ઞ, વિશ્વદેવ, વગેરે) તો અંતઃ શુદ્ધિદ્વારા પ્રભુને અથવા મોક્ષને પામે છે. એ બાર પ્રકારના યજ્ઞમાંથી એકપણ યજ્ઞ નથી કરતો તેની નિંદા થાય છે. તેને આ લોકનું અને સ્વર્ગાદિ પરલોકનું સુખ નથી મળતું.

**नायं लोकोस्त्य यज्ञस्य कुतोन्यः कुरुसत्तम ॥**

એવા અયજ્ઞ મનુષ્યને આ લોકનું સુખ નથી, તો બીજા પરલોકનું તો હોયજ શાનું ?! નહીંજ હોય. એવા લોકના કરતાં તો સકામ યજ્ઞ કરનારા સારા છે તેવા સકામ યજ્ઞ કરનારા અહીં સુખી અને સ્વર્ગાદિમાં પણ સુખ પામે છે. જેઓ દરિદ્રી થઇને દુરાચારી રહે છે, અને ધનવાન છતાં કૃપણ રહે છે તેથી તે દ્રવ્યનું દાન નથી કરતા, તો તેઓને અયજ્ઞજ જાણવા. એવા દરિદ્રી અતપસ્વીને, તથા ધનવાન અદાતાને **धनवंतं अदातारं दरिद्री अतपस्विनं** બેઉને કોટે મોટો પત્થર બાંધી નદીમાં કે દરીઆમાં ડુબાવી દેવા, એમ શાસ્ત્રકાર કહે છે.

શાસ્ત્રો બહુ છે તેમ સંશય પણ બહુ છે; અને ઉપાસના પણ બહુ પ્રકારની છે. ખરો સન્માર્ગ, એટલે સત્ જે બ્રહ્મ તેનાં જ્ઞાનનો-પ્રાપ્તિનો માર્ગ સદ્ગુરૂ વિના જડતો નથી.

એક રાજાનો માળી રાજબાગમાંથી સાંજે ફુલનો સુંદર હાર બનાવી પુષ્પો સાથે રાજાને માટે લાવતો. એક દીવસ માળીએ પોતાના પુત્રને મોકલ્યો. રાજા પોતાના આરસા મહેલમાં બેઠા છે ત્યાં માળીપુત્ર આવી દ્વારમાંજ અટકયો. સમીપવર્તિ વસ્તુનું પ્રતિબિંબ પોતાનામાં આકર્ષણ કરવું, એવો આરસા-તકતા-કાચનો સ્વભાવ હોવાથી હજારો રાજા તે આરસારૂમમાં જોઈ માળીપુત્ર વિચારમાં પડયો કે મારી પાસે હાર તો એકજ છે, અને રાજા તો અનેક દેખાય છે તેથી શું કરૂં. રાજાએ તેને જોયો. છેવટ રાજા ઉઠયા, તે સાથે બીજા લોકપણુ ઉઠયા. દ્વાર પાશે આવી રાજાએ પુછયું ત્યારે માળીપુત્રે કહ્યું કે, એક હાર છે તે હવે કોને કોને પહેરાવું તે વિચારમાં પડી ગયો તેથી અટકી ઉભો. તરત તે રાજાએ લઇ પહેરી લીધો, અને પાછા આસને જઇ બેઠા. પછી માળીપુત્ર જુવે છે તો બધાએ પ્રતિબિંબિત રાજાઓની ડોકમાં હાર છે-તે બધા રાજા હારથી અલંકૃત છે. વિચારે છે કે, આ શું !! રાજા કહે, ભાઈ! મૂળમાં હું એકજ છું, પણ આરસાની ઉપાધિથી અનેકરૂપે દેખાઇ રહ્યો છું. માળીપુત્ર સમજી ગયો, અને સલામ

કરી ચાલી ગયો. તેમ, બુદ્ધિરૂપ આરસા છે, તેમાં માયાથી એકજ પરમાત્મા છે તે નાના–અનેકરૂપે દેખાય છે. તે શ્રી સદ્‌ગુરૂના ઉપદેશથી એક સમજાય ત્યારે ભ્રમ દૂર થાય છે. જગદીશ્વર–વિશ્વપતિરૂપ મહારાજા છે. તેનીજ આ ખીલી રહેલી સુંદર વિશ્વવાટિકા (વાડી–બાગ) છે. જગતની સેવા કરવાથી તે પ્રભુ પ્રસન્ન લાય છે. તેથી પ્રભુના ભક્ત છે તે વિશ્વવાટિકાનાં અનેક વૃક્ષ વેલી વગેરે રૂપ પ્રાણીઓ અથવા વિભૂતિની સેવામાં ઉત્સાહ રાખી તેને તન મન ધનથી બનતી મદદ ઉપકાર અથવા સેવા કરવારૂપ જળસિંચન કરતા રહીને રાગ દ્વેષ કામ ક્રોધ મોહ લોભ માત્સર્યાદિ રૂપ નકામાં ઝાંખરા ઉગી નિકળતા જણાય તે તથા રજસ તમસરૂપ ધુળ કચરો કાઢી નાખી બાગને સદુપદેશદ્વારા સુંદર શુદ્ધ સુશોભિત રાખે છે. તે બાગનાં વિવેક વૈરાગ્ય ભક્તિ પ્રેમ શ્રદ્ધા વગેરે રૂપ સુંદર પુષ્પોની માળા લઇ પ્રભુની પૂજા રૂપે કંઠમાં આરોપણ કરે છે–તે પૂજાથી સંતુષ્ટ કરવા યત્ન કરે છે. તેમાં તેને ભેદ ભ્રમ–ભ્રાંતિ થાય છે તે જોઈ પ્રભુ પોતે સદ્‌ગુરૂરૂપે પધારી તેની ભેદભ્રાંતિને છેદી નાખે છે, અને હું એકજ છું તે અનેકરૂપે માયાથી પ્રતીત થાઉં છુ, એવા ઉપદેશથી તેને શાંતિ આપી પોતે તેની સેવા સ્વિકારી લે છે.

આ મહામાયાના પંચરંગી રમ્ય પ્રતીત થતા પ્રદેશમાં સદ્‌ગુરૂ પરમાત્માની નિયતિ અથવા પ્રકૃતિ ગત નિયમ પ્રમાણે શરીર ધારણ કરાઇને તે શ્રી હરિ ગુરૂની પ્રેરણા–ઇચ્છા પ્રમાણે આ ગ્રંથ લખવા રૂપ મહા યજ્ઞ બ્રહ્મ યજ્ઞ–પરમ યજ્ઞ અથવા જ્ઞાન યજ્ઞ, તે પરમેશ્વરનીજ કૃપાથી પૂર્ણ થાય છે. એ કાર્ય એ પ્રમાણેજ થવાનો શ્રી સર્વાન્તર્યામિ પ્રભુનો આગળથીજ સંકેત હતો, એમ હિમ્મતથી છાતી કાઢી નિશ્ચય પૂર્વક કહેવામાં શંકાને અવકાશ નથી. તેનાં સબળ કારણ એ છે કે, ખેલવા કુદવા રમવા ભમવા અને ભણવા ગણવા વગેરે પ્રાથમિક કેળવણી મેળવવાની વય, અને તે પણ ૧૩ વર્ષથી ભગવત્પ્રેમે લેખકનાં અંતરમાં પોતાનું સ્વરૂપ પ્રકાશવા માંડયું. લોકો ગમે તેમ માનતા હોય, ગમે તેમ કહેતા હોય, કેમકે તેઓની બુદ્ધિ તેઓનાં કર્મને આધીન છે તેથી વિદ્વાન પણ યથેચ્છ ભલે કહો, પરંતુ હમારૂં સમજવું તો એમ છે કે, શ્રી કૃષ્ણ, શ્રી રામ, શ્રી દત્ત, શ્રી ગણેશ, શ્રી શંકર, શ્રી દેવી, શ્રી સૂર્ય, શ્રી મારૂત્તિ, શ્રી હરિગુરૂ, વગેરે જે નામથી સ્થપાયેલી અથવા પ્રકૃતિના કોઇ કુદરતી યોગથી સ્વયં પ્રકટેલી જે દેવની મૂર્તિ હોય છે તેમાં અનેક મનુષ્યોની દૈવી સાત્વિકી એકાગ્રતા પૂર્વક કરાયલી ભાવનાનું સંઘટ્ટન થઈ તેમાં તે દેવનો ન્યૂનાધિક અંશે

આવિર્ભાવ થાય છે. દેવ તો સર્વત્ર વ્યાપક છે તેનો આવિર્ભાવ સંભવતો નથી. **पूर्णस्यावाहनं कुत्र,** પણ માયાશકિત સંપન્ન તે દેવ હોવાથી તે શકિત સામર્થ્ય–બળ આવે છે તેથી ભકતની જેટલા અંશમાં જે ભાવથી શુદ્ધ મનથી જેવી અને જેટલી દ્રઢ ભાવના હોય તે પ્રમાણમાં તેની શ્રદ્ધા પ્રેમને વશ હુવા તે પ્રભુ તેનાંજ હૃદયમાં પ્રકટી પ્રત્યક્ષ બહિર પ્રદેશે દર્શન આપી બાલક–ભકત–કિંકરને કૃતાર્થ કરે છેજ, એમાં કંઈ આશ્ચર્ય નથી.

એજ ઉમરે (તેરમે વરસે) શ્રી ગિરિધર–શ્રીનાથજીમાં વીસ દિવસ મુકામ રહી છેલ્લે દહાડે અને છેલ્લી ઘડીએ (નિકળતાં) બીજીવાર ગભરાટમાં દરશન કરવા જઈ (રાજભોગ વખતેજ) જોતાં જે અદભુત મનોહર સુંદર મુરલી વગાડતા ઉભા રહી પ્રેમથી લેખક વ્યકિત તરફ હાસ્ય કરતાં જણાયા. વીસ દહાડે આ તદ્દન જુદુંજ સ્વરૂપ જોઈ લેખક પોતાની તે વખતની બુદ્ધિ પ્રમાણે વિચારમાંજ પડી ગયો કે, અરે! આમ કેમ!! એટલી વારમાં અહીંથી શ્રી નાથજીને કોણ ઉપાડી ગયું, અને આ (મુરલીધર શ્રી કૃષ્ણ) ઠાકોરજીને કોણે પધરાવ્યા હશે! જે ગભરાટ–મને મુકીને માતાજી વગેરે કયાં જતાં રહ્યાં એવો ભય ચિત્તમાં ખળભળી રહેલો હતો તે અમુક કાળ (થોડી મીનીટ) સુધી બધુંજ ભુલી ગયો. વળી સુરતમાં લેખક માટે બાંધણીનો સ્હાયો કીનારી મુકીને સીવાડેલો તથા સાએલાને પેહેરાવતા તે ટોપી રૂ. ૫) ની લીધેલી, તેજ બેઉ વસ્ત્ર પ્રભુએ પહેરેલાં તે, તથા પ્રભુનું વિલક્ષણ પ્રેમમય અલૌકીક સ્વરૂપ જોઈ, વધુ આશ્ચર્ય સાથે વિચારમાંજ ડુબી ગયો, ત્યાં સુધી તે દરશન આપ્યું. મંદિરમાં કે રસ્તે છોકરો હશે ત્યાંથી સાથે લઈ લેશું, એમ વિચારી માજી વગેરે પાદરે ગાડામાં બેસવા ચાલ્યાં ગયલાં તેથી જે ગભરાટ પૂર્વે પ્રકટેલો તેણે જયાં પાછું મનમાંથી ડોકીઉં કીધું–તે વાત યાદ આવી કે, ઝટ તેજ ક્ષણે પૂર્વ રૂપ (શ્રી નાથજીનું) જોયું. આ કૃપા દૃષ્ટિ પ્રસાદ કરવામાં પ્રભુએ, મિત્ર હોવાનું સખ્યત્વ, પૂર્વનો અપૂર્વ–અત્યંત પ્રેમ હોવાનું, તથા લેખકના વકીલ–રક્ષક–સહાયક હોઇને સુદૃઢ અભય આપ્યાનું સુચવ્યું; એટલુંજ નહિ પણ આંપર લેખકનાં અંગનાં વસ્ત્ર ટોપી પેહેરીને ઉપદેશ કીધો કે, હે! પ્રીય બાળક! તૂં છે તે હુંજ છું, અને હું છું તેજ તું સચ્ચિદાનંદ છે. જેમ, સમુદ્રના તરંગ કહેવાય છે તેમ તું મારોજ છે. મારૂંજ સ્વરૂપ છે. જળરૂપ સમુદ્ર છે તેજ તરંગ જળ રૂપજ છે. એ રીતે અભેદજ સિદ્ધ છે. ભેદ ભ્રાંતિનો વિલય, સદગુરૂ, સાધુ, મહાત્મા, યોગી, ઋષિ, મુનિ, એલિય

બ્રહ્મનિષ્ઠ સત્પુરૂષો સંત માત પિતા, વગેરે રૂપે પ્રભુજ પ્રતીત થઇ ઉપદેશ દ્વારા, કરે છે; તેથી માત પિતા, ગુરૂ, અતિથી, સુજ્ઞ સત્પાત્ર બ્રાહ્મણ, જ્ઞાની, યોગી. સાધુ સંત મહાત્મા છે તે ગુરૂજ છે અને જે ગુરૂ છે તે ઇશ્વરનાં સ્વરૂપજ જાણવા શાસ્ત્રો પ્રબોધે છે.

તાત્પર્ય કે, મૂળ પ્રથમ શ્રી કૃષ્ણુ સ્વરૂપે ગુરૂ બની અભેદ ઉપદેશ ઠસાવવા અને ભેદ ભ્રાંતિ વિદારવા તે દર્શનની ક્ષણથી સાથેજ થયા હોય એમ માનવાને કારણ મળ્યું. તરત ત્યાંથી હવે હું કયાં જાઉં છું તેનું ભાનજ નહીં છતાં તત્ક્ષણ પાદરેજ અને તે પણ ગાડાંની પાસેજ આવી ઉભો, અને બેસતાંજ દહીંવડાનો પ્રભુનો પ્રસાદ કોઇ મહાશયે આવી આપ્યો.

એ શિવાય આ શરીર યાત્રાના અંત પર્યંત પ્રભુએ સાથે રહીને અનેક ભય, કલેશ, દુઃખથી બચાવી રક્ષા કરી છે, કરે છે, અને કરશેજ, તે બધું લખવાને કંઇ આ પ્રસંગ નથી. પણ કોઇ ન્યુનાધિક અંશે માણિક્ય રત્ન મણિગણુ માલિકાની પ્રસ્તાવનામાં દર્શાવાઈ ગયું છે. ઇચ્છા હોય તેણે ત્યાં જોઈ લેવું.

આટલું લખ્યાવાનો હેતુ એજ છે કે, પરમાત્માની પ્રેરણાથી અથવા સંકેતથી સુરત આવ્યા પછી તરત, મહાત્મા જગજીવન સ્વામિ, જીવનરામ પંડિત ( પૌરાણિક—અધ્વર્યુ ), બ્રહ્મનિષ્ટ બ્ર૦ મોહન સ્વરૂપ, સ્વામિ ભૂમાનંદજી, ટોકરાશ્રમ સ્વામિ, આત્મ સ્વરૂપ સખા અને અતીવ શુદ્ધ સત્વ મૂર્તિ સદ્‌ગુરૂ શ્રીમન્નૃસિંહ, શ્રી જ્ઞાનગુરૂ યોગિ સભાપતિ સ્વામિ, સદ્‌ગુરૂશ્રી દત્તાત્રિ સ્વામી સમર્થ (અકલકોટ), અદ્વૈતાનંદ સરસ્વતિ સ્વામિ, આત્મ સ્વરૂપજી, આત્માનંદ સરસ્વતિ, કૈલાસ પર્વત, વાસુદેવાનંદ સરસ્વતિ સ્વામિ, દક્ષિણામૂર્તિ સ્વામિ, વગેરે એક પછી એક એમ અનેકરૂપે પ્રભુએ અપરોક્ષપણે, તેમજ અંતર્યામિરૂપે પણ અનેક પ્રસંગે અપૂર્વ ચમત્કૃતિથી; ઉપદેશામૃતપાતા રહેલા. જે જે સત્પુરૂષની વાણી શ્રવણ કરવા જતા તે મગજમાં ભરી (સ્મર્ણ રાખી) ઘેર આવી નોટબુકમાં લખી લેતા ત્યારે સ્કુલનું લેસન કરવાનું અને વાળુ કરવાનું (જમવા ખાવાનું) સુઝતું. સુજ્ઞ વાંચકવૃંદ સ્થિત મહાશયો ! કહો, એ સામર્થ્ય અથવા એવું બુદ્ધિબળ લેખક જેવા ૧૩–૧૪ વર્ષના કોમળ બાળકનું હોઈ શકે ખરૂં કે ? ! અરે, એ સર્વ સામર્થ્ય તે શ્રીપતિ નારાયણ પ્રભુનું, લખવાની કલમ, કાગળ, વિચાર, વેગ, શ્રદ્ધા, પ્રેમ, લખનાર વ્યક્તિ, આદિ સર્વ તે પરમાત્માનોજ પ્રસાદ છે, એમ કહ્યા વગર ચાલશે નહિ.

તે નોધ (નોટ) એવા હેતુથી તે વખતથી લેખક કરતો હતો કે, આગળ વખત જતાં એવા સંત પુરૂષો મળશે કે કેમ, એ શક જેવું છે તેથી મનન કરવા માટે, તથા જગતરૂપ મહા અરણ્યમાં અનેક પ્રકારનાં પક્ષીઓમાં માનસ નિવાસી શુદ્ધ શ્વેત મુક્તાફલ આહાર કરનારાં હંસ પક્ષીની ઉપમાપાત્ર અધિકારી સત્વ પ્રધાન સુજ્ઞ વિવેકીજનોને, આ શરીર છતે અને પાછળથી મહત્પ્રસાદામૃતાસ્વાદનનો લાભ મળે, અને તેથી તેઓ આધ્યાત્માદિ ત્રિતાપ જ્વાળાથી બચી શાશ્વતિ શાંતિ મેળવે, એટલે, મૃત્યુને જીતે ( પુનઃ મૃત્યુ પામવાના ભયથી સંપૂર્ણ રીતે મુક્ત થઇ અભય પ્રાપ્ત થાય. ) ઉપરોક્ત આશયથીજ લેખક વિચારતો કે, દુઃખ વેઠીને પણ એ કર્તવ્ય તો પ્રથમજ કરવું, પછી લેસન બેશન અને વાળુ પાણી ખાવું પીવું વગેરેરૂપ છાલાં શોધવાં. એ રીતે જે હેતુથી બાળપણથી પરમાત્મ પ્રેરણા-ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરાયલી તે હેતુ હવે આ મહા જ્ઞાનસમુદ્ર મંથન થઇ સચ્ચિદાનંદમય વિજ્ઞાનરૂપ સ્વસ્વરૂપાનુભવરૂપ અમૃત નિકળ્યું તે વિશ્વરૂપ વિશ્વાત્મા સર્વાધિષ્ઠાન સર્વાન્તર્યામિ સર્વશકિત સંપન્ન પરમેશ્વરનાં ચરણ કમળે, તત્સત્ ગુરૂ પરમાત્મ કૃપાપ્રસાદ થવા સારૂ, અર્પણ કરી, લેખક, પોતાના પૂર્વ સંકલ્પથી મુક્ત થયો-કૃતકૃત્ય થયો માની, તે જ્ઞાનઘન પરમ શિવરૂપ મહા વિષ્ણુ તત્વમાં વૃત્તિ ઉપાધિ સહિત વિરમે છે. **तथास्तु. हरिः ॐ तत्सत ॥**

વાંચકવૃંદ ! એ રીતે આ મહાયજ્ઞ જ્ઞાનસત્ર સમાપ્ત થાય છે. યજ્ઞને અંતે ( પણ ) બ્રહ્મભોજન થાય છે, તે હવે એ ગ્રંથ વાંચી અધિકારી સત્વ સંપન્ન સુજ્ઞજનો, વિવેક, વૈરાગ્ય, ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, જ્ઞાન, ધ્યાન, ધારણા, સમાધિ, સંયમ, જપ, તપ વગેરે દૈવીબળ પોતાનાં ચિત્તરૂપ ઉદરમાં ભરીને, સુખશાંતિરૂપ તૃપ્તિના અનુભવોદ્ગારરૂપ ઓરકાડ ખાશે, તેજ પ્રત્યક્ષ તેમની તૃપ્તિની નિશાની (સાબીતી-પુરાવો) છે.

ગ્રંથની કિંમત જે છે તેતો માત્ર કાગળ છપામણી બંધામણી, વગેરે સ્થૂળનોજ અંશમાત્ર છે. જ્ઞાનરૂપ ચિદાનંદમય મહાસૂર્યની (જ્ઞાનસૂર્યની) કીંમત કદી હોઈ શકેજ નહીં. એ જ્ઞાનસૂર્ય તો અવિદ્યાંધકારને ઉડાવી દેવાનુંજ સમજ્યો છે. ॥ **अस्तु. तथास्तु. हरिः ॐ** ॥

તે સર્વાન્તર્યામિ સદ્ગુરૂ પરમાત્માએ, પોતાનાં સામર્થ્ય ઐશ્વર્ય યોગબળ વગેરે પ્રતાપથી, કૃપાદ્વારા, એ જ્ઞાનયજ્ઞ જેવો કરાવ્યો તેવો પૂર્ણ થયો સમજી, તદંગભૂત જે દશાંશ હોમ, બ્રહ્મભોજન, વગેરે વિશેષ વિધી કર્તવ્ય ગણાય છે તેને માટે બ્રહ્મભોજન વિશે તો ઉપર કહી આવ્યા. અને જેઓની

જે સુજ્ઞ નરવરોની તે રીતે તૃપ્તિ થવાની તેમની રાજસ તામસ વિકારવાળી મળ વિક્ષેપોથી ભરેલી વૃત્તિઓનો હોમ પણ તે ભેળો આગળથી થઈ જઈ **सोहं शिवोहं ओमहं, ब्रह्मैवाहम,** એવું ભાન કરતી વૃત્તિપણ પૂર્ણાહુતિ રૂપે તત્સત્ આનંદઘન અનંત અપાર પરમતત્વરૂપ તે પર બ્રહ્માત્મૈક્ય જ્ઞાનાગ્નિમાં હોમાઈ જવાનીજ. એ રીતે હોમ પણ થવાનો સંભવ તે બ્રહ્મભોજન સાથે સાથેજ છે. તેથી તે વિશેષ કર્તવ્ય પણ થયું સમજી એ જ્ઞાન યજ્ઞની સર્વાંશે પરિપૂર્ણતારૂપ સમાપ્તિ થવાથી લેખકની વૃત્તિ, સર્વાધિષ્ઠાનરૂપ ॐ ના લક્ષ્ય પરબ્રહ્માત્મૈક્ય તત્વમાં, પોતાનું અસ્તિત્વ–ભાવપણું–વૃત્તિત્વ ખોઇ બેસી–ગુમાવી દઈ–અભેદત્વને પમાડી ॐ તત્સત્ ચિદાનંદ પરબ્રહ્મ સ્વરૂપે થઇ રહે છે. **तथास्तु. ॐ तत्सत् ॥**

**देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ॥**

**यत्र यत्र मनोयाति तत्र तत्र समाधय: ॥**

જન્માંતરોના અધ્યાસથી, જડ દુઃખ અને અસત્ય એવા દેહને વિશે દૃઢ થઇ ગયલું અહં મમત્વ શિથીલ થઈ ગળી જતાં–ઘસાઈ જઇ ભુંસાઈ જતાંજ સમ સર્વત્ર વ્યાપક અનંત અપાર નિરૂપાધિક સત્ ચિદેકરસ આનંદઘન ત્રિગુણાતીત પરમાત્મ તત્વ જે અવશેષ રહે છે, તેજ હું પોતે સ્વયંસિદ્ધ શાંત સત્ સુખરૂપ જ્ઞાનામૃત પરમ શિવ પરમેશ્વર પરબ્રહ્મ સ્વતઃ સિદ્ધ પૂર્ણ છું, એમ સમજાતાં, અથવા તો હું એવું અન્ય કશું છેજ નહીં, હું તું તે આ વગેરે પરમાત્મા સદ્ગુરૂ શ્રી હરિ પોતેજ છે, **अहमात्मा गुडाकेश सर्व भूताशय स्थित: ॥** એ રીતે સમજાતાં અનુભવ થાય છે. પછી મનની વૃત્તિ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સર્વત્ર પોતે પરમાત્મા, પરમેશ્વર, પરબ્રહ્મ. શ્રી હરિગુરૂજ છે: બીજો કે બીજું કોઇ કે કાંઈજ નથી, એમ જોઇ તે વૃત્તિરૂપકીર્ણ પોતાનાં સ્વરૂપમાં સમાઈ જાય છે; તે પતિવ્રતા સાધ્વિ ગોપીરૂપ વૃત્તિ શ્રીકૃષ્ણરૂપ **હરિમાં હરાઇ જાય છે. बलं** બસ. આટલુંજ ખરૂં કર્તવ્ય મનુષ્ય જન્મનું હોવાથી એ દેહની ઉત્તમતા કહી છે. એથીજ એને મોક્ષનું દ્વાર–દરવાજો કહ્યો છે. ચુકયા તો બાજી હાથથી ગઇ; પછી પસ્તાવો વ્યર્થ છે. એમ સમજી ચેતી જઈ જાગ્રત ઉઠો. હે બહાદુર વીરલાઓ, બંધુઓ, મહાશયો, શ્રેષ્ઠો (શેઠ લોકો,) સંત સાધુવેશે વિચરતા પૂજ્ય પુરૂષવરો, કૃપા કરી સાવધ થાવ, જાગ્રત થઇ જાવ, અવિદ્યાજન્ય મોહનિદ્રા ત્યાગી સ્વરૂપે ( પ્રભુમાં ) સ્થિતી કરી શાશ્વતિ શાંતિનો અનુભવ કરી તત્સત્‌રૂપે થઇ રહો.

ગમે તેવા કાદવમાં, ઊંડાં પાણીમાં, દરીઆનાં તળીયામાં, કે બીજી નઠારી મનાતી જગામાં મહા મૂલ્યવાળાં રત્ન, હીરો, મોતી, માણિક્ય, મણિ, પડયાં હોય તે જોઇને કોઈ જિજ્ઞાસુ મનુષ્ય એમ નથી વિચારતો કે, એને હું નહીં લઈ લઉં. કેમકે લેવા જતાં હાથ ખરડાય, અગર ડુબી જવાય તેથી નદીમાં હાથ ઘાલી નહીં લેઈશ. પણ ખરા વીર સુજ્ઞજન તો કાદવમાંથી લઇ લેશે, પછી હાથ ધોવાને પાણી બહુ પડયું છે. દરીઆને તળીએથી લાવવાને પણ ખરા વીર તો શિરને સાટે ત્યાં જઈ પડી ઝીંપલાવી દઇ, તે મોતી વગેરે લઈ ઉપર આવેજ છે. તેમ, રાજસી તામસી વગેરે પ્રકૃતિને વશ પડેલાં જેની જેવી બુદ્ધિ તેવી દ્રષ્ટિ હોવાથી કોઇએ એવી શંકા કરવાનું કારણ નથી, કે લેખકમાં શું એટલું બધું છે કે આ બધું કહી રહ્યો છે, હમે તેને જોયો છે, અરે કાલે છોકરામાં રમતો દોડતો હતો. અરે નોકરી કરતો હતો, અરે છોકરાં પરણાવતો હતો, અરે બાગમાં ફરતો હતો, વગેરે. પણ તેનું તમારે કામ શું છે, લેખક સાથે સંબંધ શું છે. લેખક તો એક ફોનોગ્રાફ યંત્ર માનો, કાદવ માનો, કે પાણી માનો, એમાં તો કશું નથીજ, તમે નવું શું કહ્યું ! પણ એતો તે દિવ્ય દેવવાણી–તે પ્રભુની વેદમયી વાણી તે સમર્થ ભગવત્ સ્વરૂપ સત્પુરૂષના મુખદ્વારા નિકળી ફોનામાં આવી તેવી તે યંત્ર ગાઈ, તે વાણીરૂપ હીરા મોતી માણિક્ય મણિ એ કાદવમાં આવી પડયાં, તમારે શ્રીમાન્ થવુંજ હોય તો વિચાર ન કરતાં ટપાટપ ઉપાડી લઇ તેતે રત્ન તમારૂં કરી લો. દોષ જોયા કરવાના સ્વભાવવાળાજ હોઇને શ્રદ્ધા નહીં હોય તો છેડતાંજ નહીં, આંખ મીચીને તમારા ભવાટવિનાં કંટક વનમાં ચાલ્યાજ-વહ્યાજ જજો. તમારા જેવા ક્ષુદ્રને માટે આ અખૂટ રત્નભંડાર છેજ નહીં. અરે હે ભાઇઓ ! **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः ॥** પાપકર્મનો ક્ષય થઈ ગયા શિવાય જ્ઞાન થતું નથી. પાપકર્મનો ક્ષય થયેથી જ્ઞાન થાય છે. તે વેદની શ્રુતિ માતા કહે છે તે રીતે તમારાં પાપ તમને ઉંધે માર્ગે તાણી જાય તો બીજાને દોષ દેવો વ્યર્થ છે. પરંતુ શ્રદ્ધાવાન પ્રેમી નિષ્પાપ સુજ્ઞજનોનેજ ખાસ વિજ્ઞપ્તિ છે કે, આ મહત્પ્રસાદરૂપ ગ્રંથમાંથી તૃપ્તિ થતાં સુધી ખૂબ આરોગી ( વાંચી વિચારી અધ્યયન કરી ) અમૃતના ઓરકાડ ખાવ–ઉદ્દગાર કાઢો અને પરમ ધામ–સુખસ્વરૂપે સ્થિતિ કરી રહો, એજ અંતિમ વક્તવ્ય, એજ અંતિમ સપ્રેમ વિજ્ઞપ્તિ છે.

**આ ભવાટવિ પ્રવાસમાં પુરૂષનું કર્તવ્ય શું છે, તે ટૂંકમાં કહેવાય છે.**

**अत्राहारार्थं कर्मकुर्यादनिन्द्यं, कुर्यादाहारः प्राणसंधारणार्थं ॥ प्राणाः सन्धार्यास्तत्व जिज्ञासनार्थं, तत्वं जिज्ञास्यं येन भूयो न जातिः ॥**

**ભાવાર્થઃ**—અત્રે દેહાદિના નિર્વાહ માટે અનિંદ્ય કર્મ કરવાં; આહાર શા માટે કરવો ? પ્રાણ ધારણ કરી રાખવા માટે. પ્રાણ શા માટે ધારણ કરી રાખવા ? તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે. તે શા માટે ? તેજ ખરૂં કર્તવ્ય છે. તત્વજ્ઞાન થયેથીજ પુનઃદેહ (જન્મ) થતો નથી. (પુનરાવૃત્તિ રહિત મુક્ત થવાય છે.) **ज्ञानादेवहिमुक्ति स्यात् नान्यथा विर वंद्रिनी ॥ ( श्रुति )**

ચિન્મણિ, ચિંતામણિ, સ્પર્શમણિ (પારસ), સ્ફટિકમણિ, પ્રવાળ, રૂદ્રાક્ષ, તુલસીકાષ્ટમણિ, ભૂગર્ભમણિ, અગ્નિશમનમણિ, સુધારસ દ્રાવકમણિ, ચંદ્રકાન્તમણિ, સૂર્યકાન્તમણિ, અદ્રશ્યત્વપ્રદમણિ, ગુપ્તવિદ્યામણિ, હીરા, માણિક્ય, ગજમુક્તા, મહામુક્તા, પોખરાજ, નવગ્રહ રત્નો, વગેરેનો અનંત અપાર ભવ્ય અત્યૂર્ધ્વ પર્યંત પોંચેલો મહારમ્ય પર્વત જે અપરોક્ષ છતાં દૃષ્ટિ દોષને લીધે અતિ દૂરવત્ ગુપ્ત આ વિશ્વસ્થજનોથી કહેવામાં અને માનવામાં આવે છે, તે ચિદાકાશગત પ્રદેશમાં, રાજાઓના રાજા સમર્થ શૂરવીર, ભવાટવિમાં જણાતા સિંહ વ્યાઘ્ર વ્યાલ વગેરે હિંસક પ્રાણીઓ ઉપર વિજય મેળવી દૈવી સંપત્તિવાળા અધિકારી જિજ્ઞાસુજનોનું રક્ષણ કરતા હુવા પ્રવાસ કરી રહેલા હોય છે. તેવા મહારાજા * પોતાની પાસે ગુપ્ત રાખેલાં અક્ષયપાત્રમાં× ( તે મણિમય દિવ્ય પર્વતમાંથી મણિઓ ) ભરી લઇ + સાચા જિજ્ઞાસુઓરૂપ ઝવેરીઓને અતિ ઉદારતાથી આપતા જઇ તેમને મહા સમર્થ ધનાઢ્ય બનાવતા ચાલ્યા જાય છે, છતાં તે પાત્ર તો ભરેલું ને ભરેલુંજ રહે છે. અનેક વ્યક્તિ આગળ અનેકવાર ખાલી કરતાજ રહે છે છતાં ખુટતું નથી; એટલુંજ નહિં પણ જે પુણ્યપુંજ સત્સંસ્કારીજનોને તે મળે છે તેઓ

---

* મહાત્મા—સંત—જીવન્મુક્ત પરોપકાર પરાયણ સદ્‌ગુરૂ મહેશ્વર સ્વરૂપાભિન્ન સમર્થ મહાપુરૂષો.

× શુદ્ધ સાત્વિક અદ્‌ભુત અવર્ણનીય જ્ઞાનસંપન્ન સૂક્ષ્મબુદ્ધિ.

+ આચમન માત્ર જેટલું સમુદ્રનું જળ હાથેલીમાં લઇ આખા તે સમુદ્રનું પાન મહામુનિ અગસ્ત્યે કીધેલું કહેવાય છે તદ્ધત્.

પાસે પણ તેજ રીતે અખૂટ-અક્ષય રહે છે. શા માટે એમ ? તે એવા પ્રકારનુંજ **અક્ષયપાત્ર** છે તેથી નિરંતર પૂર્ણ રહે છે. એવા પ્રૌઢ પ્રતાપી મહારાજાશ્રીના પ્રસાદરૂપ તેમના અક્ષય પાત્રમાંથી મળેલું ઝવેરાતરૂપ મહા-દ્રવ્ય,÷ હે પ્રીય સુજ્ઞ અધિકારી ધીર વિર બંધુઓ ! અધીરા થઇને પણ ત્વરાથી તમો લુટી લઈ તમારૂં કરી લેશો ? લેખક માટે ચિંતા નહીં કરતાં તમો પોતે તો સમર્થ ધનપતિ બન્યા રહેવા પુરૂષાર્થપૂર્વક તીવ્ર ઇચ્છા પ્રકટાવી પ્રવૃતિ કરશો ? સલાહ લેવાનું કે કોઇને પુછવા જવાનું અને શંકા કરવાનું સાહસ કરશોજ નહિ. ઉત્કટ ઇચ્છા પ્રકટીજ હોય તો તે ભવપાર કરનારી દૈવીક્ષણ વીતી જવા નહીંજ દેશો. ઉઠો, જાગો, કટિબદ્ધ થાવ, મનબુદ્ધિથી દ્રઢ નિશ્ચય કરી દઈ સતત પ્રયત્ન* કરી પરમતત્વમાં યોગી ( અભેદત્વે એકી ભાવવાળા ) બની સતત સંતુષ્ટ બન્યા રહો.

---

### દોહરા.

હું એવું કંઈ છે નહીં, જે કંઇ છે તે તેજ;
તેજ દિસે હૂં રૂપથી, સઘળે એનું એજ. ॥૧॥
ભિન્નાસ્તિત્વ નથી કશૂં, વિચારથી સમજાય;
દ્રષ્ટા સાક્ષી પદ વિશે, સ્થિત રહેતાં સુખ થાય. ॥૨॥
હરિગુરૂ સિદ્ધ સ્વયં ભર્યો, સર્વ રૂપ સર્વેશ;
સમજી સમતાં શાંતિ છે, સુખમય તે નિજ દેશ. ॥૩॥
શા માટે સ્ફુરવા હવે, સંકલ્પો મન માંહ્ય;
અમનપણું મન પામતાં, રહ્યું ન કંઇ પણ આહ્ય. ॥૪॥
ત્યાગ ગ્રહણની કલ્પના, સઘળી મનની તાણ;
સ્વયંપદે સમતાં પછી, માણિક્ય છે નિર્વાણ. ॥૫॥

---

### તોટકછંદ.

હરિઓમ્ હરિઓમ્ કહો સુજ્ઞ સદ્દ, મન પ્રોઇ હરી ગુરૂમાંજ બદ્ધ;
ભુલિ જાવ જુદું હું મમત્વ વિરા ! નિજ આતમપદે ઠરિ જાવ ધિરા !
નથી દેહ જગત્ કશું દ્રશ્ય ખરૂં, સુવિચારથી દેખશો કલ્પતરૂ;
મુળ સવ તારું શિવ તેજ તું છે, પછિ માણિક્ય તે વળી અન્ય શું છે?

---

÷ આ ગ્રંથમાં સમાઇ રહેલું શુદ્ધ જ્ઞાનમય તત્વ.

* ચિત્તૈકાગ્રતા સિદ્ધ કરવાનુ યુક્તિ પ્રયુક્તિપૂર્વક યત્ન.

નથિ સત્ય ચિદાનંદથી કશું ભિન્ન, નહિં થાતો કદી મનમાં કઇ ખિન્ન;
દિસે નામ રૂપાદિ વિશેષ મૃષા, નહિ તૃપ્ત થશે તવ મોહ તૃષા;
મૃગવારિ નથી ખરૂં વારિ જુવો, ભય ભ્રાંતિ વિચાર કરીજ ખુવો;
હરિરેવ જગત્ જગદેવ હરિ, કહે ભકત માણિકય એ વાત ખરી.

**(દોહરો)**—ભકતરાજ માણિકય જે, કહે છે વેદ વચંન;
હરિગુરૂ સંત પ્રસાદને, ખાતા ખેલો વંન.

## સદ્‌ગુરૂ પરમાત્માની અંતિમ સ્તુતિ. દોહરા.

હું નહિં, હું નહિં, હું નથી, હું રૂપે છો આપ;
તું, તે, આ, સૌ દ્રશ્ય પણ, હરિગુરૂ છો માબાપ. ॥૧॥
હું પેહેલાંના હું રૂપે, આપ પ્રભો! સદ્રૂપ;
ચિદાનંદઘન શાન્ત છો, બ્રહ્માત્મૈકય અનૂપ. ॥૨॥
હંસઃ સોહં શબ્દથી, હું તે, તે હું લક્ષ;
વેદશાસ્ત્ર સિદ્ધાંતને, સમજે સુરમુનિ દક્ષ. ॥૩॥
જ્ઞાની ધ્યાની ભકતનાં, વંદું ચરણ સરોજ;
હરિગુરૂમય હું થઇ રહો, લેતો નિજપદ મોજ. ॥૪॥
જ્ઞાનસૂર્યનો ઉદય તો, બન્યો રહ્યો સર્વત્ર;
અસ્ત રહિત તે દેવને, પુષ્પમાળ સહ પત્ર. ॥૫॥

## સૂત્રગીતી.

સદ્‌ગુરૂ દત્ત પ્રસાદે, પ્રીતિ ઉપજે હદી સઊ જનને;
માણિક્ય **તૃપ્ત થજો**, ઓ, હરિગુરૂ સંતો, કહો મુકી મનને.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ॥
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शांतिः शान्तिः शांतिः ॥ शान्तिरस्तु ॥
लोकाः समस्ताः सुखिनो भवन्तु ॥
तथास्तु ॥ हरिः ॐ तत्सत् ॥



